# 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો'
## ઉપોદ્‌ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપટેંબર સન ૧૮૭૭ને રોજ વીલ કર્યું છે તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦માં રૂ. ૨૦૦૦ સોસાઇટીને મળ્યા; એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત પુસ્તક પ્રસારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪માં રૂ. ૧૮૦૦૦ ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂા. ૨૦૦૦૦ ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તક "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

૧ કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.
૨ માને શિખામણ.
૩ નીતિમંદિર.
૪ બાળલગ્નથી થતી હાનિ.
૫ પૂનર્વિવાહ પક્ષની પૂરી સોળેસોળ આના કૃતજ્ઞતા.
૬ ભોજન વ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર
૭ ધાર્મિક પુરૂષો.
૮ વિવાહતત્વસિંધુ
૯ બેન્જામિન ફ્રાંકલિન.
૧૦ બોધક ચરિત
૧૧ સદ્વર્તન.
૧૨ રઘુવંશ.
૧૩ જમશેદજી નસરવાનજીનુ જીવનચરિત્ર
૧૪ ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો (પ્રાચીન ઇતિહાસ)
૧૫ ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો (અર્વાચીન ઇતિહાસ.)
૧૬ નીતિ સિદ્ધાંત.
૧૭ ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર.

---

# અનુક્રમણિકા.



# ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના.



સારાં ગુજરાતી પુસ્તકોનો સંગ્રહ વધારી ગુજરાતી ભાષાની ઉન્નતિ કરવાનો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો સ્તુતિપાત્ર ઉદ્દેશ સાક્ષરમંડળને તેમજ સામાન્ય વર્ગને પણ વિદિત છે. ઈન્ગલેન્ડના પ્રખ્યાત તત્વજ્ઞાની અને સાક્ષર શિરોમણી લૉર્ડ બેકનનુ જીવનચરિત્ર કોઇ અમુક એકજ ગ્રંથકારને વળગી નહિ રહેતા જુદા જુદા પુસ્તકોના આધારે રચવાનુ કામ મને આ સોસાઇટી તરફથી સને ૧૮૯૭ના માર્ચ મહિનામા સોપવામા આવ્યું હતુ પ્રથમ આ પુસ્તક લખવાનુ બીજા વિદ્વાન ગ્રહસ્થે માથે લીધુ હતુ પણ તેના અકાળ મૃત્યુથી આ કામ પાર પડયુ નહોતું અભ્યાસમાં રોકાયલો હોવાથી મને આ પુસ્તક લખતી વખતે જોઇએ તેટલો અવકાશ નહોતો, તોપણ તેના પાઠ્ઠ હમેશા નિયમિત મહેનત લઇ મે તેને ગયા સાલના માર્ચ મહિનામા સોસાઈટીને સ્વાધીન કર્યું હતુ માર્ચ પછીના વખતમા મને પૂરતી અનુકૂળતા નહિ હોવાથી આ ગ્રંથને પ્રસિદ્ધિમા આવતાં આટલી ઢીલ થઇ છે

બેકન જેવા જગવિખ્યાત પુરૂષના જીવનચરિત્રની ગુજરાતી ભાષામા કેટલી આવશ્યકતા હતી તે વિદ્વત્ વર્ગ તો જાણે છેજ અને બીજા સામાન્ય માણસોની પણ એ વિષે આ ગ્રંથ વાચવાથી ખાતરી થશે એમ હુ માનુ છુ તોપણ પુસ્તકના પહેલાજ પાનામા 'બેકનનું જીવનચરિત્ર અત્યત દુ:ખદાયક છે' એ વાક્ય વાચીને સામાન્ય વર્ગ પૈકી વાચનારના મનમા જે પ્રશ્ન પ્રથમ ઉપસ્થિત થશે તે એ છે કે જો એ જીવનચરિત્ર દુ ખદાયક છે તો પછી તેને પ્રસિધ્ધિમા લાવવાનુ વિશેષ કારણ શુ હશે ? આના જવાબમાં એટલુંજ કહેવાનુ છે કે બેકનની કીર્તિનો આધાર તેની ખાનગી વર્તણુક ઉપર નથી, પણ તેના લખાણુ ઊપર છે, અને જેના લીધે તેના તરફ આપણુ મન આટલુ બધુ આકર્ષાય છે અને જેના લીધે તેનુ જીવનચરિત

લખવાને ઈંગ્લેન્ડ તથા બીજા દેશોના પરાક્રમી પુરૂષોએ પોતાનો અમૂલ્ય વખત રોક્યો છે તે તેની વ્યાવહારિક આસચલગત નથી પણ તેના ગ્રંથો છે. જે બાબતમાં આપણે એનું અનુકરણ કરવું અવશ્યનું છે તે શાસ્ત્રીય શોધ કરવામાં તેનો અડગ ઉત્સાહ છે અને તેથી આવા પ્રસંગે આપણે એની ખાનગી જીંદગીની હકિકત ઘડીભર બાજૂએ મૂકવી જોઇએ આ ઉદ્દેશ લક્ષમા રાખી આ પુસ્તકને તેના બે ભાગ કરી વાચવુ અવશ્યનું છે. પહેલાં સાત પ્રકરણમાં એની જીંદગીની ખાનગી તેમજ જાહેર હકિકત—એની નિસ્તેજ બાજૂ અને આઠમા પ્રકરણથી તે અંત સુધી એના ગ્રંથો—એની કીર્ત્તિ—એની સતેજ બાજૂ દર્શાવવામાં આવી છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી પાછલા ભાગમાં જે માણસના ગ્રંથો અને વિચારો વિષે વિવેચન કરવામાં આવ્યુ છે તે અને પહેલા ભાગમા જેની ખાનગી જીંદગીનો હેવાલ આપવામાં આવ્યો છે તે બે જાણે જુદા માણસો હોય—ઈસેક્ષનો મિત્ર બેકન તે શાસ્ત્રીય પદ્ધતિમાં સુધારો કરનાર બેકન હોયજ નહિ—એવો વિચાર સ્વાભાવિક રીતે વાચનારના મનમાં આવશે અને ખરૂં જોતાં તો જો તે આ પ્રમાણે ઉપસ્થિત થયેલા વિચાર-ક્રમને ઘડીભર ખરો છે એમ માનશે તોજ તે એના અપૂર્વ ગ્રંથોની તથા એના શુધ્ધ વિચારોની ખરી બૂજ કરી શકશે.

આ પુસ્તક તૈયાર કરવામાં મે નીચેના ગ્રંથોમાંથી હકિકત મેળવી છે. (૧) ચર્ચ કૃત બેકનનુ જીવનચરિત્ર (અંગ્રેજી સાક્ષરમંડળ ગ્રંથમાળા), (૨) બેકનની જીંદગી તેમજ તેના ગ્રંથો ઉપર મિ. ફાઉલરના વિચાર (અંગ્રેજી તત્વવેત્તા ગ્રંથમાળા) (૩) લૉર્ડ મેકોલેના નિબંધો, (૪) બેકનના નિબંધો ઉપર એબટનો ઉપોદ્ઘાત, (૫) નિકોલ કૃત બેકન, (૬) બેકનના ગ્રંથોની મિ. સ્પેડીંગની આવૃત્તિ (૭) એડવાન્સમેન્ટ ઓફ લર્નીંગ અને (૮) ડીઓગમેન્ટીસ પરન્તુ મારે કબૂલ

(1) Life of Lord Bacon by Church (English men of Letters Series), (2) Fowler on Bacon (Philosophers Series), (3) Lord Macaulay's Essays, (4) Abbot's introduction to Bacon's Essays, (5) Nichol's Bacon, (6) Life and works of Bacon edited by Mr Spedding, (7) Advancement of learning, (8) D. Augmentis.

કરવું જોઇએ કે ઉપર બતાવેલાં આઠ પુસ્તકોનો મેં એક સરખી રીતે ઉપયોગ કર્યો નથી. પહેલાં સાત પ્રકરણમાં જે હકિકત આપવામાં આવી છે તેમાં મેં ઘણા ભાગે પહેલા ત્રણ ગ્રંથોનો અને મુખ્યત્વે કરીને પહેલાનો ઘણો ઉપયોગ કર્યો છે. બીજા ભાગમાં મેં બાકીના પાંચ ગ્રંથોનો અને તેમાં ઘણા ભાગે બીજા અને ચોથાનો ઉપયોગ કર્યો છે. આ પ્રમાણે આખું પુસ્તક તૈયાર કરવામાં વિવિધ લેખકોના ગ્રંથોનો ઉપયોગ કરેલો હોવાથી મેં અમુક પુસ્તકનુંજ ભાષાન્તર કર્યું છે એમ નથી તોપણ આટલું તો મારે કહેવું જોઇએ કે ઉપરનાં પુસ્તકો વાંચતાં જ્યાં જ્યાં મારા મનમાં એમ આવ્યું કે બેકનના જીવનચરિત્રના અમુક ભાગમાં અને મુખ્યત્વે કરીને પહેલાં પાંચ છ પ્રકરણમાં જુદા જુદા લેખકોના વિચારોમાં ઘણો તફાવત નથી ત્યાં હું ચર્ચકૃત બેકનના જીવનચરિત્રને વિશેષ વળગી રહ્યો છું અને એ પુસ્તકમાં ન મળી આવે એવી જે હકિકત મને બીજાં પુસ્તકોમાંથી મળી આવી છે તે મેં જે તે ઠેકાણે દાખલ કરી છે. પુસ્તકના જે ભાગમા મેં ચર્ચ અને ફાઉલર ઉપર વિશેષ વિશ્વાસ રાખ્યો છે ત્યાં મેં ઘણા ઠેકાણે એ ગ્રંથોનું જો કે અક્ષરશઃ નહિ, પણ છૂટથી ભાષાન્તર કર્યું છે. બેકનની જીંદગીના હેવાલનાં એટલે આ પુસ્તકના પહેલા ભાગનાં પ્રકરણ પાડતા ઘણા ભાગે હું ચર્ચના ક્રમનેજ અનુસરીને ચાલ્યો છું અને બીજા ભાગનાં પ્રકરણોના ક્રમમાં પુસ્તકરચનાને યોગ્ય લાગે એવો ફેરફાર કરવામાં આવ્યો છે કોઇ પુસ્તકમા અમુક હકિકત અમુક પ્રકરણમાં આપેલી હોય તેને જો આ પુસ્તકના બીજા કોઈ પ્રકરણમા દાખલ કરવાનુ યોગ્ય જણાયું હશે તો તે પ્રમાણે કરવામાં આવ્યું છે. આ ગ્રંથ તૈયાર કરતાં મેં જે જે પુસ્તકો જોયા છે તેમાં મારે જાહેર કરવુ જોઇએ કે આઠમું પ્રકરણ તૈયાર કરવામાં વડોદરા પાઠશાળાના નીતિશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રના તેમજ કાયદાના અધ્યાપક મનુભાઇ નંદશંકર મેહેતા એમ, એ, એલ, એલ, બી. (જેમના હાથ તળે મેં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો) તેમણે બેકનના એડવાન્સમેન્ટ ઉપર ઉપોદ્ઘાતના રૂપમાં જે વખતે હુ બી. એ. કલાસમાં હતો તે વખતે જે લખાવ્યુ હતું તેનો મેં તે સાહેબની પરવાનગી મેળવીને ઉપયોગ કર્યો છે, અને આ પ્રમાણે તેમણે મને જે પરવાનગી આપી છે તે માટે હું તેમનો ઘણોજ આભારી થયો છું. તેમણે લખાવેલી ઘણી ખરી હકિકતનું ભાષાન્તર કરી મે તેના છેડે બીજી થોડી હકિકત બીજાં પુસ્તકોમાંથી ઉમેરી છે.

બેકનનુ એડવાન્સમેન્ટ ઑફ લર્નીંગ ( Advancement of Learning ) મુંબઇ યુનીવરસીટીની જુદી જુદી પાઠશાળાઓમાં બી એ. કલાસમાં ચાલતું પુસ્તક છે અને અંગ્રેજી સાક્ષરમંડળમાં બેકન ઘણાભાગે શ્રેષ્ટ મનાય છે તેની સાબિતી એ છે કે આજ તેના પુસ્તકને લગભગ ત્રણસે વર્ષ થવા આવ્યાં તોપણ તે પોતાની ઊત્તમતા સાચવી રહ્યુ છે અને બી એ. જેવા ઊચા ધોરણ માટે યુનીવરસીટીએ એજ પુસ્તકને પસંદ કર્યું છે એટલુંજ નહિ પણ આજ કેટલાંક વર્ષ થયાં જ્યારે બીજાં બધાં ધોરણોમા વર્ષે બે વર્ષે પુસ્તકો બદલાય છે ત્યારે બી એ. કલાસ માટે એનું એજ પુસ્તક કાયમ રાખવામા આવ્યુ છે. આ પ્રમાણે થવાનાં કારણો મારા ધારવા પ્રમાણે બે હોવા જોઇએ—( ૧ ) એ પુસ્તકની ભાષાની ઊત્તમતા અને ( ૨ ) તેમાં વિવિધ વિષયો ઊપર બેકને કરેલુ વિવેચન. જો આ પુસ્તકનું મહત્વ આટલુ બધું હોય તો પછી તેનો બનાવનાર કોણ હશે, તેની વ્યાવહારિક જીંદગી કેવી હશે, સાક્ષરમંડળમાં તે કેવુ માન ધરાવતો હશે, ગ્રંથકાર તરીકે તેની શક્તિ કેટલી હશે, વિગેરે બાબતો વિષે માહિતી મેળવવાનો વિચાર એ પુસ્તક વાચનારના મનમાં આવ્યા વગર રહે નહિ તેથી કરીને બેકનનુ એડવાન્સમેન્ટ વાંચનારનો ઘણો ભાગ તેનુ જીવનચરિત્ર પણ વાચે છે, પણ તેઓ ઘણાભાગે મૂળ અંગ્રેજી પુસ્તકોનો સહેલાઇથી ઉપયોગ કરી શકે છે તેથી તેઓ આ પુસ્તકને વખતે બહુ ઉપયોગી ગણશે નહિ, પણ આટલું તો મારે કહેવું જોઇએ કે બેકનના ગ્રંથો તેમજ તેની જીંદગીના મુખ્ય સવાલો ઉપર જુદા જુદા લેખકોએ જે વિવિધ અભિપ્રાયો દર્શાવ્યા છે તે બધાને એકત્ર કરીને યોગ્ય ઠેકાણે આ પુસ્તકમાં દાખલ કરવામા આવ્યા છે, તેથી જે ઊદ્દેશથી તેઓ બેકનના સબંધમા અંગ્રેજી પુસ્તકો વાચે છે તેજ ઉદ્દેશથી જો તેઓ આ પુસ્તક વાચશે તો તેઓને કામ પુરતી હકિકત એક ઠેકાણે ભેગી કરેલી મળી આવવાથી તેઓનો ઘણો વખત બચશે અને એમ કરતાં જો તેઓને એમ માલમ પડશે કે આ પુસ્તક વાંચવાથી તેઓને યોગ્ય લાભ મળે છે તો મારો શ્રમ સફળ થયો સમજીને કૃતાર્થ થયો એમ હું માનીશ.

જુના જુના અંગ્રેજી પુસ્તકોના આધારે આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું હોવાથી જો કોઈ ઠેકાણે કાંઈ હકિકત મારી નજર બહાર રહી ગઈ હોય તો તે માટે હું વિદ્વત્‌ વર્ગની ક્ષમા ઇચ્છું છું

**મુ. વડોદરા.**
તા.-૩૦-૧-૯૯

**મો. છો. દેસાઇ.**

---

# ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### બાલ્યાવસ્થા અને જુવાનીના દિવસો.

ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર લેખકને તેમજ વાંચનારને બન્નેને દુઃખદાયક થઇ પડે એવું છે જગત્કર્ત્તાએ જે ઉત્કૃષ્ટ ગુણોની એને બક્ષીસ કરી હતી તેવી ભાગ્યેજ બીજા કોઇને કરી હશે ગમે તેમ કરીને મનુષ્ય જાતની સ્થિતિ સુધારવી, તેને ઉપદેશ કરવો, તેની સત્તામા વધારો કરવો, અને ભવિષ્યને માટે સુખસાધનોનો અખૂટ ભંડાર મૂકી જવો એ તેની જીંદગીનો મુખ્ય ઉદ્દેશ હતો—તેનું રોજનું કર્તવ્ય હતું. એ જીવનચરિત્ર એવા માણસનું છે કે જે રાજ્ય અને ન્યાયશાસ્ત્રના ઉદ્દેશ અને રચના વિષે ઉમદા વિચાર ધરાવતો હતો, અને જેના મત પ્રમાણે સાર્વજનિક સત્તાનુ પ્રમાણ સાર્વજનિક કલ્યાણ હતું. એ જીવનચરિત્ર એવા માણસનુ છે કે જે પ્રાકૃતિક સંપત્તિ અને દ્રવ્ય જે આ દુનિઆમાં સઘળા માણસોને પોતાની ધારેલી મુરાદ પાર પાડવાને સાધનભૂત છે તે મેળવવામાં મહા મહેનતે ફતેહમંદ નીવડ્યો હતો, જુદી જુદી કળાઓનું શોધન કરનારાઓના પ્રયાસ, આકાંક્ષા અને જુસ્સાનુ અનુકરણ કરીને કુદરતને તાબે કરવાને અને મનુષ્ય જાતની સેવા બજાવવાને જ્ઞાન સંપાદન કરવુ એ તેના જીવન પર્યન્ત તેની મોટામા મોટી અને હમેશની અભિલાષા હતી તે સારૂ માન મેળવીને મોટી પદવીએ પહોચ્યો હતો પણ એ માન અને પદવી મહાન પુરૂપ તરીકે એની ખ્યાતિ કરનામા માત્ર બાહ્ય આભૂષણ જેવા હતાં એના જેવી ગૌરવવાળી અને ભવ્ય જીંદગી ભાગ્યેજ બીજા માણસે ગાળી હશે, અને એ માણસ આ દુનિઆના પરાક્રમી

પુરૂષોમાંથી ચુંટીકાઢેલા થોડા વીર પુરૂષોમાંનો એક છે આવું છતા પણ એની જીંદગી ફક્ત સુખી ન હોતી એટલુંજ નહિ પણ તે લાચારી ભરેલી હતી સાધારણ રીતે આપણે એવી આશા રાખીશુ કે આટલી બધી ખ્યાતિ પામેલા પુરૂષની વર્તણુક પણ તેની કીર્તિના પ્રમાણમા અસરકારક અને ઉમદા હશે, પણ એમાનુ કઇ જોવામા આવતુ નથી શા હેતુથી પરમેશ્વરે એને પેદા કર્યા હશે તે એ બરોબર સમજતો હતો અને એ હેતુ પાર પાડવામાં તે ખંતથી મન્યો રહેતો હતો આટનુ જાણ્યા છતા, અને માણસની યોગ્યતા, શક્તિ ગૌરવ, નબળાઇ અને પાપ વિષે પૂરી માહિતી મેળવ્યા છતા પણ તેણે પોતાના જ્ઞાનનો ખરો ઉપયોગ કર્યો હોય એમ દેખાતુ નથી તે **બકીંગહામ** જેવા માણસને વળગી રહ્યો હતો અને તેણે **જેમ્સ** પહેલા જેવા રાજાની અવ્યવસ્થિત અને ધિક્કારપાત્ર રાજ્ય હુકમતમા પોતાની જાતને વેચી હતી **ઇસેક્ષ** **બેકન**ને સારીપેઠે ચાહતો હતો અને તેણે એના ઉપર મોટા ઉપકારો કર્યા હતા તેમ છતા જ્યારે **ઇસેક્ષ** રાજ્યદ્રોહી નીવડયો અને એના ઉપર આફત આવી ત્યારે **બેકન** પોતાના મિત્રના સઘળા ઉપકારો ભૂલી ગયો અને તેને મારી નખાવવામા મુખ્ય ભાગ લેવા તત્પર થયો પોતાના નામને એબ લગાડે એવી પદ્ધતિને તે બિલકુલ આંચકો ખાધા વગર જાણી બુજીને વળગી રહ્યો અને એમા શુ ખોટુ છે, તે જાણવાની દરકાર પણ તેણે કરી નહિ, ઉલટુ તે ખોટાને સારૂ છે એમ માની લેતો અને તેથી આખરે તે પોતાની ભૂલનો સૌથી પહેલો અને મોટામાં મોટો ભોગ થઇ પડયો

**બેકન**ના વિષે ઘણા લેખકોએ સખત ટીકાઓ કરેલી છે, પણ જ્યારે મી **સ્પેડીંગ** જેવો હિમાયતી તેનો બચાવ કરે છે ત્યારે પ્રથમ દર્શનિક આપ ણને એમ લાગે છે કે એમા કઇ સત્યતા હશે મી **સ્પેડીંગે** પોતાની જીદગીનો ઘણોખરો ભાગ આજ કામમા રોકેલો હતો, અને જ્યારે શુધ્ધ ભાવથી એની પોતાની ખાતરી થઇ કે **બેકન** એક સ્તુતિપાત્ર અને માન આપવા લાયક પુરૂષ છે ત્યારે તેણે પોતાના બુધ્ધિબળથી બીજાઓની પણ એવીજ ખાતરી કરી આપવામા ઘણો શ્રમ લીધો છે, પણ તે વ્યર્થ છે. તેની જીદગીની ખરી હકિકત અને તેના શબ્દો અને કાગળો સામે તકરાર કરવી ફોગટ છે એની મોટાઇ, એની તિક્ષણ બુધ્ધિ, એના ગભીર વિચારો, સત્ય શોધવા પાછળ

એનો ઉત્સાહ,મનુષ્ય જાતને ઉપયોગી થઇ પડવાની એની ઇચ્છા,એની સભ્યતા, સહનશીલતા, મળતાવડો સ્વભાવ અને આનંદી ચહેરો વગેરે ગુણો માટે એને ધન્યવાદ ઘટે છે; પણ એનામાં એક મોટી નુકશાનકારક ખામી હતી. આ ખામી એ હતી કે બેકન ઘણોજ ખુશામતિયો હતો. જે પુરુષોને તે પોતાના ઉપયોગમાં લેવા ધારતો હતો તેઓ ઘણાજ વિચિત્ર, હઠીલા, સ્વમતાગ્રહી અને પથ્થર જેવા નિર્બંધ હતા. સીધી રીતે એલીઝાબેથ, સેસીલ અગર જેમ્સ જેવા માણસોની સામે થવું એ કુદરતના નિયમોની સામા થવાની બરોબર હતું. બેકનના શિક્ષણનો સર્વોત્તમ ઉપદેશ એ છે કે કુદરતને તાબે કરવાની ઇચ્છા રાખનાર પુરૂષે શરૂઆતમાં તેના નિયમોનું અવલોકન કરવું અને તેને તાબે થવું. મોટા માણુસોની મહેરબાની મેળવવામાં પણ તેણે આજ રસ્તો પકડયો હતો. જો આપણે તેઓને તાબે કરવા ઇચ્છતા હોઇએ તો શરૂઆતમાં આપણે જાતેજ તેઓના ઉદ્દેશ અને સ્વભાવ ઉપર નજર રાખીને તેઓને તાબે થવું. જ્યારે તે બીજા માણસને તાબે થતો ત્યારે પોતાના મનમા તો તે એમજ ધારતો હતો કે ઊલટો તે એને તાબે કરે છે, પણ આમ ધારવામાં તેની ભૂલ હતી. કુદરત અને મનુષ્ય એ બે તદ્દન ભિન્ન સત્તાઓ છે અને તેઓના નિયમો પણ ભિન્ન છે. માણસોને ખુશ રાખવા એજ તે પસંદ કરતો પણ તેનું અંતઃકરણ જે વ્યાજબી રસ્તો બતાવે તે પ્રમાણે તે કરતો નહિ. શુદ્ધ ભાવની જે આવશ્યકતા તે કુદરતને તાબે કરવામા અને જ્ઞાન સંપાદન કરવાના બતાવતો હતો તેની એના બીજા માણસો સાથેના વ્યવહારમા મોટી ખોટ હતી. પરિણામ એ આવ્યું કે આ ખામી અગર દુર્ગુણથી આખરે એક મહાન પુરૂષની જીંદગી રદ ગઈ.

ફ્રાન્સીસ બેકન સને ૧૫૬૦-૧ ના જાનેવારીની ૨૨ મી તારીખે લંડન શહેરમાં યોર્કહાઉસમાં ગેલીલીઓથી ત્રણ વર્ષ પહેલા જન્મ્યો હતો. જે ઘરમાં તેનો જન્મ થયો હતો તે જોકે યોર્કના મુખ્ય ધર્માધ્યક્ષનું હતુ તોપણ થોડા વખતથી તેમા રાજ્યના મુખ્ય ન્યાયાધીશો અને મુદ્રાધિકારીઓ રહેતા હતા. પાછળથી બેકન જ્યારે ન્યાયાધીશ થયો ત્યારે પણ તે આજ ઘરમાં રહેતો હતો અને તેના ઊપર આફત આવ્યા પછી એ ઘર બકીંગહામના અમીરના કબજામા ગયું હતું. બેકન એલીઝાબેથના મુદ્રાધિકારી સર નીકોલાસ બેકનનો કનિષ્ટ પુત્ર

હતો અને તેની મા જે તેના પિતાની બીજી વારની બૈરી હતી તે ઇસેક્ષ પ્રગણાના **સર એન્થોની કુક** જે પહેલા એડવર્ડ છઠ્ઠાનો શિક્ષક હતો, તેની છોકરી હતી. એની માશી **વીલીયમસેસીલ** જે પાછળથી લોર્ડ બરલે તરીકે ઓળખાયો છે તેની સાથે પરણી હતી. આ પ્રમાણે **બેકન એલીઝાબેથના** એક મોટા અધિકારીનો પુત્ર હતો એટલુંજ નહિ પણ એની માના સગપણથી તે મહારાણીના એક વજનદાર અને સમર્થ પ્રધાનનો ભાણેજ થતો હતો. **સર નીકોલાસ બેકનને** તેની પહેલી વારની સ્ત્રીથી ઘણાં છોકરાં હતાં પણ તેની બીજી વારની સ્ત્રીથી તો તેને **એન્થોની** અને **ફ્રાન્સીસ** નામના બેજ દીકરા હતા. **એન્થોની** જે બેમાં મોટા હતો તે ૧૬૦૧ માં નાની વયે મરણ પામ્યો અને જોકે તે જાતે ઉત્સાહી હતો અને પરરાજ્યના કામકાજમાં ભાગ લેતો તોપણ તેણે લાંબી ખ્યાતિ મેળવી હોય એમ જણાતું નથી. **ફ્રાન્સીસના** શરીરનું બંધારણ જોઈએ તેટલું મજબૂત નહિ હોવાથી તે જરા નરમ રહેતો તોપણ અભ્યાસ કરવા તરફ એનું ખાસ વલણ હતું, એ તેણે થોડા વખતમાં દેખાડી આપ્યું. **રૉલી** કહેછે કે **બેકનની** મા તેણીની કેળવણી, સદ્‌ગુણ અને ઈશ્વિરભક્તિ માટે પ્રખ્યાત હતી, અને એક સ્ત્રીના ગજાના પ્રમાણમાં તેણીએ ગ્રીક અને લેટીન ભાષાઓનું સારૂં જ્ઞાન મેળવેલુ હોવાથી તેણીએ પોતાના દીકરાને ભણાવવા માટે વિશેષ ઉત્તેજન આપ્યું હતુ. દેશનિકાલથયેલા માણસો **જીનીવા, સ્ટ્રાસબર્ગ** અને જ્યુરિચમાંથી જે ધર્મ લાવ્યા હતા તેના તરફ **બેકનની** માનું વલણ હતુ. આ ધર્મમાં કોઈપણ જાતની છૂટ આપવામાં આવતી નથી અને તેના અનુગામીઓની એવી સમજ છે કે **કેલવીનના** ધર્મશાસ્ત્રમાં ધર્મ સંબંધી સઘળી તકરારોનું સમાધાન કરેલું છે અને એના નિયમો પ્રમાણે ચાલવાથી મનુષ્ય જાતનાં સઘળાં દુઃખનું નિવારણ થાય છે. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે **બેકને** પોતાની બાલ્યવસ્થા દુનિયાની પ્રખ્યાત જગ્યાઓમાં ગાળી હતી, એ વખત પણ અંગ્રેજી ઇતિહાસમાં ઘણો બારીક હતો કારણ કે એવામાં ધર્મ અને રાજ્ય સંબંધી ઘણી ચર્ચાઓ અને ખટપટો ચાલતી હતી. **બેકનને** રાજ્યના મોટા સત્તાધીશોની વચમાં અને વધતા જતા નવા ધર્મના અગ્રેસરોની સમીપમાં ઉછેરવામાં આવ્યો હતો.

આ પ્રમાણે તે ઘણીવાર એલીઝાબેથની નજર તળે આવતો અને તેના પુખ્ત વિચારો અને વાતચીતની ગંભીરતા જોઇને તે બહુ ખુશ થતી અને તેને "પોતાનો નાનો ગુપ્રાધિકારી" કહીને બોલાવતી. ટુંકામાં કહીએ તો બેકન ઉગતા અને ટંટાખોર પ્યુરીટન મતના અનુગામીઓની વચમાં ઉછર્યો હતો.આ મતને અનુસરીને ચાલનારાઓ ફક્ત બાઈબલનેજ વળગી રહેતા અને રાજ્યસ્થાપિત ભક્તિના પ્રકારને કબૂલ કરતા નહિ. પણ જોકે એલીઝાબેથ પ્રસંગોપાત પ્યુરીટન મતને ટેકો આપતી હતી અને તેને અનુસરીને તેણીએ કેટલાક સુધારા વધારા કર્યા હતા તોપણ ઘણી બાબતોમાં તેણીની લાગણી જૂના મત તરફ હતી.

સને ૧૫૭૩ના એપ્રીલમાં એટલે બારવર્ષ અને ત્રણ માસની ઉમ્મરે બેકન વીટગીફ્ટની દેખરેખ નીચે કેમ્બ્રીજની ટ્રિનીટી કોલેજમાં દાખલ થયો, અને તેના મોટાભાઇ એન્થોનીના ભેગો રહ્યો. સાધારણ રીતે ઘણા લોકો એવો પ્રશ્ન કરે છે કે એ વખતના વિદ્યાર્થીઓ બાળપ્રૌઢ કહેવાતા એનું કારણ શું હશે ? એ વખતની પાઠશાળાઓનું શિક્ષણ ગમે તેવુ હતું તોપણ આટલી વાત તો નિર્વિવાદ છે કે એ કાળના વિદ્યાર્થીઓ પુખ્ત ઉમ્મરના માણસોની સોબત કરતા અને તેઓના જ્ઞાન તથા અનુભવનો લાભ લેતા હતા અગિયાર વર્ષની ઉમ્મરે ગ્રોશીયસ સ્કેલીગર અને લેડનના વિદ્વત્ વર્ગનો શિષ્ય અને સોબતી હતો, ચઉદ વર્ષની ઉમ્મરે ત્યાના રાજ્યના એલચીઓની સાથે તે હેનરી ચોથા પાસે ગયો હતો; સોળ વર્ષની ઉમ્મરે તે વકીલ થયો હતો અને એ અરસામાં તેણે મારશીયેન કેપેલા નામના અંધારામા પડી રહેલા લેખકના ગ્રંથને છાપીને પ્રસિદ્ધ કર્યો હતો. બેકન પણ ભાગ્યેજ સોળ વર્ષનો થયો હશે તે પહેલાં ગ્રેની વિસીના "પ્રાચીનકાળના માણસોની" સભામાં દાખલ થયો હતો; અને પછીથી તે સર એમીયસપોલેટ જે એલીઝાબેથ તરફથી એલચી તરીકે ફ્રાન્સમા ગયો હતો તેનાજ ઘરમાં રહ્યો હતો. આ પ્રમાણે તે ફ્રાન્સમાં બે વર્ષ સુધી રહ્યો અને ફક્ત પારીસમાંજ નહિ પણ બ્લોઈસ, ટુર્સ અને પોઈટર્સ વિગેરે શેહેરોમાં ફર્યો હતો. જો આને આપણે બાળપ્રૌઢતા ગણીએ તોપણ એને તે કાળના લોકો બાળપ્રૌઢતા કહેતા અગર માનતા એવુ જાણવાને કંઈ પણ સાધન નથી. બાળપ્રૌઢ કહેવાનું તાત્પર્ય ફક્ત એટલુજ છે કે હાલના વખત કરતાં એ કાળના

હોશિયાર વિદ્યાર્થીઓ જલદીથી મોટા માણસોના સંબંધમાં આવતા, અને ઘરડા અને જુવાન માણસો તરતજ સાથે કામ કરવા મંડી પડતા. વખતે એમ પણ બન્યુ હોય કે એ લોકોના વિચારમા હાલના કરતાં વખતની કિંમત ઘણી હોય. આ પ્રમાણે દીર્ઘાયુષ્યના કેટલાક દાખલા હોવા છતા પણ તે વખતમા જીદગીનુ પોષણ સારી રીતે નહિ થઇ શકવાથી ઉદ્યોગી માણસોમા સરેરાસ જીદગી ટુકી હતી

બેકનની બાલ્યવસ્થાના બે બનાવો નોંધવા યોગ્ય છે જ્યારે તે કેમ્બ્રીજમા ભણતો હતો ત્યારથીજ તે એરીસ્ટોટલના તત્વજ્ઞાનનો તિરસ્કાર કરવા લાગ્યો હતો. તેણે રોલીને ગોઢે કહ્યુ હતુ કે તેની સોળ વર્ષની ઉમ્મરથી તે એરીસ્ટોટલને ધિક્કારતો હતો. આ ઉપરથી આપણે એવુ અનુમાન કરવાનું નથી કે બેકન એરીસ્ટોટલને છેક માલ વગરનો ગણતો હતો તે સારી પેઠે સમજતો હતો કે એરીસ્ટોટલ પણ એક પરાક્રમી પુરૂષ હતો, પણ તેને ધિક્કારવાનુ કારણ એટલુજ હતુ કે એની શિખવવાની પદ્ધતિ બેકનને પસદ પડતી નહોતી, મી સ્પેડીગ કહે છે કે બેકનના જીવનચરિત્રમા આ બનાવ ઘણોજ ઉપયોગી છે, કારણ કે એનાથી તેની ભવિષ્યની રીતભાત તેમજ વર્તણુક ઉપર ઘણી અસર થઇ હતી આજ વખતથી તે મોટી મોટી આશાઓ રાખવા લાગ્યો, આજ વખતથી તે મનુષ્યજાત જેવા બહોળા વિષય પાછળ પોતાની મનશક્તિ અને જુસ્સો વાપરવા લાગ્યો, અને પોતાનો ફુરસદનો વખત પણ એજ કામમા ગાળવા લાગ્યો, આ વખતથીજ તેને પ્રસંગોપાત જે કઈ જ્ઞાન મળતુ અથવા તેના મનમા આડાઅવળા જે જે વિચારો આવતા તે સવળાનો તે ઉપયોગ કરવા લાગ્યો, આ વખતથીજ તે એમ માનવા લાગ્યો કે મનુષ્ય જાતની સેવા બજાવવા માટેજ તે જન્મેલો છે અને તેથી એના મનમા ધર્મ તથા રાજનીતિ સબંધી અનેક વિચારો ઉભરાવા લાગ્યા, અને આ વખતથીજ જોકે તેને ઘણી અડચણો નડતી, તેને વારવાર પશ્ચાતાપ કરવો પડતો અને વખતે નાઉમેદ પણ થતુ પરતુ તોપણ તે કોઈ દિવસ કામ, આશા, અગર દિલાસા વગર રહેતો નહિ બેકન આ પ્રમાણે નાની વયમા એરીસ્ટોટલને ધિક્કારવા લાગ્યો એમા કઇ નવાઇ પામવા જેવુ નથી, કારણ કે ઘણીવાર આપણા જોવામાં આવે છે કે શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ પોતાને આવતા પુસ્તકો ઉપર ટીકા કરે છે મૉન્ટેગ જેવા એ જમાનાના જુવાન માણસો જોકે તેઓ એરીસ્ટોટલ સંબંધી કઇ

પણ જાણતા નહોતા તોપણ તેને ધિક્કારતા હતા. વખતે એમ પણ બને છે કે ઘણા પરાક્રમી પુરૂષો પોતાની પાકી વયમાં જે કાર્યો કરે છે તેને માટે તેઓ પોતાની બાલ્યાવસ્થાથીજ વિચાર કરતા આવ્યા છે એમ તેઓ અનિશ્ચિત ધોરણે કહે છે. ગમે તેમ હોય તોપણ બેકન જાતે તો એમ માનતો હતો કે જ્યારથી તેણે પોતાની વિચારશક્તિનો ઉપયોગ કરવા માંડ્યો ત્યારથીજ તે એરીસ્ટોટલ તરફ કરડી નજરથી જોવા લાગ્યો હતો. બીજો બનાવ વધારે વિશ્વાસપાત્ર છે અને એના ઉપરથી આપણને સ્પષ્ટ જણાય છે કે નવી યોજનાઓ શોધી કહાડવાની શક્તિ એ બેકનનું એક વિશેષ લક્ષણ હતું. ડી ઓગ મેન્ડીસમાં તે આપણને કહે છે કે જ્યારે તે ફ્રાન્સમાં હતો ત્યારે તે છૂપી અક્ષર લખવાની એક નવી પદ્ધતિ યોજવામાં રોકાયો હતો. આ પ્રમાણે લખવાની રીત અરસપરસ સ્પર્ધા કરનાર રાજનીતિજ્ઞ પુરૂષોને તેમજ કારસ્તાન કરનારાઓને ઘણીજ અગત્યની છે. વળી મી. સ્પેડીંગના કહેવા પ્રમાણે નાનપણથીજ બેકનનું વલણ એની માની માફક સુધરેલા ધર્મ તરફ હતું, તેમજ તે રાજનીતિજ્ઞ પુરૂષોની વચમાં ઉછરેલો હોવાથી શરૂઆતથીજ તેના પિતાની માફક તેના ઉપર દેશભક્તિની તેમજ વફાદારીની છાપ સજ્જડ બેશી ગઈ હતી.

ફ્રાન્સમાં આ વખતમાં ભારે ગોટાળો ચાલતો હતો અને તેથી જ્યારે સને ૧૫૭૦મા બેકન સર એમીયાસ પોલેટની સાથે ત્યાં ગયો ત્યારે તેને વ્યવસ્થિત રાજ્યકારભારથી અને રાજ્ય સબંધી તકરારોથી કેવા પરિણામ આવે છે તે તપાસવાની સારી તક મળી હતી. તે ફ્રાન્સના કેટલાક પ્રગણામાં ફર્યો હતો અને ત્યાં તેણે પોતાના વખતનો સારો ઉપયોગ કર્યો હોય એમ જણાય છે. સને ૧૫૭૮-૯ની વસંતઋતુમા તે સર પોલેટ તરફથી એલીઝાબેથ ઉપરનો સરકારી પત્ર લઇને ઇન્ગલેન્ડમા પાછો આવ્યો. આ પત્રમા સર પોલેટે જણાવ્યું હતું કે "બેકન તરફથી મહારાણી સારી આશા રાખી શકે એમ છે, અને તેનામાં કેટલાક અનુપમ ગુણો હોવાથી જો તે દૈવકૃપાથી લાંબા વખત સુધી જીવશે તો સરકારને મન ભાવતી સેવા બજાવવામાં પાછો હઠશે નહિ" તે પારીસમાથી પાછો આવ્યો તેના થોડા વખત પહેલાં તેને એક વિચિત્ર સ્વપ્ન થયુ હતુ. આવાં વિચિત્ર સ્વપ્ન ઘણા માણસોને આવે છે અને તે જો પાછળના

બનાવો સાથે મળતાં આવે છે તો તેઓને આપણે જીંદગી પર્યંત યાદ કરીએ છીએ, પણ જો એમ નથી બનતું તો આપણે થોડા વખતમા તેઓને ભૂલી જઇએ છીએ. બેકને સ્વપ્નમાં એના પિતાનું જે ઘર પ્રગણામાં હતું તેને કાળા ગારાથી છવાયેલું જોયું. દૈવયોગે બનાવ પણ એવોજ બન્યો કે લગભગ આજ અરસામાં તેના પિતાને અકસ્માત્ મંદવાડ થયો અને થોડા વખતમાં તે મરણ પામ્યો. એના પિતાના મરણથી બેકને રાખેલી આગળ ઉપરની સઘળી આશાઓ નાશ પામી. એવું કહેવામાં આવ્યું છે કે સર નીકોલાસ બેકને પોતાના નાના છોકરા માટે મોટી જાગીર ખરીદવાનો વિચાર કર્યો હતો પણ તે કામ હજુ પૂરૂં થયું નહોતું. તેથી જ્યારે બેકન ઈંગલેન્ડમાં પાછો આવ્યો ત્યારે તેને પૈસાની ઘણીજ ભીડ પડવાથી તેણે તરતજ કોઈ સારે ધંધે લાગી જવાનો નિશ્ચય કર્યો. આનાથી વધારે માઠું એ બન્યું કે બેકન એના પિતાના નામથી જ્યાં ત્યાં મદદ મેળવવાની જે મોટી મોટી આશાઓ રાખતો હતો તે પણ રદ ગઈ.

બેકન શરૂઆતમાં એમ ધારતો હતો કે જ્યારે એને સંસારનો બોજો માથે પડશે ત્યારે તે મહારાણીના આશ્રય નીચે સ્વતંત્રતાથી રહી શકશે પણ આમાનું કંઈ બન્યું નહિ. એને પેટ ભરવાના પણ સાસા પડવા લાગ્યા અને એ ધારતો હતો તેવા કોઇ પણ માણસની મહેરબાની મેળવવામાં તે ફતેહ પામ્યો નહિ. એના નસીબમાં આવો ફેરફાર થવાથી એના સુખ, વર્ત્તણુંક અને ઉપયોગીપણા ઉપર ઘણીજ માઠી અસર થઇ. પોતાની આવી લાચારીભરેલી સ્થિતિને તે હિમ્મતથી તાબે થયો અને એકદમ પોતાના ગુજરાન માટે કાયદાનો અભ્યાસ કરવા મંડી પડ્યો. આ અભ્યાસમાં તેણે ચાર વર્ષ ગાળ્યા પણ જોકે તેનું ગુજરાન ચલાવવા માટે તો કાયદાનો અભ્યાસ કરવો એ એકજ રસ્તો ખુલ્લો હતો તોપણ એ રસ્તો તેની વિલક્ષણ બુદ્ધિને તેમજ તેની જીંદગીના મુખ્ય ઉદ્દેશને માફક આવે તેવો નહોતો. છેવટ સુધી તેણે કાળજીપૂર્વક સખત મહેનત લીધી પણ એમાં તે જોઇએ તેટલો ફાવ્યો નહિ.

આટલેથીજ બસ નહોતું. એના પિતાના અકસ્માત્ મોતથી સંસાર ચલાવવામાં એને જે નુકશાન વેઠવું પડયું હતું તેની ખોટ પૂરી પાડવાને માટે જીવન પર્યંત તેને જ્યાં ત્યાં મદદ માગવાની જરૂર પડતી.

મેળવવાની હતી. તે જાતે હોંશીયાર, ચંચળ અને સભ્ય હતો અને તેથી એ વખતના હોંશિયાર માણસો કેટલી ઝડપથી મહારાણીની નજર તળે આવી જતા એ વિષે જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને એવી શંકા ઉઠે છે કે બેકન જેવો માણસ શા કારણથી આટલો બધો પાછળ પડી ગયો હશે? આ પ્રમાણે એના પાછળ રહી જવામાં કંઈ મુદ્દાનું કારણ હોવું જોઈએ. બરલે કંઇ એવો નહોતો કે તે બેકન જેવો માણસ કે જે શુદ્ધ ભાવથી તેની સેવા બજાવવા તત્પર હતો તેની દરકાર કરે નહિ. આ બાબતમા મી. સ્પેડીંગે અતિશય શ્રમ લઈને જે જે હકિકત ભેગી કરી છે તેનાથી પણ બેકન શા કારણથી લાંબા વખત સુધી આશાભંગ રહ્યો તેના માટે પૂરતો ખુલાસો મળતો નથી. પોતાના અડગ ઉત્સાહ અને શક્તિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને લોકોની સત્તા વધારવાનું બેકન જે કહેતો હતો અગર એ વખતના જ્ઞાન સંબધી તે જે તિરસ્કાર બતાવતો હતો તેના સંબધમાં બરલે જેવા કામકાજવાળા માણસને અંદરખાનેથી જે સશય હતો તે તો બેકનના પાછળ રહી જવાનું કારણ નહિ હોય? અગર પોતાને ક્યા અને કેવા માણસોની જરૂર છે તે બરલે સારી પેઠે સમજતો હતો તેથી તેનો પોતાનો નિર્મળ અને ખુશામતિયો સ્વભાવ તો વખતે તેના ભાણેજને ઉત્તેજન આપવાની વિરૂદ્ધ ગયો નહિ હોય? શું ફ્રાન્સીસ જોઈએ તેટલો કઠિન અને સંકોચિત નહોતો? શુ તેનું મગજ જોઇએ તે કરતાં વધારે વિચારોથી ભરેલું નહોતુ? અને શુ ધર્મ અને રાજનીતિના ઉપદેશ અને વિવાદોની નબળાઇથી તે જોઈએ તે કરતાં વધારે વાક્ચતુર નહોતો? વિરૂદ્ધપક્ષના મત અને તકરારોથી શું તેના મન ઉપર જોઈએ તે કરતાં વધારે અસર થતી? અગર શુ તે પોતાના ઉપર પડતી આફતોથી અને પોતાની લાચારી ભરેલી સ્થિતિથી ગભરાઇને બીજાની મદદ માગતો? અગર બરલે જાતે પોતાના વખતમાં જે નકારશૂન્ય સ્વભાવથી ફાવ્યો હતો તેવોજ ગુણ તેણે બેકનમાં પણ જોયો હોય, પણ એ ગુણ હાલના વખતને અનુકૂળ નહિ હોવાથી તો તેણે બેકનને ઉત્તેજન આપવાનું બંધ કર્યું નહિ હોય? જે હકિકત આપણને સ્પષ્ટ જણાય છે તે તો આજ છે કે બેકન હમેશાં બરલેને આજીજી કરતો રહ્યો પણ તેણે છેવટ સુધી એને કંઈપણ આશ્રય આપ્યો નહિ.

આ વખતમાં **બેકન**ને સરકારી નોકરી મળી હશે કે નહિ તોપણ આ વાત તો નિર્વિવાદ છે કે તેણે એ કાળના સાર્વજનિક કામકાજ ઉપર કાળજીપૂર્વક જે લખાણ લખ્યાં છે તે તેણે આજ અરસામાં લખ્યાં હતાં. હાલના વખતમાં આવાં લખાણને ચોપાનિયાં અગર વર્તમાનપત્રોમાં લખાતા નિબંધો કહેવામાં આવે છે. **બેકન**ના વખતમાં આવા નિબંધોને હાથથી લખીનેજ વહેંચવામાં આવતા અને જો કોઈ વધારે ઉપયોગી હોય તો છાપવામાં આવતા પણ તે ક્વચિતજ બનતું હતું. **બેકને** આવા ઘણા નિબંધો લખ્યા છે અને એમાંનો એક પત્ર જે તેણે ૧૫૮૫ ની સાલમાં **એલીઝાબેથ** ઉપર લખ્યો હતો તે જાણવાલાયક છે. એમાં તેણે **એલીઝાબેથ** પોતાના તેમજ પારકા રાજ્યમાં **રોમન કેથોલીક** ધર્મનો ફેલાવ થતો અટકાવવા સારૂ કેવાં પગલાં ભરવાં તે વિષે ઉપદેશ કર્યોછે. તેણે આ પત્ર શાન્ત ચિત્તથી અને ચતુરાઈથી લખ્યો હોય એમ જણાય છે તોપણ એમાં એ કાળના રિવાજ મુજબ સેહેજસાજ ખટપટનો અંશ તો છેજ. પણ તેણે ઈન્ગલેન્ડના રાજસ્થાપિત ધર્મની સ્થિતિ અને ઉત્તરાપેક્ષાના વિષય ઉપર જે નિબંધ લખ્યો છે તેના ઉપરથી આપણને એની વિલક્ષણ બુદ્ધિનો, એના વિચારની સમાનતાનો, અને સાધારણ માણસોના જે જે દુરાગ્રહો અને પાયા વગરની કલ્પનાઓએ એના મન ઉપર મૂળથી અસર ન કરી હોય, તેઓમાથી મુક્ત રહેવાની તેમજ ખરી હકિકતની ખુજ કરવાની એની શક્તિનો પૂરેપૂરો ભાસ થાય છે. ધર્મની બાબતમાં જોઇએ તો **બેકન પ્યુરીટન** મતની સખતમા સખત શાખાના અનુગામીઓની વચમાં ઉછર્યો હતો. દેહને ગમે તેટલુ દુઃખ પડે તેની બિલકૂલ દરકાર કર્યા વગર અને કોઈ પણ પ્રકારની છૂટ લીધા શિવાય એની મા શુદ્ધ ભાવથી **કેલવીન**ના મતને વળગી રહી હતી એટલુ જ નહિ પણ જો એ ધર્મના વિરૂદ્ધ કંઈ પણ વાંધો ઊઠાવવામા આવે તો તેનો તે ધિક્કારથી તિરસ્કાર કરતી હતી. તે પોતે ઘણી ભાષાનોમા પ્રવીણ હોવાથી વખતે તેણીના બનેવીની રાજનીતિમા પણ માથુ ઘાલવાને તત્પર થતી અને જો એક માતા તરીકે તે માયાળુ હતી એમ કહી શકીએ તોપણ બીજી બધી બાબતોમાં તેણીનો સ્વભાવ ઘણોજ આકળો હોવાથી પ્રસંગોપાત્ તેણીનો મિજાજ ખસી જતો. પોતાના મોટા છોકરા **એન્થોની**ને તે ઘણું ચહાતી હતી પણ જ્યારે તેણીને એવો શક પડ્યો કે **એન્થોની**

ભયંકર કેથોલીક મતના અનુગામીઓની સોબત કરે છે ત્યારે તેણીએ એના ઉપર જે પત્રો લખ્યા છે તે ઉપરથી પોતાના છોકરાઓના નામગ-જમા તે કેટલી સત્તાથી વચમા પડતી હતી એ આપણને સ્પષ્ટ જણાઈ આવે છે વળી એજ પત્રો ઉપરથી આપણુ એવુ પણ દેખાય છે કે **ફ્રાન્સીસ** તેણીને જોઇએ તેવુ માન આપતો નહિ. એ પત્રોમાં એન્થોનીને તે એવી સૂચના કરે છે કે તેણે જ્યા શુદ્ધ ધર્મની ભક્તિ થતી હોય ત્યાંજ જવુ, એના ભાઇના ઉપદેશ અગર દાખના પ્રમાણે વર્તવુ નહિ, અને પોતાના નોકરો સાથે દિવસમા બે વાર પ્રાર્થના કરવી. વધારામા વળી તે એવુ લખે છે કે,

"આવી બાબતોમા તારો ભાઇ ઘણીજ બેદરકારીથી વર્તે છે" **એન્થોનીના** શરીરની પ્રકૃતિ કેવી છે તે જાણવા માટે તે ઘણી આતુર રહેતી અને એના ભાઇના જેવી ટેવો એનામા પણ ન આવે તે માટે તે ઘણી કાળજી રાખતી—'હુ ધારૂ છુ કે તારા ભાઇના સૂવાનો વખત અનિયમિત હોવાથી અને ખરો સૂવાનો વખત થાય તે વખતે વિચાર કરવામા રોકાવાથી તેમજ પછીથી મોડા ઉઠવાથી અને પથારીમા લાંબા વખત સુધી પડી રહેવાથીજ એની પાચનશક્તિ ઓછી થઈ ગઇ છે, એ જાતે માંદો રહે છે અને એના નોકરો આળસુ બની ગયા છે તેનુ કારણ પણ એજ છે પણ મારા છોકરાઓ આવા પરિણામ આવતા અટકાવવા સારૂ પોતાની માની શિખામણ વખતસર માનતા નથી'

આ ઉપરથી આપણને સ્પષ્ટ જણાય છે કે બેકને શરૂઆતથીજ પોતાની આરોગ્યતાના તેમજ ધર્મના સબંધમા મરજી મુજબ ચાલવાનો નિશ્ચય કર્યો હતો મી સ્પેડીંગની ધારણા એવી છે કે બેકનની માનો એના ઉપર ઘણો દાબ હશે, પણ વધારે સબવિત વાત તો એ લાગે છે કે જે જે બાબતોમા તેણીના વચમા પડવાથી એને માઠુ લાગતુ તેમાં અને ખ્રીસ્તી મતે સ્વીકારેલી મુખ્ય બાબતોમા એની માજે જે ખુલાસા કરતી તેમા એને અભિમાનનો જો કઇ અંશ પણ માલમ પડતો તો તેથી એના મન ઉપર ઉલટીજ અસર થતી હતી સત્તાના જુલમ આગળ બે નનુ શાણપણ ચાલતુ નહિ અને તેથી એના જુલમને તે એકદમ તાબે થઇ જતો પણ અભિપ્રાયના જુલમને-પછી

બન્નેને તે અભિપ્રાય ગમે તેવા માણસનો હોય-તે કોઈ દિવસ નમતો નહિ, અને તેમાં વળી **પ્યુરીટન** મતમા કોઈ પણ પ્રકારની ખામી નથી એવુ તો એ એનો જીવ જાય તોપણ કબૂલ કરતો નહિ એની મા એને વારવાર **કાર્ટરાઇટ** અને **ટ્રેવર્સ** પાસેથી ઉપદેશ લેવાનુ કહેતી પણ તેણે જાતે પોતાને માટે જે ગુરૂ શોધી કાઢયો હતો તેનુ નામ ડાક્ટર **એન્ડ્રયુઝ** હતુ આ ડાક્ટર **એન્ડ્રયુઝ** રાજ સ્થાપિત ધર્મનો ઉપદેશ કરતો હતો અને એનાજ તરફ **બેકને** પોતાના સઘળા ગ્રથો જોવા માટે મોકલ્યા હતા અને એને તે પોતાનો "તપાસણી કામદાર" કહેતો હતો પોતે **વીટગીફ્ટનો** શિષ્ય છે એમ કહેવરાવામા એ મોટાઈ માનતો હતો આ પાદરી વિષે પોતાના વિચાર છૂપાવવાના ઇરાદાથી એની માએ **એન્થોની** ઉપર જે પત્ર લખ્યો છે તેમા એ લખે છે કે "એનાથીજ ધર્મનુ સત્યાનાશ વળ્યુ છે કારણ કે તે **ક્રાઇસ્ટની** કીર્તિ કરતા એની પોતાની કીર્તિને વધારે ચહાય છે." ૧૫૮૯ મા **બેકને** "ધર્મની તકરારો" એ વિષય ઉપર જે નિબધ લખ્યો છે તેમા તેણે **પ્યુરીટન** મતની મર્વે લાગણીઓ કોરે મૂકી દીધી હોય એમ લાગે છે. આ નિબધમા તેણે બન્ને બાજૂના વચણ, સિધ્ધાન્ત અને પધ્ધતિમા ભૂલો કહાડી કજીયાનુ સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો છે પણ **પ્યુરીટન** મતનો અનુગામી સાધારણ રીતે આ વિષય ઉપર જેવો નિબધ લખી શકે તેના કરતા આ તદ્દન જૂદાજ પ્રકારનો છે જો કે આ નિબધ નિષ્પક્ષપાતી અને મધ્ય ભાવિક છે તોપણ સમાધાન કરવાના હેતુથી જે નિબધો લખાય છે તેઓની માફક આનો પણ બન્ને બાજૂ તરફથી પ્રત્યુત્તર આપી શકાય એમ છે **પ્યુરીટન** મતના અનુગામીઓ એના તરફ એવો વાધો ઊઠાવે છે કે જે બાબતોનો બન્ને પક્ષકારો આટલીબધી આતુરતાથી બચાવ કરે છે એ તદ્દન નિરર્થક છે એમ માની લેવામા તે જે સાબિત કરવાનુ છે તેનેજ ખરૂ માની લેવાના દોષને પાત્ર થાય છે. **હુકર બેકનના** વખતમાજ થઇ ગયો છે અને એના જે મતથી એ વખતમા **ઇન્ગલેન્ડનો** રાજ્યસ્થાપિત ધર્મ ધાસ્તીમા આવી પડ્યો હતો તેને આ નિબધ પુષ્ટિ આપે છે એટલુજ નહિ પણ કોઇ કોઇ બાબતોમા તો તે એની ખોટ પૂરી પાડે છે, કારણ કે હુકરને કેટલીક એવી બાબતોનો બચાવ કરવાનો હતો કે જે બચાવ થવોજ અસભવિત હતો. આ બાબતો જૂના કાળથી ચાલતી આવેલી પધ્ધતિ અને રીતભાતોને લગતી હતી પણ તેઓને થોડા વખત ઉપર

એવો સખત ધક્કો લાગ્યો હતો કે તેઓ આમતેમ ખેંચાતી હતી અને તેથી તેઓનો બચાવ થઇ શકે એમ નહોતું બેકન કહે છે કે આ ધક્કો અને એના લીધે ગેરના ફેરફારો " એટલા બધા ભયંકર હતા કે એના ભાગ્યેજ રાજ્યમાં પૂરેના થયા હશે " એનાથી જૂની રીતભાતો તેમજ જૂના રિવાજો અને નિયમોમાં એટલો બધો ગોટાળો થઇ ગયો હતો કે એ મધ્યળાનો નાશ થવાનો પ્રસંગ આવ્યો હતો—એમાં સારા અને વિદ્વાન માણસોની ખોટને લીધે તદ્દન હલકા અને બુદ્ધિહીન માણસો ધર્મગુરૂની ઊંચી પદવીએ ચઢી ગયા હતા, અને માણસોને કાબુમાં રાખવા સારૂ કમકમાટ ઉપજાવે એવા બળાત્કાર અને જોરજુલમ એમાં શિક્ષા કરવાના સાધારણ સાધન જેવા થઇ પડયા હતા

હુકરને એનાં સામાવાળાઓના કપટ મૂર્ખાઇ, આડાઇ, અને લુચ્ચાઇથી ઘણી સખત લાગણી થતી હતી, અને એના પોતાના મત તરફ એ લોકો મૂર્ખાઇ ભરેલા વિવાદો કરીને જે હરકતો નાખતા તેઓનાથી એને એટલું બધું લાગી જતું કે ત એમની તકરારો અને આરોપોમાંજે કંઈ સત્ય હતું તેની પણ યોગ્ય તુલના કરી શકતો નહિ પણ બેકન તો પ્યુરીટન ભૂમિમાંજ પેદા થયેલો હતો અને તેથી તે એ મતનો પૂરો વાકેફગાર હોવાથી એમાં સારાસાર શું છે તે એ બરાબર સમજતો હતો પ્યુરીટન મતના ઉપદેશકોની નમ્રતા માયાળુ, મહેનત, રિવણી અને પાપ તરફ તેઓનો તિરસ્કાર જાણવામાં બેકન તરફથી આપણને સારી મદદ મળી શકે છે ધર્મનું નામ દઈને લોકો ઉપર જે જુલમ કરવામાં આવતો તેની અને પાદરીઓના હાથથી થતી વ્યવસ્થાની વિરૂદ્ધમાં જે જે કહેવામાં આવતું તેને એ બરોબર ધ્યાનમાં લેતો જ્યાં ધર્મના મૂળતત્વો વિષે આટલો બધો ગોટાળો ચાલતો હતો જ્યાં દરેક બાજૂને પોતાના મતની તરફેણમાં આટલું બધું કહેવાનું હતું ત્યાં જ્યારે ઘણા લોકો કમકમાટ ઉપજાવે એવા અપશબ્દો સહન કરતા એટલુંજ નહિ પણ ઊલટા લાભ આવે તે તેઓનાથી પોતાનો સ્વાર્થ સાધવામાં ચૂકતા નહિ ત્યારે બેકન કહે છે કે જે લોકો ખરી દષ્ટિતથી આપ આડા માન કરતા અને જેઓ બીજાના અપરાધોથી માઠું લગાડનાર તરફ ધીરજથી જોતા નહિ અને તેઓને ક્ષમા કરતા નહિ તેઓની મોટી ભૂલ હતી પાદરીઓના હાથે થતા વ્યવસ્થા તરફ બેકન ઘણો સ

ખત છે પણ રાજ્ય ચલાવનાર પુરૂષો એમાં સામેલ હોવાથી તેણે એ સખત વિચારો ઘણીજ નમ્ર ભાષામાં દર્શાવ્યા છે; તેઓ બીજાને શિક્ષા કરે છે પણ તેઓ પોતાની રીતભાત સુધારતા નથી, અને તેઓના સંબંધમાં આ કહેવત ખરી છે કે "જેઓના હાથમાં સત્તા હોય છે તેઓના તરફથીજ જુલમ કરવામાં આવે છે" પણ **પ્યુરીટન** મતથી થયેલી ખરાબી હુકર બરાબર બનાવી શક્યો નહિ—અર્થાત્ એ મતના અનુગામીઓમાં ઊઘાડી રીતે જે પક્ષાભિમાન અને કીર્ત્તિલોભ જોવામાં આવતો હતો,—ધીમે ધીમે એ મતને એટલું બધું ઉત્તેજન મળ્યું હતું કે તે આખરે **કેથોલીક** મતના જેટલીજ નિસ્સંદેહ અને બીજા પંથને સહન નહિ કરી શકે એવી સત્તા ધરાવા લાગ્યો—**જીનીવા** અને **સ્ટ્રાસબર્ગ**ના નીચ રિવાજો અને ખોટો ડોળ, પાદરીઓનો મૂર્ખાઇ ભરેલો અને અર્થ વિનાનો ઉપદેશ, સ્વાભાવિક રીતે માણસના મગજમાં જે પ્રૌઢ પ્રશ્નો ઉઠે છે તેઓનો ખુલાસો કરવામાં એ મતની અશક્તિ, શાસ્ત્રો તરફ ગેરવ્યાજબી વર્તણુંક, ધર્મ સંબંધી નિશ્ચયને તોડી પાડે એવી મારી મચરડીને બેસતી કરેલી સૂચનાઓ, વિચિત્ર અનુમાનો અને શરમ ઉપજાવે એવાં ઉદાહરણો, આ અને એવા બીજા કેટલાક મુદ્દાના વિષયો ઉપર હુકર જોઇએ તેવો ખુલાસો આપી શક્યો નહિ. રૈયત ઉપર જોરજુલમ કરવાનો **પ્યુરીટન** મત માનનારાઓનો ઇરાદો બેકનના જાણવામા આવ્યો હતો અને તેથી તે એમ ધારતો હતો કે જો એ લોકો તેઓની ધારણામાં ફાવી જશે તો જૂના મત કરતાં એ નવા મતનો જુલમ વધારે નિર્દય, વધારે વ્યાપક અને વધારે સખત થયા વગર રહેશે નહિ.

પણ આ ભય તાત્કાલિક ધાસ્તી રાખવા જેવો નહિ હોવાથી ધર્મનો બોધ કરવામા અને કેળવણીનો ફેલાવ કરવામા એ લોકોના અડગ ઉત્સાહને લીધે તેઓને પોતાનો મનમાનતો ધર્મ પાળવા દેવામા એના ધારવા પ્રમાણે કંઇ હરકત નહોતી. તેઓને આવી છૂટ આપવાનું કારણ **બેકન** એ બતાવે છે કે "ધર્મનો ઉપદેશ કરવાનો મુખ્ય આધાર તેમનાજ ઉપર છે અને તેઓ પાપને બહુજ ધિક્કારે છે." પણ છેવટના ભાગમાં તે એવી સૂચના કરે છે કે રખેને તેઓના સંબંધમાં એમના સામાવાળા કહે છે તેમ "તેઓની ઇષ્ટ વસ્તુઓ ફક્ત જ્ઞાન અને સ્નેહ એજ હોય." તેઓના વિરૂદ્ધ તે એક એવો વાંધો ઉઠાવે છે કે જેના ઉપરથી આપણને એમ લાગે છે કે એ

વખતમાં નીતિના વિષયો ઉપર લોકોના વિચાર બદલાતા લાગ્યા હશે તેઓના ઉપર તે એવો આરોપ મૂકે છે કે "એમના ધારવા પ્રમાણે સાધારણ રીતે અને કોઇ પણ જાતના અપવાદ વગર જુઠું બોલવું એ કાયદા વિરૂદ્ધ છે" બેકન સાધારણ રીતે એમ માનતો હતો કે બીજી બધી વસ્તુઓની માફક સાચવટ જેવા સદ્‌ગુણ વિષે જે હકિકત કહેવામાં આવે છે તે પણ મર્યાદિત છે અને તેથી આ જગાએ તે પ્યુરીટન મતના અનુગામીઓ પોતાના આ નિયમનો ઉપયોગ બરાબર કરી શકતા નથી એવી તેમની ભૂલ કહાડતો હોય એમ લાગે છે પણ બેકન જેવા માણસ પોતાના સમકાલિન પુરૂષો અને પાછળથી પાસ્કલ જે આરોપ જેસુટસ (એમે તેમ કરીને રોમન કેથોલીક મતનો ફેલાવ કરનાર ૧૫૩૪મા નીકળેલા એક નવા પંથના અનુગામીઓ) ઉપર મૂકે છે તેનાથી તદ્દન ઉલટોજ આરોપ આ લોકો ઉપર મૂકે એ ખરેખર વિચિત્ર છે આ નિબંધ ધર્મને લગતી બાબતોનો આબેહૂબ ચિતાર આપવા સાથે બેકનના વિશેષ બુધ્ધિપ્રભાવ તેમજ અલ્પતાનો નમુનો છે—તેની બુધ્ધિનો પ્રભાવ જે વિષય નજીવી અને હોસાતોસી ભરેલી તકરારોથી હલકો પડી ગયો હતો તેને પાછો સારા પ્રકાશમા લાવવામા અને અર્થયુક્ત અને ગભીર કહેવતોમા દર્શાવેલા પરાક્રમી પુરૂષોના ડહાપણ અને અનુભવના પરિણામો અને નિયમો તેના ઉપર લાગુ પાડવામા આપણા જોવામા આવે છે, અને તેની બુધ્ધિની અલ્પતા અતિશય બહોળા પૂર્વ પક્ષ માત્ર પણ ખાતરીપૂર્વક સાબિત થયેલા ઉત્તર પક્ષની જરૂર છે તેને અને કોઇ નિયમનુ ઉચ્ચારણ કરવુ અને તેને લાગુ પાડવો એબે તદ્દન ભિન્ન બાબતો છે તેને તે જાતે તત્વજ્ઞાની હોવા છતા પણ પ્રસગોપાત ભૂલી જતો તેથી જણાઈ આવે છે ખરેખર એના છેવટના ભાગમા તેણે જે લખ્યુ છે તે તો સત્ય છે પણ દરેક પક્ષના માણસો ખાટનુ તો કહી શકત કે તેને જે સાબિત કરવાનુ હતુ અને જે તે સાબિત કરી શક્યો નહિ તે આ હતુ કે જો એ લોકો એની શિખામણ પ્રમાણે ચાલ્યા હોત તો તેઓ "કોઇ પણ આ મી વસ્તુને એના ભગ કરતા વધારે પસદ કરવાનુ શિખી શકત"—

મધ્યસ્થપણામા રહેવાથી નિદા થશે અગર જુઠો આરોપ આવશે તેની કોઇએ ધાસ્તી રાખવી નહિ, પણ તેઓએ જાણવુ જોઇએ કે આગળ

એક ડાહ્યો પુરૂષ કહી ગયો છે તે ખરૂં છે કે **હરેકોઇ તકરારમાં મધ્યસ્થ રહેનારા માણસો દરેક પક્ષકાર કરતાં કાં તો વધારે સારા અગર નરસા હોય છે.** ઉપર પ્રમાણે ઇન્ગલેન્ડના રાજસ્થાપિત ધર્મના સંબંધમાં જે તકરારો ઉઠી છે તેઓના માટે મેં જે હકિકત લખી છે તે મેં બિલકૂલ ડોળ કર્યા વગર, અને શુધ્ધ અંતઃકરણથી લખી છે અને એ લખવામાં મેં કોઈ પણ પ્રકારની કળા અગર વક્રોક્તિનો ઉપયોગ કર્યો નથી; તેથી એ લખાણ એમાંથી એકે પક્ષને ઉપકૃત કરે એવો સંભવ નથી. આમ છતાં પણ હું ખાતરીથી કહુંછું કે મેં જે લખ્યું છે તે જે માણસો પક્ષપાતથી મુક્ત છે અને જેઓ **આખી વસ્તુને તેના ભાગ કરતાં વધારે ચહાય** છે, તેઓના અંતઃકરણના વિચારને મળતું આવ્યા વગર રહેશે નહિ."

જો કે બેકને અત્યાર સુધીમાં એ વખતમાં ઉપસ્થિત થયેલા જે જે પ્રશ્નોનો નિર્ણય કરવામાં સારા હોંશિયાર તેમજ લોકપ્રિય માણસો સ્વાભાવિકરીતે આવેશમાં આવી જઈ ઘણીજ ચાપાચીપ કરતા હતા તેઓના સંબધમાં શાન્ત ચિત્તથી લાંબા વખત સુધી ઊંડા વિચાર કરવાને પોતે શક્તિમાન છે એમ બતાવી આપ્યું હતું તોપણ હજુ સુધી તેણે એવુ કઇ લખ્યુ નહોતું કે જેના ઊપરથી આપણે એના મનના ખરા વિચાર અગર એની જીંદગીનો મુખ્ય હેતુ બરાબર સમજી શકીએ. બેશક, તેણે ૨૫ વર્ષની ઊમ્મરે તત્વજ્ઞાનના સંબંધમાં એક નિબંધ લખ્યો હતો, અને તેને "કાળનો સર્વોત્તમ જન્મ" એવો ભભકાદાર ખિતાબ આપ્યો હતો; પણ જે પ્રૌઢ વિચારો અને યોજનાઓથી તેનુ નામ પ્રસિદ્ધિમાં આવવાનું હતું તેઓના સંબધમાં આપણને કંઈ પણ સૂચના એના જે લખાણ ઊપરથી મળે છે તે તો તેની ૩૫ વર્ષની ઊમ્મરે મદદ મેળવવાના હેતુથી લોર્ડ બરલે ઊપર લખેલો વિનતિપત્ર છે. આ પત્રના શબ્દો સ્પષ્ટ અને દૂરદર્શી છે અને એજ શબ્દો તેના મનની ખરી હકિકત કહી આપે છે. આ કાગળ આપણને ઉપયોગી હોવાનું કારણ તો આટલુંજ છે કે એમા તેણે જે પ્રતિજ્ઞા કરી હતી તે જોકે સાધારણ માણસોને શેખસલ્લીના વિચાર જેવી અને અતિશયોક્તિ ભરેલી લાગે એવી છે તોપણ તેને ઉત્સાહથી પાર પાડવામાં તેણે કોઇ દિવસ પાછી પાની કરી નહોતી. જ્ઞાનરૂપી દરિયાનો દેખાવ જે અત્યાર સુધી લોકોની દૃષ્ટિમર્યાદામાં

નહોતો તે હવેથી તેઓને દેખાવા લાગ્યો આજ કાગળમાં તે કબૂલ કરે છે કે "સર્વ વિષયોનું જ્ઞાન સંપાદન કરવું એજ મારૂં કર્તવ્ય છે" અને વિચાર કરતાં આપણને જણાઈ આવે છે કે તેની આ કબૂલાત લાંબા વખત સુધી એકાંતમાં બેસીને તેણે પોતાની જાતને જે જે પ્રશ્નો પૂછવા હતા અગર જૂદા જૂદા વિષયો ઉપર વિચારો કરીને તે જે નિર્ણય ઉપર આવ્યો હતો તેઓનાથી થયેલા દૃઢ નિશ્ચયનુંજ પરિણામ છે, આ પ્રમાણે તેણે પોતાનો શુધ્ધ ભાવનો નિશ્ચય બહાર પાડવામાં જરા પણ ખોટો ડોળ કર્યો હોય એમ દેખાતું નથી એ પત્ર નીચે મુજબ છે —

"મહેરબાન સાહેબ, જે પ્રમાણિકપણાથી અને નિમકહલાલીથી હું આપણી સેવા બજાવું છું તેનાથી અને મારા જેવી ગરીબ સ્થિતિના માણસ તરફ આપના પ્રતિષ્ઠિત પત્રવ્યવહારથી મારામાં જે દૃઢતા આવી છે તેના લીધે હું આપની નજીક આવવાની હિમ્મત ધરૂં છું હવે મારી ઉમ્મર કંઈક બધી ગઈ છે ૩૧ વર્ષની ઉમ્મર એ કલાકની સીસીમાં ઘણી રેત ઉતર્યાની બરોબર છે ઇશ્વરકૃપાથી હું શરીરે હાલમાં આરોગ્ય છું, અને કામ કરવાથી તે બગડશે એવી મને ધાસ્તી નથી, કારણ કે અભ્યાસ અને ચિન્તન કરવામાં મને જે મહેનત પડે છે તેને હું સાધારણ રીતે બીજા કામમાં મને જે મહેનત પડે તેના કરતાં વધારે સખત ગણું છું હું હમેશા (મારાથી બની શકે એવી કોઇ મધ્યસ્થ સ્થિતિમાં રહીને) મહારાણીની સેવા કરવાની ઉત્કંઠા ધરાવું છું, પણ તેમ કરવામાં સૌલમા જન્મ થયેના માણસની માફક માન મેળવવાનો, અગર બૃહસ્પતિમાં જન્મેલાની માફક ફક્ત કામકાજ ચલાવવાનો મારો હેતુ નથી, (કારણ કે ચિન્તન કરાવનાર તારો મને તેના પોતાના તરફ જોરજુલમથી ધમકી લઇ જાય છે) પણ એમ કરવામાં મારો ખરો હેતુ એ છે કે એક સર્વોત્તમ રાજ્યાધિકારી કે જેને સર્વે માણસો પોતપોતાની બુધ્ધિ અર્પણ કરવાનું ઉચિત ગણે છે તેનીજ દેખરેખ નીચે ઉછરેલો હોવાથી હું પણ તેનેજ મારી બુધ્ધિ અર્પણ કરવાની આશા રાખું છું વળી મારા વિચારો એટલા બધા સ્વાર્થનિષ્ઠ નથી કે જેથી તેઓ મારા મિત્રોને તેમજ આપ સાહેબને ગમે નહિ આપ તો આ પ્રજાસત્તાક રાજ્યના સ્તંભરૂપ છો અને મારા કુટુંબના દીવા છો તેથી અને મારી જે જુજ જાગીર છે તેના આપ બીજી પેઢીએ સંપાદન કરનાર હોવાથી ગમે તો આપ મને એક દેશભક્ત

તરીકે ગણો, અગર આપના એક નાલાયક સગા તરીકે ગણો, અગર આપના એક આભારી સેવક તરીકે ગણો, પણ હુ આપની સેવા કરવાને બધાયલો છુ. વધારામા વળી મારી જાગીર ઘણીજ જુજ હોવાથી આગળ પડવાની મને ફરજ પડે છે, કારણ કે જોકે હુ જાતે ઉડાઉ અગર આળસુ નથી તોપણ મારી આરોગ્યતા એટલી બધી સારી નથી કે જેથી હુ વધારે મહેનત સહન કરી શકુ, તેમજ મારો ધધો પણ એવો નથી કે જેમાથી મને સારા પૈસા મળી શકે છેવટે હુ કબૂલ કરૂછુ કે રાજકાજના સબધમાં મારી આશાઓ જેટલી મર્યાદિત છે તેટલીજ ચિન્તન કરવામા અમર્યાદિત છે, કારણ કે સઘળા વિષયોનુ જ્ઞાન સંપાદન કરવુ એજ હુ મારૂં કર્તવ્ય સમજુ છુ, અને જો હુ તેને બે ચાચિયા કે જેમાના એક નજીવી તકરારોથી, તેઓના પ્રત્યુત્તરથી અને શબ્દવિસ્તારથી અને બીજા-એ નિરર્થક પ્રયોગોથી, મોંઢાની દત કથાઓથી અને ઠગાઈથી ઘણી લૂટફાટ કરી છે તેઓના જુલમમાથી મુક્ત કર તો હું આશા રાખુ છુ કે ખતથી કરેલા અવલોકન, સિદ્ધ કરેલા સિધ્ધાન્તો, અને લાભકારક નવીન યોજનાઓ અને શોધોથી હુ તેને તેની સર્વોત્તમ સ્થિતિમા લાવી શકુ આને મારી જીજ્ઞાસા, બડાઈ અગર જાતિ સ્વભાવ, ગમે તે કહો, અગર (જરા રહેમ નજર રાખી) લોકોપકાર બુધ્ધિ કહો, તોપણ મારા મગજમા તે એટલી બધી ઠસી ગઇ છે કે ત્યાથી તેને ખસેડી શકાય એમ નથી અને હું સહેલાઇથી સમજી શકુ છું કે જો કોઈ માણસ સાધારણ રીતે બીજાઓનુ આકર્ષણ કરી શકે એવી જગ્યા ઉપર હોય છે તો તે પોતાના એકલાની બુધ્ધિ સાથે બીજા ઘણા માણસોની બુધ્ધિનો સંયોગ કરી શકે છે, હુ પણ આજ પ્રમાણે કરવાની આશા રાખુ છું આપ સાહેબ માટે તો ભાગ્યેજ એવી બીજી કોઇ વસ્તુ મળી આવશે કે જેમા આપ વધારે ફાવી શકશો અગર જેમા આપને થોડી હરકત પડશે અને જો આપ સાહેબને હાલમા અગર હવે પછી એમ માલમ પડે કે હું એવી કોઇ જગ્યા માટે પ્રયત્ન કરૂં છુ અગર આશા રાખુછુ કે જેના નજીકની જગ્યા આપની પદવીસૂચક હોય તો આપ સાહેબ મને એક મોટા અપ્રમાણિક માણસ જેવો ગણજો જો આપસાહેબ તરફથી મને કઈ ઉત્તેજન નહિ મળે તો હું એને-ક્ષેગોરાસની માફક ચિન્તન કરવામા રોકાઇને ખુશીથી ગરીબ સ્થિતિમા આવી નહિ પડુ, પણ હું આમ કરીશ—મને વારસામાં જે કઇ મળેલુ છે

તેને હુ વેચી નાખીશ અને જેમાંથી ઝડપથી પૈસા મળી શકે એવો કોઇ ગરોતપટ્ટો ખરીદ કરીશ અગર એવી કોઇ જગ્યા મેળવીશ કે જેમાથી મને નફો મળે પણ જેમા મારી વતી બીજો માણસ કામ કરી શકે અને પછીથી નોકરી સબધી તમામ કાળજી કહાડી નાખીને હુ એક ગરીબ ગ્રથલેખક થઇશ અગર સત્યની ખાણ શોધવામા પહેલ કહાડીશ આજે મે આપ સાહેબને જે લખ્યુ છે તે માત્ર નિરર્થક શબ્દો નથી પણ મારા અતઃકરણના વિચારો છે અને એ વિચારો આપને જણાવવામા મેં કોઇ જાતની યુક્તિ અગર લુચ્ચાઇ વાપરી નથી, તેમજ મનમા પાપ રાખીને તેમાંથી છુટી જવાની બારી પણ રાખી નથી. આ પ્રમાણે, જે ખરૂ હશે તેજ આપસાહેબ માનશો એમ ધારવામા અગર આપની પાસે ખુ ા દિલથી વાત કરવામાં મે આપના ડહાપણ તેમજ સારા સ્વભાવ બન્નેને માન આપ્યુ છે, એમ માની લેજો અને હુ એવી આશા રાખુ છુ કે પરમેશ્વર આપસાહેબને સર્વે વાતે સુખી રાખે અને મને નિખાલસવાળીથી આપની સેવા કરવાના સાધનો અને પ્રસગ આપે. આ પત્ર મે ગ્રેની વિસીમા મારા મુકામે લખ્યો છે ”

ઉપર પ્રમાણે લોર્ડબરલે ઉપર લખેલા બેકનના પત્ર ઉપરથી આ પણને તેની જીદગીનો મુખ્ય ઉદ્દેશ જણાઇ આવે છે. જોકે તેણે પાછળથી એમા ઘણા ફેરફારો કર્યા હતા તોપણ તે જીદગી પર્યંત ઉત્સાહથી તેની પાછળ મચ્યો રહ્યો હતો પોતાના પેટની ખાતર તે આજ ધધાને છેવટ સુધી હિમ્મત અને ખતથી વળગી રહ્યો એટલુજ નહિ પણ સઘળા વિષયોનુ જ્ઞાન સપાદન કરવુ અને એ સપાદન કરવાની ચાલતી પદ્ધતિઓમા તેને સફળ કરવાના હેતુથી યોગ્ય ફેરફાર કરવા એજ પોતાનુ પહેલુ કર્તવ્ય છે એમ સમજી તે પોતાની ધારેલી મુરાદ પાર પાડવામા આખર સુધી પાછો હઠયો નહિ એક બાજૂએ તે આગરૂ અને પૈસા મેળવવાના હેતુથી પોતાની સાધારણ રીતભાત અને વર્તણુકથી પ્રસગોપાત પોતાના ધધાને લગતી સારી નોકરી બજાવીને, અને પોતે જ્ઞાનની ભ્રમણામા ફરતો હતો તેમ છતા લોકોપયોગી કામ કરવાને લાયક હતો એમ બતાવીને સત્તાધીશોની અપ્રીતિ દૂર કરી પોતાના ઉપર તેઓનો વિશ્વાસ બેસે એટલા માટે સરકારની સેવા બજાવવામા પોતાની અપૂર્વ યોજક બુદ્ધિનો ઉપયોગ કરીને સરકારી નોકરી મેળવવા માટે હમેશા પ્રયાસ કરતો હતો, અને બીજી બાજૂએ તે આશા-

ભંગ થવાથી દિલગીર હોય અગર ફતેહ મેળવવાથી આનંદી હોય તોપણ એક વિષય હમેશા તેના મનમા હાજર રહેતો—પોતે જાતે યથાર્થ જ્ઞાન મેળવવું, લોકોને એવુ જ્ઞાન મેળવતા શિખવવુ, કુદરતને તાબે કરવામા એ જ્ઞાનનો ઉપયોગ કરવો અને ધર્મ અને વિદ્યાને લગતી બાબતોમા આગળ કોઇ દિવસ ન થયો હોય એવો સુધારો કરી તેઓનુ પુન સ્થાપન કરવું—આ વિચારે તેના મગજમા ઘણાં ઊંડા મૂળ ઘાલ્યા હતાં.

તેણે પોતાના સર્વોત્તમ અને ગભીર વિચારો પણ આજ કાર્યમાં રોકયા હતા. આજ કાર્યના માટે તેણે જે મહાન યોજના રચી હતી અને જેમા હજારો ફેરફારો કર્યા છતા પણ છેવટે તે અપૂર્ણ મૂકીને ગુજરી ગયો તેના માટે તેણે નવીન શોધો અને માનસિક ટીકાઓનો ભારે જથ્થો ભેગો કરી રાખ્યો હતો આવી રીતે કરી રાખેલા સગ્રહમા તે વખતો વખત સુધારો વધારો કરતો અને એની વ્યવસ્થા કરવામાં તેનો ઘણો વખત જતો પણ તેની જીંદગીનો આ એકજ ઉદ્દેશ હતો એમ નહોતુ—માત્ર એ ઉદ્દેશ વધારે પ્રબળ હોવાથી તેનાથી બીજા ઢકાઇ જતા. કા તો તે મહારાણીની મહેરબાની અગર સરકારી નોકરી મેળવવા માટે આજીજી સાથે માગણી કરતો હોય, કા તો કાયદા ઘડવાના કામમા અગર ફોજદારી કામ ચલાવવામાં સરકાર તરફથી વકીલ નિમાવવા માટે પ્રયાસ કરતો હોય, કા તો પ્રસગને અનુસરીને તે સ્પેઇન દેશ અગર ધર્મગુરૂઓની વિરૂધ્ધ ચોપાનિયા લખવામાં રોકાયો હોય, કા તો એલીઝાબેથને ખુશ રાખવા સારૂ તે ઇસેક્ષને માટે નવીન યુક્તિઓ રચતો હોય, કા તો પાર્લામેન્ટના એક સભાસદ તરીકેની પોતાની ફરજ અદા કરવામા અગર રાજ્યમત્રીઓની સભામા ધીમે ધીમે પગપેંસારો કરવાનો લાગ જોતો હોય, કા તો ફતેહની ખુશાલીમા અગર અણચિન્તવ્યા અને અસાધ્ય નુકશાનના ગભરાટમા તે પોતાના પ્રતિસ્પર્ધીઓની સામા પોતાનુ બળ અજમાવતો હોય—અર્થાત્ તે ગમે તે કામમા રોકાયો હોય તોપણ એમ કરવામા તેની આતુરતા અને ઉત્સાહનો ખરો હેતુ તેના પ્રતિસ્પર્ધીઓના હેતુ કરતા તદ્દન જુદાજ પ્રકારનો હતો. તેનો મુખ્ય હેતુ સત્તા મેળવવાનો અને તેથી વધારે પૈસા મેળવવાનો હતો; પણ આવી રીતે સત્તાધીશ અગર પૈસાવાળો થવાનુ કારણ એ હતું કે સત્તા અગર પૈસાવગર તે જ્ઞાન સપાદન કરવાની પોતાની ઇચ્છા સફળ કરવામા અગર તેનો ફેલાવ કરવામાં ફાવી શકે એમ નહોતું.

બેકનના અને આપણા વચ્ચે ઘણું અંતર હોવાથી એના સબન્ધમાં આપણને પૂરતી માહિતી મળી શકતી નથી અને જે આપણા જાણવામાં આવ્યુ છે એટલાજ ઉપર જો આપણે વિચાર બાંધીએ છીએ તો એક સાધારણ માણસ કરતા પણ બેકનમા ઘણી ખામીઓ હતી એમ આપણને લાગે છે સત્ય અને જ્ઞાનને શોધનારા વીરપુરૂષો જેવા કે તત્વવેત્તા ડેકાર્ટ, પોતાના વખતનો તેમજ પોતાના વિચારોનો મરજી મુજબ ઉપયોગ થઇ શકે એટલા માટે કરકસર કરીને પણ સ્વતન્ત્રતાથી રહેવામા સતોષ માનતા હતા, પણ બેકન તેમના જેવો મોટા મનવાળો નહોતો, તેમજ એનામા તેમના જેવુ આત્માભિમાન પણ નહોતુ તે તો એક સાધારણ માણસ જેવો હતો અને તેથી તે માણસોના સમાગમમા, અને દુનિયાના ચાલતા વ્યવહાર પ્રમાણે, રહેવાનુ પસદ કરતો. કોઇ કોઇવાર તે એકાન્ત વાસમા જવાનું કહેતો પણ તેણે એમ કોઇ દિવસ એના ખરા અત કરણથી કહ્યું હોય એમ દેખાતુ નથી કચેરી એજ એનુ સ્વસ્થાન અને રહેઠાણ હતુ અને તેની સઘળી આશાઓ પણ ત્યાજ હતી. ધણીનાર તેનામા અને ખુશામતથી સ્વાર્થ સાધનાર સામાન્ય માણસમા કઈ પણ ભિન્ન ભાવ જોવામાં આવતો નથી, કોઇ કોઇ વાર એનામાં અને મહારાણીની આસપાસ ભરાઇ રહેનાર નીચ અને મલીન મનના ખુશામતિયા કે જેઓના વિરૂધ્ધ તે પોતે વારવાર સખત લખે છે તેઓનામા કઇ પણ તફાવત જોવામા આવતો નથી આવા ખુશામતિયા મહારાણીના સ્વચ્છદીપણાને અને સ્વાભાવિક ઉધ્ધતાઇને હસમુખા ચેહેરાથી અને આભારના શબ્દોથી તાબે થવામાં સતોષ માનતા અને એમ કરવામા સારા નસીબે કોઇવાર તેણીની પ્રકૃતિને પસદ આવે એવી વાત કહીને તેઓ કોઇ સારી જગ્યા અગર માન મેળવવાની જે આશાઓ રાખતા તેમા તેઓ ફતેહ પામ્યાના બદલે ઉલટા ઘણી વાર નાઉમેદ થતા બેકનની જીદગીનો જે ઇતિહાસ આપણને તેના પત્રો વાચવાથી મળે છે તે આપણને પ્રિય લાગે એવો નથી તેને એક અરજદાર તરીકે ગણી અને તેની આવશ્યકતા ઉપર નજર રાખી તેને ભાષાના ચાલતા રિવાજને માટે આપણે જોઇએ તેટલી છૂટ આપીએ તોપણ જે માણસ પોતાની જાતના માટે આટલુ બધુ માન ધરાવતો હતો તેના માટે તો એ પત્રોમા નિ સ્વાર્થપણાનો ખોટો ડોળ, પ્રેમ અને શ્રધ્ધાપૂર્વક સેવા કરવાનું કહેવામા અતિશયોક્તિ, અને અન્ય પુરૂષોની નિદા કરવામાં વક્રોક્તિ, બેશક

હદ ઉપરાંત જોવામા આવે છે. જો પોતાની ચઢતી થતી હોય તો પછી ગમે તેવી શરમ ભરેલી સરતો પણ કબૂલ કરવામા તે આચકો ખાતો નહિ. આમ છતા પણ આટલુ તો કહેવુ જ જોઈએ કે તે જે જે સહન કરતો તે બધુ કોઈ નજીના કારણ સારૂ અગર ફક્ત એના પોતાના સ્વાર્થ માટે નહોતુ પરાક્રમી નિવડવા માટે અને પૈસાદાર થવા માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ એમ કરવામાં એનો ખરો હેતુ તો એ હતો કે અજ્ઞાનનું મૂળ કહાડી નાંખવામાં અને નવીન અને યથાર્થ જ્ઞાનની પાકે પાયે રચના કરવામાં પોતાના હાથ છુટા રહે અને પોતાને યોગ્ય સાધનો મળી આવે.

લોર્ડ બરલે ઉપર તેણે જે પત્ર લખ્યો હતો તેથી એને બહુ ફાયદો થયો નહિ તેને મંત્રી સભાના કારકુનની જગ્યાનો ઉત્તરાધિકાર મળ્યો પણ એ જગ્યા વીસ વર્ષ સુધી ખાલી પડી નહિ પણ આ વર્ષોમાં તે ઘણોજ ઉદ્યોગી હતો જે કામ ઉપર તેનું મન ચોટ્યું હતું અને જેના વિષે તે મહાન અને ગંભીર વિચારો કરવામાં રોકાયો હતો તે બીજા માણસોની જાણમાં નહોતું અને એના ભાઈ એન્થોની અને દાક્તર એન્ડ્રુસ જેવા એના દિલોજાન મિત્રો પણ એ કામ પૂરેપુરૂ સમજતા નહોતા આ દરમ્યાનમા તે રાજ્યના અધિકારીઓને તાબે થયો અને તેમની આજ્ઞાને અનુસરીને ચાલવા લાગ્યો, અને જોકે તેઓ એને એક વિદ્યાર્થી તરીકેજ ગણતા હતા અને એના વ્યવહારના જ્ઞાન અને અનુભવ વિષે તેઓનો મત સારો નહોતો તોપણ તેઓ એની કલમને પોતાના ઉપયોગમા લેવાને ખુશી હતા આજ વખતમાં તે પોતાની વિલક્ષણ બુદ્ધિનો ઉપયોગ બીજે રસ્તે કરવા લાગ્યો એની કલ્પનાશકિત ઘણી ચંચળ હતી અને એના મગજમા જુદી જુદી તરેહના ઘણા વિષયો રમી રહ્યા હતા પણ કાવ્ય સંબંધી યોગ્યતાની અને મધુર સ્વરાનુક્રમની તેનામા ખોટ હતી. હાલના કેટલાક વિચિત્ર લેખકો એટલે સુધી કહે છે કે બેકનની ગ્રહણશક્તિ અને વિચારશક્તિ એટલી બધી હતી કે તે શેક્સપીયરના નાટકો લખવાને શકિતમાન હતો જે વિષય ઉપર તે બોલતો હોય તેને સ્પષ્ટ કરવા સારૂ ઘણાજ દૂરના અને અસંભવિત સાદૃશ્ય ઉપરથી ઉદાહરણ આપવાની કલ્પનાશક્તિ તેના જેવી ભાગ્યેજ બીજા કોઇ માણસમા હશે. આવા સાદૃશ્ય ઉપરથી તે જે જે ઉદાહરણો આપતો તે તરેહવાર અને બિલકૂલ ધારી ન શકાય એવાં હોય

ખાસ આશયવાળા ચાલુ ઉપન્યાસોનો જથ્થો ભેગો કરતો. કોઇ પણ વસ્તુ એવી બારીક અગર નકામી નહોતી કે જે એની નજર બહાર રહી જાય. ઘણીવાર તે ઉપવાક્ય અને પરિચ્છેદનાં મથાળાં અને છેડા, વિષયાન્તર ગમન, વાક્યયોગી અન્વયો, અને એકજ વિચારને જુદા જુદા સ્વરૂપમાં મૂકવાનાં સાધનો મોટા સમૂહમાં ભેગાં કરતો; નમસ્કાર કરવાના, માફી માગવાના અગર સમયોચિત ઉત્તર આપવાના અને વળી સવાર સાંજની સલામ કરવાના રિવાજોની પણ તે નોંધ કરતો; કોઇ પણ વિષયની શરૂઆતમાં અગર છેડે ઉપયોગી થઇ પડે એવાં અનુકૂળ વાક્યો અને બોલનાર અગર લખનારનો ખાસ આશય શું છે તે જે રસ્તે બરાબર સમજી શકાય એવા રસ્તાઓને તે શોધી રાખતો. આ સઘળા ફક્ત નજરના ખેલ છે અને જોકે દેખીતા તેઓ નકામા જેવા લાગે છે તેથી ઘણા માણસોની નજર બહાર જતા રહે છે તોપણ પ્રસંગ આવે તેઓ મળી શકતા નથી; અને છેક મંદ અને ભભકાદાર, સ્પષ્ટ અને દુર્ગમ્ય–વાક્યો વચ્ચે, તેમજ ભાષણની સ્વાભાવિક સરળતા અને સ્વસ્થતાના સંબંધમાં પણ જે તફાવતો જોવામાં આવે છે તે આજ કારણને લીધે હોય છે.

આ પ્રમાણે કરી રાખેલા સંગ્રહને તે વારવાર બારીકાઇથી તપાસતો, તેની નકલો કરતો અને તેમાં વધારો ઘટાડો પણ કરતો. ઇ. સ. ૧૫૯૪ અને તે પછીનાં વર્ષોમાં તેણે કરેલા આવા સંગ્રહમાંથી મી. સ્પેડીંગે વિચિત્ર દાખલા ચુંટી કહાડયા છે, અને તે આખો સંગ્રહ થોડા વખત ઉપર મી. હેનરીપોટે છાપીને પ્રસિધ્ધ કર્યો છે. હરતાં ફરતાં તેને જે કંઈ યાદ આવતું, જે કંઇ નવીન સુઝી આવતું તેની ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવાને તે ચૂકતો નહિ તે હમેશાં પોતાનો અમુક વિચાર અપૂર્વ અને અસલ છે એમ બતાવવામાં જેટલી કાળજી રાખતો તેના કરતાં તેની કિંમત અને યોગ્યતા વિષે વધારે રાખતો. પ્રખ્યાત ગ્રંથકારોમાંથી તે મૂળ શબ્દોમાંજ ઉતારો કરી લેવામાં બિલકૂલ ડરતો નહિ, અને તેથી કરીને જો કોઈ ઉદાહરણ, ઉપન્યાસ અગર ઉપમા એને પસંદ આવે તો તેને ફરી ફરીને કહેવાથી તે કંટાળતો નહિ એટલુંજ નહિ પણ તેને વારંવાર વાપરવાથી ઉલટો એને સંતોષ થતો. ભાત ભાતના આવા સંગ્રહો ઉપરથી વિદ્યા સંપાદન કરવાની એની પધ્ધતિ વિષે આપણને બીજો ખુલાસો મળે છે. સાદશ્ય ગ્રહણ કરવાની

એની શક્તિ ઘણી તીક્ષ્ણ હોવાથી જ્યારે એને અક્ષરશઃ તાર્કિક ચીલામાં રહેવું પડતું ત્યારે તે અધીરો બની જતો, પણ જાણે તે આકસ્મિક શિકારની શોધમાં ફરતો હોય તેમ વખત આવે એક એવો શબ્દ વાપરતો કે જેનાથી તેની આખી કલ્પનાશક્તિ જાગૃત થઈ જતી, અને એવા એકજ શબ્દ ઉપરથી તે જે વિષય ઉપર બોલતો હોય તેના વિષે આપણને પૂરતો ખુલાસો મળી આવતો. તેથી પ્રસંગોપાત તે કોઇ એવો શબ્દ અગર વાક્ય વાપરતો કે જે સંબંધ વગર આપણાથી બિલકુલ સમજાય નહિ પણ જે તે પોતે જ્યારે વાંચતો ત્યારે એનાથી તેના પોતાના મનમાં સંખ્યાબંધ વિચારો હાજર થઈ જતા.

જ્યારે આપણે એના પત્રો, ભાષણો અને ગ્રંથો વાંચીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે સર્વે તેની નાની વયમાં લીધેલી મહેનતનાં પરિણામ છે. એના ગ્રંથોમાના કેટલાક પ્રસિધ્ધ અને જાણીના ભાગો ઉપર વિચાર કરતાં તેઓ બાલ્યાવસ્થામાં તૈયાર રાખેલા સંગ્રહનો ઉતારો હોય એમ લાગે છે. દાખલા તરીકે એની ટિપ્પણ પોથી અને નિબંધો વચ્ચેનો આવો ગાઢો સંબંધ તેના "જ્ઞાનની સ્તુતિ" એ નામના નિબંધ ઉપરથી જણાઇ આવે છે. આ નિબંધ રમુજી હોવાનું કારણ એ છે કે એ કાળના લોકો જે જ્ઞાન મેળવી શકતા તેમાં જે ખામીઓ હોય તે દૂર કરવાના હેતુથી તેમાં જે યોગ્ય સુધારા કરવાને બેકન હિમ્મત ધરતો હતો અને જે તેણે પાછળથી પોતાના "વિદ્યાની વૃધ્ધિ" અને "નવીન સાધન" એ પુસ્તકોમાં દાખલ કર્યાં હતા તેઓનો સહેજસાજ ભાસ પહેલવહેલો આમાંજ થાય છે. આ પ્રમાણે તે જે સુધારા કરવા માગતો હતો તે નીચેની મતલબના હતાઃ—

"સહેલાઇથી કબૂલ કરવું, શંકા ઉઠાવવામાં અધીરા બનવું, ખાતરીપૂર્વક કહેવામાં ઉધ્ધતાઇ કરવી, જ્ઞાન મેળવવામાં મોટાઈ માનવી, કોઇના વિરૂધ્ધ કહેવામાં આંચકો ખાવો, સ્વાર્થ શોધવામા તત્પર થવું, શોધ કરવામાં આળસુ થઇ બેસી રહેવું, શબ્દ માત્રથીજ જ્ઞાન મેળવવાની આશા રાખવી, કુદરતનો થોડો ભાગ જાણીને સંતોષ માનવો—આ અને એવાંજ બીજાં કારણોથી માણસોની માનસિક શક્તિ અને પદાર્થોની યથાર્થ પ્રકૃતિ વચ્ચે જે યોગ્ય સંબંધ થવો અવશ્યનો છે તે થયો નથી અને તેના બદલે

એ શક્તિનો ખોટા વિચારો અને નિરર્થક પ્રયોગો સાથે સંબંધ જોડાયો છે ......બેશક આજ કારણથી માણસનું પ્રભુત્વ જ્ઞાનમાં છૂપું રહેલું છે; અને એમાં કેટલીક બાબતો તો એવી છે કે જે મોટા રાજાઓ પણ પોતાના પૈસાથી ખરીદી શકે તેમ નથી; તેમ પોતાના બળથી મેળવી શકે એમ નથી; તેઓના ગુપ્ત ખબર આપનારા દૂતો પણ આના સંબંધમાં કંઈ માહિતી આપી શકે એમ નથી; અને તેઓ જ્યાં ઉગે છે ત્યાં એમના ખલાસીઓ અગર શોધ કરનારાઓ જઈ શકે એમ નથી. આપણે કહીએ કે આપણે કુદરતને કાબુમાં રાખીએ છીએ તો તે ફક્ત કહેવા પૂરતું જ છે કારણ કે વાસ્તવિક રીતે જોતા તો આપણે ઉલટા એના દાસ છીએ; પણ જો આપણે યોજનાઓ ઘડવામાં તેના કહ્યા પ્રમાણે દોરવાઈએ તો વ્યવહાર કાર્યમાં આપણે તેના ઉપર હુકમ કરી શકીએ."

જે વખતમાં તેણે ઉપરનો નિબંધ લખ્યો હતો તેજ અરસામાં તેણે એક બીજો લખ્યો છે જેમાં તેણે મહારાણી **એલીઝાબેથનાં** વખાણ કર્યાં છે. જેવી રીતે એનો પહેલો નિબંધ તત્વજ્ઞાન ઉપર લખવાની એની પધ્ધતિનો નમુનો છે તેવીજ રીતે આ બીજો એના રાજકીય અને ઐતિહાસિક લખાણ કે જે એના તત્વવિવેકના જેવાંજ વિલક્ષણ છે તેઓનો નમુનો છે. આમાં તેણે મહારાણીની તારીફ કરી છે અને એ નિબંધ પણ એ જાતના બીજા સાધારણ પ્રબંધોની માફક મર્યાદા વગરનો અને ખુશામતનો ભરેલો છે; પણ આમાં માત્ર ખુશામતજ છે એમ નથી. **એલીઝાબેથની** વર્ત્તણૂંક અને રાજ્યકારભારને લગતી બાબતો યથાર્થ રીતે બતાવવામાં **બેકને** આમાં પોતાની તીવ્ર વિવેકશક્તિનો સારો ઉપયોગ કર્યો હોય એમ જણાય છે. દાખલા તરીકે **સ્પેઇનના** હુમલા વખતે મહારાણીની અડગ હિમ્મત વિષે તે નીચે પ્રમાણે લખે છેઃ—

"છેવટે જુઓ મહારાણીની ધીરજ કેટલી હતી—જે વખતે પોતાના રાજ્ય ઉપર ભારે તૈયારી સાથે એક મોટું લશ્કર ચઢી આવવાનું હતુ અને જે ચઢાઇથી આખા યુરોપખંડમા વિસ્મય અને ધાસ્તી ફેલાઇ ગયાં હતાં તે વખતે તેણીની ખુશ મિજાજ અને સાધારણ રીતભાત અને રિવાજમાં પણ કંઈ ફેરફાર થયો નહોતો, સલાહસંપથી જે ચહેરો હમેશાં દીપી રહેતો હતો તેમાં એ ચઢાઇરૂપી અંધારાનો ભાસ પણ દેખાતો નહોતો;

એની શક્તિ ઘણી તીક્ષ્ણ હોવાથી જ્યારે એને અક્ષરશ તાર્કિક ચીલામાં રહેવુ પડતું ત્યારે તે અધીરો બની જતો, પણ જાણે તે આકસ્મિક શિકારની શોધમા ફરતો હોય તેમ વખત આવે એક એવો શબ્દ વાપરતો કે જેનાથી તેની આખી કલ્પનાશક્તિ જાગૃત થઈ જતી, અને એવા એકજ શબ્દ ઉપરથી તે જે વિષય ઉપર બોલતો હોય તેના વિષે આપણને પૂરતો ખુલાસો મળી આવતો તેથી પ્રસગોપાત તે કોઇ એવો શબ્દ અગર વાક્ય વાપરતો કે જે સબધ વગર આપણાથી બિલકૂલ સમજાય નહિ પણ જે તે પોતે જ્યારે વાચતો ત્યારે એનાથી તેના પોતાના મનમા સંખ્યાબંધ વિચારો હાજર થઈ જતા

જ્યારે આપણે એના પત્રો, ભાષણો અને ગ્રથો વાચીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે સર્વે તેની નાની વયમાં લીધેલી મહેનતના પરિણામ છે એના ગ્રથોમાના કેટલાક પ્રસિધ્ધ અને જાણીતા ભાગો ઉપર વિચાર કરતા તેઓ બાલ્યાવસ્થામા તૈયાર રાખેલા સગ્રહનો ઉતારો હોય એમ લાગે છે દાખલા તરીકે એની ટિપ્પણ પોથી અને નિબધો વચ્ચેનો આવો ધાઢો સબધ તેના "જ્ઞાનની સ્તુતિ' એ નામના નિબંધ ઉપરથી જણાઇ આવે છે આ નિબધ રમુજી હોવાનું કારણ એ છે કે એ કાળના લોકો જે જ્ઞાન મેળવી શકતા તેમા જે ખામીઓ હોય તે દૂર કરવાના હેતુથી તેમા જે યોગ્ય સુધારા કરવાને બેકન હિમ્મત ધરતો હતો અને જે તેણે પાછળથી પોતાના "વિદ્યાની વૃદ્ધિ" અને "નવીન સાધન" એ પુસ્તકોમા દાખલ કર્યા હતા તેઓનો સહેજસાજ ભાસ પહેલવહેલો આમાજ થાય છે આ પ્રમાણે તે જે સુધારા કરવા માગતો હતો તે નીચેની મતલબના હતા—

"સહેલાઇથી કબૂલ કરવું, શકા ઉઠાવવામા અધીરા બનવુ, ખાતરીપૂર્વક કહેવામાં ઉધ્ધતાઇ કરવી, જ્ઞાન મેળવવામા મોટાઈ માનવી, કોઇના વિરૂધ્ધ કહેવામા આચકો ખાવો, સ્વાર્થ શોધવામા તત્પર થવુ, શોધ કરવામા આળસુ થઇ બેશી રહેવુ, શબ્દ માત્રથીજ જ્ઞાન મેળવવાની આશા રાખવી, કુદરતનો થોડો ભાગ જાણીને સંતોષ માનવો—આ અને એવાંજ બીજા કારણોથી માણસોની માનસિક શક્તિ અને પદાર્થોની યથાર્થ પ્રકૃતિ વચ્ચે જે યોગ્ય સબધ થવો અવશ્યનો છે તે થયો નથી અને તેના બદલે

એ શક્તિનો ખોટા વિચારો અને નિરર્થક પ્રયોગો સાથે સંબંધ જોડાયો છે ......બેશક આજ કારણથી માણસનું પ્રભુત્વ જ્ઞાનમાં છુપું રહેલું છે; અને એમાં કેટલીક બાબતો તો એવી છે કે જે મોટા રાજાઓ પણ પોતાના પૈસાથી ખરીદી શકે તેમ નથી; તેમ પોતાના બળથી મેળવી શકે એમ નથી; તેઓના ગુપ્ત ખબર આપનારા દૂતો પણ આના સંબંધમાં કંઈ માહિતી આપી શકે એમ નથી; અને તેઓ જ્યાં ઉગે છે ત્યાં એમના ખલાસીઓ અગર શોધ કરનારાઓ જઇ શકે એમ નથી આપણે કહીએ કે આપણે કુદરતને કાબુમાં રાખીએ છીએ તો તે ફક્ત કહેવા પૂરતુંજ છે કારણ કે વાસ્તવિક રીતે જોતાં તો આપણે ઉલટા એના દાસ છીએ; પણ જો આપણે યોજનાઓ ઘડવામાં તેના કહ્યા પ્રમાણે દોરવાઇએ તો વ્યવહાર કાર્યમાં આપણે તેના ઉપર હુકમ કરી શકીએ."

જે વખતમાં તેણે ઉપરનો નિબંધ લખ્યો હતો તેજ અરસામાં તેણે એક બીજો લખ્યો છે જેમાં તેણે મહારાણી **એલીઝાબેથનાં** વખાણ કર્યાં છે જેવી રીતે એનો પહેલો નિબંધ તત્વજ્ઞાન ઉપર લખવાની એની પધ્ધતિનો નમુનો છે તેવીજ રીતે આ બીજો એના રાજકીય અને ઐતિહાસિક લખાણ કે જે એના તત્વવિવેકના જેવાંજ વિલક્ષણ છે તેઓનો નમુનો છે. આમા તેણે મહારાણીની તારીફ કરી છે અને એ નિબંધ પણ એ જાતના બીજા સાધારણ પ્રબંધોની માફક મર્યાદા વગરનો અને ખુશામતનો ભરેલો છે, પણ આમાં માત્ર ખુશામતજ છે એમ નથી. **એલીઝાબેથની** વર્તણુંક અને રાજ્યકારભારને લગતી બાબતો યથાર્થ રીતે બતાવવામાં **બેકને** આમાં પોતાની તીવ્ર વિવેકશક્તિનો સારો ઉપયોગ કર્યો હોય એમ જણાય છે દાખલા તરીકે **સ્પેઇનના** હુમલા વખતે મહારાણીની અડગ હિમ્મત વિષે તે નીચે પ્રમાણે લખે છે —

"છેવટે જુઓ મહારાણીની ધીરજ કેટલી હતી—જે વખતે પોતાના રાજ્ય ઉપર ભારે તૈયારી સાથે એક મોટું લશ્કર ચઢી આવવાનું હતુ અને જે ચઢાઇથી આખા યુરોપખંડમા વિસ્મય અને ધાસ્તી ફેલાઇ ગયાં હતાં તે વખતે તેણીની ખુશમિજાજી અને સાધારણ રીતભાત અને રિવાજમાં પણ કંઈ ફેરફાર થયો નહોતો, સલાહસંપથી જે ચહેરો હમેશાં દીપી રહેતો હતો તેમાં એ ચઢાઇરૂપી અંધારાનો ભાસ પણ દેખાતો નહોતો;

પણ તે પોતાના ઉત્તમ પ્રકારના નિશ્ચય અને દૃઢ નિર્ભયપણાથી પોતાના મન્ત્રીઓને હિમ્મત આપતી, પોતાના અમીરોને ઉત્તેજન આપતી, અને પોતાની પ્રજાની હિમ્મતમાં વધારો કરતી, અને તે જાતે પોતાના પૈસાથી પ્રજાના સુખ દુ ખમા ભાગ લેવાને તૈયાર હતી એટલુંજ નહિ પણ તે પોતે પ્રજાના હાથે પોતાના બચાવની આશા નહિ રાખતા ઉલટી પ્રજાને પોતાના હાથથીજ બચાવ થાતુ કહેતી આની સાબિતી એ હતી કે તે જાતે રણભૂમિમા હાજર રહી હતી તેથી જે માણસના મન ઉપર શત્રુઓની સત્તાથી, કાવતરાખોરોના સોગનોથી, અને મોટા ભયકર ફેરફારોથી બિલકૂલ અસર થતી નથી તેની મોટાઈ બેશક વીરપુરૂષોની મોટાઈ કરતા ચઢિયાતી છે."

આ નિબંધો લખવામા જોકે બેકને ઘણીજ કારીગીરી વાપરી છે તોપણ તેઓ ફક્ત શોભાની ખાતરજ લખાયા હોય એવા છે પણ તરતજ તેણે એક ભારે કામ માથે લીધુ હતુ. ઈ. સ ૧૫૯૨ની સાલમા સ્પેઈનના હુમલા પછી ઈન્ગલેન્ડના રાજ્ય નિયમોની રચનામા જે સખત ફેરફારો કરવામા આવ્યા હતા તેઓના સબધમા લેટીન અને અંગ્રેજી બન્ને ભાષામા એક ચોપાનિયુ બહાર પડયુ હતુ એ ચોપાનિયુ કેથોલીક મતના અનુગામીઓ તરફથી બહાર પડયુ હતુ અને તેમા એ લોકોએ કટ્ટા દ્વેષથી અને બિલકૂલ આચકો ખાધા વગર મહારાણી એલીઝાબેથની જાત ઉપર તેમજ તેણીના રાજ્ય ઉપર મરજીમા આવે એવા આરોપો મૂકયા હતા ઘણુ કરીને આ ચોપાનિયુ ફાધરપારસન્સના હાથે લખાયુ હતુ પણ સરકારે તો એને એક ભયકર દોષારોપ જેવુ ગણ્યુ અને એનો જવાબ વાળવાનું કામ બેકનને સોપ્યુ રાણીના અને કેથોલીક મતના અનુગામીઓની વચ્ચે પોતાના તેમજ પારકા રાજ્યમાં જે તકરારો ચાલતી હતી તેઓનું પોતાના મત પ્રમાણે વિવેચન કરીને અને પ્રત્યેક આરોપને પૃથક્ પૃથક્ લઇને તેનો જવાબ આપવામા બેકને ઘણો શ્રમ લીધો છે પણ આ પ્રમાણે કરેલુ ગુણદોષનુ વિવેચન ભાગ્યેજ નિષ્પક્ષપાતી હોય છે, વધારામા વળી એ લખવામા હુકમ પ્રમાણેજ ચાલવાનું હોવાથી એવુ કોઈ પણ માણસ નહોતુ કે જે એ તકરારોનુ વિવેચન પક્ષપાત વગર કરી શકે પણ બેકને એનો જવાબ મૂળ ચોપાનિયાની માફક ફક્ત એકજ બાજૂ ઉપર ધ્યાન આપીને લખ્યો હોય એમ નથી તેમજ એમા મૂળ ચોપાનિયા

જેટલું કપટ પણ નથી; અને તે અસરકારક પ્રત્યારોપ કરવામાં અને કેથોલીક મતની તરફેણમાં લખનારનું હડહડતું ભોળપણ અને શિથિલ બંધારણ બતાવી આપવામાં ફતેહમંદ થયો છે. પણ બન્ને બાજૂની રાજનીતિ સાથે તેઓના પોતપોતાના ધર્મની લાગણીનો સંબંધ એટલો બધો ગાઢો હતો કે તેઓ આ તકરારોનો નિર્ણય પક્ષપાત વગર કરી શકે એજ અસંભવિત હતું. કેથોલીક મત માનનારા ફક્ત પોતાને પોતાનો ધર્મ પાળવાની છૂટ મળે એટલાથીજ સંતોષી નહોતા અને પાદરીઓ અને જેસુટના વિરૂદ્ધ જે શિક્ષાઓ ફરમાવવામાં આવતી હતી તે રાજ્યદ્રોહના ગુન્હાની શિક્ષા કરતાં પણ વધારે સખત હતી. પણ આ નિબંધમાં બેકને એ કાળના લોકોના કામકાજના સંબંધમા એવી બારીકાઇથી ચોકસી કરી છે કે એવી તેના શિવાય બીજો કોઇ માણસ ભાગ્યેજ કરી શકે.

બેકન જે કંઇ લખતો તેમા જે સારૂં હોય તેને તે કોઇ દિવસ નકામું થઇ જવા દેતો નહિ; અને તેણે "મહારાણીની સ્તુતિ"માં જે લખ્યું છે તેનો ઘણો ભાગ બિલકુલ ફેરફાર કર્યા વગર ફરીથી "પ્રતિષ્ઠાહારી લેખ ઉપર અવલોકન" એ પુસ્તકમા દાખલ કર્યો છે પછીથી બેકન મીડલસેક્ષ પરગણા તરફથી પ્રતિનિધિ તરીકે ચુંટાઇને ઇ. સ ૧૫૯૨ ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે પાર્લામેન્ટમા દાખલ થયો આ સભામા અમીરો તરફથી રાજ્યના વાર્ષિક ખરચના સબંધમા તેઓનો અભિપ્રાય લેવા બાબત મૂકાયેલી દરખાસ્ત વિરૂદ્ધ પ્રજાના પ્રતિનિધિઓએ જે વાંધો ઉઠાવ્યો હતો તેમા બેકન સૌનો આગેવાન હતો આવી રીતે સ્વતંત્રપણું બતાવવામા એને ઘણીજ હિમ્મત રાખવી પડી હતી, કારણકે જે દરખાસ્તના વિરૂદ્ધ તેને બોલવાનુ હતુ તે એના બળવાન કાકા રાજ્યના કોશાધિકારી તરફથી મૂકવામા આવી હતી વળી પરરાજ્યના હુમલાની ધાસ્તીથી આ સભાએ લોકોના ઉપર જે વધારાના કરો નાખ્યા હતા તેઓના સામા પણ બેકને વાંધો ઉઠાવ્યો હતો એ વખતમા સરકારી નોકરો કેવુ દાસત્વ ભોગવતા હતા એ ઉપર જો આપણે વિચાર કરીશુ તો ઉપર પ્રમાણે સ્વતત્રપણુ બતાવવાથી બેકનના ઉપર મહારાણીની ઈતરાજી થાય અને તેણીની હજુર-

માથી તેનો પગ ટળે એમાં કઇ નવાઈ જેવું લાગશે નહિ ઇસેક્ષના સમજાવવાથી એલીઝાબેથની ઇતરાજી કઇક ઓછી થઇ તોપણ રાજ્યના ખરચના સબધમા બેકન જે બાલ્યો હતો તે તો તે કોઇ દિવસ વિસરી ગઈ નહિ



# પ્રકરણ ૨જું.

## બેકન અને એલીઝાબેથ.

એલીઝાબેથની કારકિર્દીનાં છેલ્લાં દસ વર્ષોમાં બેકનના નસીબમાં ભારે ઉથલપાથલ થઇ. આજ વર્ષોમાં એની મહાન યોજના વધારે પ્રગટ થવા લાગી અને એનો મોહ વધવા લાગ્યો. આજ વર્ષોમાં (૧૫૯૭માં) એના દસ નિબંધોની પહેલી આવૃત્તિ બહાર પડી. લાંબા વખત સુધી માણસોની રીતભાત અને ચાલચલગત ઉપર બારીકાઇથી કરેલા અવલોકનના પરિણામ રૂપી વિધાના સંબંધમાં આ તેનું પહેલુંજ સાહસ હતું. આજ વર્ષોમાં તે પ્રખ્યાત થવા લાગ્યો અને તેનું મહત્વ વધવા લાગ્યું. એની પોતાની વર્તણુંકની કસોટી પણ આજ વખતમાં થઇ. આખા રાજ્યમાં જે એક માણસ એની વિલક્ષણ બુદ્ધિ અને એના સ્તુતિપાત્ર ઉદ્દેશની ખરી બુજ કરી એની કીર્તિ વધારવાનો પ્રયાસ કરતો હતો તેની સાથે મિત્રાચારી અને શત્રુવટ પણ આજ વર્ષોમાં થઇ. તેનો આ મિત્ર ઈસેક્ષનો અમીર હતો જે તીક્ષ્ણ દરિદ્રાબ એની જીંદગી પર્યંત પહોંચી અને જેના લીધેજ તે પોતે પાછળથી ખરાબ થયો તેનાં મૂળ પણ આજ વર્ષોમાં રોપાયાં હતાં. એનો આ પ્રતિસ્પર્ધી મહા સમર્થ, ક્રૂર અને ખોટું કરતાં બિલકૂલ ડરે નહિ એવો અંગ્રેજી ધારાનો હિમાયતી એડવર્ડ કોક હતો.

જ્યારે એક બાજૂએ અંધારામાં પડી રહી બેકન કુદરતના તત્વવિવેકનો પાયો નાંખવામાં અને રાજ્યમાં નોકરી મેળવવા માટે ફોગટ પ્રયાસ કરવામાં રોકાયો હતો ત્યારે બીજી બાજૂએ ઇસેક્ષનો અમીર મહારાણીની મરજી સંપાદન કરવામાં અને કચેરીમા બીજા નોકરો ઉપર પ્રાધાન્ય પ્રાપ્ત કરવામાં રોકાયો હતો. થોડા વખતમાં ઇસેક્ષ સાથે બેકનની ઓળખાણ થઇ અને પછીથી ધીમે ધીમે તેઓની મિત્રાચારીમાં વૃદ્ધિ થવા લાગી. તેઓના પાછળના સંબંધ વિષે આપણે ગમે તેવો શક લઇએ તોપણ શરૂઆતમાં તેઓની મિત્રાચારી શુદ્ધ ભાવની હતી એ વાત નિઃસંદેહ છે. સાધારણ રીતે આપણે એમ ધારીએ છીએ કે ઇસેક્ષ એક બડાઇખોર અને

ઉદ્ધત રાજનો માનીતો હતો, આરલેન્ડને તાબે કરવાનું જે જોખમ ભરેલું કામ એને સોંપવામાં આવ્યું હતું એ તેણે વેર વાળવાના અગર તોફાન કરવાના ઇરાદાથી બરાબર કર્યું નહિ, અને જ્યારે એના માટે તેનો જવાબ લેવામાં આવ્યો ત્યારે તેણે બેનકુરી ભરેલા કુલકનો જંગ મચાવ્યો આ વાત તો આરંભથી જાણે છે, પણ આપણે તેના મતે જોઇશું કે ઇસેક્ષ હમેશા આટલો બધો ખરાબ નહોતો શરૂઆતમાં એના વિચાર સારા હતા, તેણે ગંભીરતાથી અને નમ્રતાથી નાની વયમાં જે અભ્યાસ કર્યો હતો તેનો તેણે પાછળથી સારો ઉપયોગ કર્યો હતો એને સાહસ કરવાનો ઘણો શોખ હતો અને તેથી તે બેકનના વિચારો વિષે એ વખતના બીજા બધા માણસો કરતા વધારે સારી માહિતી ધરાવતો હતો જે ધર્મમાં સાદાઈ અને શુદ્ધ ભાવ હોય તેજ એને પસંદ પડતો પ્યુરીટન મતના અનુગામીઓ તરફ એ રહેમ નજરથી જોતો એનું કારણ એ હતું કે એના ધારવા પ્રમાણે તેઓ ઘણા ગંભીર હતા અને તેઓના ઉપર નાહક હદ ઉપરાંત જુલમ કરવામાં આવતો હતો જે લોકો એને અત્યંત ધિક્કારે છે તેઓ પણ એની ખાનદાની અને ઉદારતા કબૂલ કરે છે

એના વિષે બેકન એક જગ્યાએ લખે છે કે " ફક્ત મુદ્દાની હકિકત જાહેર કરવામાંજ નહિ પણ આ કામમાં એનાથી જે કંઇ ભૂલ થઇ હોય તેના માટે એને ચેતવણી અને શિખામણ આપવામાં તમે એની સાથે જેમજેમ ખુલ્લા દિલથી વર્તશો તેમ તેમ તે ( કારણ કે એનો સ્વભાવજ એવો છે ) તમારી શિખામણ પ્રમાણે ચાલવાનો વધારે પ્રયત્ન કરશે ' વખતે મિ સ્પેડીંગ ધારે છે એમ બેકનનો અભિપ્રાય અતિશયોક્તિ ભરેલો હશે તેઓ એક બીજાને હોંશથી ચહાતા, તેઓની પ્રીતિમાં ધીમે ધીમે વધારો થવા લાગ્યો અને તેઓ એક બીજાને ચોખ્ખા દિલથી સહાય કરવા લાગ્યા તેઓનો સંબંધ એવો નહોતો કે એક મુરબ્બી હતો અને બીજો તાબેદાર હતો પણ તેઓ એક બીજાને પોતાનો બરોબ-રીઓ ગણતા તે બન્ને પોતાનો સાથી કેવો માણસ છે અને કેટલામાં છે તે જોવાને શક્તિમાન હતા. બેકન તરફ ઇસેક્ષની લાગણી કેવી હતી તે પાછળની હકિકત ઉપરથી જણાઇ આવે છે બેકન પાછળથી વારંવાર કહેતો કે તેણે પોતાનો બધો અવકાશ અને મહેનત ઈસેક્ષની સેવામાં

અર્પણ કર્યાં હતાં. તે કહે છે કે "રાજ્યનું ભલું ફક્ત એનીજ (ઇસેક્ષની) મારફતે થાય એમ છે એવું જાણી જેવી રીતે હું એને વળગી રહ્યો હતો તેવું ભાગ્યેજ બીજા માણસના સબંધમાં બનતું હશે; મહારાણીની નોકરી-ની, મારા પોતાના નસીબની અને કેટલીક રીતે મારા ધધાની પણ દરકાર ન કરતાં ફક્ત મારા મુરબ્બીના માનને, ભાગ્યને અગર સેવાને લગતી બાબતો ઉપરજ હું રોજ મારા મનમાં વિચાર કરતો."

આ પ્રમાણે કહેવામા **બેકન** તદ્દન ખરૂં જ કહેતો હોય એ શક ભરેલું છે, કારણ કે 'મહારાણીની નોકરી તો હજુ એને મળીજ નહોતી તેમજ મળવાનો એવો સંભવ પણ નહોતો કે જેથી એના કામમાં હરકત થાય; અને જ્યારે તેને એ નોકરી મળી ત્યારે એ નોકરીના અગર તેના પોતાના ધધાના સંબંધમાં તેણે કોઈ દિવસ બેદરકારી બતાવી હોય એમ જણાતું નથી. આવી બાબતોમા એ કેટલી કાળજી રાખતો હતો તે એના પત્રો ઉપરથી સાફ જણાઈ આવે છે. પણ બેશક આટલી વાત તો નિર્વિવાદ છે કે જેટલો **ઈસેક્ષ બેકનને** સહાય કરવામાં ખુશી હતો તેટલોજ **બેકન** ઇસેક્ષ કે જે એકલોજ તેની બુદ્ધિની ખરી બુજ કરવાવાળો હતો તેને ઉપ-યોગી થઈ પડવામા રાજી હતો. **એલીઝાબેથના** રાજ્યમા જે જે માણસો થઈ ગયા છે તે બધા કરતા ઇસેક્ષ ચઢિયાતો હતો અને તે સૌથી વધારે સત્તાવાન થઇ બેસશે એમ લોકોનુ માનવું હતુ.

આ વખતમાં **લીસેસ્ટરનો** અમીર ગુજરી ગયો હતો; **બરલેની** ઉમ્મર થઈ ગઈ હતી અને તેથી સાહસ અને ઉદ્ધતાઇ જે બે ગુણો **એલી-ઝાબેથને** ગમતા હતા તેઓના ઉપરથી તેનુ મન ઉઠી ગયુ હતુ. એક માણસને પોતાનો માનીતો કરી રાખવાનો **એલીઝાબેથનો** વિચાર બહુ વખતથી ચાલતો હતો અને કમનસીબે ઇસેક્ષનેજ પસંદ કરવામાં આવ્યો. **ઇસેક્ષમા લીસેસ્ટરના** નીચ અને ઘાતકી સ્વાર્થીપણા વગર તેના જેવીજ મોહ પમાડવાની શક્તિ હતી તેનામા **ફીલીપ સીડનીના** જેટલીજ ઉદારતા અને બહાદુરાઈ હતી પણ પ્રવૃત્તિમા તે એના કરતા વધારે યોગ્યતા અને જુસ્સો ધરાવતો હતો. તેનામા **રેલેના** જેટલી ઊંડા અને શોકમય વિચાર કરવાની શક્તિ નહોતી પણ દયા અને માન તરફ **રેલેના** જેવા તિરસ્કાર વગર એનામા **રેલેના** જેટલીજ સાહસિક હિમ્મત હતી. એ વખતમાં

હોશીયાર રાજદરબારી-માણસો માટે બુદ્ધિ, સમયસૂચકતા, અંગમોડ્વ, જુસ્સો અને કામકાજમાં તેમજ રમત ગમ્મતમાં ચતુરાઇ વિગેરે જે જે ગુણોની જરૂર હતી તે બધા એનામાં હતા. સામો માણસ પોતાનાં વખાણ કરે અગર ખુશામત કરે એટલાથીજ સંતોષ થાય એવો માણસ તે ન હતો પણ સામો માણસ પોતાના ઉપર પ્રીતિ રાખે છે કે નહિ એ તરફ તે બહુ લક્ષ રાખતો. એલીઝાબેથની પ્રકૃતિ વિચિત્ર, જીદ્દી અને વિકારવિશિષ્ટ હોવાથી જો તેણીએ કોઇ દિવસ કોઈ માણસ ઉપર ખરી પ્રીતિ રાખી હોય તો તે ઇસેક્ષ ઉપરજ હતી. તેના હાથ નીચેનાં માણસો તેને ચહાય એમાં તો નવાઇ નથી પણ આખા રાજ્યની પ્રજા એના ઉપર મમતા રાખતી. એને જો કોઇ બીજી સારી સ્થિતિમાં મૂકવામાં આવ્યો હોત તો બેશક તે એક મોટો પરાક્રમી અને સારો માણસ નિવડત.

પણ એલીઝાબેથની હજુરમાં તો તેની ખરાબી થવાનું આગળથીજ નક્કી હતું; કારણ કે ત્યાં એની જે જે ટેવોને સુધારવાની જરૂર હતી તેઓને ઉલટું ઉત્તેજન મળતું અને તેથી એને મોટી મોટી આશાઓ રાખવાની જે ટેવ પડી હતી તેનું પરિણામ એ આવ્યું કે તે આખરે અધીરો અને ચીડીઓ બની ગયો. તેને જે શેહાણીની તાબેગરી ઉઠાવવી પડતી હતી તે કોઈ વાર એક નાજુક સ્ત્રી જેવી બની જતી, કોઇ કોઇ વાર તે ઉન્મત્ત છોકરીની માફક ગાળો કરતી, અને કોઇ વખત તો તે એક મિજાજી અને ગર્વિષ્ટ રાજા જેવી બની જતી; તેણીની પ્રકૃતિમાં વારે વારે આવા ફેરફારો થતા તે તેના જોવામાં આવતા પણ કોઈ માણસ તેનું કારણ કહી શકતું નહિ. તેણીની મરજી મુજબ ચાલવામાં ચૂક કરવી એ તેણીના નોકરો માટે ઘણુંજ જોખમ ભરેલું હતું. જે માણસને તે પોતાનો માનીતો કરી સ્થાપતી તેનામાં જો એના પોતાના જેટલોજ જુસ્સો અને એના પોતાના જેટલીજ વિચક્ષણ અને દઢ ચિત્તવૃત્તિ હોય તોજ તે ખુશ થતી પણ બીજા માણસના જે ગુણ અગર દોષને તેણીએ જાતે ઉત્તેજન આપ્યું હોય તેનોજ તે કયા અભિમાનથી ભાષણ અને કેટલા જુસ્સાથી તિરસ્કાર કરશે તે કોઇ કહી શકતું નહિ. મહારાણીની મહેરબાનીથી ઇસેક્ષ ઊંચે દરજ્જે ચઢયો એ વાત તો ખરી છે પણ તેની સાથે આટલું તો કહેવું જોઇએ કે તેણીના ઠપકા, અકડાઇ-નકારો, અને બીજાઓને ઉત્તેજનમાં

નાખે એવા સ્વચ્છંદીપણાની સાથે તેનું પાનું પડવાથીજ છેવટે તેનો નાશ થયો. પોતાનો હક્ક આગળ મૂકવાનુ અગર પોતે જે અભિપ્રાય આપે તેજ ખરો છે એમ માની લેવાનું તે એલીઝાબેથ પાસેથી શિખ્યો હતો; અને એ સાથે એમ માનવામાં એની મોટી ભૂલ હતી, એ પણ તે તેણીની પાસેથીજ શિખ્યો હતો જેમાં તેમાં ઠોકરો વાગવાથી અને વખતો વખત અપમાન પામ્યાથી એના જીવને સંતાપ થવા લાગ્યો અને એનો સ્વભાવ એટલો બધો ચીઢીઓ થઇ ગયો કે સહેજ વાતમાં એનો મિજાજ ખશી જવા લાગ્યો ધીમે ધીમે તે એવું ધારવા લાગ્યો કે એલીઝાબેથ જેવી રીતે બીજાઓની સાથે વર્તે છે તેવીજ રીતે તેણે એની સાથે વર્તવું જોઇએ. આવી વર્તણુકનું માઠું પરિણામ તરતજ જણાયું નહિ પણ છેવટે એનાથીજ ઇસેક્ષ જેવો ખાનદાન માણસ ખરાબ ખસ્ત થઈ ગયો પાછળથી તે એવા નિશ્ચય પર આવ્યો કે એલીઝાબેથ બીજાઓને બ્હીવડાવે છે માટે એકવાર તેને પણ બ્હીવડાવવાની જરૂર છે; અર્થાત્ તેણે એવો નિશ્ચય કર્યો કે એલીઝાબેથને ઠેકાણે આણવા માટે જેવી ઉદ્દતાઈ ભરેલા સ્વચ્છંદીપણાથી એ પોતે વર્તે છે તેવીજ ઉદ્દતાઇથી તેની સાથે વર્તવુ, એ એકજ રસ્તો છે તરતજ તે જેમાં તેમા પોતાનો અસતોષ જાહેર કરવા લાગ્યો, તેની પ્રીતિમાં ફેરફાર થવા લાગ્યો, કામકાજમા પણ તે બેદરકારી બતાવવા લાગ્યો, ટુંક મુદતમા રાજ્યનો અત આણવા માટે સશય ભરેલા કાવતરા કરવા લાગ્યો, અને પોતાની જાતનુ રક્ષણ કરવા માટે અને પોતાના શત્રુઓને નીચા પાડી પોતાની સત્તા પાછી બેસાડવા માટે તે કાયદા વિરૂદ્ધ રસ્તાઓ સેવા લાગ્યો. બેકન કહે છે કે "તેની આ અધીરાઈ નુકશાનકારક હતી, તેનાથી એના શત્રુઓને ઉલટી એવી તક મળી કે જેનો લાભ તેઓ પોતાના આત્મસંરક્ષણ માટે લીધા શિવાય રહેજ નહિ, અને તેથી જે માણસની કાર્કિર્દી આગલી બધી પ્રકાશિત હતી અને જેના માટે લોકો લાબી લાબી આશાઓ રાખતા હતા તે માણસનો છેવટે દુખ, અપમાન અને પશ્ચાતાપમા ફાસી ઉપર અત આવ્યો'

આવા સમર્થ અને બીજાઓના મનનું આકર્ષણ કરી શકે એવા માણસ સાથે સોળમા સૈકાના છેલ્લા વર્ષોમા બેકનનો સબધં વધવા લાગ્યો

આ વખતે બેકનની ઉમ્મર ૩૦ વર્ષની થઇ ગઇ હતી અને ઇસેક્ષ તેનાથી થોડાક વર્ષ નાનો હતો. જોકે દરબારમાં ફાવવા માટે ઉપર ઉપરથી બેકનના માટે જોઇએ તેવી સગવડ દેખાતી હતી અને જોકે હજુ સુધી એની વિલક્ષણ બુદ્ધિ એના સમકાલીન પુરૂષોના જાણવામાં આવી નહોતી તેમ છતાં તેઓ તેના કૌશલ્યની તારીફ કરતા હતા તોપણ વાસ્તવિક રીતે જોતા તો તે હજુ કોઇ ઠેકાણે ફાવ્યો નહોતો. બેકન કીર્તિનો લોભી હતો પણ એવો લોભ રાખવામાં તે કોઇ પણ રીતે નાલાયક હતો એમ નહોતું. તે શરીરે માંદો સાજો રહેતો અને ખરચાળ ટેવોને લીધે વારે વારે તે પૈસાની તંગાસમાં આવી પડવાથી દેવાથી હેરાન થતો એના પિતાના નામથી અને મહારાણીની મેહેરબાનીથી એ ઉંચી પદવીએ ચઢવાની આશા રાખતો હતો, પણ કોઇ ગુપ્ત કારણને લીધે તે એમાં છેવટ સુધી નાઉમેદ રહ્યો જોકે એલીઝાબેથ એને મહેસુલ ઉઘરાવવાનું અને રાજ સંબંધી બીજું કામકાજ સોંપતી હતી તોપણ એના ઉપર તેણીની પ્રીતિ નહોતી, અને આ પ્રમાણે હોવાનું કારણ એમ ધારવામાં આવે છે કે જેવા માણસને તે ઉત્તેજન આપવા માગતી હતી તેવો માણસ બેકન નહિ હોય તે છેવટ સુધી એના કાકા બરલેને નમ્રતાપૂર્વક આજીજી કરતો રહ્યો તે વખતો વખત પોતાની કલમના જોરથી તેને ઉપયોગી થઈ પડવાનો પ્રયાસ કરતો રહ્યો અને તેણે પોતાની માતુશ્રી પાસે તેને બહુવાર કહેવરાવ્યું પણ બરલે એમ ધારતો હતો કે એના ભત્રીજામાં માત્ર વિદ્વતાજ હતી પણ તેને વ્યવહાર-શાસ્ત્રનું જોઇએ તેવું જ્ઞાન તેમજ વ્યવહારોપયોગી કામકાજમાં જોઇએ તેવો અનુભવ નહોતો, અને તેથી તેણે તેને ઉત્તેજન આપવાનું યોગ્ય ધાર્યું નહિ. તેનો પિત્રાઇ ભાઈ રોબર્ટ સેસીલ તો એનો ભાવ પણ પૂછતો નહિ. કાતો તે એની અદેખાઇ કરતો હોય તેથી, અગર કાતો તે ઇસેક્ષનો મિત્ર છે એવો તેને વહેમ પડ્યો હોય તેથી એના તરફથી તો ફક્ત વિનયશીલ શબ્દો અને અભય વચન શિવાય બેકનને બીજું કંઈ મળે એમ નહોતું ખરેખર એ ॥ તરફથી પોતાનું કંઇજ વળે એવું નથી એમ માનવાને બેકનને સબળ કારણો હતા ઇસેક્ષ અને બેકનનો ભાઇ એન્થોની જે એને ખરા દિલથી ચહાતો હતો— તેઓ શિવાય બેકનમાં કેટલું સત્ત્વ રહેલું છે તે લોકોના જાણવામાં આવ્યું નહોતું

આ દરમ્યાનમાં કાળ તો પોતાનું કામ કર્યાંજ કરતો હતો. જે જ્ઞાન મેળવવાના તુરંગોમાં બેકન મઝા માનતો હતો તેનો વિસ્તાર, આકર્ષણ અને હરકતો દિવસે દિવસે વધવા લાગ્યાં. પેટની ખાતર કાયદાનો ધધો એનાથી છોડી દેવાય એમ નહોતું, પણ એમાં તેનો જેટલો વખત રોકાતો હતો તેના પ્રમાણમાં તેને ઘણોજ જુજ બદલો મળતો હતો. કચેરીમાં હમેશાં હાજર રહેવાથી તેને ઘણા ખરચમાં ઉતરવું પડતું હતું પણ જો તે કોઇ દિવસ સારી જગ્યા મેળવવાની આશા રાખતો હોય તો એનાથી એ પણ બંધ થાય એમ નહોતું. તેની માની તેના ઉપર જોઇએ તેવી પ્રીતિ નહોતી અને તે તો એને બેવકૂફ અને ઉડાઉ વગર કહેતીજ નહિ દેવું વધી ગયું અને લહેણદારો બબડવા લાગ્યા. તેનું ભવિષ્ય હવે શોકમય દેખાવા લાગ્યું પણ એટલામાં ઇસેક્ષની સાથે નવીન થયેલી મિત્રાચારીના લીધે પોતાનું નસીબ કંઇ ફરશે એમ તે આશા બાંધવા લાગ્યો. ઈ. સ. ૧૫૯૩ ની સાલમાં સરકારી વકીલની જગ્યા ખાલી પડી અને ઇસેક્ષ કે જે એજ વર્ષમાં રાજકારભારમા રાણીના સલાહકાર તરીકે નિમાયો હતો તેણે એ જગ્યા બેકનને આપવાનો નિશ્ચય કર્યો. તત્વવિવેક અને અક્ષરવિદ્યાના પાછળ બેકન જે ઉદ્યમ કરતો હતો તેના લીધે ધારાના હિમાયતી તરીકેની તેની આબરૂ ઢંકાઇ ગઈ હતી. આ કારણથી નીચેની કેટલીક જગ્યાઓનો એને અનુભવ નહિ હોવાથી આ જગ્યાને માટે તેને યોગ્ય ગણવામા આવ્યો નહિ.

આ જગ્યાની લાલચ રાખનાર કોક નામનો એક બીજો માણસ હતો કોક કઠણ કાળજાનો, અને વાચાળ હતો અને તે પૂર્વના સખ્યાબંધ આધારોની માહિતી સાથે કાયદાનું સંપૂર્ણ જ્ઞાન ધરાવવાનો ફાકો રાખતો હતો એ વખતમાં સરકારી વકીલની જગ્યા જેઓના ઉપર રાજ્યના વિશેષાધિકાર ઉપર હુમલો કર્યાનો, હુલ્લડ કર્યાનો અગર રાજ્યદ્રોહનો આરોપ મૂકવામા આવ્યો હોય તેઓના વિરૂદ્ધ જે માણસ છેવટ સુધી દૃઢ નિશ્ચયથી અંગ્રેજી કાયદાની બારીકાઈ, યુક્તિઓ અગર ગુપ્ત પેચનો ઉપયોગ કરી એજ સાધનોથી વખત આવે સરકારને ફાયદો કરી શકે તેનેજ આપવામા આવતી હતી. તેથી કરીને સેસીલ અને મહારાણી પોતે પણ બેકન કરતાં કોક સાર્વજનિક હિતમાં વધારે ઉપયોગી થઈ પડશે એમ ધારે એમાં કંઇ

નવાઇ પામવા જેવું નથી. આ બાબતમાં કોકનો પોતાનો વિચાર કેવો હતો અને ઇસેક્ષ જે માણસને તેના આગળ મૂકવાનું ધારતો હતો તેના માટે તેનો અભિપ્રાય કેવો હતો તે આપણે ચોક્કસ રીતે જાણીએ છીએ. પણ ઇસેક્ષે પોતાના મિત્રનું કામ બરલેની માફક મંદ ઉત્સાહથી નહિ પણ અંતરની ઉલટથી હાથમાં લીધું હતું. મહારાણીને રૂબરૂમાં વિનંતિ કરવામાં તેણે બિનફળ આગ્રહો બાધો નહિ તેમજ તેણીના ગુસ્સે થયાની દરકાર પણ તેણે રાખી નહિ. ઘણા વખત સુધી તો ઉઘાડે છોક મ્હોમાં વાગે એવી ના મહારાણીથી કહેવાઇ નહિ અને સેસીલ કોકના પક્ષમાં હતો તોપણ એ જગ્યા લાંબા વખત સુધી ભરાઇ નહિ. જ્યારે રોબર્ટસેસીલ તરફથી ઇસેક્ષને એવી સૂચના કરવામાં આવી કે તમારે બેકનના માટે સોલીસીટરની જગ્યાથી સંતોષ થવું કારણ કે જો તમે જરા વધારે વાર વિચાર કરીને એ જગા માટેજ મહારાણીને વિનંતિ કરી હોત તો તેણીએ તે સહેનાઇથી કબૂલ કરી હોત ત્યારે તેનો મિજાજ ખશી ગયો અને તેણે સેસીલને નીચે પ્રમાણે જવાબ આપ્યો—

આવી રીતે સહેનાઇથી કબૂલ કરવાની વાત મારાથી કોઈ રીતે સહન થાય એમ નથી, કારણકે મરહારી વકીલની જગ્યાજ બેકનને અપાવવી એ મારો નિશ્ચય છે, અને એના માટે હું મારી પ્રતિષ્ઠા, મિત્રાચારી અગર અધિકાર જે માણસો—ભલે પછી તે માણસો ગમે તેવા હોય—આ જગ્યા બીજાને અપાવવાનો પ્રયાસ કરતા હશે તેઓના સામા એવી રીતે વાપરીશ કે એ જગ્યાની આશા રાખનારાઓ અને વચ્ચે પડનારાઓ બન્ને પોતાનો ધારેલો વિચાર પાર પાડવાના તો ઉલટા એવું કામ પુનઃ હાથમાં લેવાનું ભૂલી જશે, અને સરરોબર્ટ તમે આ વાત ખાતરીપૂર્વક માનજો, કારણ કે હવે હું ઉઘાડે છોક મારા અંતરના વિચાર બહાર પાડું છું. તમારા પિતાના અને તમારા માટે તો મને ઘણુંજ લાગે છે કારણ કે તમે તમારા નજીકના સગાને મૂકીને એક અજાણ્યા માણસને એ જગા અપાવવાનો વિચાર કરો છો. તેના પ્રતિસ્પર્ધીની ચાર વર્ષની નોકરી કે જેના માટે તેણે અભ્યાસના સબંધમાં પ્રાધાન્ય મેળવી જોઇએ તે કરતા વધારે બદનો વાજો છે એને જો ધ્યાનમાં લીધા વગર આપણે બેકનના અને તેના પ્રતિસ્પર્ધીના ગુણ અને સામર્થ્યને સરખાવીશું તો બેકન તેનાથી બધી રીતે ચઢિયાતો છે એમ લાગ્યા વગર રહેશે નહિ.'

પણ વારંવાર માફી માગ્યા છતાં પાર્લામેન્ટમાં બેકને જે સ્વાતંત્ર્ય બતાવ્યું હતું તેના લીધે અને સેસીલની વગ સાથે કોક જેવા સ્વાર્થી અને ઉપયોગી માણસના દબાણથી ઇસેક્ષનો વિચાર પાર પડયો નહિ. ઈ સ. ૧૫૯૪ના એપ્રીલ માસમાં કોક સરકારી વકીલ તરીકે નિમાયો. કોક એમ સમજતો હતો કે વ્યવહારશાસ્ત્રના જ્ઞાન સંબધી બેકન ખોટો ડોળ રાખતો હતો અને તેથી તેણે એના હકમાં જે દખલ કરી હતી તે કોક કોઇ દિવસ વિસરી ગયો નહિ. આ જગ્યા મેળવવાની આશામાં નિષ્ફળ થવાથી બેકનના અંતઃકરણમાં કારી ઘા લાગી ગયો. તે કહે છે કે "મારા જેટલું તીવ્ર અપમાન ભાગ્યેજ બીજો માણસ કોઈ દિવસ પામ્યો હશે." અને હવે તે કેમ્બ્રીજમાં જઇ પોતાના બાકીના દિવસ અભ્યાસ અને ચિન્તનમાં ગાળવાનો વિચાર કરવા લાગ્યો. પણ ઇસેક્ષ છેક નાહિમ્મત થયો નહોતો. હવે તે બેકનને સોલીસીટરની જગ્યા અપાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો આમાં પણ ઘણી રાહ જોયા છતાં આખરે તે ફાવ્યો નહિ, અને એ જગ્યા બેકનથી ઉતરતા **સારજન્ટ ફ્લેમીંગ** નામના માણસને આપવામા આવી. એમ કહેવામાં આવે છે કે આ જગ્યા પણ બેકનને નહિ આપવા દેવામા વખતે કોકની વગ લાગી હશે. આવી રીતે આશાભંગ થવાથી બેકન પોતાના વિચાર ઇસેક્ષને નીચે પ્રમાણે જણાવે છે —

"જો મહારાણી મને નાપસંદ કરશે તો હુ આ પ્રમાણે કરીશ— હું મારી સાથે બે માણસોને લઇને કેમ્બ્રીજ જઇશ અને આ તરફની બિલકુલ આશા રાખ્યા શિવાય ત્યા હુ મારો વખત અભ્યાસ અને ચિન્તન કરવામા ગાળીશ." જો તેણે આ ધારણા પાર પાડી હોત તો તેની આબરૂ બરાબર સચવાત અને જે ભારે કામ તેણે માથે લીધુ હતુ તે પણ પૂરૂ થાત આ પ્રમાણે થવાથી તેને મુખ્ય ન્યાયાધીશ થવાનો પ્રસગ આવ્યો ન હોત પણ તે સાથે લોકો સાથેના એના વ્યવહારમાં એની વર્તણુંક સબધી જે જે તકરારો આપણા સાભળવામા આવે છે અને જેનો નિર્ણય હજુ પણ થઇ શકતો નથી તે ઉપસ્થિત થઇ હોત નહિ, અને શાસ્ત્રોનો ઉદ્ધાર કરવામાં તેનું "નવુ સાધન" અપૂર્ણ રહેવાને બદલે પૂરૂં થયું હોત. પણ જો કે એલીઝાબેથનો ઇરાદો બેકનને શિક્ષા કરવાનો હતો તોપણ તેને છેક

ખરાબ કરવાની તેણીની દાનત નહોતી, તેથી કરીને રાજ્ય સબંધી થોડુ ઘણુ કામ એને સોંપી તે એના ઉપરથી પોતાનું મન સમુળગુ ઉઠી ગયુ નથી એમ બતાવતી હતી આ પ્રમાણે કરવામા તેણીનો હેતુ એ હતો કે બેકનને નોકરીમા ચાલુ રહેવાની લાલચ રહે અને તેથી ભવિષ્યમા જો કોઈ દિવસ તેના ઉપર મહેરબાની કરવાની પોતાની મરજી થાય તો હરકત આવે નહીં બેકન જ્યારે ઉપર પ્રમાણે આશામા ને આશામા દિવસ ગાળતો હતો ત્યારે તેની પૈસા સબંધી હરકતો એનો મોટો ભાઈ એન્થોની પોતાના ખાનગીમાથી બિલકુલ બબડ્યા વગર અગર આંચકો ખાધા શિવાય દૂર કરતો એટલુંજ નહિ પણ દેવુ કરીને તે એને મદદ કરવામા ચૂકતો નહિ જ્યારે બેકનને એમ લાગ્યુ કે ઇસેક્ષ પોતાના માટે બીજા ઘણા કામ કરવાને સમર્થ હોવા છતા પણ કોઈ કારગુજર તેને નોકરી અપાવવાને શક્તિમાન ન થયો ત્યારે તેણે એલીઝાબેથની રૂબરૂમા ઘણી આજીજી સાથે માગણી કરી અને બર્ગલે, સેસીલ વિગેરે જે જે માણસો તરફથી તેને મદદ મળવાની આશા હતી તે બધે ઠેકાણે તેણે પોતાનું નસીબ અજમાવી જોયુ પણ તેની સઘળી મહેનત વ્યર્થ ગઈ

હવે એને ધીરજ રહી નહિ તે ઇસેક્ષ ઉપર ગુસ્સે થયો અને એમ ધારવા લાગ્યો કે ઇસેક્ષ ઉપરની રાણીની ઇતરાજી મને પોતાને નડે છે રાણીના ઉપર પણ તે ગુસ્સે થયો કારણકે લાંબા વખત સુધી તે આશામા ને આશામા બેશી રહ્યો હતો તેની રાણીને દરકાર નહોતી **એલીઝાબેથના** મનને તો રમત હતી અને બેકનનુ કામ લખાયેલુ જોઇને તે ખુશ થતી પણ બેકન સારી પેઠે જાણતો હતો કે તેણીને તો બેકનના બાપની, તેમજ **સેસીલ** વિગેરે મોટા અમીર ઉમરાવોમાના કોઈની પણ દરકાર નહોતી અને તેથી હવે તેણે બહાર ગામ જવાનો વિચાર કર્યો **રોબર્ટ સેસીલ** ઉપર તો તે ઘણોજ ગુસ્સે થયો અને આ દરખાનેથી પોતાના કામમા એજ ઉંધુ મારતો હતો એમ તે એને કહેવા લાગ્યો પણ તે સાથે જાણે પોતે તો એની વાતો માનતોજ નથી એવો ડોળ કરવાને તે પૂરતી સાવચેતી રાખતો તેણે જાણે એ પોતાનો છેલ્લોજ પત્ર હોય એમ બતાવી બરલે ઉપર જે એક વિવેકી પણ દ્વિઅર્થી પત્ર લખ્યો છે તેમા તે એવી વિનતિ કરે છે કે મારાથી જે કંઈ ભૂલચૂક થઈ હશે તેમા મારો પોતાનો

કંઈજ દોષ નથી પણ એ દોષ એક હિમ્મત હારેલા અને મુસાફરીના થાકથી કંટાળેલા અરજદારનો છે. આ પત્રમાં તે એમ પણ જાહેર કરે છે કે વ્યવહારશાસ્ત્રમાં તે ભવિષ્યમાં જે આબરૂ મેળવવાની આશા રાખતો હતો તેમાં પણ હવે તેની આશા કમતી થઇ ગઈ છે અરજદારને જે જે દુઃખ સહન કરવા પડે છે અને જે જે હરકતો ભોગવવી પડે છે તે બધાથી હવે તે રીબાવા લાગ્યો. તે સેસીલને લખે છે કે "હજુ પણ જે વસ્તુઓ ઉપર મને સ્વાભાવિક પ્રીતિ નથી અગર જેઓને હું કોઇ દિવસ ખુશીથી ન સ્વીકારૂં તેઓ સાથે મારો સબંધ જારી રહે એમ છે, પણ તેઓના વિષે મારૂં જ્ઞાન વહેમ પડતુ છે એમ બતાવ્યા સિવાય અગર છેક હલકી જાતનું બાયલાપણું બતાવ્યા શિવાય મારાથી તેઓનો ત્યાગ કરી શકાય એમ નથી," અને તે પોતાના ભાઇબંધ ફુલ્ક ગ્રેનવીલ આગળ પોતાના મનનો ઉભરો નીચે પ્રમાણે કહાડે છે —

"મહેરબાન સાહેબ, મારી મુલાકાત લેવામાં આપને જે જે હરકતો પડી હશે તે મારા જાણવામા છે અને તેના માટે હું આપનો ઉપકાર માનું છુ. મારી હકિકતનો તો છેડો નથી. હું તમારી ખાતરી કરૂં છું કે 'મારો આત્મા શાન્ત રહે' એ શબ્દો હુ બોલ્યો હતો, પણ હાલમાં ધર્મપુસ્તક તરફ ફરવાની મને ફરજ પડી છે, 'કોઇના ઉપર વિશ્વાસ રાખવાનું ચહાતો નહિ,' આ વાકયથી આગળ હું જઇ શકતો નથી રાણીસાહેબે મને પોતાની નોકરીમાં દાખલ કરવા માટે ઘણીવાર કહ્યુ હતુ અને એમ કહેવામા જે જગ્યા મને આપવા માટે વાતચિત ચાલતી હતી તેજ આપવાનો તેમનો ઇરાદો હશે એમ હુ સમજતો હતો, અને હવે કા તો મારા કોઇ શત્રુએ આ પ્રમાણે કર્યું હોય, કા તો મારી અરજી મારા મુરબ્બી ઇસેક્ષની અરજીની પુરવણી જેવી ગણવામા આવતી હોય અગર કા તો મહારાણી સાહેબ મારી શકિત જોવાનો ડોળ કરીને વખત બેવખત મારાથી સ્વાભાવિક રીતે જે કઇ ભૂલ થાય તેનો લાભ લેવા માગતા હોય, અગર ગમે તેમ હોય, પણ મહારાણી મારા કામનો જલદી નિવેડો આણવાને આતુર હોય એમ દેખાતુ નથી અને મારા મુરબ્બી ઈસેક્ષ અગર આપસાહેબ અગર દફતરદાર વિગેરે મારા માટે ગમે તેવી આશા રાખતા હશો પણ દરમ્યાનમા મારી સ્થિતિ એવી બધી બારીક થઇ ગઇ છે કે જો હું મહારાણીની ગમે તેવી

સેવા બજાવીશ તોપણ તે બધાં માત્ર નોકરી મેળવવાનાજ ફાંફાં છે એમ ગણવામાં આવશે અને તેથી ઉપકારને બદલે ઉલટો મારા ઉપર દ્વેષ કરવાનો પ્રસંગ આવશે. રાણી સાહેબે જે રસ્તો પકડ્યો છે તે એવો છે કે તેનાથી શુદ્ધ અંતઃકરણવાળા માણસો નાહિંમત થાય છે અને સાધારણ રીતે દરેક માણસનો સ્વભાવ બગડે છે, તેથી મને ધાસ્તી લાગે છે કે છેવટે આનાથી મહારાણીની નોકરીને ભારે એબ લાગશે. હું કોઈ વેપારીની દુકાનમાં જથાબંધ ભરી રાખેલા માલ જેવો છું અને તેથી જો મહારાણી મને નહિ ખરીદે તો છૂટક છૂટક વેચવાથી ઉલટો વધારે ફાયદો થશે, કારણ કે જેમ કોઈ છોકરૂં જ્યારે કોઈ પક્ષીની પાછળ દોડીને તેની નજીક જાય છે ત્યારે તે પક્ષી ત્યાંથી ઉડીને જરા દૂર જઈને બેસે છે અને જો તે છોકરૂં ફરી તેની પાછળ દોડે છે તો તે ફરીથી ઉડી જઈ દૂર જાય છે એમ કરવાને મને તો કંટાળો આવે છે તેમજ મારા ભલા મિત્રો કે જેઓના હાથે ગમે તે રસ્તે હું ઉપકૃત થવાની આશા રાખું છું તેઓને પણ વારવાર તસ્દી આપવાથી મને કંટાળો આવે છે અને તેથી તમે તમારૂં પોતાનું કામ ભૂલી નહિ જઈ આ મારો નમ્રમો પત્ર જે એક વ્યાજબી અને નિયમિત ફરિયાદના રૂપમાં છે તેના વિષે વિચાર કરજો, કારણ ખરેખર હું કબૂલ કરૂં છું કે **'પ્રથમનો પ્યાર' જલદીથી ખસેડી શકાતો નથી.** અને આ પ્રમાણે ફરીથી હું તમારા શરણે આવું છું.'

ફરી એક વાર પ્રયત્ન કર્યા પછી બેકને એ કામ થોડા વખત માટે મૂકી દીધું, પણ તરતજ પાછું હાથમાં લેવાની તેને ફરજ પડી હવે તે એમ ધારવા લાગ્યો કે આખી દુનિયા તેના વિરૂદ્ધ છે તે પ્રકાશમાંથી અંધારામાં જવાનો વિચાર કરવા લાગ્યો આ વખતમાં તેને હિમ્મત આપનાર ફક્ત એસેક્સ મિત્ર હતો. જેની તેને મદદની ઘણી જરૂર હતી અને જે વખતે તે દેવાથી બહુ હેરાન થતો હતો તે વખતે પણ તેને એજ ભાઈબંધે મદદ કરી ઈસેક્ષને જ્યારે એમ લાગ્યું કે બેકનના માટે કંઈ થઈ શકવાનું નથી ત્યારે તેણે એને આશરે ૧૮૦૦ પૌન્ડની જાગિર બક્ષીસ કરી આ વખતમાં સરકારે પણ એને ટ્વીકનહામ માહેની કેટલીક જમીનનો ઉત્તરાધિકાર આપ્યો અને તેથી થોડે ઘણે અંશે તે પોતાના લહેણદારોને શાન્ત કરી શક્યો

બેકન હવે પોતાનો ઘણોખરો વખત પુસ્તકો લખવામાં રોકવા લાગ્યો. ઈ. સ. ૧૫૯૭ માં એના દમ નિબંધો તેઓના મૂળ સ્વરૂપમાં બહાર પડ્યા. એના "પવિત્ર વિચારો" અને "સારાસારના ચિન્હ" પણ એજ પુસ્તકની સાથે બહાર પડ્યાં. ઇ. સ ૧૫૯૬ ના નાતાલની રજાઓમાં તેણે વ્યવહારશાસ્ત્રની કહાણીઓ ઉપર પોતે જે પુસ્તક લખવાનો હતો તેનો નમુનો મહારાણીને બતાવ્યો તેનું આ પુસ્તક પૂરૂં કરવામા આવ્યું નહોતું. એના નિબંધો ઘણાજ લોકપ્રિય થઇ પડ્યા અને થોડા મહિનામા તેઓની બીજી આવૃત્તિ છાપવી પડી. લેટીન, ફ્રેન્ચ અને ઇટેલીયન ભાષામા તેનાં ભાષાન્તર થયાં અને તેથી એકદમ બેકન પ્રખ્યાત થયો આ પ્રમાણે તેની આબરૂ તો વધી પણ પૈસાટકા સંબંધી તેની સ્થિતિ હજુ સુધરી નહિ. પૈસાની બાબતમા તે ઘણોજ હેરાન થવા લાગ્યો અને એક વખતે ત્રણસો પૌંડના દેવા માટે એક સોનીની ફરિયાદ ઉપરથી તેને પોળની અંદર પકડવામાં આવ્યો આ વખતમા તે પોતાનો નિશ્ચય નીચે પ્રમાણે જણાવે છે—

"મહેરબાન સાહેબ, હુ પરમેશ્વરની પ્રાર્થના કરૂ છુ કે મારૂ તોલ કરવામાં મહારાણી ત્રાજવાના તોલ જેટલી બારીકાઇ કરે નહિ; પણ જેવી રીતે શ્રદ્ધાપૂર્વક તેણીની સેવા કરવામા મારા વિચારમા કઇ પણ ફેરફાર થયો નથી, તેવીજ રીતે હુ આશા રાખુ છુ કે જ્યારે મારા વિષે તેણીને વિશેષ ખાતરી થશે ત્યારે તે પોતાનો અભિપ્રાય બદલ્યા વગર રહેશે નહિ મારા પોતાના માટે તો મે કેટલેક અંશે મારી આબરૂ, મારો વખત, અને મારા સાધનો ખોયા છે, તેઓ વિષે મારી હકિકત આ પ્રમાણે છે —જો બીજા લોકોના અભિપ્રાય માટે પૂછતા હો તો તે તો પવનના સપાટાની માફક આવ જા કરે છે, વખતને માટે પૂછો તો એ તો ખરૂ છે કે જે વખત જાય છે તે પાછો આવતો નથી, તોપણ હુ આશા રાખુ છુ કે હું તેનો બદલો વાળી શકીશ સાધનો માટે પુછે તો તઓને તો હુ ઘણાજ કિંમતી ગણુછુ અને વકીલાતનો ધંધો મારાથી થઈ શકે એમ નથી, કારણ કે મારો જે વખત મે બીજા સારા કામમા રોકવાનો નિશ્ચય કર્યો છ તેનો વધો ભાગ એમા જાય છે પણ આવી રીતે જાગિર અને સાહિત્યોના સંબંધમા પણ હુ થેલ્સના અભિપ્રાયને મળતો આવુ છું કે તત્વજ્ઞાની પુરૂષ જો ધારે તો સહેજમા પૈસાદાર થઇ શકે છે આ પ્રમાણે હુ મારી જાતને કેદી ગને દિનાસો આપુ છુ

તે વિષે આપની ખાત્રી થશે આનાથી વધારે સુખ તો આપણા રાજ્યના કોશાધિપતિ કહે છે તેમ હું પણ માનુ છુ કે નીતિશાસ્ત્રના નિયમોને અનુસરીને ચાલનાર તત્વ જાણનાર પુરૂષને પચી શકતુ નથી પણ લાબી લાબી આશાઓ રાખ્યા શિવાય હુ જ્યારે નાનો હતો અને જ્યારે મને તત્વવિવેક સબધી કઇ પણ જ્ઞાન ન હોતુ ત્યારે મારો દુખતો દાત પાડી નાખવાથી હુ જેટલો ખુશી થયો હતો તેટલોજ તેને નહિ મગાવાથી થાઉ છુ. આપ સાહેબ મારે પૂછતા હો તો હુ જેટલો આપનો આભારી છુ તેટલો બીજા કોઇ માણુસનો નથી અને હુ તો એક સાધારણ માણુસ જેવો છું (લોકપ્રિય નહિ પણ સાધારણ) અને મણ્યાની રૂએ એક સાધારણ માણુસથી બની શકે એટલુ હુ આપના માટે કર્યા વગર રહીશ નહિ—હમેશ કરતા વધારે દ્રઢતાથી હુ આપ સાહેબના પ્રતિષ્ઠિત હુકમોને તાબે થઇશ'

બેકન પાછળથી કહેતો હતો તેમ વખતે ઉપરના પત્રમા ઈસેક્ષ ઉપરની એની પ્રીતિના સબધમા કઈ ગુપ્ત ભેદ રહ્યો હોય એમ જણાય છે પણ પાછળથી જે વખતે ઇસેક્ષના ઉપર આફત આવી તે વખતે તે બન્નેના મ ધમા કઇ પણ ફેરફાર થયો નહોતો જ્યારે લાગ આવતો ત્યારે ઇસેક્ષ બેકનનો હક આગળ મૂકવામા ચૂકતો નહિ તેણે સર ક્રીસ્ટોફર હેટનની જુવાન વિધવા ઓરતને બેકનની સાથે પરણાવવા માટે ઘણી મહેનત લીધી પણ તે વ્યર્થ ગઇ આ સ્ત્રીની રીતભાત ઘણીજ વિચિત્ર હતી અને તેણીનો રનભાર ઘણોજ ચીઢીઓ હતો પણ બેકનને તેણીના દુર્ગુણોની ખબર નહિ હોય અગર પૈસાના લોભમા તેણે જાણી જોઇને આખ આડા કાન કર્યા હશે એમ જણાય છે ઇસેક્ષે આ કામમા ઉત્સાહપૂર્વક મહેનત લીધી હતી અને એ સ્ત્રી તેમજ એની મા ઉપર લખેના પત્રો જે હજુ હયાત છે તેઓના માટે બેશક એને ઘણુ માન ઘટે છે તેણે એ પત્રોમા આ પ્રમાણે લખ્યુ હતુ– જો એ મારી બ્હેન અગર દિકરી હોય તો હુ પ્રતિજ્ઞા સાથે કહું છુ કે જેટલા આગ્રહથી હુ તમને કહુ છુ તેટલાજ આગ્રહથી હુ એનું લગ્ન તેની સાથે કરૂ' પણ બેકનનુ લગ્ન એ સ્ત્રી સાથે ન થયુ એજ સારૂ થયુ તે સ્ત્રીએ બેકનને નાપસદ કર્યો એટલુજ નહિ પણ એના શત્રુ કોકને પસદ કર્યા તેણીએ કોકને પણ દુખ દીધુ અને પાછળથી તેણીના કુટુમ્બનો કજીઓ કે જેમા બેકનને અને

કૌકને સામસામા ઉભા રહેવાનો પ્રસંગ આવ્યો અને જેના લીધે બેકન કવખતે ખરાબ થયો તેમાં તે પ્રખ્યાત થઇ.

જ્યારે ઇસેક્ષને જરૂર પડતી ત્યારે બેકન તેને સહાય કરતો અને જેમ કોઇ હોંશિયાર અને સાવધ માણસ પોતાનો મિત્ર કે જે તેની ફતેહથી અને દિવસે દિવસે વધતી જતી મગરૂબીથી નુકશાનકારક ભય પોતાના માથે વહોરી લેતો હોય, જે પોતાના સામા કટ્ટા દુષ્મનો ઉભા કરતો હોય અને જે માત્ર નસીબ ઉપરજ આધાર રાખીને બેશી રહેતો હોય તેને જેવી શિખામણ આપે તેવી શિખામણ એ તેને આપતો. ભારે યુદ્ધ કરવામાં ઇસેક્ષની યોગ્યતા વિષે બેકનને જોઇએ તેટલી ખાતરી નહોતી. જોકે કેડીઝ સર કરવામાં ઇસેક્ષે મોટું પરાક્રમ કર્યું હતું તોપણ તેથી તેની યોગ્યતા વિષે પૂરી શાબિતી મળી નહોતી, કારણ કે એજ પ્રસંગે નેલસન અને કૌકહેનના જેવી શૂરવીર પણ ઇરાદાપૂર્વકની તેની ઊદ્ધતાઇ અને ઝેરીલા અને દ્વેષી સોબતીઓની સાથે કામ કરવામાં અને ફતેહના નીશામાં ગરક થઇ સાવધ નહિ રહેવામાં તેઓના જેટલીજ તેની અશક્તિ ઉઘાડી પડી હતી.

ઈ. સ. ૧૫૯૬ કે જે વર્ષમાં ઇસેક્ષને કેડીઝ આગળ આટલું બધું માન મળ્યું હતુ તેના છેવટના ભાગમા બેકને તેના ઉપર એક શિખામણનો અને તે સાથે ઠપકાનો પત્ર લખ્યો છે. આ પત્રમા તેણે રાણીના માનીતા તરીકેની ઇસેક્ષની વર્તણુંકના ભય અને ખામીઓ બતાવી છે; અને એ ભયમાંથી મુક્ત થવા માટે અને તેની ખામીઓ સુધારવા માટે તેણે કયા કયા રસ્તા લેવા જોઇએ તે વિષે બેકને ટુંકાણમાં જે હકિકત આપી છે તે ઘણીજ વિલક્ષણ છે. આ હકિકત ઉપરથી બેકન વ્યવહારશાસ્ત્રનુ કેટલું જ્ઞાન ધરાવતો હતો એ સાફ જણાઈ આવે છે. બેકનના જેટલી શક્તિવાળો માણસ જોકે પોતાનું વ્યવહારશાસ્ત્રનું સાંકેતિક જ્ઞાન થોડું હોય તોપણુ તે પોતાની બુદ્ધિ, હોશિયારી, ચાલાકી, વક્તૃત્વશક્તિ અને દુનિયાના અનુભવને લીધે પોતાના ધંધામા સારી આબરૂ મેળવે એમા કંઈ નવાઈ પામવા જેવું નથી. એલીઝાબેથ કહેતી કે "બેકનનું બુદ્ધિ ચાતુર્ય ઘણું છે અને તેણે સારી વિદ્યા સંપાદન કરી છે; પણ વ્યવહારશા-

નહોતું. જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ તેના અને તેની વિચિત્ર શેઠાણીના વચ્ચે અણબનાવ વધતો ગયો; અને સારાં અગર નરસાં કારણોસર તેનાથી બ્હીનાર તેમજ તેને ધિક્કારનાર અને તેના ગુન્હાઓ માટે રાણીના આગળ વધારીને બોલી તેઓનો અણબનાવ વધારનાર રેલે અને સેસીલ જેવા માણસોની ખોટ નહોતી. કીર્તિ મેળવવાનો એનો લોભ વધી પડયો, વિરુદ્ધોક્તિ કરવાનો એનો જુસ્સો કાબુમાં રહી શકયો નહિ, શત્રુઓનો તુચ્છકાર કરવાના એના વિચારે મર્યાદા મૂકી દીધી અને ઇસેક્ષ આખરીમાં કરી ઈ. સ. ૧૫૯૯ની આયર્લેન્ડની લડાઇમાં કિનારે પડયો. થોડાં વર્ષ પછી આ લડાઈનું પરિણામ આગળથી કહી આપવાનું માન બેકન ધરાવા લાગ્યો. "એ મુસાફરીમાં જાણે દૈવયોગથીજ એનો વિનાશ થવાનો નક્કી હોય તેમ ભવિષ્યના અનિશ્ચિત ધોરણ ઉપર આધાર રાખીને સાધારણ રીતે કોઈ માણસ જેટલી સ્પષ્ટતાથી પોતાનો વિચાર બાંધી શકે તેટલી સ્પષ્ટતાથી મે એના વિનાશ વિષે આગળથીજ નક્કી કર્યું હતું." પાછળથી તે એમ કહેવા લાગ્યો કે એ કાર્ય કેટલું અઘરું હતું તે વિષે મેં આગળથી એને સૂચના આપી હતી, તેમજ એના ત્યાં જવાથી એના શત્રુઓ રાણી આગળ ફાવી જશે અને રાજ્યને, એને પોતાને, તેમજ રાણીને નુકશાન થશે એ વિષે પણ મેં ચેતવણી આપી હતી વળી તે એમ પણ કહે છે કે "મારી ખાતરી છે કે મારો આખી જીંદગીમાં આ બાબત વિષે મે અને મોઢેથી, પત્રથી અગર મારાથી બનતા સાધનોથી જેટલી ગમ્ભીરતાથી શિખામણ આપી હતી તેટલી ગંભીરતાથી બીજી કોઇ બાબત વિષે આપી નહોતી" પણ આ પ્રમાણે કહેવામાં એની ચૂક છે. એના પત્રો આપણી નજર આગળ હયાત છે. જ્યારે ઇસેક્ષ આયર્લેન્ડમાં ગયો ત્યારે બેકને એને મોટી ઉમેદથી આશા ભરી ભાષામાં લખ્યું હતું "એ મુસાફરીમાં દૈવયોગે એનો વિનાશ થવા વિષે" તો એને વિચાર પણ આવ્યો નહિ હોય કારણ કે કોઇ ખુશ મિજાજના વખતે તે ઉલટો લખે છે કે એ લડાઈમાં ઈસેક્ષને વિજય મળશે. તે એમ ધારતો હતો કે એ સાહસમાં એના મિત્રને ભારે માન મળવાનો પ્રસંગ આવશે. તેણે ઇસેક્ષને ડહાપણ ભરેલી શિખામણ આપી હતી એ વાત તો ખરી છે તોપણ તે કહેતો કે "જેવી રીતે કારથેજની લડાઇમાં એફ્રીકનસ એક નાલાયક સરદાર નિવડયો હતો તેવીજ રીતે આ લડાઇમાં ઇસેક્ષ પણ નાલાયક ઠરવાનો છે." બેશક, બેકન ગમે તેવો ચિન્તાતુર

થયો હોય તોપણ એ લડાઇમા ઇસેક્ષની હાર થશે એમ તો તેણે આગળથી નહિજ ધાર્યું હોય. ઇસેક્ષની હાર ગમે તે કારણથી થઈ હોય તોપણ એ લડાઇમા તેની શરમ ઉપજાવે એવી હાર થઈ એ વાત નિર્વિવાદ છે

પછીથી પોતાની ગયેલી ઇજ્જત પાછી મેળવવાના હેતુથી આયર્લેન્ડમા એની જે મત્તા હતી તેનો ઉપયોગ કરી શત્રુઓને તેમજ ખુદ રાણીને બ્હીવડાવવા માટે તે ઘણીજ ઘોર અને કાયદા વિરુદ્ધ પણ નિષ્ફળ યુક્તિઓ રચવા લાગ્યો તેણે ટીરોન સાથે છાની મ્હસલત કરવા માડી અને તે સ્કોટલેન્ડના રાજા જેમ્સ સાથે ગુપ્ત કાવતરા કરવા લાગ્યો ગુસ્સામા ને ગુસ્સામા તે અનેક પાયા વગરની યુક્તિઓ કરવા લાગ્યો, પણ ફરી વિચાર કરતા તેઓમાની એક એને પસદ આવતી નહિ. જ્યારે તે હુકમ વિરુદ્ધ પોતાની ખરી હકિકત જાતે કહેવા માટે નોનસચ આગળ આવ્યો અને પોતે એકલોજ ગુન્હેગાર છે એમ કહી જાણી બુઝીને એના શત્રુઓના પજામા સપડાયો ત્યારે તેણે રચેલી યુક્તિઓ કેવી નિરર્થક હશે તે આપણાથી સહેજમાં સમજી શકાય છે

સેસીલ માટે તો ખાતરીજ હતી કે તે આવો લાગ કોઈ દિવસ ખુએ નહિ એલીઝાબેથ ઘણી ચીઢાઇ ગઇ હતી તોપણ છેવટનો રસ્તો લેવાને તે હજુ ખમચાતી હતી પરન્તુ જો આપણે આ દુખદાયક હકિકત ઉપર ધ્યાન દઇને વિચાર કરીએ છીએ તો ઇસેક્ષ તરફ જે વર્તણુક ચલાવવામા આવી હતી તેનાથીજ તે મોડો વહેલો પણ ભારે નુકશાનકારક ભૂલ કરી બેસશે એમ આપણને લાગ્યા વગર રહેતુ નથી જેવી રીતે બીનાડી ઉદર સાથે રમે તેવીજ રીતે તેના સાથે ચાલવામા આવતુ હતુ એને કેદ કર્યો, એનુ અપમાન કર્યું, લોકોના દેખતા એને ઠપકો આપ્યો, અને એની ઇજ્જત લેવાના અને એને ગભરાવવાના ઇરાદાથી એના ઉપર રાજ્યદ્રોહનુ તહોમત મૂકવાની તૈયારીઓ કરવામા આવી, પણ હજુ તેને કેટલીક જાતના છૂટ આપવામા આવતી હતી તેથી રાણીની મહેરબાની ફરી મેળવવાની આશા છેક ગઇ નથી એમ તે ધારવા લાગ્યો, પણ એ મહેરબાની મેળવવા માટે પોતાની આબરૂ ઇજ્જત અને માન કોરે મૂકી છેક નમ્ર થઇ દીનતા સ્વીકારવી એ સિવાય બીજો રસ્તો નહોતો જે લોકો એના સ્વભાવથી જાણીતા હતા તેઓ તો ખાતરીપૂર્વક કહેતા કે એના સાથે જે ઘાતકી વર્તણુક ચલાવવામાં આવતી હતી તેનાથી તેનુ ચિત્ત ભમી ગયા વગર રહેશે નહિ રાણી-

ના સ્વભાવ અને તુરંગો વિષે તેણીની સાથે વાદ કરતાં બેકન કહે છે કે " તમારા ઘડીએ પલકે બદલાતા વિચારો કોઇ મોટા માણસને સુધારવાના બદલે ઉલટા એને ખરાબ કરવાને યોગ્ય છે. " હવે ઇસેક્ષ મરણીઓ થયો અને તેને એની જીંદગીની ધાસ્તી લાગવા લાગી.

છેવટે ઈ. સ. ૧૬૦૦-૧ના ફેબ્રૂઆરીની ૮મી તારીખે તેણે કેટલાક માણસોની મદદથી પ્રધાનોની સામા શહેરના લોકોને ઉશ્કેરવાના અને મહેલનો કબજો લેવાના ઇરાદાથી એક બેવકૂફી ભરેલુ અને હસી કહાડવા જેવું હુલ્લડ કર્યું. એલીઝાબેથને બેકને કહ્યું હતું તેમ " જો કોઇ નીચ અને ઘાતકી માણસો આ કાવતરામાં ભળ્યાં હોત તો તેઓ ભારે નુકશાન અને ગભરાટ કરી બેસત; પણ સારા નસીબે તેમા એવા માણસો ભેગા થયા છે કે જેઓ કાવતરાખોરોના કારસ્તાનથી પૂરા માહિતગાર નથી " પણ ઇસેક્ષને રાજ્ય દ્રોહના ગુન્હા માટે આરોપી ઠરાવવા સારૂ તો આટલું બસ હતું. શરત કેવી બારીક હતી તે ઈસેક્ષ બરાબર સમજતો હતો પણ એમાં તે હાર્યો, અને એના શત્રુઓ જીત્યા એ ગમે તેવુ અયોગ્ય થયું હોય તો પણ તે હાથા એ તો વ્યાજબીજ થયુ હતુ; કારણ કે જેવો ગુન્હો ઇસેક્ષે કર્યો હતો તેવોજ ગુન્હો કરવાની એના શત્રુઓ પણ કોશીસ કરતા હતા. તેઓ રાજ્યના વારસાના સબંધમા સ્કોટલેન્ડ અને ઘણા ભાગે સ્પેઇન સાથે પણ છાની મ્હસલત ચલાવતા હતા અને આ વાત જો એલીઝાબેથના જાણવામા આવી હોત તો તેઓનું પણ આવી બનત. પણ એ લોકો તેઓનુ કામ ઘણીજ સભાળથી અને લુચ્ચાઇથી કરતા અને ઇસેક્ષ તો બિલકૂલ ઢગ વગર તોરમા ને તોરમાજ રહેતો તેણે એટલી લાંબી મુદત સુધી અધિકાર ભોગવ્યો હતો કે હવે એના પ્રતિસ્પર્ધીઓ એની પાસેથી તમામ સત્તા છીનવી લે એ એનાથી સહન થઇ શકે એમ નહોતુ. એ લોકો તો એક બાજૂએ પોતાનુ ધારેલુ કામ કરતા અને બીજી બાજૂએ પોતે ઘણાજ વફાદાર નોકરો છે એવો ડોળ રાખતા, પણ ઇસેક્ષ તો મહેલના કોટવાળ શિવાય બીજી જગ્યાથી સતોષ થાય એવો નહોતો. હુલ્લડ કરવાની કોશીસ કરવા માટે એના ઉપર રાજ્ય તેમજ રૈયત વિરૂધ્ધ મોટો ગુન્હો કર્યાનો આરોપ મૂકવામા આવ્યો. ઈન્ગલેન્ડમા થોડા વખતથી સર્વ વાતે શાન્તિ હતી છતાં તેમા ઈસેક્ષ ફ્રાન્સ અને સ્વીસીસના જેવા તોફાની રસ્તાનું અનુકરણ

કરવા માગતો હતો. પણ તેણે કરેલો ગુન્હો અને તેના માટે ફરમાવેલી સજા એ કાયદેસર અનુકૂળ હતી અને જે ગુન્હાઓ કાયદાની રૂએ રાજ્ય વિરૂદ્ધના ગણાય છે તેઓમાં લોકોના વિચાર અને સ્થિતિને અનુસરીને નીતિશાસ્ત્ર પ્રમાણે કંઇક જુદોજ અર્થ રહેલો હોય છે. રાણીની વિરૂદ્ધ ગુન્હો કરવામાં ઇસેક્ષ નોરફોકના અમીર જેટલોજ ગુન્હેગાર હતો એમ કહેવું એ તો તદ્દન ગેરવ્યાજબી છે. તેણે જે ગુન્હો કર્યો હતો તે તો જે ગુન્હા માટે નોરધમ્બરલેન્ડના અમીરે સમરસેટના અમીરને ફાસી દીધી હતી તેના જેવો અને તેજ જાતનો હતો—અર્થાત્—કોઇ આશાભંગ થયલો પ્રતિસ્પર્ધી પોતાની હાર થવાથી જેવો ગુન્હો કરે તેવોજ આ ગુન્હો હતો.

આ દરમ્યાનમાં બેકન ધીમે ધીમે સરકારી નોકરીમાં દાખલ થયો. મહારાણીને પ્રસંગોપાત સલાહ આપનારા અને હલકી પાયરીના વ્યવહારશાસ્ત્રવેત્તાઓ કે જેઓને કામ પડે બોલાવવામાં આવતા, જેઓને કોઇ પણ પ્રકારનો પરવાનો અગર પગાર આપવામાં આવતો નહિ અને જેઓની વ્યવહારશાસ્ત્રના નિયમિત અધિકારીઓમાં ગણતરી થતી નહોતી તેઓની હારમાં બેકનને મૂકવામાં આવ્યો. આવા નોકરો મ્હેસુલ ઊઘરાવવાના કામકાજમાં, બંધિવાનોને પૂછાતા પ્રશ્નો તૈયાર કરવામાં, અને રાણીની વિરૂદ્ધ થયેલા કાવતરાંની હકિકત ભેગી કરવાના કામમાં સરકારને ઉપયોગી થઇ પડતા. આ ધંધામાં બેકનને એના પેટ પૂરતું મળતું નહિ પણ તેના લીધે એને રાણીની હજુરમાં જવાની તક મળવા લાગી. તે કહે છે કે હવે રાણીની સાથે મારો પરિચય વધવા લાગ્યો અને તે મને પોતાની ગુપ્ત વાતો કહેવા લાગી તોપણ હજુ મારા ઉપર તેણીની પ્રીતિ જોઇએ તેવી નહોતી. જ્યારે ઈસેક્ષ ઇન્ગલેન્ડમાં પાછો આવ્યો ત્યારે તેના આનની ખાતર બેકને તેના ઉપર જે પત્ર લખ્યો હતો તેમાં તેણે લખ્યું હતું કે "હું જેટલો બીજા માણસોનો તાબેદાર છું તેના કરતાં આપનો વધારે છું અને બીજા બધા માણસો આપના જેટલા તાબેદાર છે તેના કરતાં પણ હું આપનો વધારે તાબેદાર છું. અને મારી ખાતરી છે કે આપસાહેબના ડહાપણ, ધીરજ અને ખુશામત ભરેલી સાવચેતીથી સૌ સારાં વાનાં થશે." પણ જ્યારે આયર્લેંડમાં ચલાવેલી

એની વર્ત્તણુંક વિષે તપાસ ચલાવવામાં આવી ત્યારે બેકનની ખાસ જરૂર પડી અને એજ વખતથી ઈસેક્ષ સાથેનો તેનો સબંધ બદલાવા લાગ્યો તેના ઉપર ઇસેક્ષનો કેટલો ઉપકાર હતો એ વાત દરેક માણસ અને સૌથી વધારે મહારાણી જાતે જાણતી હતી તેમ છતાં તેના એકના એક અને સૌથી વધારે કલ્યાણ કરનાર મિત્રના વિરૂદ્ધ તપાસ ચલાવવા માટે, તે આવી હલકી નોકરીમા હોવા છતા તેનાજ ઉપર ભરૂસો મૂકવામા આવ્યો અને એ કામ માટે તેનેજ પસદ કરવામા આવ્યો એ હકિકત જાણીને ખરેખર આપણા મનમાં કંઈ વિચિત્ર વિચાર આવ્યા વગર રહેતો નથી તેમજ રાણી તરફ બેકનની વફાદારી ગમે તેટલી હોય અને પોતાના ભાઇબધની ચાલ ચલગતને તે અત કરણથી ગમે તેટલી ધિક્કારતો હોય તોપણ તેના જેવા માણસે એ કામ માથે લીધુ એ પણ કંઇ ઓછુ શોચનીય નથી તે કહે છે કે મેં આનાકાની કરી હતી, અને બેશક આટલી વાત તો નિસ્સદેહ છે, કે એ કામની શરૂઆતમાં તો જે શક ભરેલી સ્થિતિમા તે આવી પડ્યો હતો તેનો લાભ લઇ ઇસેક્ષની સજા કમી કરાવવાનો અને રાણીના અને એના વચ્ચે ફરીથી બનાવ કરાવવાનો તેનો વિચાર હતો પણ વ્યવહારશાસ્ત્રમા રાણીના સલાહકાર તરીકે તેને ઇસેક્ષના ગુન્હા જાહેરમા મૂકવાની ફરજ પડી, અને એ પોતે કબૂલ કરે છે કે મે એ કામ "બહુ રહેમ નજરથી કર્યું નહોતુ." જો બેકને એ કામ કરવાની ના પાડી હોત તો તે પોતે કહેછે તેમ ઇસેક્ષના ઉપર ઉપકાર કરવાનો વખત તેને મળ્યો હોત નહિ, તેમજ ના કહેવાથી તેને કઇજ ફાયદો થાત નહિ કારણ કે હજુ એને જે સ્ત્રી પોતાના ઘડપણમા પણ હેનરી આઠમાના જેટલા જુસ્સાથી રાજકારભાર ચલાવતી હતી અને જેની પોતાના ઉપર હજુ જોઇએ તેટલી પ્રીતિ નહોતી તેની સાથેજ કામ લેવાનું હતુ એક જુજ કામમા પણ તેણીની મરજી વિરૂદ્ધ ચાલવાથી તેણે કેટલુ જોખમ વહોરી લીધુ હતુ એ તેણીએ એને ક્યારનુએ બતાવી આપ્યુ હતુ. ના કહેવાથી તેની મોટી મોટી આશાઓ નાશ પામત, અને લાબા વખત સુધી રાણીની હજુરમા રહી મહામહેનતે તેણે વહેમ પડતી જે સહેજસાજ મહેરબાની મેળવી હતી તે પણ તે ખોઇ બેસત, અને ભવિષ્યમા તેને રાણીના તેમજ બીજા રાજમાનીતાઓના અસહ્ય ગુસ્સા તળે રહેવુ પડત

બેકન એના પોતાના સ્વાર્થ માટે જે જે કરતો તેમા પણ તે એમ માનતો કે એ સઘળુ ઈસેક્ષના હિત માટેજ છે એની તરકટી કલ્પના શક્તિ અને ભારે શ્રમ લેનારી કલમ હમેશા કામમાજ હતાં, અને હવે તેણે વિચિત્ર આડા રસ્તા પકડવા માડ્યા તેણે પોતા ના ભાઇ અને ઇસેક્ષ વચ્ચે એક તરખ્ટી પત્રવ્યવહાર ઉભો કર્યો અને પછીથી તેણે રાણીનો ગુસ્સો ઓછો કરવાના અને ઇસેક્ષના મનની ખરી લાગણીઓ તેણીને બતાવી આપવાના ઇરાદાથી એ પત્ર રાણીના હાથમા જાય એવી યુક્તિ કરી જ્યારે એક વખત ટ્વીકનહામ પાર્કમા એના મુકામે મહારાણી જમવા આવવાના હતા ત્યારે તેણે, પોતે કવિ નહિ છતા, તેણીના સાથે ઇસેક્ષની સમજુતી કરાવવાના હેતુથી એક છદ બનાવ્યો હતો જે માણસ ઇસેક્ષની સાથે આટલો બધો સબધ ધરાવતો હતો તેના માટે એના મ્હા દુશ્મનોની મ્હસનતમા સામેલ રહેવુ એ યોગ્ય નહોતુ લોકો તેને પોતાના મિત્ર તરફ બિનવફાદાર અને નિમકહરામ થવાનુ કહેવા લાગ્યા અને જાણે તે ઇસેક્ષના વિરૂદ્ધ રાણીના મન ભભેરતો હોય તેમ એના પોતાના હકમા નુકશાન કરે એવા અનેક ગપાટા ઉડવા લાગ્યા પણ ઇસેક્ષ જાતે સ્વચ્છદી અને મૂર્ખ હોવાથી તેનુ ભલુ કરવા માટે બેકને જે રસ્તો લીધો હતો તેજ યોગ્ય હતો એમ જે એ ક્હેતો તે કેટલેક દરજ્જે વ્યાજબી છે અને જ્યા સુધી ફક્ત ઇસેક્ષની આબરૂ જવાનીજ વાત હતી ત્યા સુધી પોતાના મિત્રની ભયકર અને માફી ન આપી શકાય એવી ભૂલો માટે પોતાની જીદગીની ઉત્તરાપેક્ષા ખોવાને અને સરકારના એક હલકા નોકર તરીકેની પણ પોતાની ફરજ બરાબર નહિ બજાવવાને બેકન બધાયલા નહોતો પણ ઇસેક્ષની સમજ આવી નહોતી અને નીચેના પત્રવ્યવહાર ઉપરથી એવુ ધારવુ કેટલેક અશે ખરૂ હોય એમ જણાય છે પરન્તુ જ્યા બીજા માણસો વચ્ચે આ બેના જેવીજ મિત્રાચારી હોય ત્યા જોકે બેકનની વર્તણુક કરતા ઉચા પ્રકારની વર્તણુક છેક અસભવિત નથી તોપણ બેશક બેકનનો બચાવ થઇ શકે એમ છે —

" મુરબ્બી સાહેબ બીજા માણસો કરતાં આપ મારાં કૃત્યોનુ વિવરણ સારી રીતે કરી શકો એમ છે તેથી મારે અહી વધારે કહેવાની જરૂર નથી ફક્ત નમ્રતાપૂર્વક વિનતિ સાથે આપને મારે એટલુ જ કહે

વાનું છે કે અંતઃકરણપૂર્વક સાચી નિષ્ઠાથી મહારાણીની સેવા કરવી એ મારૂં પહેલું અને પ્રમાણિકપણે ચાલવું એ મારૂં બીજું કર્તવ્ય છે એમ હું સમજું છું. વળી આપ સાહેબને મારે જણાવવું જોઇએ કે હું જેટલું આપને ચહાઉં છું તેના કરતાં મહારાણીની સેવા, તેણીનો શાન્ત સ્વભાવ અને સંતોષ, તેણીનું માન અને કૃપા અને મારા દેશનું હિત વિગેરે કેટલીક બાબતોને વધારે ચહાઉંછું; તોપણ આપના સદ્ગુણો કે જેમાથી અકસ્માત્ અગર અપમાન શિવાય બીજે કોઇ રસ્તે માઠું પરિણામ આવે તેમ નથી તેઓના લીધે અને મારા ઉપર થયેલા આપના ઉપકારોના લીધે હું આપના ઉપર જેટલી મમતા રાખું છું તેટલી બીજા કોઇ માણસ ઉપર રાખતો નથી. ગમે તે કોઇ સારે રસ્તે આપનું કામ કરીને આપના ઉપર મારી પ્રીતિની સાબિતી આપવાને હું આજ સુધી જેટલો ખુશી હતો તેટલોજ હજી પણ છું અને જો એમ કરવામાં હું કોઇ પણ પ્રકારનો આંચકો ખાઇશ તો એ બાબત એવી હશે કે જેના માટે આપ સાહેબથી પણ ના કહેવાયજ નહિ, કારણ કે આઇકેરસના (આ માણસ વિષે દંતકથા એવી છે કે તેણે એક વખતે મીણની પાંખો બનાવી ક્રીટ દેશમાથી ઉડવાનો પ્રયત્ન કર્યો. તે સૂર્યની ઘણીજ નજદીક જઇ પહોચ્યો, એની પાંખો તાપથી ઓગળી ગઈ અને એ દરિયામા પડી ડૂબી મૂઓ) નસીબનો વાંક કહાડી આપ સાહેબ મીણની પાંખો વડે ઉડવાનો વિચાર કરતા હતા તે જોઇને જેવી રીતે હું હમેશા દિલગીર થતો તેવીજ રીતે જો આપને મુખ્યત્વે કરીને શાહમૃગ જેવા અગર શિકારી ન હોય એવા બીજા ગમે તે પક્ષીના જેવાં પિછા ઉગે તો તે જોઇને કોઇપણ માણસ મારા જેટલો ખુશી થશે નહિ. અને જોકે હુ ધારૂં છુ કે આપ સાહેબનો વિચાર પણ મારા જેટલોજ બદલાયો છે તોપણ હુ આ મુદ્દા ઉપર વળ્યો છુ અને ભવિષ્યમાં પણ એજ મુદ્દાને અનુસરીને ચાલીશ એમ આપને જાહેર કરવું એજ મારો આ કાગળ લખવાનો હેતુ છે, અને તેથી હુ પ્રાર્થના કરૂં છું કે જગતકર્ત્તાની આપના ઉપર કૃપા રહો એની વિસી ૨૦ જુલાઈ સને ૧૬૦૦

આપનો નમ્ર સેવક ફ્રાન્સીસ બેકન."

આ પત્રોના ઉત્તર ઇસેક્ષે બેકન જાતેજ લખી શકે એવો અને એટલાજ ગૌરવ અને ગૂઢ ભાવથી લખ્યો છે.

" મિ એકન તમારા હમણાના કૃત્યો કે જેમાના એક શિવાય બીજા વિષે હુ જાણીતો નથી, તેથી અને મારી જાતની પરીક્ષા કરવામા મારૂં પોતાનુંજ પેટ વિચારવાથી તેઓનુ વિવરણ અગર નિન્દા હુ કરી શકતો નથી તમે મારી એવી ખાતરી કરવા માગો છો કે તમે તમારા અતઃકરણથી વફાદાર નોકર અને પ્રમાણિક માણસ થવા ઇન્તેજાર છો, અને હુ પણ શુદ્ધભાવથી તમારી ખાતરી કરૂછુ કે જે તમે લખો છો એજ તમારી જીજ્ઞાસા હોય (જો કે તમારો રસ્તો પ્રવૃત્તિનો છે અને મારો નિવૃત્તિનો છે) તોપણ આપણે બન્ને આપણા બેની વચ્ચે ત્રીજી એક વસ્તુમા એક સરખીરીતે મળતા આવીશુ. મારા ઉપર તમારી મમતા અને મારૂં ભનુ કરવાની તમારી ઇચ્છા હું ખુશીથી સ્વીકારૂ છુ એ બાબતોના જવાબમા હું આટલુજ કહીશ કે તમારા ઉપર મે ઉપકાર કેયા છે એમ તમે પોતે કબૂન કરો છો અને વધારામા તમે ખાતરીથી માનજો કે મારી પોતાની મરજીથી અગર કોઇ પ્રકારના તુરગથી પણ તમારા ઉપરની મારી પ્રીતિમા કઈજ ફેરફાર થવાનો નથી કવિતામય વિચારો હુ સમજી શકનો નથી નહિનો તમારા કાવ્યાશી ઉદાહરણના સબધમા મે કઇક લખ્યુ હોત પણ હુ આટનુ તો કહીશ કે મહારાણીની મહેરબાનીમા વિશ્રામરૂપી અગર એ મહેરબાની મેળવવાને લાયક થવાની ઈચ્છા રૂપી પાખો શિવાય બીજી કોઇ પણ જાતની પાખોથી હું ઉડ્યો નથી જ્યારે આ બેમાની એક પાખ નકામી થઇ પડે ત્યારે પડી જવાથી મારા ચૂરેચૂરા થઇ જાય એમ જોવાને જો મહારાણી ખુશી હોય તોપણ હુ તેણીના પગ મૂકીને બીજી જગ્યાએ પડવાનો નથી અને જ્યા સુધી મહારાણી કે જે પોતે જાણે છે કે હું કોઇ દિવસ શિકારી પક્ષી જેવો થયો નથી તેણીની ઇચ્છા મારી પાખો તોડી નાખવાની થાય ત્યા સુધી હું કાદવ કીચડમા પડી રહીશ. મારા પરમેશ્વરની અગર મહારાણીની સત્તા શિવાય બીજી કોઇ પણ સત્તા કામકાજ ત્યાગ કરીને બેઠેલા તમારા મિત્રનો આ નિશ્ચય ફેરવી શકે એમ નથી ઈસેક્ષ

શેહેરમા હુલ્લડ કરવાના ઇસેક્ષના જગલી પ્રયત્ન પછી કઇ નવોજ રગ આવ્યો તેના ઉપર રાજ્યદ્રોહના ગુન્હા માટે કામ ચલાવવામા આવ્યુ એ ગુન્હામાં જે લોકો સામેલ હતા તેઓની જુબાનીઓમાથી તેઓના ગુપ્ત વિચાર બાપણો અને યુક્તિઓ ઉઘાડી પડી અને એલીઝાબેથની કારકીર્દીના છેવટના ભાગમા તમામ લોકો આવાજ કાવતરા ભરેલી ગુપ્ત રમતો

રમતા હતા તેથી જોકે તેઓનો ખરો ભાવાર્થ આપણાથી સમજી શકાતો નથી તોપણ ઇસેક્ષને સરકારના તેમજ ખીજવાઇ ગયેલી રાણીના પંઝામાં સપડાવવાને જાહેર પડેલી હકિકત બસ હતી. મી. સ્પેડીંગ કહે છે કે 'નવી હકિકત તરતજ કોકને અને બેકનને જણાવવામાં આવી હતી.' એ કામ ચલાવવામાં સરકારી વકીલ તરીકે કોક આગેવાન હતો અને એના જોડીદાર તરીકે કોઇ સોલીસીટર અગર વ્યવહારશાસ્ત્રના કાયમના અમલદારને નહિ નિમતા બેકનનેજ નિમવામાં આવ્યો. આ કામ તેને અગવડ પડતું લાગ્યું હોય, અગર એનાથી તેને કંઈ પણ દુઃખ થયું હોય, અગર તેણે એ સ્વીકારવામા જરા પણ આચકો ખાધો હોય અગર કોઇ પણ રીતે એમાથી છૂટવાનો તેણે પ્રયત્ન સરખો પણ કર્યો હોય એમ જણાતું નથી. તેણે તો એ કામ જાણે વાસ્તવિક રીતે લેવું જોઇએ એમ જાણીનેજ લીધું હતું કામ ચલાવવામા બેકનનો ભાગ કોકના જેટલોજ મહત્વનો હતો અને તેણે પોતાનો ભાગ ઘણીજ ચતુરાઇથી અને અસર કરે એવી રીતે બજાવ્યો. એ દિવસોમા તપાસણી વખતે ઘણોજ ગોટાળો થતો અને વખતે એ ગોટાળો એટલે સુધી વધી પડતો કે કચેરીની અંદર ન્યાયાધીશો, વકીલો, પ્રેક્ષકો અને આરોપી વચ્ચે બોલાબોલી શિવાય બીજુ કઇ જોવામા આવતું નહિ. પ્રસ્તુત મુકદ્દમામા પણ એમજ થયુ. કોકના માટે એક કહેવામાં આવ્યુ છે કે તેણે પુરાવો રજુ કરવામા ભૂલ કરી હતી અને તે ખરો મુદ્દો પડતો મૂકીઇસેક્ષની સાથે બોલાચાલીમા ઉતરી પડચો હતો ઘણું કરીને આનું કંઈ વિશેષ મહત્વ ન હોતુ, પણ તપાસણીમા ખરો મુદ્દો રદ થઈ આરોપીના લાભમાં ફેંસલો થવાની તૈયારી હતી એટલામા મિ સ્પેડીંગ કહે છે કે બેકન તેનો વારો નહિ છતા આગળ આવ્યો અને તેણે મૂળ મુદ્દાને પાછો ઠેકાણે લાવી મૂકયો એ પ્રસંગે બેકન જે બોલ્યો હતો અને તેણે જે કર્યું હતુ તેનો હેવાલ મિ. સ્પેડીંગ નીચે પ્રમાણે આપે છે —

અત્યાર સુધીનો વાદ એટલો બધો મુદ્દા બહાર જતો રહ્યો હતો કે આરોપીના ઉપર શુ તહોમત મૂકવામા આવ્યું હતું અગર એનો કેટલો ભાગ સાબીત થયો હતો તે યાદ રાખવું, એ પ્રેક્ષકો માટે ઘણુંજ મુશ્કેલ થઇ પડયું હતુ, અને કોક કે જે હજુ સુધી સરકાર, તરફથી એકલોજ બોલતો હતો તે રજુ કરેલા પુરાવાની તૂટક હકિકત સુધારવાનો અગર મુદ્દાના સવા-

તેઓને દૂર કરવામા અને કેટલાક જે માણસો મોગી જગાએ જઇને અદેખા થઇ જાયછે તેઓને ખસેડવામા રોકાય છે, પણ આ પ્રમાણે કરવામા તેઓનો મુખ્ય ઈરાદો રાજ્યનો ઉધુ વાળવાનો અને હયાત રાજાઓનો નાશ કરવાનો હોય છે જે લોકો બીજે કોઇ રસ્તે તોફાન કરે છે તેઓનો ઇરાદો પણ આવોજ હોય છે જેવી રીતે પહેલા ખુની કેનને પોતાના કૃત્યને ઉદ્ધતાઈથી હસી કહાડવાને લાજ આવનાથી તેણે એના માટે બ્હાનુ બતાવ્યુ હતુ તેવીજ રીતે આપણા અમીરે કેટલાક મોટા માણસો અને સનાહગારોને રાણીની હજુરમાથી કહાડી મૂકાવવાના વિચારને અને જે માણસોને તે પોતાના શત્રુ જેવા ગણતો હતો તેઓ રખેને એને છાનામાના એના ઘરમા મારી નાખે એ ધાસ્તીને પોતાના કૃત્યના બ્હાના તરીકે આગળ મૂક્યા હતા આટલાજ માટે તે કહે છે કે મને મદદ માટે શેહેરમા નાશી જવાની ફરજ પડી હતી. પોઝીસ્ટ્રેટસના માટે અસલના વખતમા એમ કહેવામા આવ્યુ છે કે તેણે જાતે પોતાના અગ ઉપર ઘા કર્યા અને આવી રીતે જખમી થયા પછી જાણે એની જીદગી મોટા ભયમા હોય એમ બતાવવા માટે તે રોતો રોતો એથન્સ શહેરમા દોડયો આ પ્રમાણે આવા ખોટા નુકશાન અને ભયથી લોકો એના તરફેણમા આવશે અને એના કામમા સામેલ રહેશે એવી આશા રાખી એનો ખરો હેતુ શહેરનો અધિકાર પોતાના કબજામા લઇ તેનુ સ્વરૂપ બદલવાનો હતો આવીજ રીતે જૂઠા ભય અને હુમલાની વાતો કરતો કરતો ઇસેક્ષનો અમીર લન્ડન શહેરમા દાખલ થયો અને એને પોતાને મારી નાખવાનુ હતુ અને રાજ્યને વેચી નાખવાનુ હતુ એવા ગપાટા ચલાવતો તે શહેરના દરેક ભાગમા ફરી વળ્યો પણ વાસ્તવિક રીતે જોતાં એને આવા શત્રુઓ નહોતા અને આવો ભય પણ નહોતો આમ કરવામા એનો હેતુ એવો હતો કે જો એ લોકો સીધા ઉતરે તો પછી સૌ સારા વાના થશે પણ હાલમા ભારે લુચ્ચાઇનુ પરિણામ અવિહિત અગર પાખડ મતમા આવે છે, મારા મુરબ્બી આપ સાહેબે તો જાણવુ જોઇએ કે જો રાજાઓ તરફથી પ્રજાને અસતોષ થવાનાં કારણો મળ્યા હોય, જો તેઓ રૈયતને આપેલુ માન પાછુ લઈ લે, જો તેઓ જે સ્થિતિમા આપણને ચઢાવ્યા હોય તેઓનાથી પણ હલકી સ્થિતિમા આપણને મૂકે તોપણ આપણે આપણી વફાદારી એટલે બધે દરજ્જે મૂકી દેવી ન જોઇએ કે જેથી તેઓના હુકમનો અનાદર થાય

એવું કૃત્ય કરવાનો પ્રસંગ આવે અને આપે જેવું હુલ્લડ કર્યું છે તેવું તેટ રૈયતે કોઈ દિવસ કરવું જોઇએ નહિ એના જવાબમાં આપને જે કહેવાનું હોય અગર જે આપ કહી શકો એમ હોય તે બધું ફોગટ છે અને તેથી હું ધારું છું કે તમારા કૃત્યનો બચાવ કરવા કરતાં તે માની લેવું એજ તમારા માટે વધારે સારૂં છે. "

ઇસેક્ષ એના શત્રુઓ અને ભય વિષે બેકનના આવા તિરસ્કાર ભરેલા જવાબથી ખીજવાઇ ગયો—" મિ. બેકનના સામા જવાબ આપવાને હુ મિ. બેકનનેજ બોલાવુ છુ," અને તેણે પોતાના નામથી લખેલા જે પત્રોમાં બેકને આવી ભયંકર શત્રુવટ કબુલ કરી હતી તેઓને જોવાનું કહ્યું. આના જવાબમાં બેકને જે તે વારવાર કહેતો તેજ કહ્યું—" કે મેં રાજ્ય તેમજ રાણી તરફ વફાદારીથી નોકરી કરવા માટે ઈસેક્ષને સમજાવવામા જેટલો વખત ગાળ્યો હતો તેટલો બીજા કોઇ કામમાં ગાળ્યો નહોતો." ફરીથી પાછો કૌક ગુંચવાઇ ગયો અને ફરી તેની ભૂલો સુધારવા માટે બેકન ઉભો થયો. તેની અને ઇસેક્ષની વચ્ચે ઘણા સવાલ જવાબ થયા પણ છેવટે ઈસેક્ષના ઉપર સજા ફરમાવવામાં આવી.

વ્યવહારશાસ્ત્રમાં સલાહકાર તરીકે બેકનની જગ્યા એટલી બધી હલકી હતી કે આ કામ એને સોંપવામાં કંઇ વિશેષ કારણ હોવું જોઇએ. તે ઇસેક્ષનો મિત્ર હતો એટલાજ માટે સરકાર તરફથી એ કામ એને સોપવામા આવ્યું હશે એવું અનુમાન કરવાને સબળ કારણો છે. સાધારણ રીતે આવા મુકદ્દમા ચલાવવાનુ કામ એને સોપવામાં આવતુ નહિ. ત્રણ વર્ષ પછી જ્યારે રૈલે, ગ્રે, અને કોબહામ ઉપર કામ ચલાવવામાં આવ્યુ ત્યારે સેસીલે એ કામ બેકનને સોપ્યું નહોતું. હાલનું કામ એને સોપવાનું કારણ એટલુંજ હતુ કે બીજો કોઇ માણસ ઇસેક્ષને એના જેટલુ નુકશાન કરી શકે એમ નહોતું; અને જ્યારે ઇસેક્ષ ઉંધે રસ્તે જવા લાગ્યો ત્યારે જે માણસોની મહેરબાની મેળવવાનો બેકન પ્રયત્ન કરતો હતો તેજ માણસો તરફથી તેને આ કામ સોપવામાં આવ્યું હતું, અને તેણે એ કામ જરા પણ વિસ્મય પામ્યા વગર સ્વીકાર્યું હતુ. આ કામ બરાબર કરવામા તેને કોઇ પણ જાતની હરકત નડી હોય એમ જાણવામાં આવ્યુ નથી. સાર્વજનિક હિત સાચવનાર તરીકે અને રાજ્યના તેમજ

રાણીના વફાદાર નોકર તરીકે ગુન્હેગારને યોગ્ય શિક્ષાએ પહોંચાડવો એ તેની ફરજ હતી એમ તેણે માની લીધું હતું. જેવી રીતે દરેક માણસ ઉપર સાર્વજનિક હિતના હક્ક છે તેવીજ રીતે મિત્રાચારીના પણ છે અને કેટલાક કલ્પિત પ્રસંગોએ મિત્રાચારીના હક્ક કરતાં સાર્વજનિક હિતના હક્ક વધારે પ્રબળ હોય છે; તોપણ કંઇ નહિ તોએ છેવટે યાદ રાખવા પૂરતા તો મિત્રાચારીના હક્ક હોવાજ જોઇએ. જો શબ્દોમાં કંઇ પણ અર્થ રહેલો હોય તો ઈસેક્ષ તેનો વહાલામાં વહાલો મિત્ર હતો. તેણે ઘણીજ ઉદારતાથી બેકનના ઉપર બીજા માણસો કરતાં વધારે ઉપકારો કર્યા હતા અને તેઓના માટે બેકનની સંપૂર્ણ કબૂલાત આપણા જોવામાં આવી છે. ફક્ત એક વર્ષ પહેલાંજ તેણે કહ્યું હતું: " હું જેટલો બીજા માણુસોનો તાબેદાર છું તેના કરતાં આપનો વધારે છું. અને બીજા માણસો આપના જેટલા તાબેદાર છે તેના કરતાં પણ હું વધારે છું. " ઈસેક્ષના ગુન્હા વિષે પ્રશ્ન ઉઠાવવાની અહીં જરૂરજ નહોતી. જેવી રીતે તેના કૃત્યના ભય અને તોફાન વિષે વધારીને કહેવામાં આવ્યું હતું તેવીજ રીતે તેના ઉદ્દેશ વિષે પણ વધારીને કહેવામાં આવ્યું હતું કે નહિ એ વાતનો નિર્ણય થઇ શકયો નથી. આટલી વાત તો આપણે જાણીએ છીએ કે જેવાં કાવતરાં અને મૂર્ખાઈ ભરેલાં ભાષણો એ કરતો હતો તેવાંજ એના શત્રુઓ પણ કરતા હતા; જેવી રીતે એને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો તેવીજ રીતે બે વર્ષપછી રેલે, **કાબહામ** અને ગ્રેને પણ રાજ્યદ્રોહી ઠરાવવામાં આવ્યા હતા; અને સેસીલ જીવ્યો ત્યાં સુધી—પછી ભલે એનો ઉદ્દેશ ગમે તે હોય—સ્પેઇનનો પગાર ખાતો હતો. ઇસેક્ષ ગુન્હેગાર હતો કે નહિ એ બેકનને જોવાનું નહોતું. તેને જોવાનું તો એટલુજ હતુ કે ઇસેક્ષ સાથેના પોતાના સંબંધ ઉપર નજર રાખીને જે કામમા એનો નાશ થવાનું નક્કીજ હતું તે કામ માથે લેઇ એમાં આગેવાની કરવી એ યોગ્ય હતુ કે નહિ તે પોતે ન્યાયાધીશ નહોતો, તેમજ કોકના જેવો તે વ્યવહારશાસ્ત્રનો સરકારે નિમેલો અમલદાર પણ નહોતો. પોતાને તો ફક્ત કોઈ કામના પ્રસંગેજ નોકરી કરવાની હતી સાધારણ રીતે પોતાની જૂની મિત્રાચારી ઉપર વિચાર કરીને એ કામમાથી છૂટવાનો પ્રયત્ન તો તેણે અવશ્ય કરવો જોઇતો હતો. તે એના મિત્રના ગુન્હાને અને મૂર્ખાઇને ગમે તેટલું ધિક્કારતો હોય તોપણ જે ઘાતકી કામમાં પોતાનો વહાલામાં વહાલો મિત્ર નક્કી મરવાનો હતો એમાં ભાગ લેવાને તેણે ના પાડવી જોઇતી

હતી. ઇસેક્ષ છેક વંઠી ગયો છે એમ જાણી તેણે પ્રમાણિકપણે તેનો ત્યાગ કરી જ્યાં સુધી આ શોકજનક નાટક ભજવી રહેવામાં આવે ત્યાં સુધી છાના-માના દિલગીરીમાં એક કોરે બેશી રહેવુ હતું. આનો જવાબ ફક્ત એટલોજ છે કે જો તેણે ના કહી હોત તો રાણી એના ઉપર ગુસ્સે થાત, આગળ વધવાની એની સઘળી આશાઓ નાશ પામત અને ઇસેક્ષ સાથેના એના આવા નિકટ સંબધને લીધે વખતે તેને પણ પોતાના મિત્રના સાથે ખરાબ થવાનો પ્રસંગ આવત. પણ એના કરતાં હલકા માણસોએ આફતના વખતે પોતાના મિત્રની મદદમાં રહીને ઘણું જોખમ વહોરી લીધું છે; અને મનુષ્યનાં કૃત્યોમાં સારાસાર શું છે તે બીજા માણસો કરતાં બેકન વધારે સારી રીતે જાણતો હતો. કયે રસ્તે જવું એ તેના હાથમાં હતુ. આ બાબત વિષે તેણે એના પોતાના મનમાં પણ વધારે વાર વિચાર કર્યો હોય એમ જોવામાં આવતુ નથી તે તો એમ માનીને બેઠો હતો કે રાણીના તરફની ફરજના દબાણને લીધે એને બીજો કોઇ રસ્તો નહોતો અને તેથીજ તેણે ઈસેક્ષને ગુન્હેગાર ઠરાવવામાં પોતાનો બનતો પ્રયત્ન કર્યો.

આટલેથીજ છેડો નહોતો. ઇસેક્ષના મ્હોતથી એલીઝાબેથની આબરૂને સજ્જડ ધક્કો લાગ્યો. બેકનને પણ લોકો વખત જોઇને ચાલનારો કહેવા લાગ્યા, તે ઘડીમાં ઈસેક્ષને મળતો ને ઘડીમાં તેના શત્રુઓને મળતો અને જ્યારે એને ઇસેક્ષ તરફથી જે મળવાનુ હતું તે મળી ચૂક્યુ ત્યારે તે એના શત્રુઓ પોતાના માટે શુ કરેછે તે જોવાને તત્પર થયો. પણ ઇસેક્ષના વિરૂદ્ધ જે જે કરવામાં આવ્યું હતું તે બધું વ્યાજબીજ હતુ એમ બતાવવાની જરૂર જણાયાથી એ કામ પણ બેકનને સોપવામા આવ્યુ. આ અપજશ લેવામા પણ તે ડર્યો નહીં અને સૌની ખાતરી હતી કે તે બિલકુલ આંચકો ખાધા વગર તમામ હકિકત બીજા માણસ કરતા સારી રીતે કહી શકશે બન્યુ પણ આજ પ્રમાણે જે કહેવાનું હતું તેને પુષ્ટિ આપવા સારૂ પોતાની પાછલી માહિતીનો ઉપયોગ કરી તે પોતાનો મિત્ર કે જે હાલમાં નિરાંતે ઘોરમા સૂતો હતો અને જેના લાભમાં એના પોતાના શિવાય બીજો કોઇ માણસ જવાબ આપી શકે એમ નહોતુ તેની જાણી જોઇને બેઆબરૂ કરવાને તૈયાર થયો. ઇસેક્ષે કરેલા તમામ નઠારાં

કૃત્યોની સંક્ષિપ્ત અને અસરકારક હકિકત આપ્યા પછી તેણે એને ભયંકર અને ઇરાદાપૂર્વક કરેલા રાજ્યદ્રોહનું રૂપ આપ્યું છે. એનો ઘણો ભાગ તો બેશક ખરો હતો પણ ખરી હકિકત કહેવામાં અને તેથી વધારે એને રાજ્યદ્રોહનું રૂપ આપવામાં બેકનના ઊપર કોઇ જાતનો અંકુશ નહોતો અને ખરેખર એ હકિકત જેમ બને તેમ ઇસેક્ષના વિરૂધ્ધ વધારે જાય એમ કરવાનો સરકારનો તો હેતુજ હતો. બેકન સભ્યતાના નિયમો છેક ભૂલી ગયો નહોતો અને તેણે જે ખરડો રાણીના તરફ સુધારવા માટે મોકલ્યો હતો તેમાં તેણે જ્યાં ત્યાં "મારા મુરબ્બી ઇસેક્ષ" એમ લખ્યું હતું પણ રાણી એના કરતા વધારે અસભ્ય થઇ હતી અને તેણીએ બળવાખોરને ફક્ત "ઇસેક્ષ" એ નામથીજ લખવાનો આગ્રહ કર્યો હતો.

આ કામ પૂરૂં થઇ રહ્યા પછી ઘણા માણસોના દંડ થયા અને કેટલાકની મિલ્કત જપ્ત કરવામાં આવી અને આ રીતે આવેલા પૈસા લાયક નોકરો અને માનીતાઓને બક્ષીસ કરવામાં આવ્યા. બેકન પણ પોતાનો હિસ્સો લેવાને તૈયાર થયો. એક માણસના દંડમાંથી એને ૧૨૦૦ પૌન્ડ મળ્યા. એના એક લહેણદારને તે લખે છે કે "જોકે હું આશા રાખતો હતો એટલે દરજ્જે તો નહિ પણ રાણીએ મને થોડી ઘણી મદદ કરી છે;" અને પાછળથી તેણે વધારે માટે માગણી કરી. તેને આ કામમાંથી જે મળ્યું તે બેશક ઈ. સ ૧૫૯૪ મા ઇસેક્ષે તેને બક્ષીસમાં જે આપ્યું હતું તેના કરતાં ઓછું હતું. પણ રાણીએ હજુ એની પદવૃદ્ધિ કરી નહિ હજુ એને રાણીની નોકરીમાં કોઇ મુકરર જગ્યા મળી નહિ. આ વાત તો સ્પષ્ટ છે કે ઇસેક્ષે કરેલા ગુન્હાની હકિકત જાહેરમાં મૂકવાથી જો કોઇ રીતે સરકારનો બચાવ થતો હોય તો એ વાત તો ,નીરાળી છે પણ એનાથી બેકને લીધેલી બુડાશ જરાપણ ઓછી થઇ નહિ. આની સાબિતી એલીઝાબેથના મરણ પછી અને જેમ્સની કાર્દિર્દીની શરૂઆતમા તેણે લખેલા "દોષોદ્ધાર" ઉપરથી મળી આવે છે હવે તેને પોતાના મિત્ર તરફ તેણે જે રીતભાત ચલાવી હતી તેના સ્મરણથી સંતાપ થવા લાગ્યો, એની વિલક્ષણ બુદ્ધિ હવે લોકોના જાણવામા આવી હતી તોપણ તેઓ એનો વિશ્વાસ કરતા પાછા હઠતા હતા; તેથી તેણે "દોષોદ્ધાર" નામનું પુસ્તક લખ્યું. આ પુસ્તક તેણે

ઇસેક્ષનો મિત્ર માઊન્ટજોયનો અમીર જે રાણી ઉપર દબાણ મૂકવાના એના જંગલી કાવતરામાં અડધો સામેલ હતો તેને અર્પણ કર્યું હતું. એમાં લખેલી હકિકત ચોખ્ખી અને અસરકારક છે પણ તે એકજ પક્ષકારની હકિકત હોય એમ જણાય છે, કારણ કે એમા મુખ્ય જે ત્રણ પાત્રોના કૃત્યનું વિવેચન કર્યું છે તેમાંના બે હાલમાં પોતાના બચાવમા, અગર ત્રીજાના વિરૂદ્ધ કંઇ પણ કહી શકે એમ નહોતું. એમાં બેકન લખે છે કે રાણી જીદ્દી અને નિર્દય હતી, ઇસેક્ષ તદ્દન નિર્લજ, સ્વચ્છંદી, અભિમાની અને બિનવફાદાર હતો અને તે પોતે રાણીના વહેમ અને ગુસ્સો શાન્ત કરવા માટે અને ઇસેક્ષને ડાહ્યો અને સમજુ કરવા માટે પોતાનાથી બનતો પ્રયત્ન કરતો હતો બળવાખોર પણ જે એક વખતે પોતાનો માનીતો હતો અને જેને મોટો ગુન્હેગાર છતા પણ હજુ તે પોતાના તાબામા રાખવાને ખુશી હતી તેનો ગરમ સ્વભાવ છેક નરમ કરી નાખવાના નિશ્ચય પર આવેલી કઠણ છાતીની અને નિર્દય રાણીનુ, તેમજ એક શાન્ત અને ચંચળ પ્રેક્ષક જે તદ્દન સ્વાર્થ બુદ્ધિ વગર તો નહિ, પણ પોતાની સમયસૂચકતા સાચવીને, એ ભયંકર રમત બાજૂએ રહી જોયા કરતો હતો અને જે તેઓના વચ્ચે થતો નુકશાનકારક અણબનાવ અટકાવવા માટે પોતાનાથી બનતો પ્રયત્ન કરતો હતો, તે વિગેરેનું આ પુસ્તકમા આપેલુ ચિત્ર ખરેખર અદ્ભુત છે.

ખોટે રસ્તે ચઢી ગયેલા મિત્રના માટે તેણે કેટલે દરજ્જે પ્રમાણિકપણે પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો હતો એ જાણવાનું સાધન ફકત તેણે પોતે લખેલી હકિકતજ છે; જોકે તે કહે છે કે એક વખત રાણીએ ગુસ્સાના આવેશમાં મારા પોતાના ઉપર કામ બગાડ્યાનો આરોપ મૂક્યો હતો તોપણ એ પ્રમાણે તેણે જાણી જોઇને એને નુકશાન કર્યું હોય એમ માનવાને કંઇ કારણ નથી. પણ જો તે રાણી અને ઇસેક્ષ વચ્ચેની તકરારનું સમાધાન કરવામાં ફતેહ પામ્યો હોત તો તે બન્ને આગળ એનું માન વધત. એક બાજૂએ તે ઇસેક્ષ સાથે નિકટ સંબંધ ધરાવતો હતો અને બીજી બાજૂએ તેનું વચગુ રાણીની તરફેણમા હતુ તેથી તેઓની બાબતમા પ્રમાણિકપણે કરી એ તેના માટે સહેલુ અને સહીસલામત નહોતું પણ તે કબૂલ કરે છે તેમ તે ચાહતો હતો તેવી રીતે બન્ને ભાઇ વિચારસન્ત

અને ડાહ્યો માણસ ચાલ્યો હોત તો તે પોતાના મિત્રનો આભાર ભૂલી ગયા શિવાય તેનું કામ સારી રીતે કરી શકત. બેકન જે ઇસેક્ષની ભૂલોથી બરાબર માહિતગાર હતો, જે રાજ્ય તેમજ રાણી તરફની પોતાની ફરજ સારી રીતે સમજતો હતો અને જેની આગળ વધવાની સઘળી આશાઓ ઇસેક્ષની મૂર્ખાઈથીજ નાશ પામી હતી તેના બચાવમાં છેવટ સુધી ઘણું કહી શકાય એમ છે. પણ જ્યારે નિયમ પ્રમાણે તેનો હક્ક નહિ છતાં તેને પસંદ કરી ઇસેક્ષ વિરૂદ્ધ કામ ચલાવવાનું કામ તેનેજ સોંપવામાં આવ્યું ત્યારેજ ખરો અણીનો વખત આવ્યો અને બેકને પોતાનું રૂપ પ્રકાસ્યું. પહેલાં બનેલી તમામ હકિકત હવે જાહેરમાં આવી. તે બિલકુલ ખમચાયો હોય એમ તે કહેતો નથી. આ જોખમ ભરેલા કામમાંથી મુક્ત થવા માટે તેણે વિનંતિ કરી હોય એમ પણ તે કહેતો નથી. જે લોકોની ઇચ્છા એવી હતી કે ઇસેક્ષ મરવોજ જોઇએ તેઓનું વેર લેવાને જાણે તેની નિમનોક થઈ હોય તેમ તે જરા પણ ડગ્યો નહિ. એનુ જીવનચરિત્ર લખનાર કહે છે કે તેણે પોતાનું કામ કૌક કરતાં સારી રીતે કર્યું હતું તેમજ ફરિયાદી તરફની ભૂલો પણ તેણે સુધારી હતી. આ ભાગ ઉપર થોડું કહીને તે બંધ રહે છે પણ એની વર્તણૂંક સંબંધી વિચાર બાંધવા માટે તો આખા કામમાં આજ ભાગ મુદ્દાનો છે. એને સાર્વજનિક હિત સાચવવાનું હતું એ વાત ખરી છે પણ માત્ર ઇસેક્ષથી જુદા પડવાથીજ એ સચવાય એમ હતું; અને જેના લીધે તેણે પોતાના મિત્ર ઉપર મૂકેલું તહોમત સાબીત કરવાનું કામ સ્વીકાર્યું અને જેના લીધે તેણે એના ઉપર આફતના વખતમાં એની સઘળી આશાઓ રદ કરી એનું મ્હોત નજીક આણે એવો સખ્ત ધા કર્યો એ તેની સાર્વજનિક હિત સાચવવાની બુદ્ધિ નહોતી પણ તેની સ્વાર્થબુદ્ધિ હતી. જે માણસે એના પત્રો વાચ્યા હતા, જે એની પૈસા સબંધી સ્થિતિથી વાકેફ્ગાર હતો, જે એની નિષ્ફળ ગયેલી આશાઓથી માહિતગાર હતો તે તો એમજ કહેતો કે એને ફક્ત બેજ બાબતોમાંથી પસંદગી કરવાની હતી—એનો પોતાનો સ્વાર્થ અને પોતાના મિત્રનુ હિત—અને તેણે કેવળ સ્વાર્થ માટે પોતાના મિત્રનો તેમજ તેની આબરૂનો ત્યાગ કર્યો.

પણ બેકનને આપણે યોગ્ય ન્યાય આપવો જોઇએ. આપણે કબૂલ કરીએ છીએ કે ઇસેક્ષને નુકશાન કરવાની છેવટ સુધી તેની દાનત નહોતી.

વધારામાં વળી આપણે એમ માનીએ છીએ કે જ્યાં સુધી એને પોતાને નુકશાન થવાને સભવ નહોતો ત્યા સુધી તેણે ઇસેક્ષનું હિત સાચવવા માટે પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો હતો. વખતો વખત પોતાના મિત્રને તેણે જે જે શિખામણો આપી હતી તે ઘણીજ ડાહાપણ ભરેલી હતી. આયર્લૅન્ડનો કારભાર નહિ સ્વીકારવા માટે તેણે એને ઘણું કહ્યુ હતું અને જ્યારે એ ત્યાંથી અપજસ લઇને પાછો આવ્યો ત્યારે તેણે વચમાં પડીને રાણીને સમજાવવાની બનતી તજવીજ કરી હતી. પરન્તુ એના જેવા બાહોશ ભાંજગડીઆ માટે પણ એ કામ સહેલુ નહોતું. જે બે માણસો સાથે એને માથું ફોડવાનું હતું તે બન્ને એક સરખાંજ ઉદ્ધત અને ચીડીયાં હતા. એકજ વખતે બે માણસોનું મન સાચવી શકાતું નથી. જે અગવડ ભરેલી સ્થિતિમાં બેકન આવી પડ્યો હતો તે એટલી બધી બારીક હતી કે તે પોતાનું કામ ગમે તેવી ચતુરાઇથી કરે તોપણ ઇસેક્ષ અને રાણી બેમાંથી એકને અને વખતે બન્નેને પણ માઠું લાગ્યા વગર રહે એમ નહોતું. આવી ગુચવણ ભરેલી સ્થિતિમાં કેટલાક વખત સુધી તો તેણે જે રસ્તો પકડ્યો હતો તેજ યોગ્ય હતો એમ કહેવામાં હરકત નથી. પણ છેવટે તેને એમ માલમ પડ્યું કે બીજા માણસનુ હિત સાચવવામાં એને પોતાનેજ નુકશાન થવાનો પ્રસંગ આવે એમ હતું. જે પક્ષકારો વચ્ચે બનાવ કરાવવાનું તે ધારતો હતો તે બન્ને એના પોતાના માટે વહેમ ખાવા લાગ્યા ઇસેક્ષ એમ ધારવા લાગ્યો કે તેનો ઉત્સાહ મદ થઇ ગયો છે; એલીઝાબેથ કહેવા લાગી કે તે પોતાની ફરજ બરાબર બજાવતો નથી. અમીર એને રાણીના ગુપ્ત દૂત જેવો ગણવા લાગ્યો અને રાણી બબડવા લાગી કે તે તો અમીરનોજ માણસ છે. હવે તેને એમ લાગ્યુ કે આ બે વચ્ચે સમજુતી થઇ શકે એમ નથી. પોતાને આશ્રય આપનારની પડતી થવાના હજારો ચિન્હ તેની નજર આગળ આવવા લાગ્યા; તેથી તેણે પણ વખત જોઇને પોતાનો વિચાર ફેરવ્યો. તે રાણીની મરજીને તાબે થયો અને ઇસેક્ષના ઉપર મૂકેલો આરોપ સાબીત કરવા માટે ઉભો રહો.

•

કોઇ મોટા મનના માણસને તો સંપત્તિ, સત્તા, રાજ્યની મેહેરબાની અને આત્મસરક્ષણ પણ, મિત્રાચારી, આભાર અને માનની સાથે સરખાવતાં

પ્રમાણમાં હલકાં લાગ્યા વગર રહે નહિ. એવો માણસ તો આફત વખતે ઇસેક્ષની તરફેણમાં ઊભો રહ્યા વગર, તેના ઉપર ફરમાવેલી સજા કમી કરાવવા માટે પોતાના અધિકાર, સત્તા અને સામર્થ્યનો ઉપયોગ કર્યા વગર, તેની છેવટની આજ્ઞાને તાબે થયા વગર, કેદખાનામાં હમેશા તેની ખબર લીધા વગર, આખરની મુલાકાત લીધા વગર, અને પોતાના ખોટે રસ્તે ચઢી ગયેલા પણ ઉદાર મિત્રની આબરૂને અપમાનમાથી બચાવવા માટે પોતાનું બુદ્ધિસામર્થ્ય વાપર્યાં વગર કોઇ દિવસ રહે નહિ જો તે કોઇ સાધારણ માણસ હોય તો તે ઇસેક્ષને મદદ કરવાનો ભય તેમજ પાસે રહીને તેની આબરૂ લુટાવવાનો અપજશ સ્વીકારે નહિ. બેકન ફરિયાદી તરફથી સલાહકાર તરીકે ઉભો રહ્યો; અને અહીં પણ તે ઇસેક્ષને ગુન્હેગાર ઠરાવવા પૂરતુ જ સાબીત કરીને બેશી રહ્યો નહિ. તેણે ફક્ત ઇસેક્ષના ઉપર મૂકેલો આરોપ સાબીત કરવામાજ નહિ,—કારણ કે એ તો સાબીત થવાનોજ હતો—પણ તે બિચારા આરોપીએ નિર્દોષી ઠરવા માટે નહિ પણ ફક્ત રાણી તરફથી માફી મેળવવાના ઇરાદાથી જે જે બ્હાનાં બતાવ્યા તે બધાં ખોટાં છે એમ બતાવી આપવામા તેણે પોતાની બુધ્ધિ તેમજ વકતૃત્વ-શક્તિનો ઘણો ઉપયોગ કર્યો. અમીરે પોતાના બચાવમાં એમ બતાવ્યું હતું કે સમર્થ અને કટ્ટા દુશ્મનોએ મને ઘેરી લીધો હતો, તેઓ મને મારી નાખવાનો લાગ જોતા હતા, અને તેઓના જુલમથી આખરે ઝનુનમાં આવી જઇ મેં એ ભયંકર કૃત્યો કર્યાં હતા. આ હકિકત ખરી હતી અને તે ખરી છે એમ બેકન પોતે જાણતો હતો, પણ તેણે એને ખોટા બ્હાના તરીકે ગણી હશી કહાડી. તેણે ઇસેક્ષની પીઝીસ્ટ્રેટસ સાથે સરખામણી કરી એ બેશક તેનાથી સહન થઇ શકે એવી નહોતી. તે ગુન્હેગાર ઠર્યો પણ તેને બચાવવા માટે બેકને કઇ પણ પ્રયત્ન કર્યો નહિ. આરોપી તરફ રાણીની લાગણીઓ એવી હતી કે જો બેકને તેને બચાવવાનું ધાર્યું હોત તો તે એની પોતાની જાતને કઈપણ નુકશાન કર્યા શિવાય તેને બચાવી શકત. બિચારા અમીરને ફાંશી દેવામાં આવી. પણ જ્યારે તેના મ્હોતથી લોકો ઉશ્કેરાઇ ગયા ત્યારે રાણીએ પોતાનો બચાવ લખવાનો નિશ્ચય કર્યો; અને જે નિમકહરામ ભાઇબંધે એને મારી નાખવામા મદદ કરી હતી તેજ પાછો હવે એની કીર્તિનો નાશ કરવા ઉભો થયો.

પાછળથી બેકનને પોતાના બચાવમાં આટલુજ કહેવાનુ હતુ કે મે જે કયુ હતુ તે બધુ રાણીના હુકમથીજ કર્યુ હતુ

પણ લૉર્ડ મેકોલે કહેછે કે મિ. મોન્ટેગ્યુ કરેલો બેકનનો બચાવ જોઇને આપણને દિલગિરી ઊતપન્ન થયા વગર રહેતી નથી મિ. મોન્ટેગ કહેછે કે બેકને જેજે કયુ હતુ તે બધુ વ્યાજબી હતુ એટલુજ નહિ પણ તેના માટે એને ધન્યવાદ ઘટેછે તેને નિમકહરામ થવાના દોષમાથી મુક્ત કરવા માટે તે કહેછેકે બેકનના ઉપર ઇસેક્ષના કરતા રાણીના વધારે ઊપકાર થયા હતા આ ઊપકારો કેવા પ્રકારના હતા ને સહેલાઇથી જાણી શકાય એમ નથી રાણીના સનાહકાર થવુ અને ઘણા વર્ષ પછી ખાલી પડનારી કોઇ જગ્યા મળવાનો હુકમ મેળવવો એ ખરેખર બેકનના જેવા માણસના હકમાં કઇજ નહોતુ એમ કહીએ તો ચાલી શકે આવા ઊપકારો કરવામા રાણીને એક પૈસો પણ ખરચ થયો નહોતો તેમજ તેઓનાથી બેકનને એક દમડી સરખી પણ મળી નહોતી મિ. મોન્ટેગ કહેછે કે— બેકનને જલદીથી આગળ નધારવાના બદલે તેની સાથે મિત્રાચારી જારી રાખીને રાણીએ તેને યુવાવસ્થામાજ સકટ વેહવાનુ શિખવ્યુ એ તેણીનો મોટામા મોટો ઊપકાર હતો જ્યારે બેકનના કરતા હલકા કુટુબના અને તેના કરતાં ઊતરતા ગુણવાળા બીજા જુવાન માણસો રાજ્યની ઊચી પદવીએ પહોચી જાય ત્યારે રાણી પોતે જાણી જોઇને રાજ્યના માજી અને નિમકહલાલ પ્રધાનના હોશિયાર અને વિદ્વાન પુત્રને સકટ અને અધારામા પડી રહેવા દે એને જો આપણે મોટા ઊપકાર તરીકે માનીએ તો બેશક ઇસેક્ષના ઊપકાર તો ઊપકાર કહેવાયજ નહિ જો રાણીની તેના મિત્રમા ગણતરી થાય તો અનત ઇસેક્ષને એનો કટ્ટા શત્રુ ગણવો જોઇએ

મિ મોન્ટેગની બીજી દલિલ એવી છે કે બેકને જે રસ્તો પકડયો હતો તે સામાન્ય હિતને માટે સારો હતો—અનાત—ઇસેક્ષના વિરુદ્ધ પડી તે જે સત્તા મેળવવાની આશા રાખતો હતો તે એના દેશના હિતના માટેજ હતી આ દલિલનુ ખડન ફક્ત તેને કહી બતાવવાથીજ થાય છે કોઇ વસ્તુ એવી અસભવિત નથી કે જેમા વિરૂધ્ધોક્તિ હોય નહિ બેકન જે રસ્તે ગયો હતો તે રસ્તે જવામાં કોઈ મોટી જગ્યા મેળવીને પોતાના દેશનુ ભલુ કરવાનો તેનો ઇરાદો હોય એ વાત ભાગ્યેજ સભવિત

ગણી શકાય આ વાત સભવિત છે કે **જેફ્રીઝ** (તે ઈન્ગલેન્ડના રાજા **જેમ્સ** બીજાના વખતમાં એક ઘણોજ નિર્દય ન્યાયાધીશ હતો)' સ્વાતન્ત્ર્ય મેળવવાનો ઘણોજ ઉત્સાહ રાખતો હોય અને **આલજરનન સીડનીને** મારી નાખવામાં એનો ઈરાદો એવો હોય કે તેનાથી લોકો ઉલટા ઉશ્કેરાઈ જાય' અને પરિણામે રાજ્યના વિશેષાધિકાર ઓછા થાય. આ વાત પણ સભવિત છે કે **થરટેલે વિયરને** મારી નાખ્યો એમાં તેનો ઈરાદો એવો હોય કે એનાથી ઈન્ગલેન્ડના જુવાન છોકરાઓને રમતો રમવાના તેમજ નઠારી સોબત કરવાના વિરૂદ્ધ અસરકારક બોધ મળે. આપણે કબૂલ કરીએ છીએ કે વખતે આવી વાતો સભવિત ગણી શકાય પણ એ વાતો એટલી બધી હદબહાર' મનરવી અને અસંભાવ્ય છે કે કોઈ માણસ એવા વિચાર ઉપર ચાલે નહિ, અને જે વિચારોના આધારે કોઇ વિચારવન્ત માણસ સાધારણ વ્યવહારમાં પણ' ચાલે નહિ તેઓને શા કારણથી ઇતિહાસમાં દાખલ કરવામા આવ્યા હશે તે આપણાથી સમજી શકાતું નથી. વળી **બેકને** પોતાની સત્તાનો કેવો ઉપયોગ કર્યો હતો અને એને તે કેવી રીતે ખોઇ બેઠો એ ઉપર જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એવી સત્તા મેળવવામા પોતાના દેશનું ભલુ કરવાનોજ એનો ઇરાદો હોય એ ખરેખર આપણને વિચિત્ર લાગે છે જો વ્યાજબી કહીએ તો ખરી હકિકત આવી છે—**બેકન** પરાધીન અને ખુશામતિયો વકીલ થયો એનું કારણ એટલુ જ હતું કે તે પાછળથી લાચીયો ન્યાયાધીશ થઇ શકે.

**મિ. મોન્ટેગની** ત્રીજી દલિલ એવી છે કે કોઈ કેળવાયેલો અને વિચારવન્ત માણસ **બેકને** રાણીના સલાહકાર તરીકે જે જે કર્યું હતુ તેના માટે એને ઠપકો આપી શકે એમ નથી અને કોઇ પણ વકીલ જે પક્ષકારના માટે પોતે ઉભો રહે છે તેના માટે વ્યાજબી રીતે પોતાની મરજીમાં આવે એમ આપ અખત્યારથી કંઇ પણ કરી શકે નહિ. આ વિષયને લગતા જે જે નિયમો અગ્રેજી વ્યવહારશાસ્ત્રવેત્તાઓએ મજુર કર્યા છે તે વ્યાજબી છે કે નહિ એ જોવાનું આપણુ કામ નથી. કોઇ પણ ધંધાના નિયમો સારા હોય અગર નરસા હોય તોપણ ઘણા વિચારવન્ત માણસો તેઓને અનુસરીનેજ ચાલે છે તેથી જો **બેકન** પણ પોતાના ધંધાના નિયમોની બહાર ગયો ન હોય તો બેશક તેનો બચાવ થઇ શકે પણ આ રીતે તેનો બચાવ થઇ શકતો નથી. સાધારણ રીતે જે ફોજદારી કામોમાં

આરોપીને વકીલની સલાહ લેવાની છૂટ આપવામા આવતી નહિ અને મુખ્યત્વે કરીને રાજ્યદ્રોહ જેવા ભારે ગુન્હાના કામમાં પ્રસંગોપાત વકીલોને આપ અખત્યારથી ચાવવાનો હક હતો. બેકન પોતાના મિત્રના વિરૂદ્ધ ઊભો રહ્યો એટલુંજ નહિ પણ કોઇ સાધારણ માણસ જે ઇસેક્ષને બિલકુલ ઓળખતો ન હોય તે એના વિરૂદ્ધ જેટલો જઈ શકે તેના કરતા પણ બેકન વધારે ગયો તેણે આરોપીની વર્ત્તણુંક વાસ્તવિક રીતે હતી એના કરતાં વધારે ભયંકર અને વધારે ગુન્હેગાર બનાવવા માટે પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો એની ફરજ તો માત્ર એટલીજ હતી કે તેણે ઈસેક્ષના ઉપર મૂકેલો આરોપ સાબીત કરવો અને તે તો સહેજમા થઇ શકે એમ હતુ. તેમ છતા જે દલિલો એને કાયદાની રૂપે ઉપયોગી થઇ પડે એવી નહોતી પણ જેનાથી જે જગ્યાએથી આરોપી દયાની આશા રાખતો હતો ત્યાં વિરોધ ધારતી ફેલાઇ ઊલટું તેને નુકશાન થવાનો સભવ હતો એવી દલિલો રજુ કરવાનુ કારણ શું હશે ? અસલના જુલમી રાજાઓની યુક્તિઓ તેણે શા કારણથી પ્રેક્ષકોને કહી સભળાવી ? કચેરીની અદર એક સમર્થ ટોળી આરોપીની વિરૂદ્ધ પડી તેને ખરાબ કરવા મથતી હતી એ હકિકત ખરી છતા તે ખોટી છે એમ તેણે શા કારણથી કહ્યુ ? વધારામા વળી આ આરોપીની એ વખતના ઘણાજ લુચ્ચા અને ફતેહમદ બળવાખોર સાથે સરખામણી કરવાની શી જરૂર હતી ? પણ વકીલ તરીકે બેકને જે જે કર્યું હતુ તેના બચાવમા મિ. મોન્ટેગની દલિલ આપણે મજુર રાખીએ તોપણ ઇસેક્ષના મરણ પછી તેના ગુન્હા જાહેરમા મૂકવામા બેકને જે ભાગ લીધો હતો એના જવાબમા આપણાથી શુ કહી શકાય એમ છે ? આ હકિકતનો ખુલાસો સહેજમા થઇ શકે છે બેકનના સદ્‌ગુણો ઊંચી પંક્તિના નહોતા તે ખરાબ માણસ હતો એમ આપણાથી કહી શકાય નહિ, તે ઘાતકી અગર જુલમી હતો એમ પણ કહી શકાય એમ નથી તે માન મળવાથી ફૂલાતો નહિ અને કોઇ માણસ સાથે તે ઉદ્ધતાઇથી વર્તતો નહિ આ શિવાય એનામા બીજા ઘણા સદ્‌ગુણો હતા, પણ તેનામા બે મોટા દોષ હતા—એને કોઈ માણસ માટે અંતરનો ઊભળકો આવતો નહિ અને તે હલકા મનનો હતો કોઇ માણસ ઉપર અત્યંત સ્નેહ રાખવાની, મોટા ભયના સામા થવાની, અને સ્વાર્થનો પરિત્યાગ કરવાની

તેનામાં શક્તિ નહોતી. તેનું મન ફક્ત આ દુનિયાના વૈભવ ઉપર ચોટયું હતું. એના માટે તે ન કરવા જેવું કામ કરતો અને કોઇ માણસ સહન ન કરે એવુ અપમાન સહન કરતો. એના માટેજ તે જેને તેને આજીજી કરતો અને જો તેને કોઇના તરફથી ચોખ્ખી ના કહેવામાં આવતી તોપણ તે એનો ઉપકાર માનતો અને પાછો ફરીથી આજીજી સાથે કરગરતો. એના માટેજ જ્યારે પાર્લામેન્ટમા સ્વાતંત્ર્ય બતાવ્યાના લીધે રાણી તેના ઉપર ગુસ્સે થઈ ત્યારે તે તેણીને પગે પડયો અને જેમ કોઇ ચોર માફી માગે તેમ માફી માગવા લાગ્યો એના માટેજ તેણે ઇસેક્ષ સાથે સબધ બાધ્યો હતો અને પછીથી તેણે એ સંબધ તોડયો તે પણ એના માટેજ હતુ.



# પ્રકરણ ૩ જું.



## બેકન અને જેમ્સ પહેલો.

બેકનની જીદગી બેવડી હતી. એક બાજૂએ એ જીંદગી ચમત્કાર, જ્ઞાન, અને સત્તા સપાદન કરવાના નવા રસ્તા ખુલ્લા મૂકી મનુષ્યજાત ઉપર ઉપકાર કરી તેઓને સુખ આપવાની સ્વાભાવિક ઉચ્છા, શુદ્ધ ઉત્સાહ, સ્વાર્થરહિત ધારણાઓ અને પ્રૌઢ વિચારોથી ભરપૂર હતી, અને બીજી બાજૂએ તે સસારની નાના પ્રકારની ઉપાધિઓથી, આજીવિકા મેળવવાની ખરી અને કલ્પિત આવશ્યકતાથી, અને સ્વાર્થ અને મહત્વેચ્છાથી ઉભરાતી હતી. આ પ્રમાણે મોટાઈ મેળવવાની ઈચ્છા રાખવામાં બેકનને કોઇ પ્રકારનો સ્વાર્થ નહોતો. અગર તેમાંથી એને કોઇ જાતનો સતોષ નહોતો મળતો એમ નહોતુ, પરતુ તે પોતે તો એમજ ધારતો હતો કે મારે મોટા માણસ થવુજ જોઇએ, મને પુષ્કળ પૈસા મળવાજ જોઇએ, તેમજ મારા ઉપર મોટા માણસોની કૃપા દષ્ટિ હોવીજ જોઇએ, કારણ કે જો તે આ સ્થિતિમા ન આવે તો તેની મહાન યોજનાઓ પાર પડી શકે એમ નહોતુ. શરૂઆતમા તેણે એવી ગોઠવણ કરી હતી કે જે જગ્યા ઉપર વધારે કામ કરવાનુ ન હોય અને જેમાથી નિયમિત આવક હમેશ મળે જાય એવી કોઈ જગ્યા મેળવવી અને બાકીનો વખત પોતાના ખાસ વિષયમા રોકવો. આપણે જોઇ ગયા છીએ કે તેણે આ વિચાર લૉર્ડ બરલે ઉપર લખેલા પત્રમા જાહેર કર્યો હતો, પણ ધીમે ધીમે આમા ફેરફાર થના લાગ્યો, કારણ કે તે આવી જગ્યા મેળવી શકો નહિ. વિશેષમા ઈસેક્ષના અમીર સાથેના એના ખાનગી અને રાજકીય સબધ, એને સરકારી વકીલની જગ્યા અપાવવામાં ઈસેક્ષના પ્રયત્નો અને જ્યારે ઇસેક્ષ એના માટે કઈ કરી શક્યો નહિ ત્યારે રાણીએ એને જે કામ સોપ્યુ એ વિગેરે કારણોને લીધે તે જાહેર કામમા અને મુખ્યત્વે કરીને કાયદાના ધધામા વધારે વધારે રોકાવા લાગ્યો. આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ કે એનું સ્વાભાવિક વલણ કાયદાના ધધા તરફ નહોતુ, તેથી તે એ ધધો ખુશીથી સ્વીકારત નહિ, તોપણ પોતાની સ્થિતિ સુધારવા માટે એને હાલ તરતના માટે

આ એકજ રસ્તો ખુલ્લો હતો વસ્તુ સ્થિતિ આવી હોવાથી એની એવડી જીંદગી ચાલુ રહી જોકે પોતાના વ્યવહારોચિત કામથી એને જુદા જુદા વિષયો ઉપર વિચાર કરવામાં અને નવીન શોધો કરવામાં વખતો વખત હરકત થતી અને તેથી એનો આ ભાગ જરાતરા ઢંકાઈ જતો, તોપણુ એના પોતાના મનમાંથી તો એ કોઈ દિવસ ખસતો નહિ.

આ સોત્સાહ અને વિલક્ષણ પુરૂષે જે કલ્પનાઓ અને ધારણાઓ ઉમંગથી સ્વીકારી હતી, જે વિચારોથી તે સારી પેઠે માહિતગાર હતો અને જેમાં તે અત્યંત સુખ ગાનતો હતો તેમજ જે સાચી—ઊંડી આકાંક્ષાઓ તે રાખતો હતો તેઓના આધારે તે જાણે પોતાના હાથમાં કાંઇ ભારે નવીન શોધ આવી હોય એમ માનતો હતો. તેની આ કલ્પનાઓ, આ વિચારો, આ યોજનાઓ, આ આકાંક્ષાઓ તેના નામરાશી રોજર બેકન અને મધ્યયુગમા થઇ ગયેલા ખરા અગર કલ્પિત **આલબર્ટ, કોરનેલીયસ એગ્રીપા,** અને **દા. ફ્રૉસ્ટસ** જેવા જ્ઞાનના શોધકોના સ્વપ્ન અને તુરંગો જેવી હતી. તેઓ એના પોતાના વખતમાં **ઈટાલી** અને **ઈન્ગલેન્ડ**મા થઇ ગયેલા **ગીલબર્ટ, ગેલીલીઓ, બ્રુનો,** અને **ટેલીસીઓ** જેવા પ્રકૃતિશાસ્ત્રનો અભ્યાસ કરનારાની સોત્સાહ અને શંકારહિત આશાઓને મળતી આવતી હતી. આવા વિચારોની અંદરજ તેની આંતર જીંદગી હતી. શરૂઆતમા તેણે ગમે તેવી ગોઠવણ કરી હશે, તેમજ પ્રસંગોપાત્ નાઉમેદ થવાથી તે **કેમ્બ્રીજ**માં જઇ એકાન્તમાં રહેવાની ધમકી આપતો હોય એમ જણાય છે તોપણ કેટલાંક કારણોથી આ વખતમાં સાર્વજનિક કામકાજ ઉપર એનું દિલ ચોટયું હતું અને થોડા વખતમાં તેણે એમાથી છૂટવાનો વિચાર માંડી વાળ્યો એને વ્યાવહારિક જીંદગીના તમાસા, એની રમતોના નિયમો અને વારા અને એના વાદવિવાદ અને ઉથલપાથલ માટે ઘણો શોખ હતો. તે શૂન્યવાદી અગર સન્યાસી નહોતો કે જેથી એને દુનિયાના વૈભવ ઉપર ધિક્કાર આવે. મનુષ્યોની પ્રકૃતિ અને ચાલચલગત વિષે એ બારીકાઇથી તપાસ કરતો; અવલોકન કરવામા તેમજ ઘણા વિષયોને લાગુ પડે એવી બારીક અને વખતે નિંદાશીલ મનોરંજક ટુંકી કવિતાઓ લખવામાં તે ઘણો આનંદ માનતો; તે રાજ્ય તેમજ જનમંડળના વ્યવહારોચિત વિવારોનો, તેઓની વિચિત્ર નિયમ વિરૂદ્ધતાનો, અને તેઓના વિપરીત દસ્યમા-

નને નિર્ણય કરવામાં પોતાની સમર્થ યોજક બુદ્ધિનો ઉપયોગ કરતો; પોતે અંગ્રેજી કાયદાના સત્યો અને ગુંચવણોનો વિવરણ અગર સુધારો કરનાર છે એમ કહેવરાવવામાં તે આનંદ માનતો, એક ભાષણકર્ત્તા તરીકે અગર ધારાશાસ્ત્રી તરીકે અંગ્રેજી કાયદામાં સુધારો કરી તેને સરળ કરવાને તે ઘણો ઇન્તેજાર હતો. રાજ્યનું પાકે પાયે બંધારણ કરવાનું, રાજ્યના કારભારમાં સુધારો કરવાનુ, તેમજ વિરૂદ્ધ નિયમોનુ સમાધાન કરીને અને દ્વેષી પક્ષકારો અને ભયંકર હક્ક ધરાવનારાઓની વચમા પડી તેઓની તકરારનો નિવેડો આણી પોતાના ડહાપણ અને વિચારશક્તિથી રાજ્યને ઉપયોગી થઈ સત્તા મેળવવાનુ તેની આશા બહાર નહોતુ. દરબારની ટોળમા ભાગ લેવાને અને પોતાની પ્રકાશિત કલ્પનાશક્તિ અને અપૂર્વ યોજકબુદ્ધિ વડે કાં તો બીજાઓને હલકા પાડી દે એવુ પરિણામ લાવવામા, અગર મોટા માણસોનો રોષ ઉતરી જાય તેઓનો મિજાજ ઠેકાણે આવે એવી રીતે સમાધાન કરવામા તે ઘણો ખુશી રહેતો

તત્વજ્ઞાન વિષે વિચાર કરવામાં એ જેટલો ઉદ્યોગી, ખંતીલો અને આગ્રહી હતો તેટલોજ આ બાબતોમાં પણ હતો. એનામાં અત્યન્ત સાહસિક અને વિવિધ પ્રકારની તરેહવાર આકાંક્ષાઓનો સંયોગ થયો હતો પણ તે સાથે તેનો સ્વભાવ પરિમિત આશાઓ રાખનાર અને એકાન્તવાસમાં સ્વસ્થ ચિત્તથી દિવસ ગાળનારના જેવો શાન્ત અને સહનશીલ હતો ગમે તે વસ્તુ વિષે કલ્પના દોડાવવી અને તેને મેળવવાની હિમ્મત ધરવી, તેમજ પોતાનો ધારેલો વિચાર પાર પાડવાનો ઉદ્યમ મૂકી ન દેવો— આ એની એક બાજૂ છે એની બીજી બાજૂ તપાસતાં જણાય છે કે તે બીજા માણસોને ખુશ કરવાને અને તેઓને માઠુ ન લગાડવાને ઘણીજ કાળજી રાખતો, અરજ કરવામાં તે ઘણોજ નમ્ર અને આગ્રહી હતો; અને તે આનદી રહી શાન્ત સ્વભાવથી પોતાની સ્થિતિમાં સંતોષ માનતો હતો. આમ છતાં પણ તેને નુકશાન કરીને અગર ધમકી આપીને ગુસ્સે કરવો એ સાધારણ માણસ માટે સહિસલામત નહોતું બીજાઓને ઉપયોગી થવાની તક તે કોઈ દિવસ જવા દેતો નહિ, તેમજ જે માણસો તરફથી પોતાનુ કાર્ય થવાનો સભવ હોય તેઓના વિશ્વાસને પાત્ર થવાનો લાગ તે કદી ખોતો નહિ. પ્રકૃતિશાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરવા તરફ એનું વલણ એટલું બધું છે કે જ્યારે આપણે એને રાજ્યકારભારમાં ભાગ લેતો જોઇએ છીએ ત્યારે તે

ઘણુંજ અયોગ્ય થયું હોય એમ આપણને લાગે છે. નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને ઇતિહાસની ભાષા વાપરવામાં એની અભિરૂચિ અને પ્રવીણતા એટલી બધી છે કે આપણા આગળ લખનાર પુરૂષ પ્રકૃતિશાસ્ત્રનો નવો રસ્તો બતાવનાર અને પદાર્થ વર્ણનના કોઠા તૈયાર કરનાર છે એમ આપણે ભૂલી જઇએ છીએ. જ્યારે તે કાયદા વિષે લખતો હોય છે ત્યારે તે માત્ર કાયદાનોજ હિમાયતી હોય એમ લાગે છે. જો તે " પ્રતિષ્ઠાપન "નો કર્ત્તા ન હોત તો એનામાં અને ટયુડર અને સ્ટુઅર્ટ કુળોના રાજ્યાધિકારીઓને વળગી રહેનાર અને ગમે તે રસ્તે પોતાનો હક્ક આગળ મૂકનાર કોઇ પહોંચેલા અને ખુશામતિયા વ્યવહારશાસ્ત્રવેત્તામાં ઝાઝો તફાવત રહેત નહિ એલીઝાબેથ અને તેણીના પ્રધાનોને બેકનના વિષે ગમે તેવો શક હશે તોપણ જાહેર કામ કરવામાં પોતે તેઓના જેટલોજ ખંતિલો અને શક્તિમાન છે એમ તે માનતો. તે ગમે તેવા અને ગમે તેટલા કામ માટે હમેશાં તૈયાર રહેતો અને દરેક કામની માફક એ કામમા પણ યથાશક્તિ મહેનત કરવાનુ ચૂકતો નહિ. જોકે એને કાયદા ઉપર પ્રીતિ નહોતી તોપણ એ ધંધો એના વિચારમાં છેક ઉતરતો અગર ઉપધંધા જેવો નહોતો. એનો કીર્તિ લોભ જે માણસોની સાથે તે આટલી બધી તીવ્ર પણ લાંબા વખત સુધી નિષ્ફળ હરિફાઈ કરતો હતો તેઓના લોભ જેટલોજ હતો. કાક, ફ્લેમીંગ, અને હોબર્ટ જેવા માણસોને પોતાની આગળ વધતા જોઇને તેને ઘણોજ ખેદ થતો જો તે ફક્ત કાયદાનોજ હિમાયતી હોત તો જે જગ્યાઓ એને ન આપતા એના શત્રુઓને આપવામાં આવી તેઓના માટે તેણે આટલી બધી આતુરતાથી આશા રાખી હોત નહિ. બીજા સંખ્યાબંધ ઉદ્દેશો સાથે એના મનમા જે એક સર્વોપરી આકાંક્ષા હતી તેના વિષે તેઓને બિલકૂલ માહિતી નહોતી તોપણ આવા વિવિધ પ્રકારના ઉદ્દેશો એકજ વખતે એનામાં હોય એમ બહારથી જણાઇ આવે, એમ નહોતુ પોતાના ઉદ્દેશોની તેમજ વિષય ગ્રહણ કરવાની પોતાની શક્તિની શ્રેષ્ટતા તે કોઈ દિવસ છુપાવતો નહિ તેમજ એ શક્તિ વિષે અને પોતાના બુધ્ધિવ્યાપ્ય વિષે તે જરા પણ ગુમાન ધરાવતો હોય એમ જોવામા આવતુ નથી; અને આવા વિવિધ વિષયોનું ગ્રહણ કરી જુદી જુદી દિશાઓમા તેઓના પાછળ આતુરતાથી મડયા રહેવામાં કઇ પણ આશ્ચર્ય જેવું હોય તેનુ એને ભાન હોય એમ જણાતું નથી.

**એલીઝાબેથ** જીવી ત્યા સુધી **બેકન** રાજ્યના વિદ્વાન સલાહકારોમાની કોઇ પણ જાતના પગાર અગર પરવાના વગરની અને અનિયમિત જગ્યા શિવાય બીજી કોઈ મારી જગ્યાએ ચડ્યો હોત કે નહિ એ વાત સંશયભરેલી છે રાણી એને પોતાના કામમા લેતી અને એ પ્રમાણે તેને ઉપયોગી થવાને **બેકન** પણ ખુશી હતો, તોપણ રાજ્યની કોઇ હોદ્દાની જગ્યા માટે એ લાયક હોય એમ રાણીને લાગ્યુ નહિ અસાધારણ અને વિલક્ષણ બુધ્ધિવાળો માણસ જ્યા સુધી પોતાનુ સામર્થ્ય સામાન્ય રીતે સૌના જાણવામા આવે છે ત્યા સુધી બહારથી જણાઇ આવે છે એટલુ દૈવત તેનામા છે કે નહિ, એ વિષે અવિશ્વાસ અને વેહેમને પાત્ર થાય છે બેકનને આગળ નહિ વધારવામા રાણીએ વખતે એમ ધાર્યુ હશે કે તે અણુચિન્ત્યો કોઇ અગવડ ભરેલા સંતાપમા આવી જાય અગર પોતાનું હિત સાચવવામાં તે પોતાના કહેવા પ્રમાણે નહિ ચાલતા એની પોતાની મરજી મુજબ ચાલવાનો પ્રયત્ન કરે, વખતે તેને જે માણસ વાદવિવાદ કરવામા આટલો બધો મગ્ન હતો અને જેનુ મન બીજી સઘળી બાબતો કોરે મૂકી કેવળ જ્ઞાન મેળવવાના ફુરસદમાજ રમતુ હતુ તેને વ્યાવહારિક અને રાજકીય કામકાજમા યોગ્ય ગણ્યો નહિ હોય, વખતે તેના સાથે વાતચિત કરતી વખતે તેણે જે વિચારો દર્શાવ્યા હતા અને જેમા એની ચતુરાઈ અને અગમ બુધ્ધિ સ્પષ્ટ જણાઈ આવી હતી તેઓના લીધે પોતે ધારતો હતો એટલે દરજ્જે તે તેણીને ગમતો નહિ હોય, વખતે તેણીના સ્વચ્છંદી વિચારમા એમ આવ્યુ હોય કે બેકન હદ ઉપરાંત નમ્ર અને ખુશ કરવાને જોઇએ તે કરતા વધારે ઇન્તેજાર છે એ વાત પણ અસંભવિત નહિ રશે વખતે ઇસેક્ષના મંનધમા બનેની તમામ હકિકત જાણી જાઇ તેને એમ લાગ્યુ હશે કે બેકન ઇસેક્ષનો મિત્ર હતો પણ તે જોઇએ તેટલા ઉદાર મનનો નહોતો ગમે તેમ હોય, પણ ગુન્હેગારોના દંડમાથી બેકનને જે હિસ્સો મળ્યો હતો, અને જેનાથી તે પોતે પણ સંતોષ થયો નહોતો એ શિવાય એલીઝાબેથની કારકિર્દીમા એની સ્થિતિ જરા પણ સુધરી નહિ

બેકનના તરફ રાણીની લાગણીઓ કેવી હશે એ વિષે આપણાથી ખાતરીપૂર્વક કંઈ કહી શકાતુ નથી પણ લૉર્ડ બરલે તો ખરેખરી એના વિરુદ્ધ

હતો એ વાત નિર્વિવાદ છે એલીઝાબેથના રાજ્યમા બરલેનો ભાર-બોજ બહુજ હતો અને જેમ્સના વખતમા પણ એનુ માન કાયમ રહ્યુ. પોતાના હોશિયાર ભત્રીજાને સહાય કરવામા તે જોઈએ તેટલો આતુર નહોતો, હવે તે આ દુનિયાની જજાળ હમેશના માટે છોડવાની તૈયારીમાં હતો તોપણ તે બેકન જેવા જુવાન અને પ્રતિકૂળ માણસને આગળ વધારવાની બિલકૂલ દરકાર રાખતો નહિ. એની જગ્યા એના છોકરા રોબર્ટ સેસીલને આપવામા આવી અને સાધારણ રીતે આપણે એવુ અનુમાન કરી શકીએ કે સેસીલ બેકન જેવો પોતાના કુટુબનો માણસ કે જે એ વખતના સઘળા હોશિયાર માણસોમા શ્રેષ્ટ હતો અને જે એની નોકરી કરવાને ઘણોજ આતુર હતો તેની સહાયથી કામ કરવાને રાજી હશે, પણ તેણે તો બેકનને અધારામા રાખવાનો નિશ્ચય શરૂઆતથીજ કર્યો હતો જોકે સેસીલની ભૂત ભરેલી રાજનીતિથી આપણે વિસ્મય પામીએ છીએ તોપણ તેણે બેકનના વિરૂધ્ધ એવો નિશ્ચય શા કારણથી કર્યો હશે, એ બતાવવાનુ કામ અવઘ નથી. પણ સેસીલનો આત્મસયમ એટલો બધો હતો કે તે પોતાના ખરા કારણ બહાર આવવા દેતો નહિ, અને પોતાની મદદ માટે બેકનની અરજોના જવાબમા તે જે શબ્દો વાપરતો તે હમેશા આશ્વાસનીય માયાળુ અને મોઘમ હતા પણ જો આપણે માત્ર પરિણામ ઉપરથીજ વિચાર બાધીએ છીએ તો આપણુને સ્પષ્ટ જણાય છે કે બેકનને સારા હોદ્દા ઉપર આવેલો જોવાને સેસીલ ખુશી નહોતો સરકારી નોકરીમા યોગ્ય જગ્યા મેળવવામા બેકન લાબા વખત સુધી નાઉમેદ રહ્યો એનો ખુલાસો—પછી ભલે એનુ ખરૂ કારણ ગમે તે હોય—માત્ર અદરખાનેથી સેસીલના વેરથી થાય છે

બીજો એક માણસ પણ બેકન સાથે શત્રુવટ રાખતો હતો એ વખતમા કોક વ્યવહારશાસ્ત્રમા સૌથી વધારે નિપુણ ગણાતો હતો તેથી સરકારને એના વિના ચાલી શકે એમ નહોતુ તેમજ એનુ મન દુભવવુ એ ઘણુજ જોખમ ભરેલુ હતુ તે બેકનને ઘણુજ ધિક્કારતો હતો બેકનના વ્યવહારશાસ્ત્રના જ્ઞાન વિષે તેનો મત સારો નહોતો તેમજ એની સુધરેલી રીતભાત અને જ્ઞાન સપાદન કરવાની જીજ્ઞાસા પણ તેને પસદ નહોતા જે જગા મેળવવાની તે પોતે આશા રાખતો હતો તેના માટે આખા વર્ષ સુધી

પોતાની સાથે હરિફાઈ કરવામાં તેના ધારવા પ્રમાણે બેકને જે ઉધ્ધતાઈ બતાવી હતી એનું વેર લેવામા ને ચૂકે એવો નહોતો ફ્રસેક્ષના કામની વ્યવસ્થા વિષે જો એ વખતના લોકો મિ સ્પેડીંગના મતને મળતા હોય તો કૌક ખરેખર બેકનની સાથે દ્વેષ બુદ્ધિથી ચીઢાઇ ગયો હશે, પણ એ કામ પછી બે મહિને (૧૬૦૧ના એપ્રીલની ૨૪મી તારીખે) બેકને પોતાના અને કોકના વચ્ચે કચેરીમા જે તકરાર થઇ હતી તેનો હેવાલ સેસીલના પત્રમા નીચે પ્રમાણે જણાવ્યો હતો —

" પહેલાજ દિવસે કચેરીમા સરકારી વકીલે જાહેરમા મારૂં અપમાન કર્યું, એ બાબતની આ ખરી હકિકત છે અને એ ખરી છે એમ સાબીત કરવા માટે જે લોકો હાજર હતા તેઓને પૂછવાથી આપની ખાતરી થશે કે જ્યારે મારાથી બની શકે એટલી નમ્ર ભાષામા એક બટકતા અને રાજ્યદ્રોહનો ધધો કરનાર અને ધર્મ સબધી સરકારની સત્તાનો અનાદર કરનાર જોર્જ મુર નામના માણસની જમીન જપ્ત કરવા માટે દરખાસ્ત કરી અને તેને છોડી નહિ દેવા માટે વિશેષ હકિકત જાહેર કરી ત્યારે મી કૌક ગુસ્સે થઇ ગયો અને બોલ્યો કે 'મી બેકન, જો તમારો કોઇ પણ દાત મારા વિરૂધ્ધ હોય તો તેને ઊખેડી નાખો, કારણ કે તમારા સબળા દાત તમારૂ જેટલુ ભલુ કરશે તેના કરતા એ દાત તમને વધારે નુકશાન કરશે ' મે ધીમેથી આ શબ્દોમા જવાબ આપ્યો—' વકીલ સાહેબ, હુ આપનો સત્કાર કરૂ છુ, હુ તમારાથી બ્હીતો નથી, અને તમે તમારી મોટાઇ વિષે જેમ ઓછું બોલશો તેમ હુ તેના માટે વધારે સારો વિચાર કરીશ ' તેણે જવાબ આપ્યો—' તમે જે છેક નાના કરતા પણ નાના છો અને છેક હલકા કરતા હલકા છો તેના સાથે મોટાઇ વિષે વાત કરતાં મને તિરસ્કાર આવે છે ' અને તેણે આવાજ બીજા કેટલાક હલકા શબ્દો વાપર્યા હતા અને તે વાપરવામાં તેણે જે ઉધ્ધતપણુ બતાવ્યુ હતુ તેનું વર્ણન મારાથી થઇ શકે એમ નથી

આથી હું જરા ઉશ્કેરાયો તોપણ મે આ સિવાય બીજુ કંઈ કહ્યુ નહિ—' વકીલ સાહેબ, આટલો બધો મારો તિરસ્કાર કરશો નહિ, કારણકે હુ તમારાથી ચઢિયાતો હતો અને ફરી વળી જ્યારે રાણીની મહેરબાની થશે

ત્યારે તમારાથી ચઢિયાતો થઇશ આ પછી જાણે તે વડા વકીલ તરીકેજ જન્મ્યો હોય તેમ તે જે શબ્દો બોલ્યો તે મારાથી તેમજ એના પોતાનાથી પણ કહી શકાય એમ નથી, અને છેવટમાં તેણે મને કહ્યુ કે મારે મારૂં પોતાનું કામ સંભાળવુ અને રાણીના કામકાજમાં વચમાં પડવું નહિ અને મેં સોગન લીધા નથી, ઇત્યાદિ મેં તેને કહ્યુ કે સોગન ખાવા અગર ન ખાવા એ સઘળું પ્રમાણિક માણસને સરખું છે, અને હું હમેશાં મારી નોકરીને પ્રથમ ગણું છું અને મારી જાતને ગૌણ ગણું છું; અને પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું કે તે પણ એમજ કરે. ત્યારે તેણે જવાબ આપ્યો કે જો મારી પીઠ ઉપર દેવાદારને પકડવા માટે કચેરીએ કહાડેલો હુકમ (capias ultigatum) લગાડે તો સારૂં થાય એના જવાબમાં મે એટલુંજ કહ્યું કે એમ કરવાની તમારામા કંઇ સત્તા નથી અને ગઇ ગુજરી વાત સભાળવામાં તમારી ભૂલ છે. આ શિવાય તેણે બીજા ઘણા અપમાન ભરેલા શબ્દો વાપર્યા હતા પણ તેના જવાબમા જાણે મને કંઇ લાગ્યુંજ નથી એમ બતાવી હું બિલકુલ બોલ્યો નહિ."

કોકે જે ધમકી આપી હતી તે ઘણું કરીને ઇ. સ ૧૫૯૩ના સપ્ટેમ્બરમાં બેકનને દેવાના સબંધમા પકડવામાં આવ્યો હતો તેને લગતી હતી. આટલું થયા પછી બેકન કોકને એવું લખે કે "તમે મારા ડહાપણ, અનુભવ અને વ્યવહારશાસ્ત્રના જ્ઞાન સબધી તિરસ્કાર બતાવી તેને હલકું પાડવાની છૂટ લ્યોછો; અને જ્યારથી મે સોલીસીટરની જગ્યા ખોઇ (મારા ધારવા પ્રમાણે તમારાજ લીધે) ત્યારથી હુ ધારૂં છું કે તમે અને હું વકીલ અને સોલીસીટર તરીકે સાથે કામ કરી શકવાના નથી, પણ હુ કાં તો તમારા ગયા પછી બીજાના સાથે એ કામ કરીશ અગર કોઇ બીજે ધંધે વળગીશ—" એમા કંઇ નવાઈ જેવું નથી અને બેશક કોક પણ બેકનની ઇચ્છા પ્રમાણેજ કરવાનો પ્રયત્ન કરતો હતો વખતે સેસીલે પણ એમજ ધાર્યું હશે કે આવી રીતે એક નજીવો કજીઓ જેમા બન્ને જણા ગરમ થઈ ગયા હતા તે એના આગળ લાવવામાં બેકને કંઇ પણ ડહાપણ વાપર્યું નહોતુ

એલીઝાબેથના મરણથી બેકનની સ્થિતિ સાધારણ રીતે સુધરી પણ એક બનાવથી એને નુકશાન થાય એમ હતું. નવો રાજા

થના જે નોકરોને તેઓની જગ્યા ઉપર રાખનાના હતા તેઓની ટીપમાથી બેકનનુ નામ કહાડી નાખવામા આવ્યુ હતુ નવા રાજ્યમા બેકનના સબધમા જે હકિકત પ્રથમ આપણા સાભળવામા આવે છે તે એ છે કે એને ફરી એકવાર દેવા માટે પકડવામા આવ્યો હતો, અને આ વખતે સેસીલે તેને મદદ કરી હતી આ ઉપકારનો બદલો વાળવાના હેતુથી તેણે સેસીલના ઉપર નિસાસા સાથે નીચે પ્રમાણે પત્ર લખ્યો છે—"હવે સરકારના સનાહકારો વધી ગયા છે તેથી હુ મારા પોતાના હિત માટે સરકારી કામકાજમા જેમ બને તેમ ઓછુ પડવાને ધારૂ છુ, અને ખાનગી કરકસર અને ધધો કરવાનો તેમજ મારી સ્થિતિ સારી થયેથી લગ્ન કરવાનો મારો વિચાર છે મારા કીર્તિ લોભ વિષે તો આપ સાહેબ ખાતરીથી માનજો કે હવે તે નાશ પામ્યો છે મારી ઉત્કૃષ્ટ શેઠાણી, રાણી એલીઝાબેથના વખતમા કામચલાઉ સભાસદોની મંડળી નાની હતી તેણીની નોકરી જાગીર જેવી હતી અને એ વખત ઘણો સારો હતો. આ બધી બાબતો મારા વિચારને તેમજ મારી પ્રકૃતિને માફક આવતી હવે મારી મહત્વેચ્છાનો આધાર ફક્ત મારી કલમ ઉપરજ છે અને એનાથી હુ મારી યાદગીરી સાચવવાને અને ભવિષ્યકાળમા પ્રશસાપાત્ર થવાને શક્તિમાન થઇશ છેનટમા ચુ થયેલા અને છેક નીચ 'સર'ના ખિતાબ માટે થોડા વખત ઉપર મારૂ અપમાન થયુ છે તેથી અને એની નિસીમા મારી સાથે બેશીને ખાનારા સાધારણ માણસોમાના ત્રણને એ ખિતાબ હમણાજ મળ્યો છે તેથી અને મે આપણા ગામનો કારભાર કરનાર એક માણસની જુવાન કુમારિકા સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો છે તેથી કોઇ પણ પ્રકારના દોષ વગર હુ એ ખિતાબને આપ સાહેબની વગથી મેળવીને સતોષ માનીશ"

આમ છતા પણ સેસીલે પોતાના પૈસા એજ દિવસે પાછા માગ્યા હોય એમ જણાય છે અને તેના જવાબમા બેકને જે નમ્ર વિનતિ કરી છે તે તેણે મજુર રાખવી જોઇતી હતી—"મહેરબાન સાહેબ, આપના છેલ્લા પત્રના જવાબમા મારે એટલુંજ લખવાનુ છે કે તમે લખો છો તે દિવસ પહેલાં તમારા પૈસા—મુદ્દલ, વ્યાજ અને દાવાના ખરચ સાથે—તૈયાર રાખીશ જ્યારે હું અપરાધમાથી મુક્ત થયો ત્યારે બજાવણી કામદારે પણ એમજ કહ્યુ હતુ, અને યાહુદી થોડો પણ આનાથી વધારે લેતા નથી બાકીનુ મારાથી

ભૂલી જવાય એવું નથી, કારણ કે આપના 'હું મારી પોતાની બાબત ઉપર સંપૂર્ણ ધ્યાન આપું છું' એ શબ્દો હું વિસરી જાઉં એમ નથી, અને જો એમાં કાંઇ પણ હદ ઉપરાંત હશે તો તેને સુધારી લેવામાં આવશે. અને આપ સાહેબને ચોખ્ખા દિલથી કહું તો મારી ખાતરી છે કે જેનાથી પેહેલાં મારો પ્રયત્ન મંદ પડતો હતો તેનાથીજ હવે મને ઉત્તેજન મળશે. હું ધારૂં છું કે હાલમાં તમે મારો જેટલો ઉપયોગ કરવા ખુશી હશો તેના કરતાં વધારે કરવાને એ વખતમાં તમારો વિચાર હશે. એ વિષય અગર વખતના લીધે નહિ, પણ મારા મનની લાગણીના લીધે મને કંઇ હરકત થશે એમ હું ધારતો નથી. પણ આપ કહેશો તે વખતે આપની સેવા કરવા સારૂં મારા ધર્મનો બાધ નહિ લઉં. મને 'સર' નો ખિતાબ અપાવવા માટે જ્યારે એ ખિતાબથી મને કંઇ શોભા મળે તેમ નથી ત્યારે મને માન મળે એવી રીતે આપ તે અપાવશો એવી હું આશા રાખું છું—અર્થાત્—મને બીજા સાધારણ માણસોની સાથે એ ખિતાબ ન મળે એવો આપ બંદોબસ્ત કરશો. રાજ્યાભિષેક થવાનો વખત નજીક આવ્યો છે. મહેરબાની કરીને મને બનતી ત્વરાએ જવાબ આપશો. હું હમેશાં આપનો તાબેદાર રહેવા ધારૂં છું.

ફ્રા. બેકન—ગોરહામબરી.

તા. ૧૬ જુલાઇ. ઇ. સ. ૧૬૦૩.

પણ આ પ્રમાણે થયું નહિ. તેને ખિતાબ તો મળ્યો પણ તેને ઘટે એવી રીતે મળ્યો નહિ. રાજ્યાભિષેક થયા અગાઉ બે દિવસ પહેલાં જ્યારે ખિતાબ વહેચવામાં આવ્યા ત્યારે એને બીજા ત્રણસેં માણસોની સાથે એ માન આપવામાં આવ્યું. હજી એની આશા સમૂળગી નાશ પામી નહોતી. સેસીલ જીવ્યો ત્યાં સુધી જેમ્સના રાજ્યમાં તેનું વજન બીજા અમલદારો કરતા વધારે હતુ; અને આ વાત નક્કી છે કે છેવટ સુધી બેકનને માન અગર નોકરી મળવામાં ફક્ત સેસીલજ અંદરખાનેથી હરકત કરતો હતો; પણ આ વાત ખરી છે એમ બેકન જાણીજોઇને માનતો નહિ. તે તો છેવટ સુધી એમજ માન્યા કરતો કે જો સેસીલથી બની શકે તો તે મારા જેવો તેનો એક નજીકનો સગો જે એના હિતમાં રાજી હતો અને જે એની કિંમત પૂરેપૂરી સમજતો હતો તેને સહાય કર્યા વગર રહેજ નહિ. છેવટ સુધી તેણે સેસી-

મૂળથીજ ઇસેક્ષના અમીર તરફ આવાણુ હતો અને તેથી પોતે ગાદી ઉપર આવ્યો કે તરતજ જે લોકોએ આફતના વખતમા ઇસેક્ષને સહાય કરી હતી તેઓના તરફ કૃપાદૃષ્ટિથી જોવા લાગ્યો એ શોકજનક બનાવમા **બેકને** મનસ્વીપણે જે ભાગ લીધો હતો તેના વિષે ટીકા કરવાને હવે દરેક માણસને લાગ મળ્યો **એલીઝાબેથ** ગુજરી ગઇ કે તરતજ લોકો **સાઉધેમ્પટન**ના **અર્લ**નો આદરસત્કાર કરવા લાગ્યા **લૉર્ડ મેકૅાલે** કહે છે કે એ ગુણવંત અને પ્રવીણ અમીર જે ભવિષ્યમા હમેશના માટે **શેકસપીયર**ની ખુજ કરનાર તેમજ તેના એક ઉદાર ઉત્તેજન આપનાર તરીકે ઓળખાશે તેને એના સમકાલીન પુરૂષો માન આપતા એનું મુખ્ય કારણ એ હતુ કે તે ઇસેક્ષના અર્લ તરફ પૂર્ણ સ્નેહ ધરાવતો હતો. **સાઉધેમ્પટન**ના ઉપર કામ ચલાવી તેને પણ ઇસેક્ષ સાથે ગુન્હેગાર ઠરાવવામા આવ્યો હતો, પણ રાણીએ કૃપાવત થઇ તેની જીદગી બચાવી હતી અને તેણીના મરણ વખતે એ કેદમાજ હતો તેને મુક્ત કરવાનો વખત નજીક આવ્યો છે એમ સમજી લોકો તેને મુબારકબાદી આપવા લાગ્યા આ લોકોની સાથે જવાની **બેકને** હિમ્મત ધરી નહિ જનસમૂહનો વિશ્વાસ એના ઉપરથી ઉઠી ગયો હતો અને એનુ પોતાનું અંતઃકરણ પણ એમજ સાક્ષી પૂરતુ હતુ કે આ પ્રમાણે એને ધિક્કારવા માટે લોકોને સબળ કારણ હતું. પોતાનો બચાવ કરવા સારૂ તેણે **સાઉધેમ્પટન** ઉપર જે પત્ર લખ્યો છે તે શરમ ઉપજાવે એવો અધમ અને ખુશામતથી ભરેલો છે આ પત્રમા તે કબૂલ કરે છે કે મારી હાજરીથી ઉલટુ અમીરને માઠું લાગવાની મને ધાસ્તી રહે છે તેમ જો હુ પોતે અમીરના માટે બહુ દરકાર રાખુ તોપણ એવી દરકાર રાખવાથી મને કઇ પણ માન મળવાનો સભવ નથી પાછળથી તેણે **ડેવેન**ના **અર્લ** ઉપર પોતાની વર્તણૂકનો બચાવ લખી મોકલ્યો હતો પણ તેનાથી લોકોના મન ઉપર ઝાઝી અસર થઇ હોય એમ જણાતુ નથી પણ વખત ગયે પ્રજાની વિરૂધ્ધ લાગણી ધીમે ધીમે ઓછી થવા લાગી ખરેખર, એના જેવા માણસને લોકપ્રિય થવાને ઘણો વખત લાગે એમ નહોતુ એના બુદ્ધિબળથી લોકોનો ધિક્કાર ઓછો થવા લાગ્યો તેમજ એના સ્વભાવ અને સાધારણ રીતભાતથી તેઓની ઇતરાજી પણ કમતી થઇ

જ્યારે **જેમ્સ** ગાદી ઉપર આવ્યો ત્યારે બીજા કામેલ માણસોની માફક **બેકન** પણ જલદીથી તેની નજર તળે આવવાનું ચૂક્યો નહિ રાણીના મ્હોત પછી જે લોકો **જેમ્સ**ની નોકરી કરવાને ખુશી હતા તેઓમાં **બેકન** પણ હતો **સેસીલ** વિગેરે જે જે માણસો તરફથી તેને મદદ મળવાનો સંભવ હતો તે બધાને તેણે વિનતિ કરી, અને **સેસીલ**ના નોકરને તેણે આ પ્રમાણે લખ્યું હતુ—" જો હુ મારા મન, જીવ્હા, કલમ, સાધનો અગર મિત્રોથી આપને કોઈ રીતે ઉપયોગી થાઉં એમ હોય તો હું નમ્રતાથી વિનંતિ કરૂ છું કે આપ મને આપનો પોતાનોજ માણસ માની લેજો." **સ્કોટલેન્ડ**ના વતનીઓ પૈકી જે માણસો **જેમ્સ**ના મિત્રો અને નોકરો હતા, તેઓને પણ તેણે અરજી કરી **સાઉધેમ્પટન**ને પણ તે આ પ્રમાણે લખવાને અચકાયો નહિ—" આ મોટા ફેરફારથી આપ સાહેબના સંબંધમાં મારામા માત્ર એટલોજ ફેરફાર થયો છે કે પહેલા હું મારા અંત:કરણથી આપના તરફ જે સબંધ ધરાવતો હતો તે હવે હું બિલકુલ ધાસ્તી વગર ધરાવી શકીશ " પાછળથી એને જણાયુ કે **સાઉધેમ્પટન**નો અમીર આટલાથી સમજી જાય એવો નહોતો પણ શરૂઆતમા તો **બેકન** આશા ભર્યો હતો તે લખે છે કે " હવે પ્રયત્ન કરવાના દિવસો ગયા છે અને ગુણ અવગુણની બુજ થવાના દિવસો આવ્યા છે " રાજાને ભલામણ કરાવવા સારૂ તે **સાઉધેમ્પટન**ને લખે છે કે " મારા પોતાના નામ અને આપના પ્રીતિ ઉપર વિશ્વાસ રાખી હુ આશા રાખુ છું કે આપ આખી કચેરીમા અને મુખ્યત્વે કરીને રાજાના મનમા મારા વિષે સારો અભિપ્રાય બેસાડશો, તેમજ ત્યા મારી જે ખોડખાતર થતી હશે તેને દાબી દેશો અને મારા વતી જે કહેવાનુ હશે તે આપ કહેશો. " **એલીઝાબેથ**ના વખતમા એની વિદ્વત્તાનો સેહેજસાજ ઉપયોગ થયો હતો પણ હવે એને સંપૂર્ણ રીતે પ્રકાશિત કરવાનો વખત નજીક આવ્યો **જેમ્સ**ના રાજ્યાભિષેક વખતે તેણે એના સલાહકારોને મદદ કરી અને તેથી તેને રાજાની મુલાકાત લેવાનો પ્રસંગ આવ્યો પણ તેનાથી એની સ્થિતિ જરાપણ સુધરી નહિ.

પોતાના દેશની સ્વાભાવિક રીતો પ્રમાણે **જેમ્સ**નો મત એવો હતો કે **નવા રાજાએ ઓછામાં ઓછા એક વર્ષ અને એક દિવસ પેહેલાં 'રાજ્યમાં કંઈપણ ફેરફાર કરવો નહિ.'** ખરેખર, **એલીઝાબે-**

લને માયાળુ અને આશાભરી ભાષામાં લખવાનું જારી રાખ્યું હતું આવી ભાષાના ખરા ભાવ વિષે વિચાર કરવાનું કામ સહેલું નથી એ કાળમાં સાધારણ રીતે દરેક માણસ એક બીજાને સલામ કરવામાં જે ભાષા વાપરતો હતો તે પણ એવી હતી કે તેને આપણા વખતનો કોઈ માણસ સહન કરી શકે નહિ ગમે તેવી મનસ્વી ભાષા કોઈ પ્રમાણિક માણસ લખવાને, તેમજ કોઇ પોતાની જાતનું માન ધરાવનાર પુરૂષ સ્વીકારવાને, આચકો ખાતો નહિ આપણે યાદ રાખવું જોઇએ કે જુના જુના કાળમાં સભ્યતાના નિયમો અને લુચ્ચાઈ નવા નવા રૂપ ધારણ કરે છે જ્યાં નિખાલસ દિલથી સ્પષ્ટ શબ્દોમાં લખવાનો રિવાજ હોય છે ત્યાં પણ માત્ર ખુશામત જોગી પ્રશંસા કરવાના હેતુથી જે શબ્દો લખાય છે તેઓની બારીક અંદરખાનેથી લુચ્ચાઇનો ભાગ ધણીનાર જોવામાં આવે છે પણ શબ્દોનું બાહ્ય સ્વરૂપ અને રિવાજો ગમે તેવા હોય તોપણ તેઓમાં કંઈ અર્થ હોવો જોઇએ. જ્યારે કોઇ વિચક્ષણ બુદ્ધિવાળો માણસ પોતાના ખાનગી પત્રો લખેછે ત્યારે સાધારણ રીતે તે જે કહે છે તે ખરૂં છે એમ આપણે માનીએ છીએ આખર સુધી બેકન સેસીલના ઉપર અત્યંત વિશ્વાસ રાખતો હતો અને તેના માટે સારો વિચાર ધરાવતો હતો વખતો વખત નાઉમેદ થતો તોપણ તે સેસીલની કૃપા વિષે જરા પણ શક ધરાવતો નહોતો આમ છતા પણ કોઇ ગુપ્ત કારણના લીધે એને હજી પણ અંધારામાંથી બહાર આવવાનો વખત મળ્યો નહિ એને પોતાનો વખત મરજીમાં આવે તેમ ગાળવાની અને પોતાની સ્થિતિ સુધારવા માટે જાતે ઉદ્યમ કરવાની ફરજ પડી

તે આળસુ નહોતો એ વખતમાં જે વિષયો ઘણા ચર્ચાતા હતા તેઓ ઉપર તેણે કેટલાક નિબંધો લખ્યા અને તેઓ કયા રસ્તે રાજાના હાથમાં જાય એ બાબત વિચાર કરવા લાગ્યો. પાદરીઓ અને પ્યુરીટન મતના આગેવાનો વચ્ચે ટેમ્પીન કોર્ટ આગળ જે મેળાવડો થવાનો હતો તેનો વખત નજીક આવ્યો હતો અને તેથી બેકને ધર્મનું 'સંતાપ-મોચન' એ વિષય ઉપર એક અધ્યાત્મિક નિબંધ લખ્યો દરેકની સાથે ચલાવેલી સખ્ત બાબત તેના વિરુદ્ધ પ્રજાની જે લાગણી ઉશ્કેરાઇ હતી તે હજી સની ગઈ નહોતી અને આજ અરસામાં તેણે એ નિબંધો પોતાનો 'દોસ્તદાર' માઉન્ટ જોયના અમીરને અર્પણ કર્યો આ

નિબંધ છટાદાર અને રમુજી છે તેમજ તે ઘણીજ ચતુરાઈથી લખાયેલો છે **એલીઝાબેથ** પોતાના નોકરો સાથે જે સબંધ રાખતી હતી તેનો આબેહુબ ચિતાર આમાં આપેલો છે આ શિવાય એ પુસ્તકમા બીજા ઘણા ગુણો છે પણ એટલા ઉપરથી પોતાના મિત્ર તરફ લુણહરામ થયાના દોષમાથી **બેકન** મુક્ત થઈ શકતો નથી આ વખતમા **ઈન્ગલેન્ડ** અને **સ્કૉટલેન્ડ**ના બન્ને રાજ્યો **જેમ્સ**ના હાથ તળે ભેગા થયા હતા અને તેથી રાજનીતિને લગતા વિવિધ પ્રશ્નો ઉઠ્યા હતા આ પ્રશ્નોનો નિર્ણય સહેલાઈથી થઇ શકે એમ નહોતુ, તેમજ જો તેઓનો યોગ્ય ખુલાસો કરવામા ન આવે તો ભારે નુકશાન થવાની ધારતી હતી આ વિષયોએ બેકનનુ ધ્યાન ખેચ્યુ અને તેણે બે રાજ્યોના સયોગ ઉપર એક નિબધ લખીને **જેમ્સ**ને અર્પણ કર્યો રાજાની મહેરબાની મેળવવાનો આ પહેલોજ પ્રસગ હતો, પણ પહેલા વર્ષમા **જેમ્સે** તેના ઉપર ધ્યાન આપ્યુ નહિ અને તેથી તે પોતાના ગૌઢ વિચારો અને મુખ્ય ઉદ્દેશો ઉપર પૂરતુ લક્ષ આપી શક્યો

આ દિવસોમા એકલો પડવાથી એ કાળના જ્ઞાનની સ્થિતિના સબધમા જે જે વિચારો લાબા વખતથી એના મનમા રમી રહ્યા હતા તેઓની યોગ્ય વ્યવસ્થા અને તુલના કરી તેઓની વૃદ્ધિ કરવાની તેને સારી તક મળી આ એક તેની જીદગીની ઘણીજ ઉગ્ર ચિત્તવૃત્તિ હતી અને તેણે એને માત્ર પોતાના ઘણા કામકાજના દિવસોમાજ નહિ પણ નાઉમેદીના દિવસોમા પણ જરાએ શાન્ત થવા દીધી નહોતી આ ફુરસદના દિવસોમા એ વૃત્તિને સપૂર્ણ રીતે ખીલવવાનો સારો અવકાશ મળ્યો બેકન એવો માણસ નહોતો કે જે અત્યાર સુધી કોઇએ નહિ મેળવેલુ એવુ યથાર્થ જ્ઞાન જે એના પોતાના ધારવા પ્રમાણે જો કોઈ માણસ હિમ્મતથી શોધવાનો પ્રયત્ન કરે તો મેળવી શકે એમ હતુ, તેને સપાદન કરવાની પોતાની યોજનાઓ અને વિસ્તાર વિષે તેણે શરૂઆતમા જે વ્યવસ્થા કરી હતી તેનાથી તે એકદમ સતોષ થાય તે વારે વારે પોતાના ગ્રથનુ સ્વરૂપ બદલતો અને તેની રચના અને ઢબમા ફેરફાર કરતો એમ્ની એક હકિમ્ત ફરી ફરીને સુધારીને લખવાની તેને ટેવ હતી તેના જેટલા ગ્રથો પ્રસિધ્ધિમાં આવ્યા છે તેના કરતા પણ વધારે અપ્રસિધ્ધ રહ્યા છે એકના એક વિચારો, એમ્ની એજ કલ્પનાઓ અને વિલક્ષણ

કહેવતો ફરી ફરીને વાપરતાં એને કંટાળો આવતો નહિ. તેણે જે મહાન કાર્ય હાથમાં લીધું હતું તેના વિષે એની આત્મનિષ્ઠા કેવી હતી તેના, તેમજ એ કાર્યના લીધે એને જે ધંધો પસંદ કરવાની ફરજ પડી હતી તેના વિષે સંક્ષિપ્ત હકિકત તેણે આ વખતમાં લખેલા એક નિબંધમાં આપી છે. આ નિબંધ તેણે પોતાના 'પ્રકૃતિનું નિરૂપણ' એ ગ્રંથ ઉપર લખ્યો છે અને તે કવિતાના રૂપમાં છે. એના પ્રસિધ્ધ થયેલા ગ્રંથોમાં આ આવ્યો નથી તેમ છતાં મી. સ્પેડીંગના કહેવા પ્રમાણે એ નિબંધ ઉપયોગી હોવાનું કારણ એટલુંજ છે કે જેને એકન પોતાની જીંદગીનું ખાસ કર્તવ્ય સમજતો હતો તેના વિષે ખરી હકિકત આમાંથી મળી આવે છે. નીચેના નિબંધમાં તે પોતાનું કર્તવ્ય આજ હતું એમ જાહેર કરે છે. તે છટાદાર લેટીન ભાષામાં લખેલો છે. જ્ઞાનનું ભવિષ્ય કહેનાર આ મહાત્માના શબ્દોનું ભાષાન્તર મી. સ્પેડીંગે કર્યું છે

"હું મનુષ્ય જાતની સેવા કરવા માટેજ જન્મેલો છું એમ સમજી હવા પાણીની માફક પ્રજાસત્તાક રાજ્યની સંભાળને પણ સાર્વજનિક મિલકત જેવી ગણી તેના ઉપર સર્વ માણસોની માલકી છે એમ માની એ સેવા કયે રસ્તે ઘણીજ સારી રીતે થઇ શકે અને સ્વાભાવિક રીતે કેવી સેવા બજાવવા માટે હું યોગ્ય છું એ વિષે વિચાર કરવો શરૂ કરું છું. હવે મનુષ્ય જાત ઉપર જે જે ઉપકારો થઇ શકે એવા છે તેમાં નવા હુન્નરોની, સુખાકારીના પદાર્થોની, અને ઇશ્વરે કરેલી બક્ષીસની શોધ કરવી એને હું મનુષ્યની સ્થિતિ સુધારવા માટે સૌથી શ્રેષ્ઠ ઉપાય તરીકે માનું છું. પણ જો કોઈ માણસ અમુક પ્રકારની નવીન શોધ કરવામાં નહિ, પણ માત્ર પ્રકૃતિનો પ્રકાશ પ્રદીપ્ત કરવામાં કૃતેહમંદ થાય—એ પ્રકાશ વૃધ્ધિ પામતાં પામતાં આપણા આધુનિક જ્ઞાનની સીમામાં આવેલા પ્રદેશોમાં ફેલાઇ તેઓને પણ પ્રકાશિત કરે અને પછીથી ધીમે ધીમે વધારે વિસ્તૃત થઇને સૃષ્ટિમાં જે કંઈ ગુહ્ય અગર ગુપ્ત હોય તેને શોધી કહાડી આપણી નજર આગળ લાવી શકે—તો એ માણસને મનુષ્યજાત ઉપર ઉપકાર કરનાર—સૃષ્ટિમાં માણસની હુકમત વધારનાર, સ્વાતંત્ર્યનો રક્ષક, અને આવશ્યકતાઓને પૂરી પાડનાર કહી શકાય. મારા પોતાના માટે તો મને એવું માલમ પડે છે કે

વસ્તુઓનું સાદૃશ્ય ગ્રહણ કરવાની મારી માનસિક શક્તિ ઘણીજ ચપળ હોવા સાથે તેઓના બારીક તફાવતનું પૃથક્કરણ કરી શકે એટલી સ્થિર હોવાથી, તેમજ નવીન શોધ કરવાની ઇચ્છા, શંકા ઉઠાવવામાં ધીરજ, ચિન્તન કરવાનો શોખ, ( કોઇ વસ્તુ વિષે, ) ખાતરીપૂર્વક કહેવામાં ધીમાશ, કોઈ વિષય માટે ફરી વિચાર કરવામાં આનંદ, અને અનુક્રમ પ્રમાણે વ્યવસ્થા કરવાની કાળજી—આ વિગેરેની મને કુદરતી બક્ષીસ હોવાથી, તેમજ હું નવી વસ્તુનો ડોળ કરનારો અને જૂની વસ્તુઓના વખાણ કરનારો નહિ હોવાથી અને દરેક જાતના ધતીંગ ઉપર મને સ્વાભાવિક તિરસ્કાર આવે છે તેથી હું જેટલો સત્યના અભ્યાસ માટે યોગ્ય છું તેટલો બીજા કોઇ વિષય માટે નથી આટલાજ કારણથી મારી પ્રકૃતિને સત્ય સાથે કોઈ પ્રકારનું સગપણ અને સંબંધ હોય એમ મને લાગે છે, તોપણ મારા જન્મ અને કેળવણીને લીધે મારૂં મન રાજકીય કામકાજ તરફ દોરાયું, જનાપવાદથી હું ઘણું ડરતો હતો ( કારણ કે મારી ઉમ્મર નાની હતી ) તેથી અને હું ધારતો હતો કે દરેક માણસ ઉપર બીજા બધા દેશો કરતા પોતાના સ્વદેશના વધારે હક હોય છે તેથી અને હું એવી આશા રાખતો હતો કે જો હું રાજ્યમાં કોઇ હોદ્દાની જગ્યા ઉપર ચઢું તો મારા કાર્યમાં મદદ કરવા માટે મને ઘણા ઉદ્યોગી અને હોશિયાર માણસો મળવાની સગવડ બની આવે—આવા કારણોને લીધે મેં રાજ્યનીતિની યુક્તિઓ શિખવાનો અને નમ્ર અને પ્રમાણિક રહી મારાથી બની શકે એટલે દરજ્જે મારા જે મિત્રોનો રાજ્યમાં જરા પણ ભાર બોજ પડતો હતો તેઓની સેવા કરી તેઓની મહેરબાની મેળવવાનો પ્રયત્ન શરૂ કર્યો આમ કરવામાં મારો એક બીજો પણ હેતુ હતો, કારણ કે હું એમ ધારતો હતો કે જે વસ્તુઓ વિષે હું કહી ગયો—ભલે તે પછી મહત્વની હોય અગર નજીવી હોય—તેઓમા ફક્ત આ નાશવંત જીંદગીની સ્થિતિ અને સુધારાનોજ સમાવેશ થાય છે અને મને જો જન્મમાં સારી નોકરી મળે તો ( ધર્મની સ્થિતિ જોઇએ તેવી સારી નહિ હોવાથી ) માણસોના આત્માના હિતાર્થ હું કંઇ પણ કરવાની હિમ્મત રાખતો હતો તેમ છતા જ્યારે મને એમ માલૂમ પડયું કે મારા ઉત્સાહને નીર્ત્તિનોભનું રૂપ આપવામાં આવ્યું, મારી જીંદગીમાં મુદ્દાનો ફેરફાર થવા લાગ્યો, અને હું શરીરે પણ બરાબર આરોગ્ય રહ્યો નહિ ત્યારે મેં એમ ધાર્યું કે નાની રીતે ધીમે ધીમે ચાલવાથી મારૂં કામ થવાનું નથી

અને વધારામાં વળી મને જ્યારે એવો વિચાર આવ્યો કે જે કામ મારા એકલાથી થઈ શકે એમ હતુ તે નહિ કરવાથી અને જે કામ બીજાઓની સમ્મતિ અને સહાય વગર થઇ શકે એમ નહોતુ એવુ કામ હાથમા લેવાથી હું મારૂ કર્તવ્ય કરતો નથી—(ત્યારે) આ બધા વિચારો મે પડતા મૂકયા અને (મારા પેહેલાના નિશ્ચય મુજબ) મે આ કામ હાથમા લીધુ તેમજ હાલના વખતના આપણા જ્ઞાન અને વિદ્યાના નાશ અને પડતીના ચિન્હો જેવાથી હુ નાઉમેદ થતો નથી આ પ્રમાણે ધારવામા હુ બીજા કોઇ જગવી હુમલાની ધાસ્તી રાખુછુ એમ નથી (વખતે સ્પેઇનનુ રાજ્ય પોતાની ગયેલી સત્તા પાછી મેળવે અને બીજા રાજ્યોને પોતાના બળથી તાબે કરી તે પોતે પોતાના વજન તળે દબાઇ જાય) પણ ઘણા રાજ્યમાં (મારા ધારવા પ્રમાણે હાલમા દાખલ થયેલા કેટલાક નવા રિવાજો ઉપરથી) માહોમાહે તકરારો ઉઠવાનો સભવ છે તેથી અને ધર્મની વિવિધ શાખાઓની અહેંખાઈ અને સગીન વિદ્યાની જગ્યાએ હાલમા જે સંક્ષિપ્ત યુક્તિઓ અને કળાઓનો ઉપયોગ કરવામા આવે છે તે ઉપરથી મને એમ લાગે છે કે અક્ષરવિદ્યા અને શાસ્ત્રોના સબધમા જે તોફાન થવાનો સભવ છે તે કઇ ઓછુ ભયકર થશે નહિ અને એ તોફાન એવુ ભારે થશે કે એના સામા સરકારી છાપખાનાની કચેરીથી જોઇએ તેવી સહી સલામતી સાચવી શકાશે નહિ અને હુ ખાતરીથી કહુછુ કે સ્વચ્છ (ખીલતી) વિદ્યા જેનું અવકાશથી પોષણ થાય છે, જે ઇનામ અને પ્રશંસાથી ખીલે છે, જે જનાપવાદ સામા ટકી શકે એમ નથી, અને જેનો લુચ્ચાઇ અને ઉટવૈહાને લીધે ખોટો ઉપયોગ થવાનો સભવ છે તે આવી હરકતોથી ડુબ્યા વગર રહેશે નહિ, અને જે જ્ઞાનની પ્રતિષ્ઠા ઉપયોગી અને સપ્રમાણ ગ્રંથોથી સચવાય છે એની વાત તો તદ્દન નિરાળી છે આટલા માટે કાગળના માનથી જે નુકસાન થવાનો સભવ છે તેની હુ ધાસ્તી રાખતો નથી અને જે નુકશાન માણસો તરફથી થઇ શકે એમ છે તેની મને દરકાર નથી. કારણ કે જો કોઈ માણસ મને દોઢડાહ્યો થવાનું કહેશે તો એના જવાબમા મારે એટલુજ કહેવાનું છે કે વિનયની અને રાજ્યતરફના માનની રાજ્કીય બાબતોમાં જરૂર છે, ચિન્તન કરવામા સત્ય શિવાય બીજી કોઇ વસ્તુનો સત્કાર કરવાની જરૂર નથી અને જો કોઇ મને એમ પૂછશે કે હાલમાં તમે ક્યા

ગ્રંથો બનાવ્યા છે તો કોઇ પણ જાતનો દંભ કર્યા વગર હું તેને ચોખ્ખું કહીશ કે મારા જેવા જુવાન, શરીરે અશક્ત, રાજકીય કામકાજમાં રોકાયેલા, અને સૌ કરતાં વધારે દુર્ઘટ વિષય પાછળ કોઇ પણ જાતની મદદ અગર રસ્તો બતાવનાર શિવાય પડેલા માણસના સંબંધમાં હુ ધારૂં છું કે જો હું એ યંત્રને ચલાવવાને શક્તિમાન ન થાઉં તોપણ ફક્ત તેને તૈયારજ કરૂં એટલું બસ છે. વળી જો કોઇ માણસ મારા હાલના ગ્રંથો માટે નહિ પણ હવે પછી થનાર ગ્રંથો વિષે મેં આગળથી કેવા વિચાર કરી રાખ્યા છે અગર તેઓના માટે હું આગળથી કેવી ચોકકસ આશા આપી શકું છું તે જાણવા માગતો હોય તો હું તેને એટલુંજ કહીશ કે હાલમાં આપણને જે જ્ઞાન મળેલું છે તે એટલું નથી કે તેના ઉપરથી કોઈ માણસ ભવિષ્યની આશા બાંધી શકે. છેવટે—જોકે આ બાબત ઓછી મહત્વની છે—તોપણ આપણા રાજનીતિજ્ઞ પુરૂષો જે પોતાની ગણતરી અને ધારણાઓ માણસોને અને પાછલા આધારોને અનુસરીને કરે છે તેઓમાંનો કોઇ આવા વિષયમાં પોતાનો અભિપ્રાય આપવા તૈયાર થશે તો મારે એને એટલુંજ કહેવાનુ છે કે (એક જૂની દંત કથા પ્રમાણે) **નિયમિત ક્રમમાં રહેનાર લંગડો માણસ હદ છોડીને જનાર શીઘ્ર ગતિવાળા સાથે શરતમાં જીત્યો હતો;** અને અહીં તો પાછલા આધાર વિષે વિચાર કરવાનોજ નથી, કારણ કે પ્રસ્તુત વિષયને એવા આધાર છેજ નહિ. મારા પોતા માટે તો, બાહ્ય અકસ્માત, ઉપર આધાર રાખે એવી કોઇ વસ્તુ ઉપર મારૂ મન ચોટયું નથી. હુ કીર્તિલોભ માટે ભમતો નથી; ખોટા ધર્મના ફેલાવ કરનારાઓના રિવાજ મુજબ હુ કોઇ ધર્મની શાખા કહાડવા માગતો નથી; અને આવા કાર્યમાંથી સ્વાર્થ સાધવાની આશા રાખવી તેને તો હું છેક હલકી કહાડવા જેવું અને નીચ કૃત્ય ગણું છું. મારા માટે તો, લાયક માણસોમા મારી ગણતરી થાય છે તે અને જે વાસ્તવિક અને અસરકારક પરિણામો દૈવથી પણ ફેરવી શકાય એમ નથી તે બસ છે. ”

ઈ. સ. ૧૬૦૪ ની સાલમાં જેમ્સની પહેલી પાર્લામેન્ટ મળી અને તે સાથે જાહેર કામમા ભાગ લેવાની બેકનને તક મળી. આ વર્ષથી તે છેવટના શોકજનક બનાવ સુધી તે આ સ્થિતિમા બિનહરકતે રહ્યો. વખત યોગ્ય હતો અને તે સાથે બેકન પણ ધૈર્યવાન, હોશિયાર અને

ઉપોગી હોવાથી તે એકદમ પ્રજાના પ્રતિનિધિ મડળમાં આગળ પડી શકયો એ કાળની પ્રજાની સામાન્ય સ્થિતિથી તેમજ રાજકીય બાબતોથી તે સપૂર્ણ માહિતગાર હતો પોતાનામા કેટલુ દૈવત છે તે બતાવી આપ વામા તેણે જરા પણ વખત ગુમાવ્યો નહિ જેવી પ્રજામડળની સભા ભરી કે તરતજ તેઓને ઉમરાવો અને રાજા સાથે પોતાના હક્ક વિષે તકરારમા ઉતરવુ પડયુ પ્રજા મડળની મુખ્ય તકરાર એ હતી કે અમારી સભા માટે જે સભાસદોની ચુટણી થાય છે તેઓની યોગ્યતા અગર અયોગ્યતા વિષે વિચાર કરવાનો હક્ક માત્ર અમારોજ છે પોતે રાજાની સેવા બજાવવા માટે તત્પર છે તેમજ એ સેવા માટે પોતે નાલાયક નથી એમ બતાવી આપવાનો પ્રસગ બેકનને મળ્યો આ પાર્લામેન્ટમા જે જે વિષયો ચર્ચા યા તેમા તેણે મુખ્ય ભાગ લીધો અને એને પ્રજાના પ્રતિનિધિ મડળ તરફથી પોતાના આગેવાન તરીકે નિમવામા આવ્યો આ ઉપરાત મ્હસલત કરવા માટે જે સભાઓ મળતી હતી તેઓનું વૃતાત નિવેદન કરવાનુ કામ પણ એને સોપવામા આવ્યુ જેમ્સને પોતાના સ્વતત્ર વિશેષાધિકારમા હદ ઉપરાત વિશ્વાસ હતો તેથી તે મોટી અડચણમા આવી પડયો, કારણ કે તેના જે અધિકાર વિષે તકરાર ચાલતી હતી તે એવો હતો કે તેને પ્રજામડળ ખુશીથી છોડી દે એમ નહોતુ, પણ આ તકરારનો નિવેડો બેકન એવી રીતે લાવ્યો કે તેથી પ્રજાના હક્ક સચવાયા તેણે ઘણાજ મનસ્વી અને ખુશામત ભરેલા શબ્દોથી રાજાને રીઝવ્યો અને એના ખુશમિજાજના વખતે કોઇ પણ રીતે એ ભયકર તકરારનો અત આવે એવી રીતે સમાધાન કરવાની દરખાસ્ત એની રાજીખુશીથી એનીજ પાસે કરાવી લીધી આ સભાની આગળ તેણે જે હકિકત જાહેર કરી હતી તેમા તેણે લખ્યુ હતુ કે “ રાજાની આજ્ઞા તે મનુષ્યોમા પરમેશ્વરનીજ આજ્ઞા છે સોલોમનને કહેવામાં આવ્યુ હતુ તેમ આપણે પણ કહીએ કે ઓ ! નૃપ ! તમારી આગળજ અમારે હકિકત કહેવાની છે તેથી અમે ખુશી છીએ કારણ કે જે કહેવામા આવે છે તેનો ભેદ આપ સમજી શકો છો ઈત્યાદિ .

આ વખતે બેકન ઘણોજ ઉપોગી હતો આ સભામા તેણે મુખ્ય ભાગ લીધો હતો તેથી એનામા કેટલુ સત્વ હતુ તે પહેલ વહેલુ આ વખતે રાજાને માલમ પડયુ. આ પાર્લામેન્ટની પાછળથી કેટલીક જે બેઠકો થઇ હતી

તેઓના જેટલી આ બેકન તોફાની નહોતી. પણ એમાં એવા પ્રસંગો આવ્યા કે જેથી બન્ને પક્ષકારોની વિપરીત કલ્પનાઓ અને ઉદ્દેશો સ્પષ્ટ જણાઇ આવ્યા, તેમજ આવી હરકતો દૂર કરવાની અને વિરૂધ્ધ હક્કોનું સમાધાન કરવાની બેકનની શક્તિ રાજાને અને પ્રજામંડળને આ વખતેજ જણાઈ આવી પ્રજામડળમાં બેકનની સત્તા ઘણી હતી તેથી તેઓના તરફ વફાદાર રહેવામાં તે કોઇ દિવસ ચૂક્યો નહોતો પણ રાજાના તરફ તે જે માન ધરાવતો હતો, તેમજ પોતાની યથાશક્તિ રાજાની મરજી પ્રમાણે વર્તવાની જે ઇચ્છા તે રાખતો હતો તે તો તદ્દન હદ બહાર હતાં. પ્રજામડળ આગળ તે પ્રસ્તુત વાતના ભાવાર્થને વળગી રહેતો અને એના બાહ્ય આકાર ઉપર ધ્યાન આપતો નહિ. રાજાની સાથે તે એવી વર્તણુંક ચલાવતો કે તે પોતાની સ્વતંત્ર સત્તા અને રાજ્યચાતુર્યના સબધમાં જે જે બાબતો મંજુર રાખવાની ઇચ્છા બતાવે તે બધી તે ખુશીથી સ્વીકારતો. જાગિરદારોના સગીર બાળકોનુ રક્ષણ કરવાના અને તેમના ખોરાક પોષાક વિગેરેનો બદોબસ્ત કરવાના જે જે જુના રિવાજો હજુ ચાલતા હતા તેઓમાથી નિપજતા ત્રાસદાયક અને ભયંકર પરિણામ વિરૂદ્ધ તે એટલા બધા જુસ્સાથી અને બારીકાઇથી ટીકા કરતો કે તે ઊપરથી એક વિરૂદ્ધ પક્ષકાર તરીકે બોલવાની એની શક્તિ કેટલી છે તે સ્પષ્ટ જણાઇ આવતી. આ રિવાજો એટલા બધા નઠારા હતા કે જો કોઈ માણસનો મોટો છોકરો સગીર હોય તો તેને અને તેની મિલ્કતને તે પુખ્ત ઉમરનો થાય ત્યાં સુધી રાજાના--અર્થાત્ —રાજાના માનિતાઓના તાબામાં મૂકવામાં આવતા. આ માણસો ગમે તેવી મનસ્વી વર્તણુક ચલાવે તોપણ કોઇ પૂછતુ નહિ. બેકનનુ કહેવુ એવુ હતુ કે રાજાના માનની ખાતર લોકોની દાઝ જાણી તેઓનાં આ દુ ખ ઘણીજ રહેમ નજરથી દૂર કરવા જોઇએ. ઈન્ગલેન્ડ અને સ્કાટલેન્ડને જોડી દેવાના સબધમાં જે ગંભીર પ્રશ્નો ઉઠયા હતા તેઓ માટે ચેતીને બેકન આગળથીજ તૈયાર રહ્યો હતો. જે જે બાબતો તેને સુદ્દાની માલમ પડતી તેઓના બચાવ કરવામાં તે ઘણી કાળજી રાખતો, તેમજ જો કોઈ વાત મહત્વની ન હોય તો તેનો તોડજોડ કરવામાં પણ તે એટલોજ સાવધ રહેતો. તેનો બહારનો દેખાવ માયાળુ અને મર્યાદશીલ સ્વાતન્ત્ર્યનો હતો અને આ હકિકત જેમ્સના જાણવા બહાર .બહોતી.

અત્યાર સુધી તો તે રાજાના ' વિદ્વાન સલાહકારા 'માંનો એક વગર પગારનો સભાસદ હતો પણ હવે તેને પરવાના સાથે એક ટુંક પગારની નોકરી આપવામાં આવી. નોકરી આપ્યા પછી તરતજ બન્ને રાજ્યોને એકત્ર કરવા સારૂ નિમાયલા પુરૂષો માટે આગળથી તૈયાર રાખવાનું કેટલુંક જોખમ ભરેલું કામ એને સોંપવામાં આવ્યું. આ કામ માટે નિમાયલા પુરૂષોની સભામાં બેકને સૌથી શ્રેષ્ટ અને ફતેહમંદ ભાગ લીધો હતો.

પણ જે પાર્લામેન્ટ આગળ તેઓની હકિકત જાહેર કરવાની હતી તે તેઓનું કામ પૂરૂં થયા પછી દસ મહિના સુધી મળી નહિ. લગભગ બીજા આખા વર્ષમાં બેકનને કંઇ પણ સરકારી કામ નહોતું અને તેથી તેણે અવકાશનો બધો વખત પોતાના ખાસ વિષયો પાછળ ગાળ્યો. ઐતિહાસિક વિષયોમાં એને જે આનંદ મળતો તે માત્ર પ્રાકૃતિક વિષયોમાંથી તેને જે આનંદ મળતો તેનાથીજ ઉતરતો હતો; અને જો પ્રાકૃતિક તત્વજ્ઞાન ઉપર એનું મન આટલું બધું ચોટયું ન હોત તો ઇતિહાસ લખનારાઓમાં તે સૌથી પહેલો અને શ્રેષ્ઠ થયો હોત એમાં જરા પણ શક નથી. ઇન્ગલેન્ડના ઇતિહાસની ખામીઓ અને તેઓને દૂર કરવાના સાધનો વિષે તેણે સર ન્યાયાધીશ એલીસ મીયર ઉપર એક પત્ર લખીને મોકલ્યો હતો. એના પોતાનાથી તો હાલમાં કંઇ બની શકે એમ નહોતું પણ તે લખે છે કે " હાલમાં હોંશિયાર અને પ્રવીણ ચિતારાની સંખ્યા એટલી બધી છે કે તેઓના પાસેથી અદ્દભુત કામ લેવા માટે ફક્ત સમજુત અને ઉત્તેજનનીજ જરૂર છે. " પણ આ પ્રમાણે ધારવામાં એની ભૂલ હતી. આવાં કાર્ય માણસો કોઈના કહ્યાથી કરતા નથી પણ જેવી રીતે તે પોતે લોભ અને નાઉમેદીના વચમાં તત્વજ્ઞાનની ભવ્ય ઇમારત ચણતો હતો તેવીજ રીતે જ્યારે માણસોને પોતાના આત્મા તરફથી ફરમાન થાય છે—જ્યારે સ્વાભાવિક રીતે તેઓનું મન અમુક વિષય તરફ દોરાય છે—ત્યારેજ તેઓ તે કામ હાથમાં લેછે.

બેકનની મોટામાં મોટી આશા એ હતી કે જો પોતાનાથી બની શકે તો તેણે પોતાની ધારેલી યોજનામાં કોઇ પણ રસ્તે રાજાનું મન પરોવવું અને તેથી જ્ઞાનના હયાત ભંડોળની સામાન્ય તપાસ કરી તેને ટીકા સહિત રાજાને

અર્પણ કરવાનો તેણે વિચાર કર્યો હતો. તેનો આ વિચાર ઈ. સ. ૧૬૦૫ના નવરાશના વખતમાં ફળીભૂત થયો. તેણે **એડવાન્સમેન્ટ ઓફ લર્નીંગ** અગર '**વિદ્યાની વૃદ્ધિ**' એ પુસ્તકના બે ભાગ અંગ્રેજી ભાષામાં પૂરા કર્યા અને **હોલબર્ન**માં ગ્રેની વિસી નજીક એક ચોપડીઓ વેચનારની દુકાનમાં છાપીને તેઓને પ્રસિધ્ધ કર્યા. આ પુસ્તક તેણે **જેમ્સ**ને અર્પણ કર્યું હતુ પણ તેમ કરવામાં તેનો હેતુ માત્ર એની પ્રશંસા કરવાનોજ હતો એમ નહોતુ. તે એમ પણ ધારતો હતો કે એ પુસ્તક રાજાને અર્પણ કરવાથી જે વિષયે એના પોતાના અંતઃકરણમાં ઊંડાં મૂળ ઘાલ્યાં હતાં તેના ઉપર થોડે ઘણે અંશે રાજાનું પણ દિલ ચોટે. '**એડવાન્સમેન્ટ**'ને લેટીન ભાષામાં છાપવાનો પણ એનો વિચાર હતો, પણ **કેમ્બ્રીજ**માંથી જે ભાષાન્તર એના તરફ મોકલવામાં આવ્યું હતું તે એને પસંદ પડયું નહિ અને ઘણું કરીને એ પુસ્તકને બનતી ત્વરાએ બહાર પાડવાની એને તાકીદ હતી. આ પુસ્તકથી તે **જેમ્સ**ના મન ઊપર જે અસર કરવા માગતો હતો તેમાં તે ફાવ્યો નહિ, કારણ કે **જેમ્સ**ના અભ્યાસના વિષયો જુદા પ્રકારના હતા, તેમ એનો સ્વભાવ પણ વિચિત્ર હતો. **બેકન**ની ભવિષ્યની સ્વપ્નવત્ આશાઓની અગર પ્રાકૃતિક નિયમો શોધી કહાડવાની એની નવીન પધ્ધતિની તેને દરકાર નહોતી, અને તેથી તેની અરજ મારી ગઇ. ખુલાસાના પત્રો સાથે તેણે એ પુસ્તક પોતાના મિત્રો તરફ મોકલી દીધુ **સર ટી. બૉડલી**ને તે જણાવે છે કે "ધર્મસત્ર પ્રમાણે, હું ધારૂં છું કે કોઇ મારા કરતાં વધારે સાચું કહી શકશે નહિ—કે જે ઠેકાણે મારો આત્મા ખુશીથી રહી શકે નહિ ત્યાં તે લાંબા વખત સુધી રહ્યો છે; કારણ કે હું કબૂલ કરૂં છું કે જ્યારથી હું સમજણો થયો ત્યારથી મે જે જે કર્યું છે તે બધુ ખરૂ જોતાં તો મેં મારા મનની ગેરહાજરીમાં કર્યું છે, એવી ગેરહાજરીમાં મારાથી ઘણી ભૂલો થઈ છે અને તે બધી હું ખુશીથી કબૂલ કરૂં છુ; અને તેઓમાં સૌથી મોટી ભૂલ અને જેના લીધે બીજી બધી ભૂલો થઇ છે તે એ હતી કે ( જાહેરમાં ) વેષ ભજવ્યા કરતાં પુસ્તકો વાંચવા માટેજ હું વધારે યોગ્ય હતો એવી મને મારા અંતરથી ખાતરી હતી તેમ છતાં રાજ્ય સબંધી કામકાજ કે જેના માટે હું સ્વાભાવિક રીતે લાયક નહોતો અને જેના માટે હું મારૂં મન આગળથી બીજા વિષય ઉપર ચોટેલુ હોવાથી વિશેષ નાલાયક હતો તેમાં મેં મારી જીંદગી

ગાળી છે. તેથી હવે ઘેર એકાન્તમાં જઈને મારા આત્મા સાથેજ આનંદ માન્યો છે અને તેમાં આખી દુનિયા ભાગ લે એવી મારી ઇચ્છા છે." લૉર્ડ સેલીસબરીને તે પોતાનું કર્તવ્ય નીચેના શબ્દોમાં જાહેર કરે છે. "જેવી રીતે ઘંટ વગાડનાર બીજા લોકોને મંદિરે બોલાવવા માટે સૌથી પ્હેલો જાગૃત થાય છે તેવી રીતે હું પણ હોંશિયાર માણસોને જાગૃત કરીને સંતોષ માનીશ." પણ જે બે માણસોના અભિપ્રાય ઉપર તે સૌથી વધારે ભરૂંસો રાખતો હતો અને સાક્ષરમંડળમાં જેઓ એના ખાસ વિશ્વાસુ હતા તે ડાકતર એન્ડ્ર્યુસ અને ટૉલી મેથ્યુસ હતા. મેથ્યુસ, યોર્કના ધર્માધ્યક્ષનો પુત્ર હતો, તેણે રોમન કૅથોલીક મત સ્વીકાર્યો હતો અને આ વખતમાં તે ઇટાલીમા રહેતો હતો.

જ્યારે ઇ. સ. ૧૬૦૫ના નવેમ્બરમાં પાર્લામેન્ટ ફરીથી મળી ત્યારે રાજ્ય વિરૂદ્ધ કરવામા આવેલા કાવતરા (Gunpowder plot) અને તેના પરિણામ વિષે જ્યા ત્યા ભારે ચર્ચા ચાલતી હતી આ બાબતની તપાસ કરવાનુ કામ સરકાર તરફથી બેકનને સોંપવામાં આવ્યું નહોતું. આ સભામા તેને પહેલી બેઠકમાં જે કામ અધૂરૂં રહ્યુ હતુ તેજ પૂરૂ કરવાનું હતું. આ વખતમાં કેટલાક નોકરોને ઘ્હડતી આપવાનો અને તેથી કેટલીક જગ્યાઓ ખાલી પડવાનો સંભવ હોવાથી બેકને સોલીસીટરની જગ્યા માટે ફરીથી સેલીસબરીને અરજ કરી. પણ આવો કંઇ ફેરફાર કરવામાં આવ્યો નહિ અને બેકનની સ્થિતિ સુધરી નહિ.

ઈ. સ. ૧૬૦૬ ના મે મહિનામાં તેણે લગ્ન કર્યું સર હેટનની વિધવા કે જે સ્ત્રી સાથે એનું લગ્ન કરાવવા માટે ઇસેક્ષે પ્રયત્ન કર્યો હતો. તેની સાથે એનુ લગ્ન થયું નહિ. એ સ્ત્રીએ પાછળથી બેકનના શત્રુ કોકને પસંદ કર્યો હતો આ હકિકત આપણે પાછળ જોઈ ગયા છીએ. જે સુંદર કુમારિકા સાથે એનું લગ્ન થયુ તેને મેળવવામા સેલીસબરીએ સારી મદદ કરી હતી તેનું નામ એલીસ બાર્નહામ હતું અને તે ગામનો કારભાર ચલાવનાર મંડળીના એક સભાસદની છોકરી હતી. તેની પાસે થોડી પુંજી હતી અને તેની માતું નામ લેડી પેકીંગ્ટન હતુ. એમ કહેવામાં આવ્યુ છે કે એના લગ્નના દિવસે તેણે પગથી તે માથા સુધી તમામ લીલો અને

લાલ રંગનો પોષાક પહેર્યો હતો. પરણ્યા પછી જોકે એની જીંદગી બહુ સુખી નહિ હશે તોપણ કોઇ જાતના ટંટા ફીસાદથી તે હેરાન થયો હોય એમ જાણવામાં આવ્યું નથી. તેના ગ્રહસ્થાશ્રમ વિષે બીજી હકિકત જાણવામાં આવી નથી. ઠાઠમાઠનો એને ઘણો શોખ હોવાથી ગપ્પાં મારવામાં તેઓને વિશેષ ગમ્મત પડતી. લગ્ન વિષે તેણે જે નિબંધ લખ્યોછે તેમાં તે ઊત્સાહથી લગ્નનાં વખાણ કરતો નથી. ફક્ત જે હકિકત આપણા જાણવામાં આવી છે તે એજ છે કે એના મરણ પછી એની સ્ત્રીએ બીજી વાર લગ્ન કર્યું હતું અને તેણે પોતાના મૃત્યુપત્રમાં પોતાની સ્ત્રી વિષે અસંતોષ જાહેર કર્યો હતો. લગ્ન કરવાથી એને જે ફાયદો થયો તે આ હતો કે આગળવધવા માટે દબાણ કરવા સારૂ એને વિશેષ કારણું મળી આવ્યું. ઇ. સ. ૧૬૦૬ના ઉનાળામાં કૌકને મુખ્ય ન્યાયાધીશની જગ્યા આપવામાં આવી અને તેથી સરકારી વકીલની જગ્યા ખાલી પડી. રોબર્ટ નામનો માણસ જે લોર્ડ સેલીસબરીનો વસીલો હતો તેને એ જગ્યા આપવામાં આવી. બેકન એવી આશા રાખતો હતો કે સોલીસીટર ડોડરીજની બીજી કોઇ રીતે ગોઠવણ કરી એ જગ્યા એને આપવામાં આવશે. તે ગમે તેવી આશા રાખતો અને નાઉમેદી અને અન્યાયને તે ગમે તેટલી ધૈર્યતાથી સહન કરતો તોપણ વારવાર અમુક જગ્યા મેળવવાની આશા રાખવાથી અને વખતો વખત નિષ્ફળ જવાથી થતા સંતાપ અને અપમાનથી તેને પ્રણુંજ લાગી આવતું. આ બાબત વિષે તેણે રાજાને, સર ન્યાયાધીશને અને સેલીસબરીને વિનંતિ કરી હતી જેમ્સ ઉપર તેણે જે પત્ર લખ્યો હતો તેમાં તેણે સરકારની જે જે સેવા બજાવી હતી તેનું વર્ણન કર્યું હતું. ન્યાયાધીશને તે પોતાના મદદગાર તરીકે માનતો હતો. તેને તેણે જે જે અપમાન સહન કર્યું હતું અને દરેક નવા માણસના એના પોતાના ઉપર ચઢી જવાથી વખતો વખત પોતાની ઇજ્જતને હાનિ પહોંચવાથી તેણે જે થોડી ઘણી આબરૂ મેળવી હતી તે પણ નાશ પામતી હતી અને વિશેષમાં તેની સ્ત્રી અને તેના મિત્રો તેને વારંવાર આવા અપમાન માટે ઠપકો આપતા હતા એ વિગેરે હકિકત જાહેર કરી હતી. આ પત્રો ઉપરથી બેકન કેવી આશાઓ રાખતો હતો અને તેઓને અમલમાં મૂકવાને એને શી શી અડચણો નડતી હતી તે જણાઇ આવે છે. ન્યાયાધીશને તેણે બીજી હકિકત સાથે વખત વીતી જાય છે એમ પણ લખ્યું હતું.

"હુ આપ સાહેબને નમતાપૂર્વક વિનતિ કરૂ છુ કે મારો વખત ઘણો અમૂલ્ય છે અને પરણેલા માણુસના વિચાર લગ્નના દિવસથીજ સાત વર્ષ મોટી ઉમ્મરના માણુસના વિચાર જેવા થાય છે, અને જો મારે મારી સ્ત્રીના મિત્રોને સતોષ કરવાનુ તેમજ લોકો મારા ભણી આગળીઓ કરે છે તેમાંથી મુક્ત થવાનું ન હોયતો હું પ્રતિજ્ઞા કરૂ છુ કે હુ કોઈ દિવસ તેના માટે એક શબ્દ પણ બોલું એવો નથી પણ છેવટમા મારે આપને એટલીજ વિનતિ કરવાની છે કે જેવી રીતે બીજાનુ નામ બદલવામા મને આપની સ્ત્રીએ મદદ કરી છે તેવીજ રીતે મારૂ પોતાનુ નામ બદલવામા જો આપ સાહેબ મને મદદ કરશો તો હુ આપનો વધારે આભારી થઇશ, અને મને સહાય કરવામા રાજી ખુશી છે અને લોર્ડ સેલીસબરી ઉત્સાહી અને માયાળુ છે એમ જો આપસાહેબને નહિ જણાય તો એ પ્રમાણે માનવામા મારી ભૂલ છે એમ હુ કબૂલ કરીશ "

વળી લોર્ડ સેલીસબરીને તેણે જે પત્ર લખ્યો હતો તેનો સારાશ પણ જાણવા જોગ છે

"હુ આપનો એક ગરીબ નજીકનો સગો છુ તેથી અને આપના થીજ મારી ચઢતી થઈ છે તેથી નિર્ભયપણે હું આપ સાહેબને કહુછુ કે આપે મને આશા આપી છે માટે મદદ કરો, કારણ કે મારી ખાતરી છે કે જે શબ્દો મને આપના તરફથી મળ્યા છે તેના કરતાં વધારે અર્થયુક્ત અને માયાળુ આશાભર્યા શબ્દો બીજા કોઇ માણુસ તરફથી કોઇને પણ મળી શકે નહિ, મારી પાછલી નોકરીના વખતમાં આપ સાહેબે મને ખુશીથી આગળ વધારવા માટે કહ્યુ હતુ, અને જ્યારે આપ સાહેબ કોઈ માણુસને આગળ વધારવાનો વિચાર કરોછો ત્યારે આપ એના પોતાના કરતા પણ એના હિત માટે વધારે કાળજી રાખોછો, અને મારા લગ્નના સબધમાં આપે મારા માટે જે કર્યું હતુ તે મારા. પોતાના ફાયદા માટે હતુ અને એમા આપનો કોઈ પણ પ્રકારનો સ્વાર્થ નહોતો . ઈત્યાદિ."

આમ છતા તેની અરજીઓ ઉપર કોઇએ ધ્યાન આપ્યુ નહિ અને હજી તેને બીજા કેટલાક વખત સુધી આજ સ્થિતિમાં રહેવુ પડયુ જો આ પણે પાર્લામેન્ટમા તેણે જે ચાલાકી બતાવી હતી, જે ઉત્સાહ અને ડહાપણથી

તેણે સરકારનું હિત સાચવ્યુ હતુ, અને પ્રજાના પ્રતિનિધિમંડળમા તેણે જે મહત્વની જગ્યા ભોગવી હતી એ ઉપર વિચાર કરીએ છીએ તો શા કારણથી તે પાછળ રહી ગયો હશે તેના સંબંધમા ફક્ત બેજ અનુમાન કરી શકાય એમ છે—સરકાર અર્થાત્—સેસીલ, હોબર્ટ, અને ડેડરીજ જેવા માણસો હમેશની રૂઢી મુજબ કાયદાના નિયમિત ક્રમ શિવાયના બીજા કામથી ડરતા હોયા જોઇએ, અગર કોકની સાથે એની શત્રુવટ ઓછી થઇ નહોતી અને સરકારમા હજી કોકનુ મહત્વ એટલુ બધુ હતુ કે તેને કોઇથી નાખુશ કરી શકાય એમ નહોતુ

જ્યારે ઇ સ ૧૬૦૫ના નવેમ્બરમા પાર્લામેન્ટ ફરીથી મળી ત્યારે પાછો બેકન કામે વળગ્યો આ વખતમા બે રાજ્યોને જોડી દેવાથી ઉઠેલા પ્રશ્નો, પરદેશીઓને સ્વદેશના અધિકાર અને હક્ક આપવાનો સવાલ, તેના કારણો અને મર્યાદા રાજા ગાદીએ આવ્યો તે પહેલા અને પછીથી જન્મેલા એવા સ્કોચ લોકોની સ્થિતિ, બન્ને રાજ્યોના કાયદા જોડી દેવાનો પ્રશ્ન વિગેરે અને તેઓના પરિણામો વિષે ઘણીજ બારીકાઇથી અને દૂરબુદ્ધિથી વિવેચન કરવામા આવ્યુ હતુ પરદેશીઓને રાજ્યના હક્ક આપવાના સબંધમા બેકને બહોળો અને ઉદાર મત પકડયો હતો કાયદા જોડી દેવાનો યોગ્ય વખત હજી આવ્યો નહોતો એમ કહી તે તેના વિરૂદ્ધ પડયો હતો તેણે પ્રજામંડળની સેવા ખુશીથી સ્વીકારી હતી તોપણ જ્યારે તેનો પોતાનો મત પ્રજામંડળના સામાન્ય અભિપ્રાયના વિરૂધ્ધ હોય ત્યારે ખરી હકિકત જાહેર કરવામા તે જરા પણ ડરતો નહિ છેવટે ઇ સ ૧૬૦૭ના જુનની ૨૫મી તારીખે ગુપ્ત રીતે તેને સોલીસીટર જનરલની જગ્ય આપાવામા આવી આ વખતે એની ઉમ્મર ૪૭ વર્ષની હતી મી સ્પેડીંગ કહે છે કે ' ઘણુ કરીને આજ અરસામા બેકને પોતાના મોટા 'પુનસ્થાપન' વિષે છેવટની ગોઠવણુ નક્કી કરી હતી, અને એને તે એ નામથી કહેવા લાગ્યો એનુ 'કોજીટેટા એટ વીસા' નામનુ પુસ્તક જેમા નોવેમ ઓરગેનમના પહેલા ભાગની હકિમ્ત સમાયલી છે તે પણ ઇ સ ૧૬૦૭ ના ઉનાળામા લખાયુ હશે એમ લાગે છે રૉલી કહે છે કે તેણે જાતે બેકનને બાર વખત નોવેમ ઓરગેનમને સુધારતો જોયો હતો અને જો આપણે આ હકિમ્ત અક્ષરશ ખરી છે એમ માનીએ તો આ પુસ્તક પણ

બેકને ઈ. સ. ૧૬૦૮માજ લખવા માંડયું હશે એમ ધારવું પડે છે. આ ઉપરથી આપણને જણાય છે કે ધારાના હિમાયતીઓમાં તેને ઊતરતી ગણવાથી અક્ષરવિદ્યાના સબંધમાં તેના ઉદ્યમને અગર તત્વજ્ઞાન તરફ તેને ઊત્સાહ ધરાવનો હતો તેને કોઇ પણ પ્રકારની હાનિ પહોંચી નહોતી. આ ગ્રંથના સંબંધમા બોલતાં પોતાના મિત્ર ટોબી મેથ્યુસને તે લખે છે કે "આ વાતની હુ તમારી ખાતરી કરૂછુ કે મોટી આશાવાળી ઘણી વસ્તુઓ જુવાની સાથે નાશ પામે છે (અને જો રાજ્ય સંબંધી બોજો ઘણો હોય તો ચિન્તન કરવાનો આનંદજ નહિ પણ તેની કિમત પણ ઘટી જાય છે) તોપણ હુ જેમ જેમ આ કામમાં આગળ વધુછુ તેમ તેમ વર્ષો વીતવાથી અને કામનો બોજો વધવાથી મારો સ્નેહ અને ઇચ્છા વૃધ્ધિ પામે છે." સોલીસીટર તરીકે નિમાયા ઉપરાંત સ્ટારચેમ્બર કચેરીના કારકુન માઇક્લના ગુજરી જવાથી એ જગ્યા પણ તેને મળી આ જગ્યાનો ઉત્તરાધિકાર બર્લેની વગથી તેને ઈ સ ૧૫૮૯મા મળ્યો હતો. આમાથી દર વર્ષે તેને આશરે ૨૦૦૦ પૌન્ડ મળવા લાગ્યા.



# પ્રકરણ ૪ થું.



## બેકન સોલીસીટર જનરલ. ૧૬૦૭ થી ૧૬૧૩

જ્ઞાનરૂપી દુનિયા કે જેનાથી બેકનના સમકાલીન પુરૂષો તદ્દન અજાણ્યા હતા અને જેઓ એ દુનિયા શક્ય છે એમ તેની મદદથી પણ માનવાને શક્તિમાન ન હોતા તેને પ્રત્યક્ષ જોનાર એ શબ્દવાદી મહાત્માને ૧૪ વર્ષના નિષ્ફળ પ્રયત્ન પછી પોતાની જીદગીની કૃતેહના પહેલે પગથીએ ચઢવાનો પ્રસગ મળી આવ્યો. તેણે સારા અને નરસા માટે જેમ્સ પહેલાના રાજ્યમા નોકરી સ્વીકારી તે હમેશા પોતાની ફરજ ઉત્સાહ અને કાળજીપૂર્વક બજાવવામા તૈયાર રહેતો જેમ્સ એના નોકરો પાસેથી જે જે કામ લેવા માગતો તે બધુ કરવાને બેકન હમેશા ખુશી હતો જે રાજ્યમા રાજાની ઇચ્છા એજ વ્યવહારશાસ્ત્રનો સર્વોત્તમ નિયમ હતો ત્યા નોકરી મેળવવા માટે ઘણો પ્રયાસ કર્યા પછી તે સ્વીકારવાની ના કહેવી અગર આનાકાની કરવી એ ઘણુ જોખમ ભરેલુ હતુ, પણ આવી કલ્પના કરવી એ નિરર્થક છે, કારણ કે એ નોકરી નહિ સ્વીકારવા બાબત બેકનને સ્વપ્નમાં પણ વિચાર આવ્યો હોય એમ જણાતુ નથી તે તો પોતાના મન સાથે એવો નિશ્ચય કરી બેઠો હતો કે રાજા જે કામ બતાવે તે કરવુ, એ રાજ્યના વફાદાર નોકરનો તેમજ શહેરના હક્ક ભોગવનાર દરેક પુરૂષનો ધર્મ હતો પણ એની બેવડી જીદગી—એના ઉદ્દેશ અને પ્રયાસના બે ભિન્ન પ્રવાહ—હજી જુદે જુદે રસ્તે ચાલ્યાજ કરતા હતા એક બાજૂએ તે કચેરીના વાદવિવાદ અને ઝઘડામા ભાગ લેતો, તેમજ રાજ્યના કાયદા અગર નીતિ વિરૂદ્ધ પારકાના હક્ક છીનવી લેનાને અગર પારકી ભૂમિમા પ્રવેશ કરનારને આશ્રય આપવા સારૂ કાયદાની સશય ભરેલી બારીકાઈમા ઉતરતો અગર કોઇ પણ અણગમતા આરોપીના ખરા બચાવને થાપ દઇ ખોટો છે એમ માનવામા તે તત્પર થતો, અને બીજી બાજૂએ તત્વવિવેક સબધી એના ગૌઢ વિચારો હજી નષ્ટ થયા નહોતા વ્યવહારશાસ્ત્રવેત્તા તરીકે અગર રાજાના સલાહકાર તરીકે

વખતો વખત નાઉમેદ થવાથી એ કટાળી ગયો હતો, તોપણ જ્યારે એને તત્વજ્ઞાન સબધી પોતાના પ્રૌઢ વિચારોનુ માધુર્ય અને શ્રેષ્ઠતા યાદ આવતા ત્યારે તે નિચેના શબ્દોમા પોતાના મનનો સતાપ નદર્શિત કરતો —

" મારો આત્મા જ્યા તે ખુશીથી રહી શકે નહિ ત્યા લાબા વખત સુધી રહ્યો છે "

પણ એની મહત્વેચ્છા, પૈસાદાર અને સત્તાવાન થવાની સગવડતા તેમજ એની સ્થિતિની ખરી અગર કલ્પિત આવશ્યકતાઓ વિગેરે કારણો એટલા બધા બળવાન હતા કે કુદરતનુ વિવરણ કરવાની એની ઇચ્છા સહેલાઇથી પાર પડી શકે એમ નહોતુ નવા રાજાનો ખાસ માનિતો અને કરતો કારવતો પુરૂષ બકીગહામનો અમીર જોર્જ વિલી અર્સ હતો તોપણ એના જેવા માણસના હાથ નીચે નોકરી કરવામા બેકને જરાપણ નાખુશી બતાની હોય એમ જણાતુ નથી નવી જગ્યા ઉપર ગયા પછી તેણે પોતાનુ કામ ખતઅનેઉત્સાહથી કરવા માડ્યુ જે પ્રશ્નોમા ફક્ત કાયદાનીજ તકરારો હતી તેઓના સબધમા એના ઠરાવો જ્યા ત્યા સપ્રમાણ ગણાતા હતા જે સવાલોમા રાજ્યને લગતી કોઈ બાબતનો ઠરાવ કરવાનો હોય તેઓના સબધમા તે રાજ્યની સગવડ ઉપર નજર રાખી વખતે ન્યાયને ગેરે મૂકતો આવા વખતે તેનામા અને કોકમા મતભેદ થવાનો પ્રસગ આવતો કારણ કે કોક કોઇ દિવસ નિયમ વિરૂદ્ધ ચાલતો નહિ

સોલીસીટર તરીકે નિમાયા પછી બેકનને જે પહેલ વહેલો ફુરસદનો વખત મળ્યો તેનો તેણે ઘણીજ વિચિત્ર રીતે ઉપયોગ કર્યો હતો, તેણે પોતાની સ્થિતિ અને તેને લગતી તમામ હકિકત વિષે બારીક તપાસ કરી અને આ પ્રમાણે પોતાની જીદગીના મુખ્ય ઉદ્દેશોની તેમજ પોતાની વ્યાવહારિક સ્થિતિ સુધારવાના ઉપાયોની બારીકાઇથી ચોકસી કરી તેઓની નોધ કરી લેવામા તેણે ઇ સ ૧૬૦૮ના ઉનાળામા એક અઠવાડીયુ ( જુલાઇ ૨૫ થી ૩૧ ) ગાળ્યુ હતુ ઉપર પ્રમાણે કોઇ પણ પ્રકારના મુકરર હેતુ અગર અનુક્રમ વગર કરેલી નોધ સહેલાઇથી સમ

જી શકાય એવી હોતી નથી. એના મુખ્ય ત્રણ વિભાગ છે—(૧) ખાસ એની પોતાની જાતના માટે, (૨) તત્વજ્ઞાન સંબધી યોજનાઓ (૩) રાજ્યનીતિ માટે સુચનાઓ બેકનની આ વિચિત્ર નોધ જ્યારે પહેલ વહેલી મી સ્પેડીગને જડી આવી ત્યારે એમાની હકિકત છુપી અને ખાનગી હોવાથી તેને છપાવી પ્રસિદ્ધ કરવા માટે તે જરા આંચકો ખાતો હતો પણ પાછળથી એ હકિકતને જેવી મળી આવી તેવીજ કોઇ પણ જાતનો ફેરફાર કર્યા શિવાય છાપવામા તેણે ઘણુંજ ડહાપણ વાપર્યું છે એ નોધનો ખરો ભાવાર્થ બતાવવા માટે તેમજ બેકનના વિરૂદ્ધ જાય એવી હકિકતનો ખુલાસો કરવામા તેણે ઘણો પ્રયત્ન કર્યો છે બેકનની આ અસાધારણ અને રમુજી નોધ ઉપરથી કામ કરવાની એની પદ્ધતિ, એનો ઉમગ ઉસાહ, અને અગમચેતી,ભવિસ્યના માટે આગળથી તૈયારી રાખવાની તેની કાળજી રોજની ચાલુ ફરજ અદા કરવામાં તેની ખત અને વધારે ઉપયોગી અને કઠિન કામ પાર પાડવામા પોતાના ૫ક્ષ ઉપર એનો ભરૂસો સ્પટ જણાઇ આવેછે વળી એનાજ ઉપરથી આપણને એની આત્મપરીક્ષા કરવાની તેમજ તેને સુધારવાની ટેવ, સ્વર, રીતભાત અને વક્તૃત્વશક્તિની સ્વાભાવિક ખામીઓ દૂર કરવામા તેની કાળજી જણાઇ આવેછે આ નોધના સબંધમા વધારે વિચિત્ર હકિકત એ છે કે બેકને એમા પોતાના શરીર બધારણ અને આરોગ્યતાના તેમજ રોગના ચિન્હો અને તેઓના ઉપાયો વિષે શાસ્ત્રીય તેમજ વ્યાવહારિક હેતુથી બારીક તપાસ કરીછે વધારામા એની અદર બેકનની વાર્ષિક આવકની ગણતરી, એનુ ખર્ચ, દેવુ જમીન અને ઝવેરાતના પરિશિષ્ટ અને કરકસર સબધી એના નિયમો અને ગોરહામબરી આગળના એના નવા મકાન, બાગ, બગીચા અને તળાવના નકશા વિગેરે જોવામા આવેછે હવે તે સાધારણ રીતે પૈસાદાર થયો હતો અને તેની મિલકત લગભગ ૨૪૧૫૫ પૌંડની અને તેની વાર્ષિક આવક ૪૯૭૫ પૌંડની થઇ હતી એના માથે દેવાનો બોજો ઘણો હતો તોપણ એની મિલ્કત અને આવકના પ્રમાણમા એ દેવાને તે જલદીથી વાળી શકે એમ હતુ. આ શિવાય એ નોધની અદર તત્વજ્ઞાનના સંશોધન સબધી તેમજ ઇન્ગલેન્ડની રાજ્યનીતિ સબધી એના વિચારો પણ જોવામા આવે છે,

'બ્રીટીશ રાજ્યનું મહત્વ,' આ વિષય ઉપર બેકન વારંવાર ધ્યાન દઇને વિચાર કરતો. ઈન્ગલેન્ડના માટે આવું માન શીરીને સંપાદન કરવું, અને તેની વૃદ્ધિ શી રીતે કરવી એ વિષે તેણે પોતાનો અભિપ્રાય આ નોંધમા આપેલો છે.—તે કહેછે કે મોટા અને ઉગતા રાજ્યના ભિન્ન અવયવો કોઇ પણ જાતની ઇર્ષ્યા અને લડાઇ ટટા શિવાય એક બીજા સાથે સંપથી રહી શકે એવી ગોઠવણ કરવી જોઇએ, રાજા, રૈયત, અને પાર્લામેન્ટના હિતના વિષયો તેમજ તેઓના મનના ભાવ અને ઉદ્દેશો સમાન હોવા જોઇએ, અને આ પ્રમાણે ઈન્ગલેન્ડની સુખ શાન્તિમા આડા આવતા કારણો જેવા કે વિરોધ અને કુસંપ તેઓનો મૂળમાથી નાશ કરી 'પશ્ચિમની શેહેનશાહિ' નામની જે માનવતી પદવી માટે સ્પેઇન કૃત્ન મદારથી ખોટો ડોળ ધારણ કરેછે તેના માટે ઇન્ગલેન્ડને યથાર્થ રીતે યોગ્ય બનાવવાની તજવીજ કરવાની જરૂર છે. તત્વજ્ઞાન સંબધી જે સાહસ કરવા તે માગતો હતો તે કેવા પ્રકારનું હોવું જોઇએ તેને લગતી જરૂરની હકિકત ભેગી કરવામા આ નોંધમા ઘણી જગ્યા રોકાઇ છે એની ધારેલી યોજના કેટલે સુધી પહોચી હતી તે વિષે પણ તેણે આમા લખ્યુ છે જે તર્ક વિતર્કો એની નજર આગળ ફરતા હતા તે પણ આમા આવ્યા છે. સંશોધન કરવાની યુક્તિઓ, નમુનાના કોઠા, ગતિના પ્રકાર, અને તેઓના એક બીજા સાથેના તફાવત—જેમાના કેટલાક વ્યવહારમા ઉપયોગી થઇ પડે એવા છે, અને બીજા કેટલાક ખાસ એના પોતાના કામમા આવે એવા છે—કોઇવાર લેટીન મિશ્ર અગ્રેજી ભાષામા અને કોઈ વાર અગ્રેજી મિશ્ર લેટીન ભાષામા આ નોંધમા આપેલા છે પરરાજ્યના વિદ્વાન માણસો, પૈસાદાર અને સંતતિ વગરના પાદરીઓ, નોર્ધમ્બરલેન્ડ અને રેલે જેવા સરકારી કેદીઓ જેઓને આળસુ થઇ પડી રહેવાની ફરજ પડી હતી, મોટી શાળાઓ અને પાઠશાળાઓ કે જ્યાં નવીન શોધો કરવાનું સુગમ થઇ પડે એમ હતુ—વિગેરે જે જે ઠેકાણેથી તેને કોઈ પણ પ્રકારની મદદ મળી શકે એમ હતુ તે બધાની તેણે નોંધ કરી લીધી છે આવી બાબતોથી એની નોંધમા ઘણી જગા રોકાઇ છે. પણ આ સાથે તે પોતાની ચડતી કરવાના ઉપાયો શોધવામા પણ પછાત પડયો નહોતો. આવી પરચુરણ બબતોની નોંધમા તેણે પોતાના ધધાને લગતી હકિકતને તેમજ રાજ્યને લગતી

ઉપયોગી બાબતોને દાખલ કરી છે એટલુ જ નહિ પણ એજ નોંધમાં તેણે મનમા કોઇ પણ જાતનુ કપટ રાખ્યા શિવાય ખુલ્લા દિલથી મોટા માણસોની મરજી સંપાદન કરવાની અને પોતાના પ્રતિસ્પર્ધીઓની આબરૂ હલકી પાડવાની યુક્તિઓ પ્રદર્શિત કરી છે વળી રાજાને તેમજ તેના માનિતાઓને પોતાના લાભમા શી રીતે મેળવી લેવા તે વિષે પણ સવિસ્તર હકિકત તેણે આ નોંધમા ટાંકી રાખી છે.—

"રાજાની, ધર્માધિકારીની, તેમજ મે અને મરેની પાસે જવા આવવાનું શરૂ કરી તેઓ સાથેનો સબંધ જાળવી રાખવો. પ્રત્યેક વર્ષમા રજા પડવાના તેમજ રજા ખુલવાના વખતે વિનતિપત્ર સાથે તેઓની પાસે જવા આવવાનુ જારી રાખવુ, પ્રસંગોપાત તેની (રાજાની) સાથે જમવામા સામેલ રહેવુ અગર તેની સાથે છુટથી વાતચિત કરવી, સ્કોટલેન્ડના લોકોની પ્રીતિ સંપાદન કરી તેઓના ભરૂસાને પાત્ર થવા માટે અને આવી બાબતમાં સેલીસબરીની જગા સાચવી લેવામા લાયક થવા માટે યોગ્ય ઉપાયો— ઉઘાડા નહિ પણ છુપા —લેવા ચૂકવુ નહિ, ડનબારનો ઉમરાવ, લેનોક્ષનો અમીર અને ડોલીના, ખાનગી"

વળી સેલીસબરીની મરજી સંપાદન કરવા માટે તે લખે છે કે—"સેલીસબરીની માલમિલ્કતથી જાણીતા થવાને પ્રયત્ન કરવો. તેના સાથે સ્વાભાવિક પણ કોઇ રીતે જોખમ ભરેલી ન હોય એવી હિમ્મતથી અને ચાલાકીથી નવીન શોધ અને સાહસના સંબધમા પણ પૂરતી કાળજી સાથે પત્રવ્યવહાર રાખવો, કારણ કે હુ ધારૂં છું કે આ પ્રમાણે કરવાથી સ્વાભાવિક રીતે એની ઇર્ષ્યા ઓછી થશે અને પરિણામે એ ખુશી થશે, અને હુ એને વધારે ઉપયોગી થઇ પડુ એવો પ્રસંગ આવવાનો સભવ રહે છે હુ ધારૂ છુ કે નોરધમ્પટનના અમીરની મારા ઉપર નજર ન હોય તો મુખ્યત્વે કરીને સરકારી વકીલની સાથે સરખાવતા મને સેલીસબરી તરફથી વધારે ફાયદો થવા જોઇએ."

સરકારી વકીલની જગ્યા જેના માટે એકન ઘણી લાંબી મુદતથી આશા રાખતો હતો અને જ્યા તે વધારે સારી રીતે કામ કરવાની નિશ્ચય

રાખતો હતો તે જગ્યા ઉપર હોબર્ટ નિમાયો હતો ગમે તેમ હોય તોપણ જે બાબત વિષે તે પોતાની નોધમા વારેવારે લખે છે તે એ હતી કે તેણે પોતાનું કામ એવી રીતે કરવાનો નિશ્ચય કર્યો હતો કે એ કામને વકીલના કામ સાથે સરખાવતા તે હમેશા દીપી આવે, વકીલની ખામીઓના સબધ-બધ દાખના ધ્યાનમા રાખી વખત આવે તેઓનો ઉપયોગ કરવાનો તેણે આગળથી વિચાર કરી રાખ્યો હતો, ઉદાહરણ તરીકે " વકીલ જોઇએ તે કરતા વધારે મુકદમા અને તેઓના તફાવતો વિષે માહિતી ધરાવે છે નજીવી ભૂલો કહાડવામા તે ગભીર હોવાનુ ડોળ કરે છે, તે પૃથક્કરણ કરી શકે છે તોપણ તેની સમજવાની શક્તિ સારી નથી જાહેરખબરો આપવામા અને એવા બીજા કામમા તેની કલમ બરાબર ચાલતી નથી."

છેવટમા તેણે એના પોતાના માટે કેટલાક જે નિયમો ઘડી કહાડયા હતા તેમાના કેટલાક નિચેની મતલબના હતા—" જાહેરમા બોલવા સારૂ સેલીસબરી માટે ભાષણો તૈયાર રાખવા, મંત્રીમંડળમા અગર રાજાના આગળ જે વિષયો ચર્ચાવાના હોય તેઓના સંબધમા તેના માટે જોઇતી હકિકત ભેગી કરી રાખવી, મોટા માણસો સાથે ખાનગી વાતચીત કરવાનો રિવાજ રાખવો, સભાની અદર બોલતો હોઉ તે વખતે જાણે થાકી ગયો હોઉ અગર શ્વાસ ચઢયો હોય એવો ડોળ કરી એકદમ બોલવાનું બધ કરવુ, મુદ્દાની બાબત ઉપર એકદમ ઉતરવુ નહિ, વિગેરે

રાજ્યદરબારમા આવી યુક્તિઓનો ઉપયોગ કરવો એમા કાંઈ નવાઈ જેવુ નહોતુ. પોતાના પાડોશી અગર પ્રતિસ્પર્ધીઓમા આવી યુક્તિયો દરેક માણસના જોવામા આવતી પણ વ્યવહારમા તેઓના આધારે ચાલવાના હેતુથી તેઓની નોધ કરી રાખવી એજ માત્ર નવાઇ જેવું હતુ બેકનના લાભમા ઉતરવાના હેતુથી કેટલાક લેખકો એમ કહે છે કે તેણે આવી નોધ કરી રાખી હતી એ ઉપરથી આપણને જણાય છે કે તે આવી યુક્તિઓથ સંપૂર્ણ માહિતગાર નહોતો અગર તેનું સ્વાભાવિક વલણ તેઓના તરફ નહોતુ પણ આપણે યાદ રાખવું જોઇએ કે જ્યારે કોઈ માણસ અમુક બાબત વિષે ખાસ નોધ કરી લે છે ત્યારે પ્રથમદર્શનિક એવુ

અનુમાન થાય છે કે એ બાબત તેને ઘણી પ્રિય હોવી જોઇએ, અગર એના ઉપર ખાસ ધ્યાન આપવાનો તેનો વિચાર હોવો જોઇએ. ગમે તેમ હોય તોપણ બેકને પોતાની જીંદગીનો બીજો મોટો ઉદ્દેશ—સરકારી નોકરીમાં મોટી પદવીએ ચઢવાની આશા–પાર પાડવાના હેતુથી વ્યવહારમાં ઉપરના નિયમો પ્રમાણે ચાલવાનું નક્કી કર્યું હતું, અને તેઓના આધારેજ તે ચાલ્યો હતો એમાં કાંઇજ સંશય નથી.

જ્યાં સુધી સેલીસબરી જીવ્યો ત્યાં સુધી બેકનને રાજાની નજર આગળ આવવાનો અગર એની સલાહકાર મંડળીમાં પોતાનો ભારબોજ વધારવાનો પ્રસંગ મળ્યો નહિ. જેમ્સ અંગ્રેજી રીતભાતથી તદ્દન અજાણ્યો હતો અને અંદર ખાનેથી એ રીતભાત તેને પસંદનહિ હોવાથી સેલીસબરી ઉપર વિશ્વાસ રાખવાની તેને ફરજ પડી હતી. એલીઝાબેથના દેહાંત વખતે સેલીસબરીએ જેમ્સ સાથે જે સંબંધ રાખ્યો હતો તેના લીધે રાજાના આગળ તેનો વક્કર સૌથી વધારે હતો. નવા રાજ્યમાં પણ તે એલીઝાબેથની રાજ્યનીતિને તેમજ રીતભાતને વળગી રહ્યો હતો, અને આટલા કારણથી જો તે વધારે જીવ્યો હોત તો જેમ્સની કાર્કિર્દી વધારે સારી નિવડત નહિ એટલુંજ નહિ પણ ઘણી બાબતોમાં તેણે કંઈ જુદાજ પ્રકારનું રૂપ પકડયું હોત. પણ જ્યાં સુધી સેલીસબરીની સત્તા સર્વોપરી હતી ત્યાં સુધી તો બેકનને પોતાનુ રોજનું કામ કરીનેજ સંતોષ માનવો પડતો હતો; અને એ કહેતો હતો તેમ સોલીસીટરની જગ્યા સરકારી વકીલની જગ્યા સાથે સરખાવતાં ઘણીજ હલકી પડી ગઇ હતી. વળી એ જગ્યામાં માત્ર રોજનું નિયમિત કામ કરવાનું હતું તોપણ એ કામ ઘણું જોખમ ભરેલું હતું, અને દિવસે દિવસે એમાં વધારો થવાથી ઘણી મહેનત કરવાની જરૂર પડતી હતી. તે એવા નિશ્ચય ઉપર આવ્યો હતો કે દેશની આબાદી સાચવવાનો સૌથી સારો રસ્તો એ હતો કે રાજાની સાથે બનતાં સુધી સમજુતીથી કામ લેવું અને તેમ છતાં જો કામ બગડવાની ધાસ્તી રહેતી હોય તો છેલ્લી ઘડીએ રાજાની મરજીને સંપૂર્ણ રીતે તાબે થઇ જવું, પણ આ પ્રમાણે ધારવામાં તેની ભૂલ હતી; કારણ કે પ્રજાના સામાન્ય વિચારો તદ્દન બદલાઇ ગયા હતા. અને તે સાથે જેમ્સની સમજશકિત ઓછી હતી એટલુંજ નહિ પણ પોતાનું કર્તવ્ય શું છે અગર

તે કેવી રીતે કરવાનું છે એ સબંધી તેનામાં ઉંડી પહોંચ નહોતી દુર્ભાગ્યે બેકનમાં એક ખામી હતી અને તે એ હતી કે પોતાની મનાદ કયા પ્રસંગે નિષ્ફળ જવાની છે એ તે બરાબર જાણી શકતો નહોતો જેવી રીતે તત્વજ્ઞાન સબંધી એના ગૂઢ વિચારો જેમ્સની અ૫ મતિને રૂચિકર થઈ પડે એવા નહોતા તેવીજ રીતે રાજ્યનીતિના સબંધમાં તેણે જે જે નવી યોજનાઓ ઘડી કહાડી હતી તે પણ જેમ્સને પસંદ નહિ પડે એ તે જાણી શકતો નહોતો.

પરન્તુ આ પ્રમાણે જોકે તેના ઉપર સેસીલ સખરીનો જરાએ ઈતબાર નહોતો તોપણ પાર્લામેન્ટના પ્રજામંડળમાં તેનું માન સૌથી વધારે હતું આ વખતમાં રાજ્યમાં થતા કેટલાક અનિવાર્ય ફેરફારોના લીધે, પણ ઘણા ભાગે રાજાના હદ બહાર ઉડાઉપણાથી, રાજ્યના મહેસુલના સબંધમાં જે જે અડચણો નડતી હતી તેઓના તરફ ઘણા લોકોનું ધ્યાન ખેંચાયું હતું રાજ્યના વાર્ષિક ખરચના સબંધમાં પાર્લામેન્ટના હાથમાંથી સ્વતંત્ર થવાનો સ્ટુઅર્ટ કુળના રાજાઓનો અને તેઓના પ્રધાનોના વિચાર હાલના વખતમાં પાર પડે એમ નહોતું તોપણ આવા વાર્ષિક ખરચના સબંધમાં પાર્લામેન્ટ આગળ માગણી કરવાનો પ્રસંગ ન આવે અને રાજ્યના મહેસુલનો અમુક ભાગ હમેશના માટે મુકરર કરી નાખવો એ વગેરે હાનિકારક વિચારોએ જેમ્સના અંતઃકરણમાં ઊંડા મૂળ ઘાલ્યા હતા આ વખતમાં રાજ્યની વાર્ષિક આવક દરેક વર્ષના નિયમિત ખરચ કરતા પણ ઓછી થઇ ગઇ હતી અને તેથી વખતો વખત રૈયત ઉપર વિશેષ કર નાખવામાં આવતા હતા આ પ્રમાણે પૈસા ઉપરાવવાના ત્રણ રસ્તા હતા— (૧) રાજા તેઓના હોદ્દાની રૂએ કેટલાક અધિકાર આપવામાં આવતા, જેવા કે અમુક જાતનો માલ વેચવાનો હક્ક તે કોઇ અમુક માણસ અગર મંડળીને આપી શકે સગીર બાળકોનું રક્ષણ કરવાનો અધિકાર ઈત્યાદિ, (૨) રાજાના પોતાના હુકમથી કોઇ ખાસ કર નાખવામાં આવતા, (૩) રાજ્યના વાર્ષિક ખરચનો આંકડો જે પાર્લામેન્ટ તરફથી નક્કી કરવામાં આવતો તેના સબંધમાં ઉપર બતાવેલો રાજાનો હેતુ પાર પાડવાના ઇરાદાથી સેસીલસખરીએ પોતાના છેલ્લા બે વર્ષમાં જે નવી યોજનાઓ ઘડી કહાડી હતી તે એ હતી કે રાજાએ પોતાના વિશેષાધિકારના

કેટલાક જુલમી અને ભયંકર હક્ક, જેવા કે સગીર બાળકોનું રક્ષણ કરવાના અને તેઓના ખોરાક પોશાક માટે બદોબસ્ત કરવાના હક્ક છોડી દેવા અને તેના બદલામાં પ્રજામડળે તેને પાંચથી છ લાખ પૌન્ડ સુધીની વાર્ષિક નિમનુક નક્કી કરી આપવી. આ યોજના રાજા અને રૈયતના વચ્ચે થયેલા મોટા કરારપત્રના નામથી ઓળખાય છે. આ ગોઠવણ આબાદ થવાની જરાએ આશા નહોતી. આવો કરાર કરવામાં સેસીલે મોટી ભૂલ કરી હતી. બન્ને પક્ષકારો સ્વાભાવિક રીતે એક બીજાની અદેખાઇ કરતા, કરારની કલમોમાં છાના ફેરફારો થવાનો વહેમ રાખતા અને જ્યારે બેમાંથી એકને એમ લાગતુ કે બીજાએ ફરેબ દઇ ગેરવ્યાજબી લાભ લીધો છે ત્યારે તેઓ સેહેલાઇથી શાન્ત થાય એવા નહોતા; અને કાં તો સેલીસબરીની ભૂલ થઈ હોય તેથી, અગર કાં તો તે જાણીબુજીને રાજાની ઇચ્છાને તાબે થયો હોય તેથી, અગર ગમે તેમ હોય, તોપણ આ કરારમાં બહુ ખેચતાણ થવાથી તે કપટયુક્ત દીસતો હતો જોકે સરકારી નોકરોમાં બેકનનો હોદ્દો હલકી પાયરીનો હતો તોપણ તેણે વફાદાર રહીને રાજા અને પ્રજા વચ્ચેના કજીયાનું સમાધાન કરાવવામાં, અને બેમાંથી એકે પક્ષની લાગણી ઉશ્કેરાય એવા પ્રશ્ન નહિ ઉપસ્થિત થવા દેવામાં ઘણુંજ ડહાપણ વાપર્યું હતુ ઉદાહરણ તરીકે થોડા વખતમાં રાજાએ પોતાના વિશેષાધિકારના આધારે વ્યાપારી લોકોના માલ ઉપર જકાત નાખવાનો વિચાર બતાવ્યો ત્યારે બેકને એ પ્રશ્નને છેવટના નિર્ણય ઉપર નહિ લઇ જવા દેવામાં પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો હતો

તે પોતે તો રાજાનો આ હક્ક કાયદેસર છે એમજ માનતો હતો તોપણ પ્રજામડળ એ હક્ક મંજુર રાખશે કે નહિ એ વિષે એને શક હોવાથી તેણે તેઓને યુક્તિ સાથે એમ સમજાવ્યુ કે તેઓએ આવા વિષય ઉપર વિવેચન કરવાનુ બંધ કરી ફક્ત તેને મર્યાદામા રાખવાની સત્તાથીજ સતોષ માનવો જોઈએ ઉપર કહેલા કરારપત્ર વિષે એનો પોતાનો અભિપ્રાય ગમે તેવો હશે તોપણ એમાથી માઠું પરિણામ આવતુ અટકાવવામા તેણે પોતાથી બનતી કોશીસ કરી હતી.

પણ આ વખતમાં તેણે બીજા ઘણા વિષયો મન ઉપર ધર્યા હતા આયર્લેન્ડનું સંસ્થાન સ્થાપવા અને તેનુ મહેસુલ નક્કી કરવા વિષે તેણે જે

સલાહ આપી હતી તે બેશક યોગ્ય હતી આ વિષય માટે તે ઘણીજ કાળજી રાખતો હતો એ વાત નિર્વિવાદ છે થોડા વર્ષ પછી જ્યારે તેણે એવી ચેતવણી આપી કે રખેને સુધરેલુ આયર્લેન્ડ જંગલી આયર્લેન્ડ કરતા રાજાને વધારે ભયકર થઈ પડે ત્યારે તેણે જોઈએ તે કરતા જરા વધારે ડાહાપણ વાપર્યું હતુ એમ કહેવામા હરકત નથી વસાહત આપવાના સબધમા તેણે જે સલાહ આપી હતી તે જોકે કાયદાની રૂએ વ્યાજબી નહોતી તોપણ આધુનિક વિચારોને અનુકૂળ આવે એવી હતી, પણ આ ઠેકાણે ચારટર હાઉસના સ્થાપન કરતાર ટોમ્સ સટનના મૃત્યુપત્રના પ્રખ્યાત મુકદ્દમાના સબધમા તેણે જે દલિલો આગળ મૂકી હતી તે ઘણુ કરીને તેણે કગાલ રાજાને પૈસા કમાવાનો હલકો અને શરમ ઉપજાવે એવો રસ્તો બતાવવાના હેતુથીજ મૂકી હોય એમ લાગેછે આ વખતમા લડનમા રાજાના મેહેલની આસપાસ બાર માઈલ ફરતા જે ગુહા કરવામા આવે તેઓનો ચુકાદો બારોબાર કરવા માટે એક નવી અદાલત સ્થાપવામા આવી હતી, અને બેકનને આ અદાલતના અધ્યક્ષ તરીકે નિમ્યો હતો સોલીસીટરનુ કામ દિવસે દિવસે વધતુ જતુ હતુ તોપણ તે એના પોતાના ખાનગી કામમા હરકત આવવા દેતો નહિ સરકારી નોકરીમા પેઠા પછી પહેલાજ વર્ષમા તેણે એના મહાન પુનઃસ્થાપનમા દાખલ કરતના માટે દાખલ કરવાના હેતુથી ત્રણ ટુકા નિબધો લખ્યા હતા તેણે જ્ઞાનના જૂના અધ્યાપકોના વિરૂદ્ધ કટાક્ષ હકિકત લખી અને તેને પોતાનો મિત્ર ટોબી મેથ્યુઝ જે ફ્લોરેન્સમાં રહેતો હતો તેને મોકલી દીધી તેના આ નિબધને તત્વવેત્તાઓનુ ખડન ( Red argutu Philosophorum ) એવુ નામ આપવામા આવ્યુ છે એના બીજા નિબધો કરતાં આ વધારે સુશોભિત છે પણ તે સાથે કહેવુ જોઇએ કે તેણે અનકારશાસ્ત્રો લગતા જેટલા નિબધો લખ્યા છે તે બધામા આ સૌ કરતા વધારે ઉધ્ધતાઈથી તેમજ વિચાર કર્યા વગર લખ્યો છે ટોબી મેથ્યુઝને તે લખે છે કે—

હાલમા હુ તમને મારા જે નિબધમા સખનાઈ છે એજ મોકલુ છુ અને તેમ છતા હુ ધારૂ છુ કે જે પ્રસ્તાવના તમે આટલા બધા વખાણ કરો છો તેને વિષે જે તેમનો અભિપ્રાય સારો હશે તેઓને તો મારો આ બીજો નિબધ અપ્રિય લાગશે નહિ અગર લાગવોજ ન જોઇએ કારણ કે આપણુ પ્રથમના લેખાજ જુસ્સાથી અને પ્રથમ જેવીજ આન

વ્યકતાને લીધે લખેલો છે વિશેષમા આ લખાણુ વધારે સ્પષ્ટતાથી બતાવે છે કે મારા અને પુરાતન લોકોના વચ્ચે જે વાધો છે તે જનસમૂહના સદ્દગુણ વિષે નથી, પણ તેઓ જે રસ્તે જાય છે તેના વ્યાજબીપણા વિષે છે, અને જો સત્ય કહીએ તો આ પ્રશ્ન પહેલાનો અગત્યનો છે, પણ એના કરતા જરા વધારે બોહોળો છે....હું પોતે તો હન્ટીંગડનના દળનારના જેવો છુ કે જે વૃક્ષોની અંદર સલાહ શાંતિ રહે એટલા માટે હમેશાં પરમેશ્વરની પ્રાર્થના કરતો હતો, કારણ કે જ્યારે પવન વાતો હતો ત્યારે પવનચક્રી ચાલતી હતી અને પાણીથી ફરતી ચક્રી જરા ઓછું કામ કરતી હતી, તેથીજ હુ ધારૂંછુ કે ધર્મ સબંધી તકરારોના લીધે બીજા શાસ્ત્રોની વૃદ્ધિ થઈ શકતી નથી છેવટમા આ લખવાતું બધ કરતા પહેલા મારે કહેવુ જોઇએ કે આપના માટે હું હમેશા એવી આશા રાખુ છું કે તમારી પોતાની ડહાપણ ભરેલી અને નિયમિત વર્તણુકથી તમારો પોતાનો આત્મસંતોષ તમને પાછો તમારા દેશમા લાવે અને તમારા મિત્રોને તમારા સમાગમનુ સુખ આપે અને તેથી હુ ઇશ્વરની પ્રાર્થના કરૂ છુ કે એ તમને સુખી રાખો ૧૦ ઑક્ટોબર ૧૬૦૯.'

આ વખતમા તેણે વિસા એટ કોજીટેટા નામનુ (visa et cogitata) એક બીજુ ઘણુ અસરકારક પુસ્તક લખ્યુ અને તે દાક્તર એન્ડ્રુસને મોકલી આપ્યુ. આ પુસ્તકમા તેણે કુદરત અને જ્ઞાનના સબંધમા જે જે જોયુ હતું, અને તેનુ અભ્યયન કરવાથી એના વિષે તેણે જે વિચાર બાંધ્યો હતો એ વિગેરેનુ વર્ણન કર્યુ છે બેકનના ઉદ્દેશ, તેની લખવાની ઢબ અને જેના ઉપર એ પુસ્તક મોકલી આપ્યુ તેની સાથેના એના સંબધ ઉપર વિચાર કરતા આ પુસ્તક પ્રથમના પુસ્તક કરતા કંઈ ઓછુ રમુજી નથી —

" મુરબ્બી સાહેબ,—આપ સાહેબે રાજાઓ અને ધર્માધ્યક્ષોની સાથે ચર્ચા કરવામા, મંદિરમા અને મહેલમા એટલો બધો વખત ગાળ્યો છે કે હુ ધારૂં છુ કે હવે આપ સાહેબે બહાર મેદાનમા નજર નાખી તત્વજ્ઞાનના સબધમા કેટલીક હકિકત જાણી આપના મનને સચેત કરવુ જોઇએ, જોકે કાળે કરીને એ શાસ્ત્રની કિંમત ઘટી ગઇ છે અને તેથી એ છોકરા અને જુવાન માણસોનાજ યોગ્ય છે એમ ગણાય છે તોપણુ તમે મારા લખાણને ચાહો છો એવી મને

આશા આપતા હતા તેથી હું આરંભમાં લખેલો કેટલોક ભાગ આપને મોકલ્યું છું, અને તે સાથે મારા મન અને ઉદ્દેશનો ઘણો ભાગ મોકલ્યો છે એમ આપે સમજવાનું છે હું એને પ્રસિદ્ધ કરવાની ઉતાવળ કરતો નથી, તેમ તેનો નાશ થતો હું અટકાવીશ, અને મારા વખત અને વસ્તુ બંનેને ઉપયોગી ગણવાની મને ફરજ પડે છે મારા પોતાની બાબતમા તો આ પ્રમાણે છે—અને હું ધારૂં છું કે જે માણસ મારા જેવી સ્થિતિમા હશે તે સઘળાની બાબતમાં પણ આ પ્રમાણે હોવુ જોઇએ કે જો હું અમુક બાબતને વળગી રહું તો મને કંટાળો આવે છે, પણ જો હું કોઇ રીતે મારા અંતરના વિચારોમાથી મુક્ત થાઉં છું તો મને આનંદ લાગે છે આજ કારણને લીધે મારે આવા છૂટક છૂટક કકડા લખવા પડે છે, અને જો પરમેશ્વરની ઇચ્છા હશે તો તત્વજ્ઞાનના સબંધમા યથાર્થ અને સંપૂર્ણ પુસ્તક જે હું હાલમા ધીમે ધીમે લખું છું તે હું પૂરૂં કરીશ અને આના છૂટક છૂટક કકડા લખતા બંધ કરીશ હાલમા હું આપ સાહેબને વધારે મોકલતો નથી કારણ કે વધારે મોકલવાથી આપને કંટાળો આવવાની મને ધાસ્તી રહે છે હવે મારી જીજ્ઞાસા શી છે તે હું આપને જણાવું છું આપ સાહેબ જ્યારે વેસ્ટ મિન્સ્ટરના ધર્માધ્યક્ષ હતા તે વખતે મારા તરફ નેટના માયાળુ હતા તેટલાજ આ વખતે પણ હો તો મારી એટલીજ વિનંતિ છે કે આપ નકામા હેરાન કરવાના ઇરાદાથી નહિ, પણ ખરી નોંધ કરીને આ લખાણમા જે કાંઈ હાલમા ચાલતી શૈલીને માફક આવે એવું ન હોય અગર જેને લોકો તરફથી કાંઇ અપવાદ આવે એવું હોય, અગર જે ખાસ લખનારની જાતને હાનિ કરતા હોય તે મને મેહેરબાની રાહે બતાવશો —કારણ કે એક જ વખતે એક માણસથી ન્યાયાધીશ અને પક્ષકાર બન્ને થઈ શકાતું નથી, અને જ્યારે આપણે આપણા પોતાનાજ વિચારથી ગુણ દોષનો નિર્ણય કરી એ છીએ ત્યારે તેમા ચૂક કરવાનો સંભવ વધારે રહે છે અને એમા લખેલી હકિકતના સબંધમા હું મારો પોતાનો અભિપ્રાય તો કેટલીક બાબતોમા બાંધી ચૂક્યો છું તેથી જે લોકો પોતાનો અભિપ્રાય આપવામા હું જે રસ્તે ગયો છું તે રસ્તે નહિ જાય તેઓના વિચારને મારો પોતાનો વિચાર મળતો નહિ આવે તોપણ આજ બાબતોની અંદર હું મારા મિત્રની સલાહથી મારો પોતાનો વિચાર જુદી જુદી રીતે પ્રદર્શિત કરવાને શક્તિમાન થઇશ હું આપને રૂબરૂમા મળવા સારૂ આવત પણ હાલમા મારે ઘેર જ

વાની ઉતાવળ છે તેથી આવી શકયો નથી અને તેથી હું પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું કે તે આપને સુખી રાખે"

આ શિવાય તેણે આજ અરસામા 'પુરાતન લોકોનું ડહાપણ' એ નામનો બીજો એક ટુંકો પણ ઘણો વિચિત્ર નિબધ લખ્યો છે આ નિબધ વિષે ટોબી મેથ્યુઝ ઉપર લખેલા એના પત્ર ઉપરથી આપણને માહિતી મળેછે. મિ સ્પેડીંગ કહે છે કે 'એનો આ ગ્રથ એના પોતાના તેમજ એના પછીના જમાનામા ઘણોજ લોકપ્રિય થઇ પડયો હતો,' પણ આપણને તો તે માત્ર તેની અંદર જે કાઇ વિચિત્ર કાવ્યનો ભાસ થાયછે તેના લીધે અને પ્રાચીન દતકથાઓના સબધમા તેણે જે અણધાર્યા ખુલાસા આપ્યા છે તેઓના લીધેજ ઉપયોગી લાગે છે. જ્યારે તેનો આ ગ્રથ પ્રસિદ્ધિમા આવ્યો ત્યારે ગ્રંથકાર તરીકે બહાર પડવામા તેનો આ બીજો પ્રયત્ન હતો. તે એ ગ્રથના તેમજ એના પોતાના માટે નીચે પ્રમાણે લખેછે-મિ. મેથ્યુઝ—સાલામાન્કામાથી લખેલો ૨૪ મી ઓગષ્ટ નો આપનો પત્ર મને મળ્યો છે, અને તે માટે હુ આપનો મોટો આભારી છું, અને તેના બદલમા મારો એક નાનો ગ્રંથ જે પ્રસિધ્ધિમા આવવાની તૈયારી છે તે આપના તરફ મોકલું છુ લોકો કહે છે કે હું જે લેટીન ભાષા-મા લખુ છું તે રૂપાના સિક્કાની માફક જ્યા ત્યા વપરાવા લાગી છે તમે જો અહીંઆ હોત તો મારો એ ગ્રથ બહાર પડયો તે પેહેલા તમારી પાસે તપાસવા સારૂ મોકલ્યો હોત, પણ હુ ધારૂ છુ કે સ્પેઇનમા જે સખતમા સખત ટીકાકાર હશે તેને પણ એ ગ્રથ અપ્રિય થઇ પડશે નહિ ......મારૂ મોટુ પુસ્તક લખવાનુ કામ ચાલે છે અને મારા સાધારણ રિવાજ મુજબ હુ જ્યારે એમાં કાઇ વધારૂ છુ ત્યારે તે સાથે એમા ફેર-ફાર પણ કરૂ છુ તેથી કરીને જ્યા સુધી એ પુસ્તક પૂરૂં ન લખાઇ રહે ત્યા સુધી તેનો કાઇ ભાગ પૂરો લખાયો છે એમ કહી શકાય નહિ. ગ્રેની વિસી તા ૧૭ ફેબ્રુઆરી સને ૧૬૧૦"

જેમ્સ અને તેની રૈયત વચ્ચે સમજુત કરવાના હેતુથી જે જે પ્રયત્ન કરવામા આવ્યા તે બધા નિષ્ફળ ગયા અને આખરે ઇ. સ. ૧૬૧૦ના ફેબ્રુઆરીની ૨૯મી તારીખે પાર્લામેન્ટ બરખાસ્ત કરવામા આવી. આ પ્રમાણે થવાથી બેકનને જે ફુરસદનો વખત મળ્યો તેમા તેણે

કેટલાક નવા નિબંધો લખ્યા અને પોતાના જૂના નિબંધોમાં કેટલોક સુધારો વધારો કરીને તે બધાને સામટા છાપીને ઈ સ ૧૬૧૨મા ફરી પ્રસિદ્ધ કર્યા આ શિવાય ૧૬૨૫ની આવૃત્તિમા પણ બીજો કેટલોક વધારો કરવામાં આવ્યો હતો, તોપણ મિ સ્પેડીંગ કહે છે કે 'હવે એ ગ્રંથનો દરજ્જો નક્કી થઈ ગયો હતો અને તેના અમરપણા વિષે કોઇ જાતનો સંશય રહ્યો નહોતો'

ઈ સ ૧૬૧૧ના સાલની શરૂઆતમા દરબારી વકીલ માંદો પડ્યો અને તેથી બેકને રાજાને તેમજ સેલીસબરીને પોતાના હક્ક માટે ફરી સૂચના કરી પણ વકીલ સાજો થયો અને બેકનને થોડા વખત સુધી પાછું નિરાશ રહેવું પડ્યુ, પરન્તુ આ વખતે સેલીસબરીએ તેના તરફ જે કૃપાદૃષ્ટિ બતાવી હતી એના માટે તેનો આભાર માનવા માટે તેણે એના ઉપર એક પત્ર લખી મોકલ્યો છે સેલીસબરી ઉપર લખેલા એના જે જે પત્રો આપણા હાથમા આવ્યા છે તેમા આ છેલ્લો છે —

" મહેરબાન સાહેબ—મારા ઉપર આપ સાહેબે જે ઉપકારો કર્યા છે તેના માટે, અને મુખ્યત્વે કરીને દરબારી વકીલના મંદવાડના વખતે મારી ઇચ્છા મુજબ મારા તરફ આપનું વલણ થયું હતુ તે માટે આપનો આભાર માનવા સારૂ ગયા વર્ષની મારી બેદરકારીના માટે નવા વર્ષે વિશેષ આજીજી કરીશ (અર્થાત્ આપનો આભાર માનવાનું ગયા વર્ષમા મારાથી બન્યું નથી તેથી આ વર્ષમા હું વિશેષ આભાર માનીશ ) આના લીધે હું મારા અંતઃકરણમા આપનો કેટલો આભારી છું તે બતાવી આપવાની મારી ઇચ્છા વધતી જાય છે અને જોકે મારા ઉપર ઘડપણની અસર થવા લાગી છે તોપણ કોઇ રીતે આપની સેવા બજાવવા માટે મારા જુસ્સાના એક બે ચમકારા રહે એવી હું આશા રાખુ છુ અને હું નમસ્કાર કરવાની અગર એવીજ બીજી કોઈ જાતની હલકી મનોવૃત્તિ શિવાય પરમેશ્વરની પ્રાર્થના કરૂ છુ કે આપની ઉત્તમ સેવા બજાવવાનો રસ્તો જો મારા જાણવામા આવે તો હુ ખુશીથી એ રસ્તે જાઉં અને મારા વિચારો જે હાલમા આમતેમ ઉડે છે તે એકજ મધ્યબિન્દુની આસપાસ વળગી રહે પણ આ સઘળું મારા પોતાના કરતા વધારે નથી અને એ બહુ નથી તોપણ જે માણસ .. ... તેનું સર્વસ્વ છે

ઇ. સ ૧૬૧૨ના મે માસની ૨૪મી તારીખે **સેલીસબરી** મરણ પામ્યો એનામા કેટલીક ખામીઓ હતી તે આપણે કબૂલ કરીએ છીએ તોપણ તે જાતે ખંતીલો, દેશાભિમાની અને રાજ્યનીતિમા પ્રવીણ હતો, એ વાત નિ સદેહ છે એના મરણ પછી **જેમ્સ** છૂટો થયો અને મરજી મુજબ ચાલવા લાગ્યો, અને રાજ્યમાં એના માનિતાઓનું જોર વધી પડયુ. **સેસીલ**ની પાછળ **એલીઝાબેથ**ના વખતની દતકથાઓ જે ઘણા ભાગે નઠારી અને ઘાતકી હોવા છતા પણ છેક દુષ્ટ અને અધમ નહોતી તે નાશ પામી અને આખા રાજ્યમા **જેમ્સ**ને દબાણમા ગખી શકે એવો કોઇ માણસ રહ્યો નહિ હવે નવા માણસો અને નવી રીતભાત માટે રસ્તો ખુલ્લો થયો, છેલ્લા દશ વર્ષમા લોકોના રિવાજ અને વિચારો તદ્દન ફરી ગયા હતા આવો આકસ્મિક ફેરફાર સારા માટે થયો કે નઠારા માટે એ જોવાનુ છે. આ વખત અણીનો હતો અને તેમાથી શુ પરિણામ આવશે, તે **બેકન** તો સારી પેઠે સમજી ગયો હતો હવે પોતાના હમેશના રિવાજ મુજબ રાજાને તેમજ રાજ્યના મુખ્ય અધિકારીઓને શિખામણ અર્થે વિનતિપત્રો મોકલવાનો પ્રસગ તેને અનાયાસ મળી આવ્યો. વિશેષમા વળી આ વખતે તો તે રાજ્યનો નોકર હતો તેથી રાજાને સલાહ આપવામા કોઇ જાતનો બાધ નહોતો. **જેમ્સ** અને એની રૈયત વચ્ચે થયેલો કરાર તૂટી ગયો હતો અને **સેસીલ**ના કહ્યા પ્રમાણે ચાલવાથી **જેમ્સ** પાર્લામેન્ટને કાબુમા રાખવાની યુક્તિ હજુ સુધી શિખી શક્યો નહોતો રાજાને કેવી રીતે અને કેટલુ લખવુ એ **બેકન**ને સુઝયું નહિ. તેણે આ વખતે કરેલા કેટલાક ખરડા હજુ હયાત છે અને જો તેમાનો એ કે તેણે રાજા ઉપર મોકલ્યો હશે એમ લાગે તોપણ કયો મોકલ્યો હશે એ આપણા જાણવામા આવ્યુ નથી પણ **સેલીસબરી**ના મરણ પછી તરતજ એની ૨૯મી તારીખે તેણે રાજા ઉપર પત્ર લખવાનુ શરૂ કર્યું, અને તેમા એ લખે છે કે જેમ બાજ પક્ષી જેના કબજામા હોય છે તેનુ જ કામ કરે છે તેમ હુ પણ આજ સુધી બીજાના દબાણમા હોવાથી મારી યથાર્થ પ્રીતિ આપ સાહેબને બતાવી શક્યો નથી અને જો આપ સાહેબ મને એમ કહેશો કે 'બેકન, જે શબ્દો તુ બોલે છે તેઓના માટે યોગ્ય પ્રસગ હોવો જોઇએ' તોપણ એ પ્રસંગ આપના હાથમાજ છે પણ આ પત્ર એકદમ આટલેથી બંધ થાય છે અને ૩૧મા તારીખના પત્રમાથી આપણને નીચેની હકિકત મળે છેઃ—

"આપ નામદાર સરકારે રૈયતનો આગેવાન અને સરકારનો મોટો નોકર ખોયો છે. પણ તેનાં વખાણ વ્યાજબી રીતે કરું તો મારે કહેવું જોઇએ કે વસ્તુ સ્થિતિને વધારે નહિ બગડવા દેવામાં તે કાબેલ હતો પણ એ સ્થિતિને સુધારીને સારા પાયા ઉપર લાવવામાં તે જોઇએ તેટલો પ્રવીણ નહોતો; કારણ કે સઘળા માણસો એની એકલાનીજ આંખે જુએ એમ કરવાની તથા જેમ કુંભકાર પોતાના હાથમાં જે મટોડી હોય છે તેને પોતાના મનગમતું રૂપ આપે છે તેમ રાજ્યનું તમામ કામ પોતાના કબજામાં રાખીને તેની પોતાના મનગમતી વ્યવસ્થા કરવાની આશા તે જરા હદ ઉપરાંત રાખતો હતો; તેથી તે એ કામ કરવાને ઘણો ઇન્તેજાર હોય એમ જણાતું હતું તોપણ તેનાથી એ કામ પૂરું થયું નહિ. અને જોકે તે કોઇ અમુક કામ કરવાને સારા રસ્તા લેતો હતો તોપણ તેઓમાંથી ખરાં પરિણામ આવતાં બહુ વખત લાગતો હતો. તેથી જોકે આપ નામદાર સરકારને હજુ કેટલાક ડાહ્યા સલાહકારો અને લાયક માણસો રહ્યા છે તોપણ તમામ કામકાજનું બંધારણ અને વ્યવસ્થા નક્કી કરવામાં અમુક માણસોની નિમણુક કર્યા પહેલાં આપસાહેબ પહેલાંની તમામ વ્યવસ્થા ફેરવી નાખી તદ્દન નવેજ રસ્તે જશો તો મારી ધારણા પ્રમાણે ખોટું થશે નહિ. બે અગત્યનાં કારણો પર પાર્લામેન્ટ સંબંધી વિચાર કરવો એ હાલ તરતના માટે મોટામાં મોટું અને ઘણુંજ મહત્વનું કામ છે-પહેલું, આપસાહેબનું વાર્ષિક ખરચ નક્કી કરવાનું અને બીજું આપના અગણિત ગુણોના પ્રમાણમાં પ્રજાનો અભિપ્રાય આપના તરફ દોરવાનું છે; અને આ બે કામ માટે પાર્લામેન્ટ, એ જૂના કાળથી ચાલતો આવેલો અને સ્તુતિપાત્ર ઉપાય છે.

હું હમેશાં એવી આશા રાખતો હતો કે આપ સાહેબ આપના સઘળા કામમાં ફતેહ મેળવો એટલુંજ નહિ પણ આપના મનમાં ધારેલી ફતેહ મેળવો. તેથી આ બાબતમાં હું થોડી ઘણી માહિતી ધરાવું છું અને હું રાજ્યનો સંપૂર્ણ અને આગ્રહી વફાદાર નોકર નથી એમ કોઈ માણસ કહી શકે એમ નથી, તોપણ મને દરેક માણસ ખાતરીથી કહે છે કે પાર્લામેન્ટમાંના પ્રજામંડળનો ભરુંસો મારા ઉપરથી કોઈ વાર જરા પણ ઓછો થયો નથી—તેથી હું આશા રાખું છું કે આપ સાહેબ મને ભવિષ્યની પાર્લામેન્ટોના સંબંધમાં હાલ તરતના માટે ઉપયોગી થઈ પડે એવી કેટલીક સૂચનાઓ વિષે વિચાર કરી તેઓને જાહેરમાં મૂકવાની રજા આપશો."

તેણે આ પત્ર મોકલ્યો હતો કે નહિ એ ખાતરીથી કહેવાય નહિ પણ તેણે તરતજ એક બીજો લખ્યો હતો; આ દરમ્યાનમાં શું બન્યું હતું તે આપણા જાણવામાં આવ્યું નથી પણ **બેકન** ખીજવાઇ ગયો હતો અને જે માણસને માટે તેણે થોડા વખત ઉપર આટલો બધો સારો અભિપ્રાય આપ્યો હતો અને જેની સાથે તેણે ઘાઢો સંબંધ જારી રાખ્યો હતો તેના વિષે એના અંતઃકરણની લાગણી કેવી હતી તે આ બીજા પત્રથી સ્પષ્ટ જણાઇ આવે છે. લાંબા વખત સુધી નાઉમેદ રહેવાથી **સેસીલ**ના ઉપર તેને જે ગુસ્સો ચઢ્યો હતો અને જે તેણે અત્યાર સુધી બહુજ ધૈર્યતાથી દાબી રાખ્યો હતો તે એકદમ બહાર નિકળી આવ્યો. રાજ્યકારભારમાં **સેસીલ**ની જગ્યા લેવાની તેણે માગણી કરી; અને એ કામમાં ફતેહમંદ નિવડવા માટે જે જે કારણો ઉપર તે આધાર રાખતો હતો તે બધાં તેણે બતાવી આપ્યાં. **સેસીલ**નો કટ્ટામા કટ્ટો દુશ્મન પણ **બેકન**ના કરતાં વધારે કઠોર ભાષામાં લખે નહિ—

"મારો મુખ્ય હેતુ આપ નામદાર સરકારની સેવા બજાવવાનો હોવાથી હુ આ વખતે આપ સાહેબને મારા પોતાના માટે નમ્રતાપૂર્વક વિનતિ કરવાની રજા માગુછુ. ધર્મસૂત્રમા કહ્યું છે તેમ હું પણ સત્ય કહું છુ કે જે બાબતો મને બિલકૂલ પ્રિય નથી તેમાજ મેં મારી જીંદગી ગાળી છે. મારા પિતાના પ્રમાણિકપણા વિષે આપ સાહેબે થોડુ ઘણું સાભળ્યું હશે અને મારા પોતાના વિષે પણ આપને કાંઇ અનુભવ થયો હશે, પણ અત્યાર સુધી મારા હાથમાં માત્ર નામનીજ સત્તા હતી અને તે પણ બરાબર નહિ, તેથી મારા માટે ખરો મત બાંધવા પૂરતો અનુભવ આપને થયો હશે નહિ. મે મારા નાનપણમાં સરકારી એલચી સાથે ફ્રાન્સમાં ત્રણ વર્ષ ગાળ્યાં છે અને ત્યાર પછી આપ સાહેબની સલાહકાર મંડળીમાં ઘણા વખત સુધી રહેવાથી હું ઘડાઇને તૈયાર થયોછું; અને જોકે એ મંડળીમાં હું ઊતરતી પાયરીમાં હતો તોપણ જે લોકો તેમાં પ્રાધાન્ય ભોગવતા હતા તેઓના કરતા પણ હુ વધારે વખત સુધી એમાં રહ્યોછું. જો આપ નામદાર સરકારને મારામા કંઇ ચાલાકી છે એમ માલમ પડે, અગર બીજાઓમાં એવી ચાલાકી નથી એમ જણાય, કે જેથી કરીને આપ સાહેબની નોકરી સારી થશે એવા હેતુથી આપ મને

રાજ્યકારભારનુ કામ સોપવાનુ યોગ્ય ધારો; જોકે હાલની સ્થિતિમા મને લાભ થવાનો સારો સભવ છે ( અને આપ સાહેબની કૃપાદૃષ્ટિથી માન અને બ્હડતી મળવાની પણ આશા છે), તેમજ દૈવના હાથમાં સપડાવાનો સભવ ઘણો ઓછો છે, તોપણ હવે એ માણસ જીવતો નથી ( જો એ જીવતો હોત તો સદ્ગુણ નાશ પામ્યા વગર રહેત નહિ. ) ... ...... . તેથી આપ સાહેબ સેત્રજના મહોરાની માફક મને જ્યા મૂકવા ખુશી હશો ત્યા જવાને હુ તૈયાર થઈશ આપ સાહેબ ખાતરીથી માનજો કે આવા વિચારો મારામા આજ પ્રસંગે અણુચિત્યા આવ્યા છે એમ નથી. મે બીજાઓના ઉપર વિશ્વાસ રાખ્યોછે, મે અપનારો જોયાછે, ગભરામણ પણ હું જોઉ છુ અને મને ધાસ્તી લાગે છે કે રખેને ટેસીગ્સ પ્યરેખરો ભવિષ્યવક્તા થાય —મારા પોતાના મનમા શુ છે તે હુ બરાબર સમજુછુ અને જે પરમેશ્વરે દયા કરીને મારા અતકરણમા પ્રીતિ મૂકીછે તેની ખાતરી કરવા માટે એજ પરમેશ્વર આપણા હૃદયમા ઉતરશે કે નહિ એ હુ જાણી શકતો નથી તેમ છતા પણ કાઇ નહિ તોયે હુ મારૂ રોજનુ કામ તો પ્રમાણિકપણે કરીશ અને બાકીનો વખત હુ આપના માટે પરમેશ્વરની પ્રાર્થના કરવામાં ગાળીશ હુ છુ આપનો ઉત્યાદિ "

આ ઉભરો બેકને વગર વિચારે કહાડ્યો હોય એમ નહોતુ. કારણ કે થોડા વખત પછી તેણે રાજના મહેસુલના સંબંધમા જે ગોટાગો થઈ ગયો હતો તે દૂર કરવાનો ખરો રસ્તો બતાવવાના હેતુથી એક બીજો પત્ર લખ્યો હતો આ પત્રમા તે રાજાને લખે છે કે, "તમારે અધીરા થવાનું કારણ નથી અને રાજ્યના માથે દેવુ હોય એ કંઇ બહુ ભયાનક નથી— કારણ કે મોટા મોટા રાજાઓને માથે પણ દેવુ હોય છે એ વાત કઇ નવીન નથી અને રાજ્યના સઘળા મોટા માણુસો પોતાની મોટાઈ જરા પણ ઓછી કર્યા સિવાય ઘણા લાબા વખત સુધી દેવાદાર રહી શક્યા હતા " બાદનુ લખ્યા પછી આજ પત્રમા એ પાછો સેસીલાબની અને એના કારભારના વિરૂદ્ધ સવિસ્તર હકિકત લખવાનુ શરૂ કરેછે—

" મારી બીજી વિનતિ એ છે કે આપ સાહેબ આપના રાજ્યને જલદીથી દેવામુક્ત કરવાના સબધમા આપ નામદાર મરનારના નામ અને આબરૂને મિત્રતા યોગ્ય નહિ હાય એવા, અગર જરા ઓછા યોગ્ય હોય, તેવા

આમ કરવામા હુ કોઈ રીતે વહેમી નથી—કે તે થોડા વખતમા તમારા ઉપર કોઇ પણ પ્રકારની દેખીતી મહેરબાની કરે અને હુ મારા જીવના સોગન ખાઇને કહુ છુ કે આ પ્રમાણે ધારવામા પરમેશ્વર એ માણસને જલદીથી આ દુનિયામાથી લઇ જાય એજ વિચાર મારા મનમા આવ્યો હતો '

હવે પછી બેકને જેમ્સ ઉપર જે પત્રો લખ્યા હતા તેમાનો એકે એવો નથી કે જે રાજાના મન ઉપર સેસીલ વિષે માઠી અસર કરે નહિ આશ્ચર્ય જેવુ એ છે કે આજ માણસ ( સેસીલ ) ઉપર તેણે છ મહિના ઉપર જે પત્ર લખ્યો હતો તે પણ શરૂઆતમા બેકન તેની મદદ માગવાના વખતે અગર તેના ફતેહના વખતે તેને મુબારકબાદી આપવાના હેતુથી જે પત્રો લખતો હતો તેવીજ મતલબનો હતો અર્થાત્ એ જીવ્યો ત્યા સુધી બેકને કાઈ દિવસ પોતાના મનની ખરી લાગણી બહાર આવવા દીધી નહોતી બેશક સેસીલે પણ બેકનના ઉપર એવા કાઇ જાતના ઉપકાર કર્યા નહોતા કે જેના લીધે પાછળથી તે બેકનના તરફથી સારૂ સાભળવાની આશા રાખી શકે જાહેરમા તે બેકનના વિષે સારૂ બોલતો હતો પણ અદરખાનેથી તે એને હમેશા ધિક્કારતો હતો રાજા સાથે બેકનનો પરિચય જો વધી પડે તો એને પોતાને નુકશાન થવની ધાસ્તી એ નિરતર રાખતો હતો અને આજ કારણથી તે જ્યા ત્યા એના વિરૂદ્ધ પડતો હતો પણ છેવટ સુધી બેકને ખરી હકિકત કબૂલ કરી નહોતી શુ રાજાએ પોતે તો પોતાના મનથી પોતાના વિશ્વાસુ નોકરની કેટલીક ગુપ્ત વાતો બેકનને કરી નહિ હશે ? આ અનુમાનને પુષ્ટિ આપે એવી બીજી હકિકત આપણા જાણવામા આવી નથી પણ આજ આધાર શિવાય છેક ? નકો માણસ પણ જે ભાષા લખતા એ ઘડી વિચાર કરે એવી ભાષા લખવાના દોષમાથી બેકન બીજે કોઇ રસ્તે મુક્ત થઈ શકે એમ નથી

આ વખતમા બેકને રાજાને લખ્યુ કે હવે મારી બધી અડચણો દૂર થઇ છે અને તેથી હવે હુ ભિન્ન હરકતે મારો પરલોક વખન ચિન્તન કરવામા રોકી શકીશ ' પણ આ પ્રમાણે કરવામા તેણે ખરૂ જ કરેલુ હોય એ શકભરેલુ છે કારણ કે ગજ્યમા નવા ફેરફારો થવાથી એને બહુ ફાયદો થયો । ને હજુ રાજાની મનદમાર મ-ડળીમાં તે જોઇયે તેટલુ ફાવ્યો નહોતો પ । સેલીસબરીના મરણ પછી એનુ મહત્વ દિવસે દિવસે વધતુ

લાગ્યુ. મોટા હોદ્દા ઉપર જવા સારૂ હજુ એ ફાંફાં મારતો હતો અને એના કરતાં ઉતરતા ગુણવાળા માણસો એના ઉપર ચઢી જતા હતા. **સેલીસબરી**ના મરણથી સગીર બાળકોના રક્ષકની મોટી જગ્યા ખાલી પડી. તરતજ એ જગ્યા **બેકન**ને આપવાની છે એવા ગપાટા ઉડવા લાગ્યા અને ઘણું કરીને **બેકન** જાતે પણ એ જગ્યા મેળવવાની આશા રાખતો હતો; કારણ કે એ જગ્યા માટે તેણે નવા નિયમો ઘડી કહાડયા હતા પણ તે તો **સર જોર્જ કેરી**ને આપવામાં આવી. થોડા વખતમા **સર કેરી** મરણ પામ્યો અને ફરી **બેકને** રાજાના નવા માનિતા **રોચેસ્ટર**ના અમીરના મારફતે એ જગ્યા સારૂ માગણી કરી આ વખતે એ જગ્યા માટે એને એટલી બધી ખાતરી હતી કે તેણે પોતાના નોકરોને નવા પહેરવેશ પહેરાવ્યા પણ ફરી તે આશાભગ થયો અને લોકોને એની મશ્કરી કરવાનો પ્રસગ મળી આવ્યો. **સર વોલ્ટરકોપ** જેને એ જગ્યા આપવામા આવી તેના વિષે લોકો એમ કહેતા હતા કે જો રાજના બે માજી પ્રધાનો તેઓની ઘોરમાથી ઉઠીને તેઓની પાછળ તેઓની જગ્યા ઉપર આવનારને નજરે જુએ તો તેઓ ચીઢાઈ ગયા વગર રહે નહિ. પણ હવે **બેકનની** કલમ અને સલાહનો વધારે મહત્વની બાબતોમા ઉપયોગ થવા લાગ્યો હતો. જેવી કે રાજ્યના મહેસુલમા સુધારો, **વાઈટ લોક** વિરુદ્ધ જે કામ ચાલતું હતુ તેમા રાજાના વિશેષાધિકારમાના કેટલાક હદ બહારના હકોનો બચાવ, પાર્લામેન્ટ બોલાવવાનો મોટો સવાલ, અને એ સભા સાથે કામ લેવાની ખરી અને બાદશાહી રીત વિગેરે. પાર્લામેન્ટ બોલાવવાની જે ગુપ્ત સલાહ તેણે રાજાને આપી હતી તે ઉપરથી આપણને જણાય છે કે એ વખતની વસ્તુસ્થિતિ તે બરાબર સમજ્યો હશે. આપણને એમ પણ જણાય છે કે આવી શિખામણ આપવામા તેણે યુક્તિ પ્રયુક્તિથી બીજી કોઈ આડકતરી રીતનો ઉપયોગ કરી ફતેહ મેળવવાનો વિચાર કર્યો હશે વળી એ શિખામણ ઉપરથી **સેલીસબરીના** વિરુદ્ધ એની લાગણી પણ આપણા સમજવામા આવે છે, કારણ કે આ વખતે તે એના ઉપર ગઈ સભામા લુચ્ચાઇથી પ્રતિરોધ કરાવવાનો આરોપ મૂકે છે આ શિખામણમા વ્યાવહારિક ડહાપણની ખોટ નહોતી, ખરેખર **સર હેનરી નેવિલ**ની સાદી યુક્તિ—કે રાજાએ હમેશા પાર્લામેન્ટની વફાદારી અને કૃપાદષ્ટિ ઉપર ખુલ્લા દિલથી વિશ્વાસ રાખવો જોઇએ—કરતા તેણે બતા-

વેલો રસ્તો રાજ્યકારભાર સંબંધી જેમ્સના વિચારને વધારે મળતો આવે એમાં નવાઈ જેવું નહોતું. આ પ્રમાણે થવાથી રાજા સાથે તેનો પરિચય ધીમે ધીમે વધી ગયો કારણ કે જેમ્સ પણ તેની બુદ્ધિ અને ચાલાકીની બુજ કરવાની શકિત ધરાવતો હતો. ઈ સ ૧૬૧૩ ની શરદ ઋતુમાં રાજાની ન્યાયસભાના સર ન્યાયાધીશની જગ્યા ખાલી પડી બેકને તરતજ એ જગ્યા ઉપર કૌકને અને કૌકની જગ્યા પર હોબાર્ટને મોકલવા માટે રાજાને સમજાવ્યું. આ ફેરફાર નિયમસર હતો પણ આ જગ્યા કૌકની જગ્યા જેટલી લાભકારક નહિ હોવાથી કૌક ત્યાં જવા ખુશી નહોતો, પણ છેવટે તેને દિલગીરી સાથે એ જગ્યા સ્વીકારવી પડી, અને તે વખતે તેણે બેકનને કહ્યું કે, " આ બધા તમારાજ વાના છે. આવો મોટો ફેરફાર પણ તમારા હાથેજ થયો છે " આના જવાબમા બેકને કહ્યું કે " મહેરબાન સાહેબ, તમે અત્યાર સુધી પહોળાઇમાં બહુ વધ્યા છો, હવે તમારે ઉંચાઇમા વધવાની જરૂર છે. નહિ તો તમે રાક્ષસ જેવા બની જશો." કૌકની જગ્યાપર હોબાર્ટ ગયો અને આખરે બેકનની સરકારી વકીલ તરીકે નિમનુક કરવામાં આવી ( તારીખ ૨૭ ઑકટોબર સને ૧૬૧૩ ) આ વખતે લોકોનું ધારવુ આ પ્રમાણે હતુ —" આ ફેરફારથી સારૂ પરિણામ આવવાનો સભવ ઘણોજ ઓછો છે એવી મજબુત ધાસ્તી રહે છે અને વખતે બેકન એમાં ભયકર કારણભૂત થઇ પડે."



# પ્રકરણ ૫ મું.



## બેકન સરકારી વકીલ અને સરન્યાયાધીશ.

આ પ્રમાણે જે જગ્યાની બેકન પોતાની બત્રીસ વર્ષની ઉમ્મરે આશા રાખતો હતો તે એને વીસ વર્ષ પછી એટલે બાવન વર્ષની વયે મળી આટલો બધો લાગો વખત આશામા ને આશામા ગાળવો એમા તેને કંટાળો આવે અને પરિણામે તેના હકમા નુકશાન થાય, એમા કાઇ આશ્ચર્ય જેવુ નથી જ્યારે એના જેવો હોશિયાર અને બુદ્ધિમાન પુરૂષ આશાભગ રહે અને એમ થવામા એના પોતાના ધારવા પ્રમાણે અન્યાય શિવાય બીજુ કંઇ કારણ ન હોય—અને જ્યારે એનાથી ઉતરતા ગુણવાળા હલકા માણસો એના ઉપર ચઢી જાય અને એને પોતાને કંગાલની માફક પરતંત્ર રહી જ્યા ત્યા સહાય માગવાની જરૂર પડે ત્યારે એના મન ઊપર આખરે ઘણીજ માઠી અસર થાય એ સ્વાભાવિક છે વધારામા વળી એનુ મગજ સ્વસ્થ નહિ રહેવાથી જે મહાન કામ તેણે હાથમા લીધુ હતુ એમા પણ વિક્ષેપ થતો હતો **એલીઝાબેથ**ના રાજ્યમા **બેકન** ન ફાવ્યો એનુ કારણ તેણીની વિચિત્ર રાજ્યનીતિ હતી અને **જેમ્સ**ના વખતમા પણ તેની ઇચ્છા જલદીથી સફળ નહિ થઇ એનુ કારણ રાજ્યખટપટ શિવાય બીજુ કઇ નહોતુ આમ છતા પણ એક બાજૂએ નિરાશ થવાનો બદલો તેને બીજી બાજૂએ એ વખતના જાહેર વિષયોમા ભાગ લેવાથી, મોટા માણસોની સોબતમા રહેવાથી તેમજ રાજ્યની ખટપટ અને આનદમા ભાગ લેવાથી નહોતો મળ્યો એમ નહોતુ આમા તેને જોઇએ તે કરતા વધારે બદલો મળ્યો હતો પણ એજ એનુ દુર્ભાગ્ય સમજવાનુ છે પણ એનુ અત કરણ તો હમેશા જ્ઞાન સપાદન કરવા પાછળજ મચ્યુ રહેતુ હતુ અને જો તે પોતાની ધારેલી જગ્યા મેળવવામા જલદીથી ફતેહમદ થયો હોત, અગર દ્રવ્યને તુચ્છ ગણી તેનો લોભ ન રાખવા જેટલો આત્મસયમ જો તેનામા હોત તો તેના જે પુસ્તકો છુટક છુટક અને અપૂર્ણ રહી ગયા છે તે બધાને તે પૂરા કરી શકયો હોત અને એમ થવાથી એના જેવા માણસની જીદગી જે સાચા

રણ રીતે બીજાઓને દાખલો લેવા લાયક હોવો જોઇએ તેના જે જે દોષો એની આબરૂને હિણપત પમાડે એવા છે તેઓનો ભોગ થઇ પડવાનો તેને પ્રસંગ આવ્યો હોત નહિ.

નવી જગ્યા ઉપર એની નિમનુક થયા પછી જે બાબત પ્રથમ નોંધવા યોગ્ય છે, તે ઇસેક્ષના અમીરની સ્ત્રીના છેડા છુટકાને લગતી છે આ સ્ત્રીએ ઇસેક્ષ પાસેથી છુટકો લઇ રોચેસ્ટરના અમીર સાથે લગ્ન કર્યું હતું. રોચેસ્ટરના અમીરનું નામ રોબર્ટ કાર હતું, અને એ સ્કૉટલેન્ડનો રહેવાસી હતો ત્યા એ શરૂઆતમા જેમ્સનો હજુરી હતો પણ જેમ્સે ઇન્ગલેન્ડની ગાદી ઉપર આવ્યા પછી તેને ઉચી પદવીએ ચડાવી દીધો હતો, અને હાલમા તે (૧૬૧૩) રોચેસ્ટરનો અમીર મટી સમરસેટનો અર્લ (આ પણ અમીરના જેવોજ પણ સહેજ ઉચી પાયરીનો ખિતાબ છે) થયો હતો રાજા આગળ એનું માન વધી ગયું હતુ, અને તેથી જે માણસો જરાપણ રાજાની મહેરબાની મેળવવાની આશા રાખતા હતા તેઓના પાસેથી તે બેધડક પૈસા ખાતો હતો. સારા નસીબે આ માણસ સાથે બેકનનો સબંધ બહુ નહોતો પણ જે સ્ત્રી સાથે તેનું લગ્ન થવાનું હતુ તે સ્ત્રીની નઠારી ચાલ ચલગતની તેને માહિતી નહિ હોવાથી તેણે એ લગ્નના પ્રસંગે લગભગ ૨૦૦૦ પૌંડનું ખરચ કર્યું હતુ આવા પ્રસંગે બેકને આટલુ બધું ખરચ શા કારણથી કર્યુ હશે એ બરાબર સમજાતુ નથી, પણ એમ ધારવામાં આવે છે કે ઘણું કરીને તેનો હેતુ રોચેસ્ટરની મહેરબાની મેળવવાનો હશે

સરકારી વકીલ તરીકે નિમાયા પછી કાયદાને અને રાજ્યકારભારને લગતા તમામ કામકાજમા પહેલાંના કરતાં બેકને વધારે ભાગ લેવા માંડ્યો આપણે ગયા પ્રકરણમા જોઇ ગયા છીએ કે તે વકીલ તરીકે સારું કામ કરી કોક અને હૉબાર્ટ ને દબાવી પાડવાની ઉંચી ધારણા રાખતો હતો, અને સરકારી નોકર તરીકે આગળ વધવામાં જે ઉમેદ અને આતુરતા જરૂર છે તેની બેકનનામા ખોટ હતી એમ તો કોઇથી કદી કહેવાય નહિ વકીલ તરીકે તેણે બે ત્રણ મુકદ્દમા ચલાવ્યા હતા અને તેઓના માટે એના વિરુદ્ધ સખત ટીકા કરવામાં આવી છે દાખલા તરીકે આપણે ઑલિવર સેન્ટ જૉન નામના કેથોલીક મતના અનુયાયીને જે માર મારવામાં આવ્યો હતો તે તપાસીએ.

આ માણસ એકવાર જાહેરમાં એવું બોલ્યો હતો કે 'ખુનના આરોપીને અને દેશનિકાલ થએલા રાજાને મારી નાખવા એ બન્ને એક સરખુંજ કાયદેસર છે." જ્યારે એના ઉપર કામ ચલાવવામાં આવ્યું ત્યારે બેકને એના વિરૂદ્ધ ઘણુંજ સખત ભાષણ કર્યું અને તેથી એ આરોપી ઉપર મ્હોતની સજા ફરમાવવામાં આવી; પણ ત્રણ વર્ષ સુધી કેદમાં રહ્યા પછી તેને દેશ છોડી જવાની રજા આપવામાં આવી હતી. જે વખતમાં કોઇ માણસના મૂર્ખાઇ ભરેલા શબ્દોમાંથી ભયંકર પરિણામ આવવાનો સંભવ ઓછો હોય ત્યારે ઉપર દર્શાવેલા ગુન્હા માટે આવી સખત સજા કરવી એ ખરેખર ત્રાસદાયક લાગે; પણ જ્યારે રાજ્ય વિરૂદ્ધ ભારે ગુન્હા સંખ્યાબંધ બનતા હોય અને લુચ્ચા માણસોએ ઝનુનમાં આવી જઈ કરેલાં ખેદકારક ખુન રૈયતના અંતઃકરણમાંથી હજુ ખસ્યાં ન હોય ત્યારે એવી સજા કરવામાં આવે તો તે બહુ વાંધા ભરેલી ગણાય નહિ. એક લેખક એવું કહેછે કે 'નવા સરકારી વકીલે બધા ખરાબ મુકદ્દમા ચલાવ્યા હતા,' પણ તેના જવાબમાં એટલુજ કહેવાનું છે કે જેટલા મહત્વના અને ગુચવણીઆ મુકદ્દમા હતા તે બધા એનેજ સોંપવામા આવ્યા હતા અને એ મુકદ્દમા ચલાવવા તે એની ફરજ હતી.

જેમ્સની બીજી પાર્લામેન્ટ જે વિચારશૂન્ય પાર્લામેન્ટ તરીકે ઇતિહાસમાં પ્રખ્યાત છે તે ઇ.સ. ૧૬૨૪ના એપ્રીલની પાંચમી તારીખે મળી અને તે વખતે બેકને રાજાના માટે જે ભાષણ તૈયાર કર્યું હતું તે તેણે એના પોતાના વિચારને અને પ્રસંગોપાત રાજાને તે જે શિખામણ આપતો હતો તેને અનુસરીનેજ લખ્યુ હતું આ પાર્લામેન્ટ માટે ચુંટણી થતી હતી તે વખતે રાજાના માણસો તરફથી લોકોના ઉપર ખાનગી દબાણ થાય છે એવી અફવા ચાલી; અને તેથી લોકોની લાગણી ઘણીજ ઉશ્કેરાઇ અને સંખ્યાબંધ તદ્દન નવા માણસોની ચુંટણી થઇ. આ લોકો પોતાનો લાગ આવેથી ધર્મને અને રાજનીતિને લગતા કેટલાક સુધારા કરવાના નિશ્ચયથીજ આવ્યા હતા આ વખતે સેન્ટ એલ્બન્સ, ઇપ્સીચ, અને કેમ્બ્રીજની પાઠશાળા એવી ત્રણ જગાએથી બેકનની ચુંટણી થઇ હતી, પણ તેણે ફક્ત પાઠશાળા તરફથીજ આવવાનું સ્વીકાર્યું હતું. અહીંયાં રાજ્યના વ્યવહારશાસ્ત્રના અમલદારને પાર્લામેન્ટમાં બેસવાનો હક્ક હતો કે

કેમ, એ વિષે પ્રથમ સવાલ ઉઠયો. આ પ્રશ્ન વિષે ઘણી ચર્ચા થઇ પણ છેવટે એવો ઠરાવ થયો કે ખાસ આ વખતે એકન ઉપર મહેરબાની કરીને તેને રજા આપવી પણ હવેથી સરકારી નોકરોને પાર્લામેન્ટમા ભાગ લેવા દેવો નહિ. તેઓનો આ ઠરાવ ઘણા વખતથી ચાલતા આવેલા ધારાની વિરૂદ્ધ હતો અને એટલા ઉપરથીજ આ સભાના સભાસદો રાજા પર કેટલા વહેમાઈ ગયા હતા, અને તેની સત્તાની કેટલાક કેવી ઇર્ષા કરતા હતા, એ બરાબર સમજી શકાય છે. આ વિચારથી મ સભાના કેટલાક માણસો સભાની અંદર જે વિષયો ચર્ચાવાના હતા તેઓનું પરિણામ પોતાનાથી બની શકે એટલે દરજ્જે રાજાની મરજી મુજબ લાવવા માટે જેમ્સ સાથે ખાનગી કરારથી બંધાયેના હોવાથી એ લોકોને સભામાથી દૂર કરવા માટે વિચાર થવા લાગ્યો. એકને એ વાત ખોટી છે એમ સાબીત કરવા માટે ઘણો પ્રયત્ન કર્યો પણ તેનુ કાંઇ વળ્યુ નહિ અને પાર્લામેન્ટના આગેવાનો તરફથી એવો ઠરાવ બહાર પાડવામા આવ્યો કે રાજાના માટે જે જે કરવામા આવશે તે બધુ માત્ર તેના ઉપર પાર્લામેન્ટની પ્રીતિના લીધેજ કરવામા આવશે, અને જે સભાસદો ઉપર રાજાની સાથે ખાનગી કરાર કર્યાનો શક હતો તેઓને સભામાથી દૂર કરવામા આવ્યા.

આ શિવાય આ બેઠકમા બીજી ઘણી તકરારો ઉઠી અને તેથી જ્યારે જેમ્સે જોયુ કે તેની ધારેલી ઇચ્છા પાર પડે તેમ નથી ત્યારે તેણે એકદમ પાર્લામેન્ટને બરખાસ્ત કરી દીધી. ફક્ત ઉપર ઉપરની હકિકત ઉપર નજર કરતાં આ પ્રમાણે એકદમ સભા બરખાસ્ત કરવા માટે જેમ્સનો બચાવ થઇ શકે એમ છે, પણ આ વખતે તે સ્પેઇનના રાજા પાસેથી નાણા સબંધી છાની મદદ મેળવવાની આશા રાખતો હતો એ વાત જ્યારે આપણા જાણવામા આવે છે ત્યારે તેના વિષે આપણો અભિપ્રાય બદલાયા વગર રહેતો નથી. એ વખતમા રાજા ધારે તે વખતે પાર્લામેન્ટને બરખાસ્ત કરી શકતો, પણ જેમ્સ તો જાતે અત્યન્ત ઉડાઉ હોવાથી પૈસા ભેગા કરવા માટે તેને બીજા આડકતરા રસ્તા લેવાની ફરજ પડતી. પાર્લામેન્ટે વાર્ષિક ખરચનો જે આંકડો મુકરર કર્યો હતો તેની ખોટ પૂરી પાડવા સારૂ જેમ્સે રાજ્યના વફાદાર લોકો પાસેથી ખરચ પુરૂ કરવાના સબબથી રાજ્ય ભેટને નિમિત્તે પૈસા ઉઘરાવવા માડયા. ઓલીવર સેન્ટ જૉન નામના માણસે આ

પ્રમાણે પૈસા આપવાની ના કહી; અને બીજા લોકોને પણ તેણે પોતાનો દાખલો લેવાનુ સમજાવ્યું. વળી તે એવું કહેવા લાગ્યો કે આ પ્રમાણે પૈસા ઉઘરાવવાથી રાજાના સોગન વ્યર્થ જાય છે, એટલુંજ નહિ પણ તે સાથે **મેગ્ના ચાર્ટા**ની શરતો પણ તૂટે છે. આ ઉપરથી તેને પકડવામાં આવ્યો અને તેના ઉપર રીતસર કામ ચલાવ્યા પછી તેને ભારે દંડની શિક્ષા કરવામાં આવી. આ હકિકત અહીં આપવાનું કારણ એટલુંજ છે કે એ વખતે સર ન્યાયાધીશ માંદો હોવાથી એ કામ **બેકન**ને હાથે ચાલ્યુ હતું. **ઓલીવર-** **ઝૅાન**નુ કહેવું સત્ય હતું કે આ પ્રમાણે પૈસા ભેગા કરવામાં જે લોકો પોતાની ખુશીથી આપતા તેઓનીજ પાસેથી લેવામાં આવતા એમ નહોતું. વખતે કોઇના ઉપર દબાણ પણ કરવામાં આવતું હતુ. **બેકન**નું કહેવું ખરૂં હતું કે આવી રીતે લોકો પોતાની ખુશીથી પૈસા આપે એ ગેરકાયદેસર નહોતું અને **ઓલીવરે** જે શબ્દો વાપર્યા હતા તે સખત હતા.

આ વખતમાં પાછો બીજો એક આવોજ મુકદમો ચલાવવામાં આવ્યો તેમા પણ **બેકન**ની મદદની જરૂર પડી **એડમન્ડ પીચહામ** નામનાએક મૂર્ખ **પ્યુરીટન** પાદરીને પોતાના ધર્માધ્યક્ષ સાથે વાધો પડવાથી તેણે એ અધ્યક્ષના ઉપર જાહેરમા કેટલાક આરોપો મૂક્યા આનો જવાબ આપવા માટે તેને કચેરીમાં બોલાવ્યો અને પુરાવા માટે એની ગેરહાજરીમાં એના ઘરમાં તપાસ કરવાથી એના હસ્ત લિખિત કાગળોમાથી એક ધર્મોપદેશ મળી આવ્યો. આ હકિકત તેણે પ્રસિધ્ધ કરવાના ઇરાદાથીજ લખી હતી અને એમાં સરકારના અન્યાય અને અધર્મ ઉપર સખત ટીકા કરી હતી. જ્યારે **પીચહામ**ને પકડવામા આવ્યો ત્યારે તેણે એ હકિકત લખ્યાની વાત કબુલ કરી વિશેષમા, જવાબ આપવામાં એની ઉધ્ધતાઈ ઉપરથી બીજા સમર્થ માણસો પણ એ કામમા સામેલ હશે એવો શક પડવાથી એના ઉપર જુલમ કરી ખરી હકિકત કઢાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેણે બીજી કોઈ હકિકત જાહેર કરી નહિ અને તેથી હવે ફક્ત એને એકલાનેજ ગુન્હેગાર ઠરાવવાનુ કામ **બેકન**ને સોપવામાં આવ્યુ. **પીચહામે** કરેલો ગુન્હો એને રાજ્યદ્રોહી ઠરાવવા પૂરતો હતો કે નહિ, એજ જોવાનું હતું. ન્યાયાધીશોમા માંહો માંહે મત ભેદ પડ્યા અને મુખ્યત્વે કરીને **કોક** એવો અભિપ્રાય આપ્યો કે એમાં રાજાના હોદ્દા વિરૂદ્ધ કંઈ હકિકત નથી અને

તેથી એ રાજ્યદ્રોહનો ગુન્હો કહેવાય નહિ વિશેષમા તેણે એવુ જાહેર કર્યું કે ન્યાયાધીશોએ રાજ્યના સરકારી વકીલ સાથે જે મુકદ્દમા તેઓ પાછળથી ચલાવવાના હોય તેઓ વિષે આગળથી વાતચીત કરવી, એ તદ્દન નિયમ વિરૂદ્ધ થાય છે આથી સર્વાનુમતે ઠરાવ થવાનુ અશક્ય થઇ પડ્યુ, પણ આટલે સુધી ગયા પછી એ કામ પડતુ મૂકવાનો રાજાનો વિચાર નહિ હોવાથી બેકન અને બીજા અમલદારોએ કોકનો અભિપ્રાય બાજૂએ મૂકી આગળ ચાલવાનો નિશ્ચય કર્યો તેણે રાજાને એક પત્રમા જણાવ્યુ કે મે કોકને એકતો મૂકી દેવાની ધમકી આપી છે તેથી એને પાશરો કર્યાની આશા સમૂળગી ગઇ નથી બન્યુ પણ આજ પ્રમાણે કોકે પોતાની હઠ મૂકી દીધી અને બીજા ન્યાયાધીશોના મતને મળી ગયો તેથી આખરે પીચ હામને ગુન્હેગાર ઠરાવી એના ઉપર જીદગી પર્યંત કેદની સજા ફરમાવી આ મુકદ્દમામા ગેર વાજબી વર્તણુક ચલાવવાના દોષમાથી બેકનનો બચાવ કરવા સારૂ મિ. મોન્ટેગ કહે છે કે એ વખતમા ન્યાયાધીશો અને સરકારી વકીલ વચ્ચે છાની મ્હસલત કરવાનો રિવાજ હતો અને તેથી એ રિવાજ ગમે તેટલો નઠારો હોય તોપણ બેકન તેના આધારે ચાલ્યો હતો માટે એમા તેનો કાઇજ દોષ નથી, પણ આ પ્રમાણે તેનો બચાવ થઇ શકે એમ નથી એ વખતમા એવો રિવાજ હતોજ નહિ કારણ કે એ માટે વિશેષ માહિતી આપણને કોકે રજુ કરેલી હકિકત ઉપરથી મળી આવે છે

આ ટટાનો ફેસલો થયો નહોતો એવામા વળી એવોજ બીજો એક ઉભો થયો સર ટોમ્સ ઓવરબરી નામના માણસને ઝેર દઇ મારી નાખવાની બાબતમા કેટલીક વિચિત્ર હકિકત બહાર પડી હતી આ બધી હકિકત અહીં સવિસ્તર લખવાની જરૂર નથી માત્ર એટલુજ કહેવાનુ બસ છે કે આ કામમા જ્યારે એક બાજૂએ સમરસેટના અર્લની સ્ત્રી ગુન્હેગાર ઠરી હતી ત્યારે બીજી બાજૂએ અર્લ જાતે પોતે નિરપરાધી છે એમજ કહ્યા કરતો અને તે એવી ધમકી આપવા લાગ્યો કે જો મારા વિરૂદ્ધ કઇ પણ તપાસ કરવામા આવશે તો હુ ખાસ રાજાની પોતાની આબરૂને બટ્ટો લાગે એવી કેટલીક છાની હકિકત જાહેર કરીશ આ વખતે જેમ્સનો હેતુ ગમે તે હોય પણ હજુ તેની મરજી સમરસેટને પોતાના તાબામા રાખવાની હતી અને તેથી તેણે એવી ઇચ્છા બતાવી કે એના ઉપર ગુન્હો

તે સાબીત કરવો પણ એને છોડી દેવાની સત્તા પોતાના હાથમાં રાખવી. આવું પરિણામ લાવવા માટે કાયદેસર જે જે ઉપાયો લેવાના **બેકનને** યોગ્ય જણાયા તે બધાનો ઉપયોગ તેણે કર્યો બીજા ગુન્હેગારોને મ્હોતની સજા કરી અને **સમરસેટ** અને તેની સ્ત્રીને રાજાની મરજીમાં આવે ત્યાં સુધી કેદમાં રાખવાનો ઠરાવ કર્યો. આવી રીતે ઘણા મુકદ્દમામાં રાજાની ગેરવ્યાજબી આજ્ઞાને અનુસરીને ચાલવાના અગર રાજાનો ધારેલો વિચાર પાર પાડવા સારૂ કોઇ કોઇ વખત અન્યાય કર્યાના દોષમાથી **બેકન** મુક્ત થઈ શકે એમ નથી.

**જેમ્સના** વિશેષાધિકારને લગતી બાબતોમાં **બેકન** તેને ઘણોજ સહાયભૂત થઇ પડયો. **જેમ્સ** અને તેની પાર્લામેન્ટ વચ્ચે બનાવ કરાવવાના હેતુથી વખતો વખત તેણે જે સલાહ આપી હતી તે બેશક કોઈ કુશળ રાજનીતિજ્ઞ પુરૂષ આપે એવી હતી પ્રજાના હક ઉપર તેનું ધ્યાન બિલકૂલ નહોતું; જે વસ્તુને આપણે સાધારણ રીતે લોકપ્રિય કહીએ છીએ તેના માટે એને ઘણોજ ધિક્કાર હતો. રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે અગર રાજાના ખુશામતીઆ તરીકે સામાન્ય લોકોના અભિપ્રાય અને વિચાર એને પસંદ પડતા નહિ તે તો એમજ ધારતો હતો કે પ્રજામાં લુચ્ચાઈનો ભાગ વધારે છે. એક જગાએ તે કહેછે કે " લોક" અગર "પ્રજા" એ શબ્દ મને જરા પણ ગમતો નથી. પણ સાધારણ રીતે રાજામાં કેવા ગુણ હોવા જોઇએ, તેના માટે યોગ્ય અયોગ્ય શુ છે અને સાર્વજનિક હિત શામા રહેલુ છે એ બાબતો વિષે તે ઘણા સારા વિચાર ધરાવતો હતો **જેમ્સનાં** નજીવા કૃત્યો અને તોછડાઇ ભરેલા શબ્દની મૂર્ખાઈ વારે વારે તેના જોવામા આવતી પણ તેનું કાંઇ ચાલતું નહિ તે એવો નિશ્ચય કરીને બેઠો હતો કે કોઇ પણ રીતે રાજાના મનનુ સમાધાન થાય તોજ પ્રજાની સલાહ શાંતિ અને સુખમા વૃધ્ધિ થાય. નવી જગ્યા ઉપર આવ્યા પછી તેણે એક વાર ફરીથી કાયદાનો સુધારો અને સંગ્રહ કરવાનો વિચાર જણાવ્યો એની આ યોજના **કોકને** તેમજ જે માણુસો એના માટે સારો મત ધરાવતા નહોતા તેઓને પસદ પડે એમ નહોતું. **બેકનના** આવા શત્રુઓની સખ્યા થોડી નહોતી અને પાર્લામેન્ટમાં તે- ઓનુ જોર ઘણુંજ હોવાથી તેણે એક કરતાં વધારે વાર **જેમ્સને** આવા

લોકોને ધમકી આપી કાબમાં રાખવા માટે અરજ કરી. તેણે પોતાની નવીન યોજનાની સવિસ્તર હકિકત જેમ્સ આગળ મૂકી.

આ હકિકત ઘણીજ ડહાપણ ભરેલી અને રમુજી છે, અને એના ઉપરથી વ્યાવહારિક આવશ્યકતાઓને ગ્રહણ કરવાની બેકનની અસાધારણ શક્તિ તેમજ કાયદાનું જ્ઞાન ધરાવનાર બીજા સાધારણ માણસો કરતાં એ બાબતમાં તેની વિશેષ માહિતી આપણા સમજવામાં આવે છે. કોકે રજુ કરેલી હકિકત સાથે એની પોતાની હકિકતને સરખાવતાં રાજાને તે કહે છે કે 'જ્યારે અમારા બન્નેની હકિકત હવે પછીની પ્રજાના જોવામાં આવશે ત્યારેજ ( હાલમાં લોકોનો વિચાર ગમે તેવો હોય ) અમારા બેમાંથી કોણ ચઢિયાતો છે તેનો નિર્ણય થશે' તેણે રજુ કરેલી યોજના વિષે પાર્લામેન્ટમાં ઘણી ચર્ચા થઇ પણ છેવટે પરિણામ કાંઇ આવ્યું નહિ જો ખરૂં કહીએ તો એ વખતમાં બેકનની યોજના માટે એના પોતાના શિવાય બીજા કોઇને દરકાર નહોતી.

પણ આ વર્ષોમાં ( ૧૬૧૧ થી ૧૬૧૫ ) બે મહત્વનાં બનાવ બન્યા હતા તે અ ાસ્ય નોંધવા જોઇએ. પહેલો બનાવ જોર્જ વિલીઅર્સના સંબંધમાં હતો. આ માણસ એક સાધારણ માણસની સ્થિતિમાંથી ચઢીને આ વખતમાં સર્વસત્તાધીશ જેવો થઇ બેઠો હતો. થોડા વખતમાં તેની સ્થિતિમાં જે અસાધારણ ફેરફાર થયો હતો એવો ભાગ્યેજ કોઇ બીજા માણસના સંબધમાં થયો હશે. હાલમાં તે બકીંગહામનો ડયુક થયો હતો. બીજા સામાન્ય માણસોની માફક બેકન પણ વખત જોઇને તેને શરણે ગયો, અને તે એમ માનવા લાગ્યો કે વિલીઅર્સના જેવી સ્થિતિવાળા બીજા માણસમાં સાધારણ રીતે જે જે ગુણોની જરૂર છે તે બધા એનામાં છે. વિલીઅર્સ ઉપર લખેલા તેના ઘણા પત્રો આપણા જોવામાં આવ્યા છે, અને એ બધા તેને ખુશ કરવાના હેતુથી જેવી ભાષામાં લખવા જોઇએ તેવીજ ભાષામાં લખાયલા જણાય છે. વિલીઅર્સ આટલી બધી ઝડપથી વધી ગયો તેનું કારણ એટલુંજ હતું કે સમરસેટ ઉપર તહોમત આવવાથી તેના ઉપર જેમ્સની ઇતરાજી થઇ હતી ઇસેક્ષ અને વિલીઅર્સ એ બન્નેએ વારાફરતી બેકનના તરફ જે વર્તણુક ચલાવી હતી તે ઉપરથી આપણા ઉપર ઉપકાર કરનાર માણસ કરતાં આપણાથી ઉપકૃત થયેલા માણ-

સની આપણે વધારે ચાહના કરીએ છીએ એ કહેવતને સાધારણ રીતે ઘણી પુષ્ટિ મળે છે.

**ઇસેક્ષે એકનના** ઉપર ઘણા ઉપકાર કર્યા હતા, અને એમ કરવામાં એ ઉપકારો હવે ઘણા થયાછે એમ તેણે કોઇ દિવસ ધાર્યું નહોતું. ખરેખર, જેના તરફ એ ઉમરાવ આટલું બધું માયાળુપણું બતાવતો હતો તે પોતાનો બરોબરીઓ હતો કે નહિ અગર તે એટલી બધી સખાવતને પાત્ર હતો કે નહિ એ બાબત વિષે તેના મનમાં વિચાર પણ આવ્યો નહોતો. હવે બીજી બાજૂએ જોઇએ તો **વિલીઅર્સ** ઘણી બાબતોમાં **એકનના** ઉપકાર તળે હતો. જ્યારે તેઓની ઓળખાણ થઇ ત્યારે એકન પાકી વયનો હતો અને તે મોટા હોદ્દાની જગ્યા ઉપર હતો તેમજ રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે અને સારા લેખક તરીકે તેની આબરૂ બંધાઇ ગઈ હતી. **વિલીઅર્સનું** કુળ એટલુ બધુ નામીચું નહોતું અને તે ઉમ્મરે પણ ઘણો નાનો હતો. રાજાની મેહેરબાની મેળવવાનો પ્રસંગ તો હજુ એના માટે હમણાંજ શરૂ થતો હતો અને તે એના સઘળા પ્રતિસ્પર્ધીઓને પાછળ મૂકી એકદમ વધી જશે, એ વાત તો કોઇ બારીક અવલોકન કરનારના શિવાય બીજાની કલ્પનામાં આવી શકે એમ નહોતું અને એના જેવા જુવાન માણસને **એકનના** જેવા બાહોશ અને અનુભવી વકીલની કૃપાદૃષ્ટિ અને સલાહ અમૂલ્ય થઇ પડે એમાં કાંઇજ નવાઈ નહોતી. જોકે આ પ્રમાણે **વિલીઅર્સ એકનના** આભાર તળે હતો તોપણ **એકનના** તરફ તે **ઇસેક્ષના** જેટલો માયાળુ નહોતો.

બીજો જે બનાવ અહીં નોધવા જેવો છે તે એકનના હાથેજ અને તેની હાજરીમાં થયેલા તેના જૂના પ્રતિસ્પર્ધી કોકના અપમાનને લગતો છે.

કોક જાતે માથાનો ફરેલ હતો એમા સંશય નથી થોડા વખત ઉપર **જેમ્સે** કોઇ એક જૂના હકદાર કારકુનને ખસેડી તેની જગ્યા ઉપર એક નવા માણસને દાખલ કર્યો હતો. એમા કોક જરા ફાવ્યો હતો અને તેથી ફૂલાઇ જઈ તેણે જુદી જુદી અદાલતોના અધિકાર વિષેનો અસલનો ટંટો ફરીથી ઉભો કર્યો. વળી રાજાએ **લીચફીલ્ડના** ધર્માધ્યક્ષને જે બક્ષીસ આપી હતી તેના સબંધમાં પણ વાંધો પડયો હતો. **જેમ્સે** સર ન્યાયાધીશને કહાવી

મોકલ્યું કે તમારે મારી સલાહ લીધા શિવાય આ બાબતનો ચુમદો આપવો નહિ આ પ્રમાણે અદાલતની સ્વતંત્રતાનો નાશ થવાની ધાસ્તી લાગવાથી કૌકે બીજા ન્યાયાધીશોને સમજાવી જેમ્સના ઉપર એવો કાગળ લખી મોકલ્યો કે આપ સાહેબનો હુકમ કાયદેસર નહિ હોવાથી એ હુકમ અમને મજોઆ નથી એમ માનીને અમે ચાલીશુ આવી રીતે રાજાની સત્તાનો અનાદર થવાથી કામ ભારે થઇ ગયુ અને જેમ્સને ક્રોધ ચઢયો બેકન એવી દલિલ કરવા લાગો કે ન્યાયાધીશો જ્યારે રાજાની મરજી થાય ત્યારે તેની સલાહ લેવાને સોગનથી બંધાયલા છે. આ દલિલ ઘણા ખરા અમલદારોએ કબૂલ રાખી સરન્યાયાધીશ બેકનના ઉપર ગુસ્સે થયો અને તેણે કહ્યુ કે સરકારી વકીલ તરીકે ફક્ત વકીલાત કરવાનુંજ તમારૂ કામ છે અને હુકમ કરવાની તમને જરા પણ સત્તા નથી. પણ ફરીથી આવો સવાલ કરવામા આવ્યો કે "કોઇ વખત ન્યાયાધીશો આગળ જે કામ ચાલતુ હોય તેના સંબંધમા રાજાની એમ ઈચ્છા થાય કે તેઓએ એની સલાહ લીધા શિવાય એ કામ આગળ ચલાવવુ નહિ ત્યારે તેઓએ શુ કરવું ?" એટલે તરતજ બાર ન્યાયાધીશોમાથી કૌક શિવાય અગિઆરે પોતાની હઠ મૂકી દીધી અને એ સવાલનો જવાબ આપવાનુ કૌકના માથે પડ્યુ તેણે કહ્યુ કે "જ્યારે એવો પ્રસંગ આવશે ત્યારે હું ન્યાયાધીશની પદવીને યોગ્ય લાગશે તેમ કરીશ" આ વ્યાજબી જવાબની બૂજ કરવાની શક્તિ જેમ્સમા નહોતી, અને તેણે એકદમ કૌકને શિક્ષા કરવાનો હુકમ કર્યો. તેણે પ્રસિદ્ધ કરેલી હકિકતમા બેકનના મતને અનુસરીને ફેરફાર કરવાનું ફરમાવ્યુ તેણે આ પ્રમાણે કરવાનો ડોળ બતાવ્યો તોપણ તેણે જે સુધારો કર્યો તે માત્ર નામનોજ હતો તેણે કરેલા ફેરફાર પૂરતા નહિ હોવાથી, અને બેકનના કહેવા પ્રમાણે કાયદાને લગતી બાબતોમા તે વખતો વખત જે ભૂલો કરતો હતો તેઓના ઉપર, તેમજ તેણે કરેલા સરકારના અનાદર અને તેની ઉદ્ધતાઇ ભરેલી વર્તણુંક ઉપર વિચાર કરી તેને ૪ સ ૧૬૧૬ ના નવેંબરમા નોકરીમાથી બરતર્ફ કરવામા આવ્યો કૌક જાતે સ્વતંત્ર મિજાજનો, હઠીલો અને ઉદ્ધત હતો, એ વાત ખરી છે પણ ઘણી ખરી વખત તેનુ કહેવુ સત્ય હતું માત્ર તે જે કહેતો તે બેકનને પસંદ પડતુ નહિ અને ઉપર પ્રમાણે તેને જે સજા થઇ તેમાં એના તરફ બેકન જે ઇર્ષા રાખતો તે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે ગમે તેમ હોય પણ હાલ તરતના માટે

તો બેકને કરાવ્યો અને જે માણસ ઘણા લાંબા વખતથી તેના આગળ વધી ગયો હતો અને જે તેની બુદ્ધિ અને ઉત્સાહ વિષે છેક હલકો મત ધરાવતો હતો તેને તેણે પાસે રહીને નોકરીમાથી અપમાન સાથે દૂર કરાવ્યો આ સજાથી કોક જેવો માણસ જે અંગ્રેજી કાયદાના પ્રતિનિધિ તરીકેનુ મોટુ માન મેળવ્યાનુ ગુમાન કરતો હતો તેના મન ઉપર કેવી અસર થઇ હશે એ વિષે જેટલું કહીએ તેટલુ ઓછું છે.

ઉપર પ્રમાણે દરેક બાબતમાં રાજાને ઉપયોગી થઇ પડવાથી બેકનના ઉપર જેમ્સનો સપૂર્ણ ભરસો બેશી ગયો, હવે તેણે પોતાના વિશેષાધિકારને લગતી બાબતો વિષે જે તકરાર ચાલતી હતી તેમા બેકનના કાયદાના જ્ઞાનનો, અને વાદવિવાદ કરવાની તેમજ અસરકારક ભાષણ આવવાની તેની શક્તિનો ઉપયોગ કરવાનો વિચાર કર્યો જેમ્સ અને બેકન બન્ને જણ એમ સમજતા હતા કે રાજાના વિશેષાધિકાર માજ રાજ્યનુ હિત રહેલું છે, પણ ઇન્ગ્લૅન્ડના રાજ્યને શોભા આપે તેવી રાજનીતિ સબધી જે ઉમદા વિચારો બેકન ધરાવતો હતો તે જેમ્સને ગમતા નહોતા જાહેર કામને લગતી બાબતો ઉપર વખતો વખત બેકન તેને જે શિખામણ આપતો તે પથ્થર ઉપર પાણી રેડ્યાની માફક વ્યર્થ જતી. પણ તે ઉપરથી બેકનની સમયસૂચકતા જણાઇ આવતી અને જ્યારે જેમ્સના અને તેના વિચારો મળતા આવતા નહિ ત્યારે પણુ બીજા માણસો કરતા બેકન ઘણા દરજ્જે ચઢિયાતો હતો એમ રાજાને કબૂલ કર્યા શિવાય ચાલતું નહિ આ પ્રમાણે તેના ઉપર રાજાની પ્રીતિ વધી અને તેણે શરૂઆતથીજ વિલીઅર્સ સાથે મિત્રાચારીનો હક્ક સાચવી રાખ્યો હતો રાજાના માની ? એ કેવી રીતભાત રાખવી જોઇએ અને તેની ફરજો શી શી છે તે વિષે બેકને તેને એક પત્રમા સૂચના કરી હતી, અને જાહેર કામમા ઉપયોગી થઇ પડે એવો ખાનગી પત્રવ્યવહાર તેણે મૂળથીજ ચાલુ રાખ્યો હતો સર ન્યાયાધીશ એલીસ મીયરની તબિયત દિવસે દિવસે વધારે બગડતી હતી અને તેથી બેકને એ જગ્યા મેળવવાની તૈયારી કરવા માંડી થોડા વખત અગાઉ તેણે જેમ્સ ઉપર જે પત્ર લખ્યો હતો તેમા તેણે સર ન્યાયાધીશની જગ્યા એને પોતાને આપવા માટે કેટલાક વિચિત્ર કારણો જણાવ્યા હતા આજ પત્રમા તેણે કોક, હોબર્ટ અને

એબટ જેવા બીજા ઉમેદવારોના ગુણ દોષ વિષે વિવેચન કર્યું હતું એમા તે લખે છે કે "આ ભારે સત્તા ચલાવવાની જગ્યા ઉપર કોકનો મિજાજ હદ બહાર ખશી જશે," અને "લોકપ્રિય માણસો આપસાહેબના જીન ઉપર બરાબર ચઢી શકશે નહિ" હોબર્ટ નાલાયક હતો ત્રણ દિવસ પછી વિલીયર્સે બેકનને જણાવ્યુ કે એ જગ્યા તમનેજ આપવાની છે આ ખબર સાંભળીને તેના હર્ષનો પાર રહ્યો નહિ વિલીઅર્સને તે લખે છે કે "હવેથી હુ તમારા ઉપરજ સપૂર્ણ વિશ્વાસ રાખીને ચાલીશ' પણ એલીસ મીયર ધાર્યા કરતા વધારે વખત સુધી ટકી રહ્યો) અને બેકનને વચન મળ્યાથી આશરે એક વર્ષ પછી તેણે રાજીનામુ આપ્યુ ઇ સ. ૧૬૧૬-૧૭ના માર્ચની સાતમી તારીખે મહોર સિક્કો બેકનને હવાલે કરવામા આવ્યો અને તેથી વિલીઅર્સનો આભાર માનવા માટે તે એને લખે છે કે—

"મુરબ્બી સાહેબ, સાધારણ રીતે ચિંતા અને ઉપકારોના સબધમા આ વાત ખરી છે કે તેઓમા જે જુજ હોય છે તે વારંવારે આપણા મ્હોંદે આવે છે અને જે ભારે હોય છે તે ચૂપકીથી અંતઃકરણમા નીચે દબાઇ રહે છે તેથી કરીને હુ આજ આપસાહેબ વિષે વધારે કહેતો નથી, અને એ કહેવા માટે આ વખત પણ અનુકૂળ નથી, તોપણ હુ આટલુ તો કહીશ કે આજનું કાર્ય કરીને આપે રાજદરબારમા કોઈ દિવસ નહિ થઇ હોય એવી અચળ અને ઉદાર મૈત્રીના આબેહુબ અને ઉત્કૃષ્ટ ચિતારનું મને દષ્ટાંત આપ્યુ છે બેકન પોતે તો એમ માનતો હતો કે એની નિમનુક થવાથી ઘણા લોકો રાજી થશે પણ ખરી હકિકત આવી નહોતી કેટલાક માણસો ખુશી હતા અને કેટલાકે તો આગળથીજ ભવિષ્ય વર્ત્યું હતુ કે 'તે આટલી બધી હિમ્મતથી નવી જગ્યા ઉપર આવે છે પણ દિલગીરી સાથે તેને પાછા ઘેર બેસવુ પડશે'

ઇ સ ૧૬૧૭ના મેની સાતમી તારીખે બેકને પોતાની નવી જગ્યાનું કામ સભાળી લીધુ અને એજ દિવસે તેણે એ જગ્યા ઉપર નિમાયેલા અધિકારીની ફરજો શી શી છે અને તેણે કેવી રીતે ચાલવુ જોઇએ વિગેરે બાબતો વિષે પૂર્ણ ભભકાથી એક સારૂ અસરકારક ભાષણ આપ્યુ પણ આવા પ્રસંગે બીજા માણસો તરફ સાધારણ રીતે લોકોની જેવી

લાગણી થતી હતી તેવી એના તરફ થઈ નહિ; કારણ કે હજુ તો એ માત્ર રાજ્યનો મુદ્રાધિકારી હતો. સર ન્યાયાધીશની જગ્યા તો એને ૧૯૧૭–૧૮ના જાનેવારીમાં આપવામાં આવી. લગભગ છ મહિના થયા પછી તેને ઉમરાવ બનાવવામાં આવ્યો, પછીથી એટલે ૧૯૨૮ના જુલાઈમાં તે **બેરન વેરુલમ** થયો અને ૧૯૨૦–૨૧ના જાનેવારીમાં તેને **સેન્ટ એલ્બન્સના વાયકાઉન્ટ**નો ઇલકાબ મળ્યો (વાયકાઉન્ટ એ અર્લની પદવીથી જરા ઉતરતી પદવી છે. અંગ્રેજ લોકોમાં ચોથા વર્ગના કુલીન પુરૂષને એ નામ આપવામાં આવે છે)

નવી જગ્યા ઉપર માત્ર અક્ષરશઃ કાયદાનેજ અનુસરીને કામ કરવાનું નહોતું એમ કરવામાં તો ભલભલો ન્યાયાધીશ પણ વખતે સંકડામણમાં આવી જાય પણ એ જગ્યા એવી હતી કે જ્યાં કાયદાનો આધાર વખતે ન મળતો હોય તોપણ પ્રજાને વ્યાજબી ન્યાય આપવાનો હતો. બેકનનાં કેટલાંક ભાષણો ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે ન્યાયાધીશના કર્તવ્ય વિષે એના વિચારો શુદ્ધ અને સખત હતા. આવાં ભાષણો ઉપરથીજ આપણે એની પોતાની વર્તણુક તેમજ આબરૂ ઇજ્જત સાચવવાના એના ખાનગી નિયમો અને એના તાબાના નોકરોને રૂશવતમાંથી મુક્ત રાખવાના એના વિચારો જોઈ શકીએ છીએ. કેટલાક ગુપ્ત અને સાધારણ રીતે માણસો સ્વીકારે નહિ એવા પણ લાંબા વખતથી ચાલતા આવેલા ગેર-વ્યાજબી લાભ લેવાના રસ્તાઓથી તે બિન માહિતગાર નહોતો, તેમજ ઘણા દુષ્ટ રિવાજો ફક્ત તેઓને દાબી દેવામાં આવતા નથી એટલાજ કારણથી ચાલુ રહે છે એ પણ તેની નજર બહાર નહોતું તેણે નવી જગ્યાનું કામ સભાળી લીધુ તે વખતે પહેલાના કરતાં પોતાનું કામ ઘણીજ સારી રીતે કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. કંઈ કંઈ બાબતોમા સુધારો કરવાનો હતો એ તેને માલમ પડયુ કે તરતજ તેણે ફેરફાર કરવાનું શરૂ કર્યું. દાવાઓની સંખ્યા ઘણી વધી ગઇ હતી અને તેઓના નિકાલ લાંબી મુદ્દત સુધી નહિ થવાથી લોકોને ઘણોજ ત્રાસ થતો હતો. તેના પહેલાના ન્યાયાધીશ **એલીસ મિયર**ની તબીયત સારી નહિ હોવાથી તેમજ પરાપૂર્વથી ચાલતી આવેલી એ અદાલતની કામ લેવાની ઘડી પદ્ધતિને લીધે જે કામ ચઢી ગયું હતુ તેનો જલદીથી નિકાલ કરવા સારૂ તેણે ઉત્સાહપૂર્વક કામ

કરવા માંડ્યું. એની નિમનુક થયા પછી ત્રણ મહિનામાં તો તેણે બકીંગહામને લખી જણાવ્યું કે ચઢી ગયેલું તમામ કામ પૂરૂં થઇ ગયું છે.

ખરેખર ટુંકી મુદતમાં તેણે ઘણું કામ કર્યું હતું. વિશેષમાં વળી આ વખતમાં તેની તબિયત પણ જોઇએ તેવી સારી રહેતી નહોતી અને તેનો કેટલોક વખત જાહેર નિબંધો લખવામાં જતો હતો. આ વખતમાં તેનો મોટામાં મોટો નિબંધ વહાણ લુંટવાના ધંધાને લગતો હતો. આમ છતાં પણ આ પ્રમાણે ઉતાવળથી કરેલું કામ બરાબર નહોતું થયું એમ ધારવાનું કાંઈ કારણ નથી. આપણી ખાતરી કરવામાં આવે છે કે બેકનના ફેંસલા સપ્રમાણ ગણાતા હતા અને તેઓના સાથે લોકો તરફથી જરા પણ બૂમાટ નહોતો. તોપણ આ હકિકત પ્રજાના સંતોષની સાબિતી છે એમ કબૂલ કર્યા પહેલાં આપણે યાદ રાખવું જોઇએ કે તેના હાથે ચચેલો ન્યાયનો વહિવટ જેમાંથી આખરે ઘણુંજ માઠું પરિણામ આવ્યું હતું તેના વિષે આપણે સ્વતંત્રપણે ખરો અભિપ્રાય આપી શકીએ એટલી બારીક તપાસ થઇ નથી. બેકનનું સ્વાભાવિક વલણ વ્યાજબી ન્યાય આપવા તરફ હતુ એમાં કાંઇ સંદેહ નથી, પણ એ વખતમાં તેના ઠરાવ વિરૂદ્ધ કોઈએ વાંધો ઉઠાવ્યો નહોતો એવી માત્ર અભાવસૂચક દલિલ ઉપરથીજ તેણે ન્યાય આપવામાં કોઇ દિવસ ચૂક કરી નહોતી એવા અનુમાન ઉપર આવવું એ બરાબર નથી; કારણ કે એ કાળમા સત્તાધીશોની સામા થવુ એ ઘણુંજ જોખમ ભરેલું હતુ, અને વિશેષમાં લોકો ખાનગીમાં બેકનના માટે કેવું બોલતા હતા એ જાણવાનું આપણી પાસે કાંઈજ સાધન નથી. પણ વધારે ખેદકારક હકિકત તો એ છે કે ન્યાયાધીશના મન ઉપર ન્યાય આપવાના કામમાં સાધારણ રીતે ખરાબ અસર કરી બેસે એવી કેટલીક બાબતોને તે વશ થઇ ગયો હતો. પહેલી વાત એ હતી કે લોર્ડ બકીંગહામ જે એ વખતમા ઇન્ગલૅન્ડમાં સર્વોપરી સત્તા ધરાવતો હતો તેની સલાહ વ્યાજબી હોય અગર ગેરવ્યાજબી હોય તોપણ બેકન તેને મુંગે મ્હોંડે કબૂલ રાખતો હતો, અને બીજી વાત એ હતી કે પૈસા અને એવીજ બીજી વસ્તુઓ તે ભેટ તરીકે ખુશીથી સ્વીકારતો હતો. છેક શરૂઆતથી તે આખર સુધી ગમે તે વખતે અને ગમે તેવા કામમાં તેણે પોતાની આગળ ચાલવાનાં સઘળાં કામોના સંબંધમા ભલામણ કરવાની બકીંગહામને છૂટ પરવાનગી આપી હતી, અને

ઘણી વખત કામનો નિકાલ થઇ ગયા પછી, તેમ કોઈ કોઈ વખત નિકાલ થયા પહેલાં પણ પક્ષકારો તરફથી પૈસાની મોટી રકમો તે જાતે અગર પોતાના નોકરોની મારફતે લેતો હતો. આ બે બાબતો વિષે નિચે પ્રમાણે ખુલાસો આપવામાં આવે છે. આ રિવાજો ઘણા જૂના વખતથી ચાલતા આવ્યા હતા અને તેઓ માટે કોઇ પણ માણસ વાંધો લેતો નહિ. બેકન સાધારણ રીતે જેને સત્ય અને વ્યાજબી ધારતો તેનાથી વિરૂદ્ધ કરવા માટે બકીંગહામે લેને કોઇ દિવસ પણ કહ્યું નહોતુ અને તે જે કહેતો તેમાં પણ એનો હેતુ એવો નહોતો કે બેકને પોતાના ઠરાવમાં કાંઇ પણ ગેરવ્યાજબી ફેરફાર કરવો પણ તેનો હેતુ માત્ર એટલોજ હતો કે જે કામ વિષે તે ભલામણ કરે તેનો નિકાલ બેકને જલદીથી કરી નાખવો. પૈસાની ભેટના સંબંધમાં એવું કહેવામાં આવે છે કે એ વખતમા કોઇ અમલદારને પૂરતો પગાર આપવામાં આવતો નહોતો; તેથી પોતાનુ દુ ખ અને અડચણ દૂર કરવાનો આ એક સામાન્ય રસ્તો થઈ પડયો હતો; અને ન્યાયાધીશે નાણાની ભેટ લેવી એ હાલના વખતમાં જેમ દાક્તર અગર વકીલ ફી લેછે તેના બરાબર હતું, અને આ બન્ને બાબતો ઉપરથી બેકનના મન ઉપર ખરાબ અસર થઇ હોય અગર તેણે અન્યાય કર્યો હોય એમ કોઇ રીતે સાબીત થઇ શકયું નથી. ઉપર પ્રમાણે બેકનના લાભમાં ખુલાસો કરવામા આવે છે અને તે પણ જાણે તેનાથી બેકન જેવા માણસનો પૂરેપૂરો બચાવ થતો હોય તેમ તેના ઉપર ભાર મૂકવામાં આવે છે. પણ તે ઉપરથી જો આપણને એમ જણાય કે બેકન પોતાના જમાનાના સાધારણ માણસોથી ઉતરતો નહોતો તોપણ તેની સાથે આપણે આ વાત પણ ધ્યાનમા લેવી જોઇએ કે તે તેઓના કરતાં ચઢિયાતો નહોતો રાજ્યના મોટા અમલદારો ન્યાયાધીશના કામમાં હાથ ઘાલે, અગર ન્યાયાધીશ પોતે રૂશવતનો ભોગ થઈ પડે એના કરતાં બીજી કોઇ પણ વસ્તુ ન્યાય અને પ્રમાણિકપણાને વધારે હાનિકારક નથી એ વાત બેકન સૌ કરતાં વધારે સારી રીતે સમજતો હતો, અને તેમ છતાં તેણે જાતે રાજ્યમાં ન્યાયના સૌથી મોટા તખ્ત ઉપર બિરાજી જે દુષ્ટ રિવાજોને પોતે જડમૂળથી કહાડી નાખવાની આશા રાખતો હતો તેઓને રહેવા માટે રાજીખુશીથી જાણુનુ ઘર કરી આપ્યું એ ઓછું શોચનીય નથી. અન્યાય કરવાની તેની દાનત નહોતી; તેનો અંતરાત્મા શુધ્ધ હતો, પણ

એ દુષ્ટ રિવાજોથી મોડો વહેલો આખા ન્યાયખાતામાં સડો પેશી જશે એ વિષે તેણે વિચાર કર્યો નહોતો. બહારથી સંપૂર્ણ ભભકો બતાવી અંદરખાનેથી તદ્દન બેફિકરો રહી બેકન જે રસ્તે જતો હતો તે લગભગ એક ભારે ફોજદારી ગુન્હાની નજીક આવી પહોંચ્યો હતો.

બેકનની ખાનગી જીંદગીને લગતી હકિકત આપણા જોવામાં ઘણીજ થોડી આવેછે અને તેથી જે કાંઇ સહેજસાજ અગર નજીવી હકિકત હાથ લાગી છે તેને પણ કિંમતી દોલતની માફક સંઘરી રાખવામાં આવે છે. આ વખતને લગતી હકિકત નીચે મુજબ છે—

માન આવકાર આપવાના સંબંધમાં બેકનની સ્ત્રીને જે અધિકારની રૂએ બીજી સ્ત્રીઓ કરતાં પ્રથમ હક્ક મળ્યો હતો તેની નોંધ, પોતાની ભત્રીજી ઉપર તેણે લખેલો શિખામણનો પત્ર—આ પત્રમાં સર ટી એન્ડમોન્ડિસ નામના જે માણસ સાથે તેની ભત્રીજીનું લગ્ન થવાનું હતું તેના માટે ભલામણ કરતાં બેકન લખેછે કે "એ માણસ ઉમ્મરે અને તંદુરસ્તીમાં તેને માફક આવે એવો છે અને એ તેની સઘળી ચિંતાઓ દૂર કરશે;" એનો જૂનો મિત્ર ટોબી મેથ્યુઝ જેને વિલીઅર્સની મદદથી ઇન્ગલેન્ડમાં પાછા આવવાની રજા મળી હતી એને મળવાનો આનંદ, અને એના ઘરમાં બનેલો એક બનાવ. આ બનાવ એ હતો કે બેકનનો કુતરો એક ઓરડીમાં નિરાંતે આરામ લેતો હતો તે વખતે વિનપુરે (રાજ્યનો એક મંત્રી હતો) તેને જરા માર્યો એટલામાં તો બેકન તેને અંદરખાનેથી ધીક્કારતો હતો. તેથી બોલી ઉઠ્યો કે દરેક માણસ કુતરા ઉપર પ્રીતિ રાખે છે.

નવી જગ્યા ઉપર બહુ વખત થયો નહોતો એટલામાં બેકનને માલમ પડયુ કે તેની સત્તા સ્વતંત્ર નહોતી. માર્ચ મહિનામાં જેમ્સ સ્કોટલેન્ડમાં ફરવા સારૂ ગયો તે વખતે એવો હુકમ કહાડતો ગયો કે મધ્યમ સ્થિતિના લોકોને તેની ગેરહાજરીમાં લન્ડન છોડી ગામડામાં જવાની તાકીદ કરવી; પણ ઘણાખરા લોકો પોતાનીજ ખુશીથી ગયેલા હોવાથી સત્તાધીશોએ આ કલમ નકામી છે એમ ગણી કહાડી નાંખી. જેમ્સને આ વાતની રસ્તામાં ખબર પડી કે તરતજ તેણે એ બેદરકારી કરવાનો દોષ બેકનના

માથે નાખ્યો અને પોતાના હુકમનો અમલ એકદમ થવો જોઇએ એમ કહાવી મોકલ્યું. આ હુકમને તાબે થવાથી આ વાત તરતને માટે આટલેથીજ અટકી ગઇ. જો જેમ્સની આજ્ઞાને માન્ય કરવામાં કોઇ પણ રીતે ગફલત થઇ હોત તો બેકનના ઉપર સઘળું વાદળ તૂટી પડત. જુલાઇ મહિનામાં બેકનના ઉપર બીજી ભારે આફત આવી પડી. આ આફત આવી પડવાનું કારણ એટલુંજ હતુ કે તેણે બકીંગહામ સાથેની પોતાની મૈત્રી વિષે ભૂલ ભરેલો વિચાર બાંધ્યો હતો. આ હકિકત ઘણી ખેદકારક છે, પણ તેના ઉપરથી આપણને એ વખતની રીતભાતની સારી માહિતી મળે છે. આ શોકજનક બનાવ બેકનના જૂના શત્રુ એડવર્ડ કોકના સંબંધમાં હતો. નોકરી ઉપરથી બરતર્ફ થયા પછી તે પોતાની ગયેલી આબરૂ પાછી મેળવવા માટે પ્રયત્ન કરતો હતો. તેની સુંદર છોકરી તરફ બકીંગહામના નાના ભાઇ સર જૉન વિલીઅર્સનું મન આકર્ષાયું હતું તેથી તે બન્નેનું લગ્ન કરવાની વાતચિત થવા લાગી વિલીઅર્સની મા લેડી કોમ્પટન આ સબંધ કરવાને ઘણી પ્રતેજાર હતી, અને એમ થવાથી કોકનું પણ નસીબ ફરે એમ હતું. વિવાહ માટે ભાંજગડ ચાલતી હતી તે વખતે કન્યાની માની સલાહ લેવામાં આવી નહોતી પણ કોક જેને પૈસો પ્રાણ કરતાં પણ અધિક પ્યારો હતો તે પલ્લા માટે રકઝક કરતો હતો; પરન્તુ જ્યારે વહાણમાં લૂંટ કર્યા બાબત પકડાયેલા એક આરોપીને કાયદા વિરૂદ્ધ જામીનપર છોડયા માટે તેના ઉપર કામ ચલાવવાની ધમકી આપવામાં આવી ત્યારે તેણે વિલીઅર્સનુ માગણું કબૂલ રાખ્યું. સઘળી રીતે કામ પૂરું થવાની તૈયારી હતી, એટલામા કોકની સ્ત્રી લેડી હેટને વાંધો લીધો કોક અને તેની સ્ત્રી વચ્ચે ઘણા લાંબા વખતથી અણબનાવ ચાલતો હતો. લેડી હેટને કેટલીક ખાનગી મિલ્કત ભેગી કરી રાખી હતી અને તે પોતાની છોકરીને આપવાનો તેણે નિશ્ચય કર્યો હતો, આટલાજ કારણથી તે પોતાની છોકરી ઉપર માતાના સામાન્ય હક્ક કરતા વધારે સત્તા ધરાવતી હતી. વિલીઅર્સ કુટુંબ સાથે સંબંધ જોડવાના સંબંધમા તે એટલી બધી વિરૂદ્ધ હતી કે ઑક્ષફર્ડના અર્લ સાથે પોતાની છોકરીને પરણાવવાનું આગળથી તેણીએ નક્કી કરી રાખ્યું છે એવું બ્હાનુ કહાડીને તે છોકરીને લઇને નાશી ગઇ. આ ઉપરથી લેડી કોમ્પટને તેને પકડી લાવવા સારૂ પકડ હુકમ કહાડવા સર ન્યાયાધીશને અરજ કરી. બેકન તરફથી ના કહેવામાં આવી એટલે

કોકે વિનવુડ તરફથી એ અધિકાર મેળવ્યો અને પોતાના છોકરા સાથે કેટલાંક હથિયારબંધ માણસોને લઇને જે જગાએ છોકરીને સંતાડવામાં આવી હતી ત્યાં તે ગયો અને બારણાં તોડી પાડી છોકરીને ઘસડી લેઈ ગયો.

આ ઉપરથી તેની સ્રી દાદ માગવા માટે બેકનની પાસે ગઇ. આ પ્રસંગ એવો બારીક હતો કે જો કોક અને તેની સ્રી હથિયારબંધ માણસો સાથે રસ્તામાં ભેગાં થયાં હોત તો ભયંકર પરિણામ આવ્યા વગર રહેત નહિ. આખરે મંત્રી–સભાએ બન્ને પક્ષકારોને શાંત રહેવાની ફરજ પાડી અને તરતના માટે એ નાની છોકરીને તેના માબાપના પાસેથી પડાવી લઇ જુદી રાખવાનો હુકમ કહાડયો. બેકને એવું ધાર્યું કે આ બધુ કોક અને વિનવુડના પ્રપંચનુંજ પરિણામ છે અને જેમ્સ અને બકીંગહામ કોક જેવા ઉદ્ધત અને બદનામ થયેલા માણસનો પક્ષ કરશે નહિ. પોતે કહેશે તે બકીંગહામ મંજુર રાખશે એમ તેને ખાતરી હોવાથી બેકને આ સંબંધ તોડી નાખવા સારૂ તેના ઉપર એક પત્ર લખ્યો. આ પત્ર તેણે કોકની છોકરીને એની માના કબજામાં સોંપવાનો હુકમ કહાડયા પહેલાં લખ્યો હતો. કોકની સાથે સંબંધ નહિ જોડવા માટે આ પત્રમાં તેણે કેટલાંક ખાનગી અને જાહેર કારણો આપ્યાં છે અને એ લખાણ ઉપરથી જાણે તે બકીંગહામને ધમકી આપતો હોય એમ જણાય છે. એ કાગળની હકિકત નીચે મુજબ હતી:—" આ સંબંધ કરવો એ તમારા પોતાના તેમ તમારા ભાઇના બન્નેના માટે સારૂં નથી. કારણ કે (૧) એક બેઆબરૂ થયેલા કુટુંબમાં એનું લગ્ન થશે; (૨) જે કુટુંબમા ધણી ધણીયાણીને ટંટો છે ત્યાં તેનો સંબંધ થશે; આવા કુટુંબને ખ્રિસ્તી ધર્મ ધિક્કારે છે; (૩) આપસાહેબ આપના જે મિત્રો સર એડવર્ડ કોકના વિરૂધ્ધ હતો તેઓને ખોઈ બેસશો .........છેવટે, આનાથી રાજાની નોકરીનું બંધારણ તૂટી જશે અને તેમાં ગોટાળો થઈ જશે. તેથી મારી સલાહ એવી છે કે.........આપ સાહેબ આપના માતુશ્રીને કહેશો કે તમારી ઇચ્છા એ લગ્ન ન થાય એવી છે અગર થાય તો એ કન્યાનાં મા અને બાપ બન્નેની રાજીખુશી શિવાય થાય નહિ ...આનું મુખ્ય કારણ એ છે કે વિનવુડ મંત્રીએ આ સંબંધ ઉધ્ધતાઇથી અને વગર વિચારે કર્યો છે; એ છોકરીનો બાપ બળાત્કારથી તેને લઇ જશે એવી શંકા ઉઠાવવી નકામી છે, (કારણ કે) પોતે ફાવે એટલા માટે આગ-

મૂળથીજ તેને તેની માએ સંતાડી દીધી છે...હું આશા રાખું છું કે આપ મારી શિખામણ માન્ય કરશો એટલુંજ નહિ પણ એ વ્યાજબી છે એમ માની લેશો, કારણ કે હું દુનિયાના મારા ઘણા અનુભવને લીધે આપસાહેબ કરતાં આવી બાબતમાં વધારે લાંબી નજર ફેરવી શકું છું, હું છું આપનો ઇત્યાદિ."

આટલે સુધી જવામાં તો બેકન કોઇ રીતે ઠપકાને પાત્ર નથી. પોતાના હોદ્દાની રૂએ તે સગીર બાળકોનો રક્ષક હતો; અને જે લગ્ન માટે થતી ગોઠવણ માત્ર દુષ્ટ વિચારથીજ કરવામા આવી હતી અને જેમાંથી આખરે માઠું પરિણામ આવ્યા વગર રહ્યું નહિ તેના સામા બેકને જે વાંધા લીધા હતા તેઓ માટે તેના શુદ્ધ ભાવ વિષે શક લેવાનું આપણને કંઇ કારણ નથી. પણ રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે તેણે આ બાબતમાં બેવડી ભૂલ કરી હતી. જ્યારે તેને એમ માલમ પડ્યું કે ગમે તેટલા જોખમે પણ આ લગ્ન કરવું એવો બકીંગહામનો દૃઢ નિશ્ચય હતો ત્યારે એનાં ગાત્ર શિથિલ થઇ ગયાં—એની હિમ્મત તદ્દન નાશ પામી. તેની બીજી ભૂલ એ હતી કે જે વિચારથી અને જે જુસ્સામા તેણે બકીંગહામને શિખામણ આપી હતી એ તે માન્ય કરશે કે નહિ, અગર એનાથી તેના જેવા મિથ્યાભિમાની પુરૂષ ઉપર કેવી અસર થશે એનો તેણે બિલકૂલ વિચાર કર્યો નહોતો. એકદમ તેના ઉપર જેમ્સના ગુસ્સા અને બકીંગહામની ખતરાજીરૂપી વાદળ તૂટી પડ્યું. જેમ્સ પણ વિલીઅર્સનો કોક સાથે સંબંધ થાય એમા ખુશી હતો અને તેથી તેણે મંત્રીસભાનો ઠરાવ તદ્દન ગેરવ્યાજબી છે એમ કહી ધિક્કારી કહાડ્યો. બેકને ઘણા કાલાવાલા કર્યા કે આ લગ્ન થાય એમાં હું ઘણો ખુશી છું પણ કોઇએ એના કહેવા ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. કોકના વિરૂધ્ધ બેકને જે જે હકિકત કહી હતી તે જેમ્સે તિરસ્કાર સાથે નામંજુર કરી અને તે ઉલટો કોકનો બચાવ કરવા લાગ્યો તેણે બેકનના ઉપર બકીંગહામની આજ્ઞા તોડ્યાનો અને નિમકહરામ થયાનો દોષ મૂકયો. બેકને પોતાનો ગુન્હો માફ કરવા માટે જે જે દલિલો કરી તે બધી માત્ર બહારથી બતાવવા પૂરતીજ છે એમ કહી તેઓના ઉપર જેમ્સે જરાપણ ધ્યાન આપ્યુ નહિ. આ વખતે જેમ્સે તેને ઘરના કોઈ હલકા નોકરને પણ ન આપે એવો ઠપકો આપ્યો બકીંગહામ ઉપર બેકને જે જે પત્રો લખ્યા તેઓથી પણ તેનું કાંઇ વળ્યું નહિ.

આ દરમ્યાનમાં દરબારમા તેના માટે ક્યા વિચાર થતા હતા એ વિષે તેના મિત્ર એલવર્ટને તેને ખબર આપી. તે લખે છે કે "બકીગહામ ઉઘાડે છોક મારે મ્હોઢે કહેતો હતો કે જે માણસોનો મારા ભાઇનાં લગ્ન ન થવામા જરાપણ સ્વાર્થ હશે, અગર એ લગ્નના વિરૂધ્ધ જવામા જે માણસોએ ભાગ લીધો હશે તેઓના ઉપર હું ગુપ્તવેર રાખીશ એમ નથી, પણ એ બાબત હું જાહેરમા તેઓના મ્હોઢે કહીશ અને પછીથી જે સત્તાનો હું ઉપયોગ કરીશ તેના લીધે (રાજાની) મારા ઉપર કેટલી મહેરબાની છે તે તેઓ જોશે આખું દરબાર કુતરાઓના ટોળાની માફક તમારા પાછળ પડ્યુ છે દરેક માણસના મ્હોમાથી આવાજ શબ્દો નિકળે છે કે તમારૂ માન હવે ઓછુ થશે અને જેવી રીતે તમારી જીબ્હાએ કેટલાક માણસોને કાપી નાખવામા અગાઉની ગરજ સારી છે તેવીજ રીતે લોકોની જીબ્હાથી તમારૂ પણ આવી બનશે"

બકીગહામ દરેક માણસને મ્હોઢે કહેતો કે એકન મારા સઘળા ઉપકાર ભૂલી ગયો છે અને બેઇમાની અગર વિશ્વાસઘાતી થવુ એ તો જાણે તેનો હમેશનો રિવાજ હોય તેમ જેવી રીતે તે પહેલાં ઇસેક્ષ અને સમરસેટ તરફ નિમકહરામ થયો હતો. તેવીજ રીતે હાલમા એ મારા તરફ પણ થયો છે એલવર્ટન તેને છેવટમા કહે છે કે "તમારે વુડસ્ટોક આગળ જઇને જેમ્સને રૂબરૂમાં મળવુ અને તેને કહેવુ કે લગ્નના વિરૂધ્ધ જવામા હુ એકલો નહોતો પણ મારી સાથે બીજા ઘણા ઉમરાવો હતા, તેમજ તમારે કોકનુ તોફાન જાહેર કરવુ, તમારે બિલકુલ ગભરાવું નહિ, પણ તમારે જે કહેવાનુ હોય તે તમે વિશ્વાસ રાખીને અને હિમ્મતથી કહેજો ઇત્યાદિ"

હવે એને નોકરીમાથી બરતર્ફ થવાની તૈયારી હતી, હવે રાજાની માફી માગી તેની મરજીને સપૂર્ણ રીતે તાબે થયા શિવાય બીજી કોઇ રીતે તે બચે એમ નહોતુ આ પ્રમાણે કરવાનુ તેણે કબૂલ કર્યું, અને તેનાથી રાજાના તેમજ બકીગહામના મન ઉપર કેવી અસર થઇ હતી એ બકીગહામના પત્ર ઉપરથી સમજાય છે એ પત્ર નીચેની મતલબનો હતો— 'તમે માફ માગવાનુ કબૂલ કર્યું તેથી તમારા ઉપર મને જે ગુસ્સો

ચઢયો હતો તે શાન્ત થઈ ગયો, અને મુખ્યત્વે કરીને તમારી સાથે મારી જૂની મૈત્રીના લીધે જાહેરમાં રાજા તમારી સાથે કેવી રીતે વર્તવા ધારે એ જાણવા માટે હું તેની પાસે ગયો. અહીં મને એમ માલમ પડયું કે જેમ્સ તમારા જવાબથી બિલકુલ સંતોષ પયો નહોતો અને તેણે જાહેરમા તમારૂં અપમાન કરવાનો નિશ્ચય કર્યો હતો. રાજાનો ગુસ્સો જોઇને હુ તો ઠરીજ ગયો અને તે કોઇ રીતે જાહેરમાં તમારૂં અપમાન ન કરે એટલા માટે મારે એને પગે પડવું પડયું, અને તમારે ખાતરીથી માનવું કે રાજાએ જેટલું મારૂં સાંભળ્યું તેટલું બીજા કોઇ માણસનું સાંભળ્યું હોત નહિ. મહા મહેનતને મેં એની પાસે એટલું કબૂલ કરાવ્યું કે—ભવિષ્યમાં તમારી નોકરીને હરકત થાય એવું કોઇ પણ પ્રકારનું તે જાહેરમાં તમારૂં અપમાન કરશે નહિ. માત્ર મંત્રીમંડળમાંથી જે લોકોએ આ કામમાં ભાગ લીધો છે તેઓને તેઓની ગેરવર્તણુંકના માટે મંત્રીસભાની પહેલીજ બેઠકના વખતે તે ઠપકો આપ્યા વગર રહેશે નહિ. આ કામમાં થયેલી કેટલીક વિશેષ ચૂકો તે ગણી બતાવશે પણ એમ કરવામાં તે નામ દઇને કોઇ અમુક માણસના ઉપર દોષ મૂકશે નહિ......છેવટમાં હું તમને કહુંછું કે ભવિષ્યમાં શુધ્ધ ભાવથી રાજાની નોકરી બજાવીને તેમજ તમારા મિત્રો તરફ હમેશાં દઢતાથી માયાળુ રહીને તમારી ગયેલી આબરૂ પાછી મેળવવાનો હવે તમને સારો પ્રસંગ મળ્યો છે........"

આના જવાબમાં બકીંગહામનો આભાર માનવાના હેતુથી બેકને જે પત્ર લખ્યો છે તે એના આખા પત્રવ્યવહારમાં ઘણોજ ખેદકારક છે—"મારા હમેશના મુરબ્બી સાહેબ—આપની કલમ અગર પીછીએ મારા તરફ ખરા માયાળુપણાનો, કુલીનતાનો અને ઉદારતાનો એવો સરસ ચિતાર આપ્યો છે કે તે મને હાલના વખતમાં અસંભવિત હોય એવા કોઇ પુરાતન સદ્ગુણની પ્રતિમારૂપ લાગે છે. હું આપનો જે આભાર માનું છું તે મારા પત્રની લીટીઓએ નહિ પણ મારી જીંદગીની લીટીએ પ્રદર્શિત કરવો જોઇએ: એમાં જો હું ચૂક કરૂં તો મારા ઉપર પરમેશ્વરની ઇતરાજી થાઓ, અને આજ હું માહારાજા સાહેબની અસાધારણ દયા અને આપના અત્યંત સ્નેહ અને મહેરબાનીથી થયેલા પુનરૂજ્જીવનથી હું મારા દેહને જેટલો સુખી માનું છું તેટલો તેને તે દુઃખી કરો. પરમેશ્વર તમારૂં આયુષ્ય

વધારો, તમને આબાદ રાખો અને તમારા માયાળુપણાનું ફળ તમને આપો આપનો અ ય ત આભારી સેવક અને મિત્ર ફ્રા. બેકન. ૨૨ સપ્ટે બર સને ૧૬૧૭

આ પ્રમાણે બેકને બકીંગહામ જોડે પોતાનું બળ અજમાવી જોયુ અને પરિણામે તેને એમ માલમ પડ્યુ કે વડીલના જેવો ડોળ ધારણ કરીને બકીંગહામને શિખામણ આપવી એ બરાબર નહોતુ. તેમજ તેના ખરા મિત્રો તેનુ હિત સાચવવા સારૂજ વખતે તેની ઇચ્છા વિરૂધ્ધ જઇ શકે એ નિયમ તેનેજરા પણ પસંદ પડે એમ નહોતુ. પાછળથી બેકને આવુ પગલુ ભરવાની કોઇ દિવસ હિમ્મત ધરી નહિ પણ હવે તે બન્નેના વચ્ચે સંપૂર્ણ બનાવ થઇ ગયો અને બેકન પાછો રાજ્યના કરતા-કારવતા પુરૂષોની સાથે વધારે વધારે ભાગ લેવા લાગ્યો જેમ્સ ઘણો સ્વચ્છંદી હતો અને પોતે સૌથી વધારે ડાહ્યો છે એમ સમજી તે વખતો વખત બેકન અને એના જેવા બીજા અમલદારોની સૂચનાઓનો તોછડાઇથી તિરસ્કાર કરતો આ કારણથી જોકે બેકનની કેટલીક સેવાઓ અમૂલ્ય હતી અને તેઓ અમૂલ્ય હતી એમ જેમ્સ પોતે સારી પેઠે સમજતો હતો તોપણ તેની દૃઢ રાજ્યભક્તિ, તેની અસાધારણ માનસિકશક્તિ અને તેના સોત્સાહ ઉદ્યોગને લીધે રા ન્ય સ બ ધી કામકાજમા તેને જે સત્તા મળવી યોગ્ય હતી તે તેને મળી નહોતી તે એક નોકર હતો અને જોકે તે ઉંચી પાયરીનો નોકર હતો તોપણ તેને નોકરની સ્થિતિનો અનુભવ કરવો પડતો હતો, રાજ્યનીતિ તો જેમ્સ અને બકીંગહામના હાથેજ નક્કી થતી હતી અમુક કાર્યમા કયે રસ્તે જવાનુ છે એ પણ તેઓની પસંદગી ઉપરજ હતુ જ્યારે કોઇ પણ રસ્તો એ બન્ને જણ નક્કી કરે ત્યારે તેને અમલમા મૂકવો એ બેકનનુ કામ હતુ આ બાબતમા બેકન રાજ્યના બીજા અમલદારોની માફક પોતાની સલાહ આપતો અને તે મંજુર થાય છે કે નહિ એની તે બિલકૂલ દરકાર રાખતો નહિ પણ તેને પોતાને જેમ્સ અને બકીંગહામ તરફથી જે જે સૂચનાઓ કરવામા આવતી તેઓને તાત્કાળિક અને યુક્તિસર અમલમા લાવવાની ખંત રાખવામા તે બીજા અમલદારોથી જુદો પડતો હતો ચાલતા વર્ષના (૧૬૧૭) ઑક્ટોબરની ૨૭ મી તારીખે વિનલુડ મરણ પામ્યો, અને બીજા વર્ષના

જાનેવારીમાં બકીંગહામને માર્કિવસનો ખિતાબ આપવામાં આવ્યો અને એજ માસના બીજા રવિવારે બેકનને સંપૂર્ણ ભભકાથી સર ન્યાયાધીશના હોદ્દે ચઢાવવામાં આવ્યો અને તેના પગારમાં ૬૦૦ પૌંડનો વધારો કરી આપ્યો.

હવે બેકનના ઉપર છેવટની આફત આવી તે પહેલાંની તેની જીંદગીની હકિકતમાં આપણે ત્રણ બાબતો તપાસવાની છેઃ—(૧) તેની કચેરીનો હમેશના નિયમ મુજબનો વહિવટ;—(૨) સર વોલ્ટર રેલે, સફોકનો અમીર અને સરકારી વકીલ એલ્સવર્ટન એ ત્રણેના ઉપર જે કામ ચલાવવામાં આવ્યાં હતાં તેમાં તેણે લીધેલો ભાગ—અને (૩) પોતાના દેશના વ્યાપાર સંબંધી તેના વિચારો—

(૧) એ બેકને વિલીઅર્સના ઉપર શિખામણ અર્થે ફરીથી બીજા રૂપમાં જે પત્ર મોકલ્યો હતો તે છેક ઇ. સ. ૧૬૧૯ માં લખાયો હોય તો આપણે તેને પત્રના જેવો ગણવો જોઇએ નહિ—કારણ કે તેનો મરોડ અને સ્વરૂપ એવાં છે કે એ પત્ર એ વખતના સર્વ સત્તાધીશ માર્કિવસના ઉપર મોકલવાના ઉદ્દેશથીજ લખાયો હોય એ સંભવિત લાગતું નથી—પણ આપણે તેને એના પહેલાંના પત્રવ્યવહારના આધારે પત્રના રૂપમાં લખેલા રાજ્યકારભાર વિષેના નિબંધ જેવો ગણવો જોઇએ. લખનારના હમેશના રિવાજ મુજબ એ પત્ર પાછળથી જરા વિસ્તૃત થયો છે અને તેના છેલ્લી આવૃત્તિમાં છપાયેલા નિબંધો શરૂઆતમાં લખેલા નિબંધો સાથે જેવો સંબંધ ધરાવે છે તેવોજ સબંધ આ નિબંધ તેના મૂળ ખરડા સાથે ધરાવે છે. આ પત્રમાં તે એલીઝાબેથના મરણને લગતી કેટલીક હકિકત લખેછે તે ઉપરથી પણ તે થોડા વખત અગાઉ લખાયો હશે એમ માનવાને કારણ મળે છે. આમા અને મૂળ પત્રમાં નીચે પ્રમાણે તફાવત જોવામાં આવે છે—રાજાના વિષે આમાં તેણે સ્વતંત્ર વિચારથી લખ્યું છે; દાખલા તરાકે 'તેની ખુશામત કરશો નહિ; તે પણ આપણા જેવો એક માણસજ છે,' વિગેરે શબ્દો તેણે વાપર્યા છે. રોમન કેથોલિક ધર્મ વિષે જરા વધારે સખત વિચાર, એલીઝાબેથના વખતના સુખના દિવસો વિષે સૂચના રાજ્યમા માહોમાહે લડાઇ જાગવાની પાકે પાયે લાગતી ધાસ્તી, સંસ્થાનોના

માટે તાબાની મંત્રીસભા સ્થાપવાની સૂચના, અને છેવટમાં ન્યાયની પવિત્રતાને લગતી નીચેની ખરી કસોટી કહાડે એવી હકિકત—"ન્યાયાધીશો હિમ્મતવાન હોવા જોઇએ, તેઓએ લોભનો તિરસ્કાર કરવો અને પરમેશ્વરનો ડર રાખવો, અજ્ઞાન માણસ સારો ન્યાયાધીશ થઈ શકે નહિ અને બ્હીકણુ માણસ સારો ન્યાયાધીશ પત્તાની હિમ્મત ધરી શકતો નથી. ગમે તેમ **થાય, પણ તમારે કોઈ દિવસ ન્યાયની કોઇ કચેરીમાં જે કામ ચાલતું હોય અગર ચાલવાનો સંભવ હોય તેમાં શબ્દથી અગર પત્રથી વચમાં પડવાને લલચાવું નહિ,** તેમજ જ્યાં તમારાથી બની શકે ત્યાં બીજા માણસને એમ કરવા દેવું નહિ; અને તમારાથી બને એટલી મહેનત લઇને ગમે તે કોઇની આજીજીને લીધે તમારા પોતાના અગર તમારા મિત્રોના માટે આવું કામ કરવામાંથી રાજાના વિચારો ફેરવી નાખવા જોઇએ, કારણ કે જો એવી આજીજી કબૂલ રાખવામાં આવે તો અન્યાય થવાનો પ્રસંગ આવેછે; પણ જોકે ન્યાયાધીશ ગમે એટલો પ્રમાણિક હોય, અને તેની હિમ્મત એટલી બધી હોય (એટલી હોવીજ જોઇએ) કે તે આવી ભલામણને પત ન કરે તોપણ આવા પ્રસંગે થોડો ઘણો વહેમ રહી જાયછે. ન્યાયાધીશો સિઝરની સ્ત્રીના જેવા ચોખ્ખા હોવા જોઇએ—અર્થાત્ તેઓ અપ્રમાણિક ન હોવા જોઇએ એટલુજ નહિ પણ તેઓના પ્રમાણિકપણા વિષે સહેજસાજ વહેમ પણ પડવો ન જોઇએ; અને સાહેબ, ધનસાફની કચેરીમાં ન્યાયાધીશ રાજાનો પ્રતિનિધિ હોવાથી ન્યાયાધીશની આબરૂ એજ રાજાની આબરૂ હોય છે."

એક બાજૂએ કોઇ રાજનીતિજ્ઞ પુરૂષ આવા ઉમદા વિચાર પ્રદર્શિત કરે અને બીજી બાજૂએ તે પોતેજ આંખ આડા કાન કરી તેઓના વિરૂદ્ધ ચાલે એવું દૃષ્ટાંત બેકનના શિવાય બીજું ભાગ્યેજ મળી આવશે. જે વખતે બેકને આ લખ્યું હતું તેજ વખતે તેણે પોતે અગર તેના તાબાના માણસોએ ઉપર બનાવેલા સ્તુતિપાત્ર નિયમોમાંથી કોઈ પણ સાચવ્યો હોય એવું જણાતું નથી, અને એ નિયમોના વિરૂદ્ધ જવાથીજ આખરે બેકનની પડતી થઈ એમાં જરાએ સંશય નથી.

સને ૧૬૧૭ થી ૧૬૨૧ સુધીની જે મુદતમાં તે સર ન્યાયાધીશ રહ્યો તેમા બકીંગહામે તેના ઉપર અમુક પક્ષકારોના ઉપર રહેમ નજર રખા-

વવાના હેતુથી સંખ્યાબંધ કાગળો લખ્યા છે. ઘણુખરા પત્રોમાં તે જે સ્પષ્ટ માગણી કરતો તે તો આટલીજ હતી કે એકને અમુક માણસોના કામ ઉપર ખાસ ધ્યાન આપવું; પણ ઘણી વખત તે આનાથીએ વધારે છુટ લેતો અને એવી વિનંતિ કરતો કે એકને તેના અસીલો માટે કાંઇ કરવું જોઇએ. બકીંગહામ પોતાના કોઇ પત્રમાં એકનને સૂચના કરતો હોય અને કોઇકમાં ધમકી આપતો હોય એમ જોવામાં આવે છે; પણ એના જે ત્રીસ પત્રો હાલમાં હયાત છે તેમાંનો એકે એવો નથી કે જે આ વખતના કોઈ પણ અંગ્રેજી ન્યાયાધીશના વાંચવામાં આવ્યો હોય તો તે એનાથી પોતાનું અપમાન થયું એમ માને નહિ.

મી. સ્પેડીંગ આ બન્નેનો દોષ ઓછો કરવા પ્રયત્ન કરે છે તોપણ તે આ પત્રવ્યવહારનું અનૌચિત્ય અગર અસભ્યતા તો કબૂલ કરેછેજ. પણ બકીંગહામે એ પત્રો ન્યાયના કામમાં હરકત કરવાના ઈરાદાથી લખ્યા હોય અગર એકને એમ થવા દીધું હોય એ વાત મિ. સ્પેડીંગ મંજુર રાખતો નથી. બકીંગહામનો હેતુ એવો નહિ હોય એમ માનવું તે તો કેવળ તેના ઉપર હદ બહાર રહેમ નજર રાખવા જેવું છે. એકનના ઉપર તે જે સત્તા ધરાવતો હતો તેનો પૂરેપૂરો લાભ લેવાનો તેણે નિશ્ચય કર્યો હતો એ વાત તે બન્નેના સંબંધ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આવી રીતે તે ન્યાયના કામમાં વચમાં પડે એ વાત એકનને ગમતી નહોતી એ ખરૂં છે, પણ તેણે કોઈ દિવસ બકીંગહામની ભલામણને પત નહિ કરવાનો પ્રયત્ન કર્યો હોય એ વિષે કાંઈ પુરાવો નથી; અને તે મ્હોઢેથી ઘણી રકઝક કરતો એવી જે કલ્પના મિ સ્પેડીંગ કરે છે તે તો કલ્પનાજ છે. તેઓના પત્રવ્યવહાર ઉપરથી જણાય છે કે કેટલીક વખતે એકને બકીંગહામની ભલામણ વિરૂદ્ધ ઠરાવ કર્યો હતા, અને બકીંગહામે ભલામણ કરેલા બધા માણસોના કામ તેઓના વિરૂદ્ધ જાય એવું હોય એ વાત અસંભવિત છે, તેથી એકનના ઠરાવો જ્યારે લાભમાં થાય એવા હતા ત્યારે વ્યાજબી હતા એવું અનુમાન કરવાને હરકત નથી. પણ એકનના પોતાનાજ કહેવા પ્રમાણે એવા પ્રસંગે તેઓની અરધી કિંમત ઘટી જતી અને સહેજસાજ વહેમ ખાવાનો માર્ગ ખુલ્લો થતો.

પણ તેના કમનસીબે એક મુકદ્દમો એવો છે કે તેની હકિકત સાભળીને બીજી રીતે તેનો બચાવ કરનારા માણસો પણ આ વખતે પાછા હઠે છે આ કામની હકિકત નીચે મુજબ હતી—એક સગીર બાળકને વારસામા મળેલી મિલ્કત તેના બે કાકાને સોપવામા આવી હતી આલોકોને તેઓની મહેનતના બદલે મૃત્યુપત્રમાં છલાબદી બક્ષીસ આપવામા આવી હતી, તોપણ તેઓએ મિલ્કતનો કેટલોક ભાગ પોતાના ખાનગી કામમા વાપરી દીધો, અને જ્યારે તેઓનો ભત્રીજો મોટી ઉમ્મરનો થયો ત્યારે તેઓએ તેને ફક્ત મુદ્દલ આપવાનુ કબૂલ કર્યું અને વ્યાજ આપવાની ના કહી વ્યાજની રકમ મોટી હતી અને તેથી તેઓના ઉપર દાવો કરવામા આવ્યો જે કચેરીમા દાવો કરવામા આવ્યો તેના અધિકાર વિરે તેઓએ વાંધો લીધો પણ બેકને તે સ્વીકાર્યો નહિ અને તેઓને માત્ર દાવાના ગુણ દોષ ઉપર જવાબ આપવાનુ ફરમાવ્યુ પરન્તુ પાછળથી તેણે તેઓનો હિસાબ નક્કી કરવા સારૂ એક ખાસ ન્યાયાધીશને નિમ્યો હિસાબ તપાસતા તેમા ઘણી ગરબડ માલમ પડી અને તેથી સને ૧૬૧૭ના નવેમ્બરની ૨૮મી તારીખે વ્યાજ મુદ્દલ સાથે તેઓના વિરૂદ્ધ હુકમનામુ કરવામા આવ્યુ આખરે જ્યારે તેઓના ઉપર કચેરીનુ બહુ દબાણ થવા લાગ્યું ત્યારે તે બેમાના એક દાક્તર સ્ટુવર્ડે બકી ગહામની દાદ માગી આ ઉપરથી તેણે સર ન્યાયાધીશને લખ્યુ કે—"સ્ટુવર્ડથી હુકમનામા જેટલા પૈસા આપી શકાય તેમ નથી, અને......હું જાણુ છું કે આટલી બધી મુદત વીતી ગયા પછી એવા કામમા ફેરફાર કરવો એ તમારા માટે બરોબર નથી, તોપણ મારા ઉપર તેના ઉપકારોને લીધે...હુ એવી ઇચ્છા રાખુ છુ કે ખાસ મારા પોતાની ખાતર જો હુકમનામામા કાઇ પણ ઓછુ કરવાની સવડ હોય તો તમે એ પ્રમાણે કરી આપશો." બીજે દિવસે ન્હેરી તે જાણે હુકમ કરતો હોય એમ લખે છે—"મે તમને દાક્તર સ્ટુવર્ડના માટે લખી જણાવ્યુ છે અને એ સિવાય, બીજા કામની માફક આમા પણ હું તમારા સાથે છૂટથી વાતચિત કરવાનુ યોગ્ય ધારૂ છુ અને તેથી . . તમને કહુઁ છું કે એ માણસ આબરૂદાર છે તેથી, અને તેના વિરૂધ્ધ જો કાઇ સખત પગલું ભરવામા આવશે તો તે તેને તાબે નહિ થાય એવી હિમ્મતવાળો છે માટે એને તમારા વિરૂધ્ધ કોઇ પણ ફરિયાદ કરવાનો વખત આવે એ દિલગીરીની વાત છે"

આ પ્રમાણે સપડામાંથી બેકને દાક્તર સ્ટુવર્ડ સાથે ખાનગી વાતચિત કરવાની યુક્તિ શોધી કહાડી. પરિણામ એ આવ્યું કે દાક્તરને દાવો ફરીથી ખાસ બીજા માણસોને અખત્યાર આપીને તપાસવાનું નક્કી કર્યું અને એ અપ્રમાણિક સ્ટુવર્ડને વ્યાજ વગર ફક્ત મુદ્દલ આપવાની રજા આપવામાં આવી. જો આ પ્રમાણે ખાસ બીજા માણસોને અખત્યાર આપો એ માત્ર નામનેજ હોય તો એ બેકનના પોતાના વિચારના વિરૂધ્ધ હતું કારણ કે આવી રીતે 'તેઓનો બોજો ઓછો કરવાના હેતુથી જે આડા રસ્તા લેવામાં આવતા' એ તેને પસંદ નહોતું; અને જો એ વાત ખરી હોય તો જે જુમ્મો તેણે પોતાના માથે લેવો જોઇએ તે બીજાઓના શિર પર ઢોળી પાડવાના દોષને તે પાત્ર થાય છે. પણ જોકે આપણે આ કામના ઠરાવ ઉપરથી બેકનના બીજા ઠરાવો વિષે શક ન લાવીએ તોપણ આનાજ ઉપરથી બકીંગહામ સાથે એનો કેવો સંબંધ હતો એ સ્પષ્ટ જણાઇ આવે છે. જ્યારે એના પોતાના ઉપર આફત આવી ત્યારે આ કામ જેટલા ગુન્હા ભરેલું બીજું કોઇ પણ કૃત્ય એના વિરૂધ્ધ સાબીત કરવામાં આવ્યું નહોતું.

(૨) ઉપરનો દુઃખદાયક પત્રવ્યવહાર ચાલતો હતો એ દરમ્યાનમાં સર વૉલ્ટર રેલેના સંબંધમાં જે કરૂણાજનક બનાવ બન્યો હતો તે અવશ્ય નોંધવા લાયક છે. તેના ઉપર જે કામ ચલાવવામાં આવ્યું હતું તેને લગતી સઘળી હકિકત અહીં આપવાની જરૂર નથી. જેમ્સના રાજ્યમાં એલીઝાબેથના વખતની હિમ્મત અને ચપળતાનો ખરો પ્રતિનિધિ તે એકલોજ હતો. તે જાતે તત્વજ્ઞાની અને કવિ હતો. લશ્કરી કામકાજ પણ તે સારી પેઠે જાણતો હતો; પણ તેની હિમ્મત અને ચતુરાઈ એજ તેની પડતીનાં કારણ થઇ પડ્યાં. એલીઝાબેથની હજુરમાં રહેલો હોવાથી જેમ્સની ખુશામત કરવાને તે નાખુશ હતો. કોબહામ–કાવતરાંને લગતી ખરી હકિકત હજુ મળી આવી નથી. ઇન્ગલેન્ડનું રાજ્ય જરા વધારે સ્વતંત્ર પાયા ઉપર સ્થાપવાના વિચારથી જે ગુપ્ત કાવતરાં થતાં હતાં તેમાં વખતે રેલેએ ભાગ લીધો હશે એ વાત સંભવિત છે. તેના સોબતીઓએ તેને આફતના વખતે તજી દીધો હતો એ વાત નિઃસંદેહ છે. પણ તે સાથે આપણે યાદ રાખવું જોઇએ કે તેણે જાતે પણ બધી ખરી હકિકત જાહેર કરી નહોતી.

પહેલી વખત જ્યારે એના ઉપર કામ ચાલ્યું ત્યારે એને દેહાન્તની શિક્ષા કરી હતી, પણ પાછળથી એને બાર વર્ષ સુધી કેદખાનામાં સડવા દીધો. આખરે જે વખતે સ્પેઇનના વિરૂધ્ધ લોકોની લાગણી ઘણી ઉશ્કેરાઈ હતી તેવામાં ગાયનાની આગલી મુસાફરીમાં તેણે જે ખાણ શોધી કહાડયાની ખબર આપી હતી ત્યાંથી માલમિલ્કત લઈ આવવા માટે તેને મોકલવાનો સરકારે ઠરાવ કર્યો. પણ આ વાતની સ્પેઈનના રાજાને આગળથી જેમ્સના પોતાના તરફથીજ ખબર મળી હતી તેથી તેણે સાવચેત રહી સઘળી તૈયારી કરી રાખી હતી. આ કારણથી રેલેનું કાંઇ ફાવ્યું નહિ, અને તે હાર ખાઇને પાછો આવ્યો. દેશમાં આવ્યા પછી તેના વિરૂધ્ધ કેટલીક ખાનગી તપાસ કરવામાં આવી પણ આ નવો ગુન્હો બરાબર સાબીત થાય એમ ન હોવાથી તેને એના જૂના ગુન્હાના પેટે મ્હોંતની શિક્ષા કરી— ઑક્ટોબર ૨૯ સને ૧૬૧૮.

રેલે ઉપર જે કામ ચલાવવામાં આવ્યું હતું તેને લગતી હકિકત સાથે બેકનનો સંબંધ નહોતો પણ તેને મારી નાખ્યાથી જ્યારે લોકોની લાગણી સરકારના વિરૂદ્ધ જોવામાં આવી ત્યારે રાજ્ય વિરૂદ્ધ તેણે જે જે ગુન્હા કર્યા હતા તે બધા જાહેરમાં મૂકવાનું કામ બેકનને સોપવામાં આવ્યું. રેલેના માટે બેકને જેમ્સના જેવી ભૂલો કરી હોત નહિ; પણ એકવાર જેમ્સની ભૂલ થઈ તો પછી એમાંથી તેને બચાવવાનું કામ બેકનનું હતું પોતાને સોપેલું કામ તૈયાર કરવામાં જોકે તેણે સત્યનુ અસત્ય અને અસત્યનું સત્ય નહિ કર્યું હોય તોપણ રેલેનાં જે કૃત્યો શક ભરેલાં હતાં તેઓનો તેણે રેલેના વિરૂદ્ધ જાય એવો ઘણોજ નઠારો ખુલાસો આપ્યો હતો એ વાત નિર્વિવાદ છે આ હકિકત જ્યારે આપણા વાચવામાં આવે છે ત્યારે ઇસેક્ષના મ્હોંત પછી તેના તરફ ચલાવેલી બેકનની વર્તણૂંક આપણને યાદ આવ્યા વગર રહેતી નથી.

સફોકના અમીર અને તેની સ્ત્રીના ઉપર સરકારી પૈસાનો ગેરવ્યાજબી ઉપયોગ કર્યા બાબત જે કામ ચલાવવામાં આવ્યુ હતુ તેના સંબંધમાં બેકન પોતાના હોદ્દાની રૂએ જે સંબંધ ધરાવતો હતો તેમાં એનો દોષ નહોતો. સફોકની સ્ત્રી તો ઉઘાડી રીતે ગુન્હેગાર ઠરી હતી; અમીર જાતે

અને તેના તાબાના માણસો પણ પોતાનો બચાવ કરી શકયા નહોતા. આ કામ ચાલતું હતું તે વખતે દિવસે દિવસે કામ કેવી રીતે અને કેટલું ચાલતું હતુ તે વિષે બકીંગહામને રોજ ખબર આપવામાં બેકન જરા પણ ખોટું છે એમ માનતો નહિ. બકીંગહામને તે લખે છે કે મેં એવી ગોઠવણ કરી રાખી છે કે સફોક તાબે થાય તોપણ તેના ઉપર કામ ચલાવવાનું બંધ કરવું નહિ કારણ કે " જો ન્યાય સીધે રસ્તે જતો બંધ થાય તો આ સઘળી મહેનત રંગભૂમિપર નાટક ભજવ્યા બરાબર થાય. " પુરાવો બરાબર થાય છે કે નહિ એ બાબત તે ઘણી સંભાળ રાખતો હતો અને તે વિષે તે બકીંગહામને લખે છે કે " પુરાવો મજબૂત કરવા માટે ન્યાયાધીશને યોગ્ય હોય એટલે દરજ્જે હું મદદ કરૂં છું એમ હું કહીશ નહિ." ન્યાયાધીશ થઇને બકીંગહામના ખાસ શત્રુ ઉપર કામ ચાલતું હતું તે વખતે એ કામ ગમે તેટલું આરોપીના વિરૂદ્ધ જાય એમ હોય તોપણ એ વિષે વખતો વખત બકીંગહામને ખબર આપતા રહેવું એ બેશક તેના હોદ્દાને શોભાવે એવું નહોતું. આ કામમાં જો બેકન સરકારી વકીલ તરીકે ઉભો રહ્યો હોત અને ઉપર પ્રમાણે કર્યું હોત તો તે અલબત વ્યાજબી ગણાત પરન્તુ ન્યાયાધીશ થઇને પણ એમ કરવું તે પોતાની ફરજ છે એમ તે માનતો હતો. જે લોકોને જેમ્સ પોતાની નોકરીમાં રાખવાની ઇચ્છા રાખતો હતો અને જેઓના ઉપર બકીંગહામ કૃપાદૃષ્ટિ રાખવાની મરજી બતાવતો હતો તેઓને તો આ પ્રમાણે કરવુંજ પડતુ હતુ પણ જે પધ્ધતિ અગર રિવાજને બેકન જેવો માણસ વ્યાજબી અને પ્રમાણિક ગણતો હતો તેનો સ્પષ્ટ ખુલાસો સરકારી વકીલ એલવર્ટન જે કોક કુટુબની લડાઈ વખતે બેકનના તરફેણમા ઉભો રહી બકીંગહામના સામો થયો હતો તેને થયેલી શિક્ષા ઉપરથી મળી આવે છે.

૪. સ ૧૬૨૦ના છેવટના ભાગમા જ્યારે પાર્લામેન્ટ મળવાની વકી ચાલતી હતી ત્યારે બકીંગહામના ભાઇઓ અને તેમના આડતીઆઓના કબજામા જે કેટલાક પરવાના હતા અને જે અનન્યસાધારણ અધિકાર તેઓ ભોગવતા હતા તેઓ વિષે જ્યા ત્યા ચર્ચા થતી હતી. આવા પરવાનાના આધારે તેઓ સોના અને રૂપાની કીત બનાવવામા જે ધાતુ વાપરતા હતા તેમાં તેઓ ભેગ કરતા હતા અને તેથી પ્રજાને ઘણું નુકશાન થતું હતુ પણ

આ વાત નજીવી છે. આગળના વખતમાં રાજ્યના ઇજારદારોને જેવી સત્તા આપવામાં આવતી હતી તેવીજ આ લોકોને પણ આપવામા આવી હતી. તેઓને લોકોના ઘર તપાસવાની તેમજ શક પડતા માણસોને પકડવાની સત્તા હતી આવી ભયંકર સત્તા તેમને જે કામ માટે આપવામા આવતી એમાજ તેનો ઉપયોગ કરીને તેઓ સતોષ માનતા નહિ પણ કોઇના ઉપર જૂનું વેર વાળવામા, તેમજ કુલીન સ્ત્રીઓની ઇજ્જત લેવામાં અને એવાં બીજા નઠારાં કામ કરવામા તેઓ આ સત્તાનો ગેરવ્યાજબી ઉપયોગ કરવામા જરા પણ ડરતા નહિ આવા અધિકાર પ્રજાને પસદ નહોતા અને તેઓ કેટલે દરજ્જે કાયદેસર હતા એ વિષે પણ ભારે શક હતો બેકન કાયદાની અને રાજનીતિની રૂએ તેઓનો બચાવ કરતો અને મિ. ગારડીનર કહે છે કે તેનું કહેવુ છેક આધાર વિનાનુ નહોતું, પણ જે વાત આખા દેશની પ્રજાને અપ્રિય થઇ પડી હતી તેને જીદ કરી પકડી રાખવી એ તેને યોગ્ય નહિ જણાયાથી તેણે કેટલાક ઉઘાડા ગેરવ્યાજબી અને અપ્રિય પરવાના રદ કરવા માટે બકીંગહામને બલામણ કરી, પણ તેણે આ વાત મજુર રાખી નહિ, અને જ્યારે એ વિષય મત્રીસભામા ચર્ચાયો ત્યારે પણ એકે પરવાનો રદ કરવામા આવ્યો નહિ જે વખતે આ વિષય માટે તકરાર ચાલતી હતી તે વખતે એલવર્ટનની વર્ત્તણુક ઉપરથી જણાઇ આવ્યું કે આવા અનન્યસાધારણ અધિકારનો બચાવ કરવાનું તેમજ તેને કબૂલ નહિ રાખનારને કેદમા મોકલવાનું કામ તેને પસદ નહોતું તે આવા અધિકાર વિષે પોતાની નાખુશી બતાવતો હતો, એટલુજ નહિ પણ તેની ચાલચલગત ઉપરથી જાણે તે એ બાબતમા ઇર્ષા કરતો હોય એમ દેખાઇ આવ્યુ જે માણસના ઉપર બકીંગહામની ઇતરાજી હતી તે જ્યારે આવો ગુન્હો કરે ત્યારે ભારે થઇ પડે એમા નવાઈ નથી, અને આખરે એમાથી જે પરિણામ આવ્યુ તે બકીંગહામની ઇતરાજીને લીધેજ આવ્યુ હશે એમ માનવામા હરકત નથી મિ. ગારડીનર લખેછે કે "લડન શહેરના હક્ક વિષે નવી સનદ ઘડતી વખતે એલવર્ટને જેના માટે પોતાને અધિકાર મળ્યો નહોતો એવી કેટલીક કલમો તેમા દાખલ કરી વધારે નઠારૂ એ થયું કે રાજાએ મ્હોડેથી તેને કેટલીક હકિકત કહી હતી તે એ ભૂલથી બરાબર સમજી શક્યો નહિ જોકે એના ઉપર રૂશવત

સંબંધી કંઇ પણ આરોપ મૂકવામાં નહોતો આવ્યો તોપણ તેને નોકરી ઉપરથી દૂર કરવામાં આવ્યો અને સ્ટારચેમ્બરમાં એના ઉપર કામ ચલાવવામાં આવ્યું. છેવટ તેને નોકરી ઊપરથી બરતર્ફ કરવાની, ૪૦૦ પૌંડ દંડની અને રાજાની મરજીમાં આવે ત્યાં સુધી કેદમાં રાખવાની સજા કરવામાં આવી.

આ કામની વ્યવસ્થા કરવામાં બેકન અગ્રેસર હતો. એલવર્ટન એકદમ તાબે થયો. જે કલમો તેણે વધારી હતી તે બહુ મહત્વની નહોતી, પણ તેઓના માટે રાજાની મંજુરી લીધી નહોતી તેથી તેની બેદરકારીને જોઈ ન જોઇ કરે ચાલે એમ નહોતું. તેના ગુન્હાનું રૂપ જોતાં તેને સખત ઠપકો આપવાથી સંતોષ નહિ માનીને તેને નોકરીમાંથી બરતર્ફ કર્યો એ શિક્ષા ઓછી નહોતી " પણ રાજાના માનની ખાતર " બેકનના ધારવા પ્રમાણે એલવર્ટન તાબે થયો એટલેથી ચાલે એમ નહોતું. બેકન તેણે કરેલા ગુન્હાને ભયંકર ગુન્હા જેવો ગણવા લાગ્યો અને એલવર્ટનને સખત શિક્ષા કરી બીજાઓને તે દ્રષ્ટાંતરૂપ થઇ પડે એમ કરવાની તેણે આવશ્યકતા જણાવી. તેણે જણાવ્યું કે એલવર્ટન નોકરીને લાયક નથી અને પાછળથી દંડ અને કેદની સજા વાંચી સંભાળાવી. મિ. સ્પેડીંગ કહેછે કે બીજેજ દિવસે બેકને સઘળી હકિકતથી બકીંગહામને વાકેફ કર્યો.

આ પ્રમાણે રાજાએ બેકનનો ઉપયોગ કર્યો અને બેકને પણ એમ થવા દીધુ. જો જેમ્સે બેકનની શિખામણ માન્ય કરી હોત તો તે વધારે સારી નોકરી કરી શકયો હોત એમાં જરાએ શક નથી. તે મૂળથીજ જેમ્સને તેનું હદ બહારનું ખરચ કમતી કરવાને કહેતોહતો. આખરે બકીંગહામને પણ એમ કરવાની આવશ્યકતા જણાઇ આવી. આ વખતમાં બેકનને મંત્રીસભામાં બેસવાનો હક હતો તેથી તેમજ સફોકના અમીર ઉપર કામ ચલાવ્યા પછી કરકસર કરવાની અગત્યતા જણાય આવ્યાથી, બેકનના ધારેલા ફેરફાર અમલમાં આવશે એમ લાગતુ હતું. પહેલવહેલી કાપકૂપ રાજાના અને તેના નોકરોના રસોડામાં થઇ. પાછળથી તેણે એ ખરચ વધારવાનો પ્રયત્ન કર્યો પણ કાંઈ વળ્યું નહિ. જોકે બેકન પોતાનો સંસાર

બરાબર ચલાવતો નહોતો તોપણ રાજાનુ ખરચ નિયમસર નહોતુ ચાલતુ તેમા એનો દોષ નહોતો તેવીજ રીતે જેમ્સ પાર્લામેન્ટ વગર ચલાવવાનો અગર તેને પત નહિ કરવાનો હમેશા જે પ્રયત્ન કરતો હતો એમા પણ બેકનને દપકો આપવા જેવુ નથી તે તો હમેશા જેમ્સને એકજ તરેહની શિખામણ આપ્યા કરતો કે—પાર્લામેન્ટની ખાસ આવશ્યકતા છે, તેના વગર ચાલે એમ નથી, રાજા અને રૈયતનું દિલ એક કરવામાટે, તેમજ અગ્રેજ લોકો પોતાના રાજાને કેવી રીતે ચહાય છે, અને રાજા તેઓના ઉપર કેવો વિશ્વાસ રાખે છે એ બહારના લોકોને બતાવવા માટે તે એક અમૂલ સાધન છે પાર્લામેન્ટથી બ્હીના નહિ, તેને યુક્તિથી બોનાવો પણ તેને ગોધી રાખવાનો પ્રયત્ન કરશો નહિ ઉધ્ધત અને તોફાની માણસોને દાબમા રાખો પણ જેમા તેમા વચમા પડવાની બહુ ઇચ્છા રાખશો નહિ, અને તમારે પાર્લામેન્ટ પાસેથી પૈસા લેવાની ખાસ જરૂર છે તોપણ પાર્લામેન્ટ બોલાવવામા એજ તમારો મુખ્ય હેતુ છે એમ તમે જણાવા દેશો નહિ, રાજનીતિ અગર સુધારાને લગતા કેટલાક સવાલોથી તૈયાર રહો, અને એ વિષે પાર્લામેન્ટનો મત લ્યો, ઇત્યાદિ—

બેકનના વિચાર મૂળથીજ આવા હતા જોકે તોફાની અને જ્યા ત્યા નડતર કરતા હોય એવા માણસોની આખમા ધૂળ નાખવાનો વિચાર જરા વધારે જોવામા આવે છે તોપણ તેની શિખામણ એકંદર રીતે જોતા ડહાપણ ભરેલી હતી જેમ્સના પોતાના મનના વિચાર ગમે તેવા હોય તોપણ અગ્રેજી પ્રજા સાથે કેવી રીતે વર્તવુ એ જો તે બેકન પાસેથી શિખ્યો હોત તો પરિણામ સારૂ આવ્યા વગર રહેત નહિ પણ તે આ પ્રમાણે શિખે એવો માણસ નહોતો એક દિવસ તે બોલ્યો હતો કે ' મને આશ્ચર્ય લાગેછે કે મારા પૂર્વજોએ શુ જોઇને પાર્લામેન્ટના પ્રજામડળ જેવા ખાતાને અસ્તિત્વમા આવવાની રજા આપી હશે હુ અજાણ્યો છુ અને હુ અહિ આવ્યો તે વખતે એ (ખાતુ) હતુ તેથી કરીને જતે કહાડી નાખવાની મારામા સત્તા નથી તેને વેઠી લેવાની મને ફરજ પડેછે '' પરમુલકના જેટલા રાજાઓ ઇન્ગલેન્ડની ગાદી ઉપર આવ્યા છે તેઓમાથી તે ગાદીની સરતોને તાબે નહિ થવા માટે જો કોઈએ છેવટ સુધી પ્રયત્ન કર્યો હોય તો તે જેમ્સ એકલોજ હતો

(૩) એવું કહેવામાં આવ્યું છે કે ઇ. સ. ૧૫૫૮ ની સાલમાં ઇન્ગલેન્ડે સ્પેઇન સાથે ધર્મનું બ્હાનુ કહાડીને જે લડાઇ કરી હતી તેમાંથીજ તેના વ્યાપારની વૃદ્ધિ થઇ છે. પ્રોફેસર સીલી લખેછે કે ઇન્ગલેન્ડ અને હોલેન્ડ એ બન્ને દેશોએ સ્પેઇન સાથે લડાઈ કરીને ઘણો પૈસો ભેગો કર્યો છે, અને વ્યાપારનાં મોટાં મથક થઇ પડયાં છે. સીડની, ઇસેક્ષ, હોવાર્ડ વિગેરેના વિચારો ફકત વ્યાપાર ઉત્તેજનને લગતા નહોતા પણ ત્યાર પછીના જમાનાની પ્રજાનું ધ્યાન એ વિષય તરફ ઘણું ખેંચાયું હતું. બેકન એ વિષયનું મહત્વ બરાબર સમજ્યો હતો પણ વ્યાપાર ઉત્તેજનાર્થે તે જે વિચારો ધરાવતો હતો તે તેણે પ્લેટો અને એરીસ્ટોટલના પુરાતન મતને અનુસરીને બાંધ્યા હતા. ઉદાહરણ તરીકે તે કહેતો કે જો એક દેશને નફો મળે તો બીજાને નુકશાન થવુંજ જોઇએ, અર્થાત્ પહેલાનો જેટલો નફો તે બીજાની ખોટ હોવી જોઇએ; આને બીજા રૂપમાં મૂકીએ તો દેશાવરથી આપણા દેશમાં જે માલ આવે તે જો આપણા દેશમાંથી દેશાવર જાય તેના કરતાં વધારે હોય તોજ દેશની આબાદી થાય. આ મતને અનુસરીને બેકન પરદેશનો માલ ખરીદવા ના કહેતો અને સ્વદેશના હુન્નર, કળા, ઉદ્યોગ, ખેતીવાડી વિગેરેને ઉત્તેજન આપવાનું કહેતો; તોપણ જે નિબંધમાં તેણે આ વિચારો દર્શાવ્યા છે તેમાંજ તે લખેછે કે સાર્વજનિક હિતનું અગર એવું બીજું કોઇ બ્હાનું કહાડીને પણ કોઇ દિવસ કોઇ માણસને વ્યાપાર સંબંધી અનન્યસાધારણ અધિકાર આપવા નહિ. આમ છતાં સર ન્યાયાધીશ થયા પછી તેણે આમાંના કેટલાક અધિકારોનો બચાવ કર્યો હતો, એ નવાઈ જેવું છે વખતે તેણે આ પ્રમાણે બકીંગહામના દબાણથી કર્યું હશે એમ માનવાને હરકત નથી.



# પ્રકરણ ૬ ઠું.

---

## બેકનની પડતી.

સને ૧૬૨૦-૨૧ ના જાનેવારીની ૩૦ મી તારીખે જ્યારે પાર્લામેંટ ભરાી ત્યારે સર ન્યાયાધીશના હોદ્દા ઉપરથી બેકને હમેશના સીરસ્તા મુજબ ભાષણ આપ્યું. અને જેમ્સના વખતમાં પ્રજાની આબાદી, અને રાજ્યકીર્ત્તિની કેટલી વૃદ્ધિ થઇ હતી તે વિષે હકિકત કરી સંભળાવી એ વખતમાં આખા દેશમાં બેકન સૌ કરતા વધારે ભાગ્યશાળી ગણાવા લાગ્યો આ વેળા તે સાઠ વર્ષની ઉમ્મરે પહોચ્યો હતો, અને તે પોતાની ઇચ્છિતરચના સફળ કરી ચૂકયો હતો.

વિશેષમાં તે એમ સમજતો હતો કે સર ન્યાયાધીશ જેવી મોટી જગ્યા ઉપર આવવાથી હવે સાર્વજનિક હિત વિષે પોતાના ઉદ્દેશો સફળ કરવાનો, તેમજ પોતાની માનસિકશકિત બતાવી આપવાનો તેને ઘણોજ અનુકૂળ પ્રસગ આવ્યો હતો જેમ્સનો વિશ્વાસ એના ઉપર સંપૂર્ણ બેઠો હતો થોડા દિવસ અગાઉ તેને જેમ્સનો મહેરબાનીનો તાજો દાખલો મળ્યો હતો — ઉમરાવની પદવીમાં એક પગથીઉં ઉપર ચઢાવી તેને હમણાં સેન્ટ આલ્બનનો વાયકાઉન્ટ બનાવ્યો હતો બકીંગહામ સાથે પણ એનો પરિચય ઘણોજ વધી ગયો હતો, અને હાલમાં તે તેની સાથે દરેક વિષય ઉપર છૂટથી વાત કરી શકતો હતો. ખાસ બેકનના પોતાના આત્માને વિશેષ આનંદ આપે એવો બીજો બનાવ થોડા વખત ઉપર બન્યો હતો. ઈ સ ૧૬૨૦ ના ઑક્ટોબરમા એના પાછના ત્રીસ વર્ષની મેહેનતનુ ફળ, અને એની મહાન યોજનાની વિધિપૂર્વક થયેલી પ્રથમ સ્થાપના, એવું 'નવીન સાધન,' નોવમ ઓરગેનમ બાહાર પડયુ હતુ અને એની ઘણી નકલો મોટા માણસોમા વહેંચાવામાં આવી હતી આ પુસ્તક તેણે જેમ્સને અર્પણ કર્યું હતું. જેમ્સે એ ગ્રથ જોઇને માત્ર આટલીજ ટીકા કરી હતી "તે પરમેશ્વરની સ્વસ્થતા જેવો છે એમાઅક્કન કહ્યુ કરે એમ નથી" પાર્લામેન્ટ મુકરર કરેલે દિવસે મળી, અને તે દિવસે કાંઈ અશુભ ચિન્હ જોવામા

આવ્યું નહોતું. તેઓએ રાજ્યના ખરચ બાબત એકદમ સર્વાનુમતે મંજુરી આપી. તેઓએ પ્રથમ જે વાત ઉપાડી અને જેનાથી બેકન ઘણો ખુશી થયો તે એ હતી કે તેઓએ કાયદાને લગતા ગ્રંથોમાં સુધારો કરવા સારૂ એક ખાસ કમિટિ નિમી. કાંઈ પણ અનિષ્ઠ થવાનું છે એમ બેકન ધારતો નહોતો. ધાસ્તી રાખવાનું એને જરાએ કારણ નહોતું, એટલુંજ નહિ પણ તે તો ઉલટો આ પાર્લામેન્ટને હાથે કાંઇ સારૂં થવાની આશા રાખતો હતો.

જેમ્સના રાજ્યની કેટલીક ગુહ્ય હકિકત હજુ પણ આપણા સમજવામાં બરાબર આવતી નથી, અને તેમાં કોઈ પણ ધારે નહિ એવે વખતે બેકનના ઉપર જે આકસ્મિક અને ભારે આફત આવી પડી એનુ ખરૂં કારણ શોધી કહાડવું એ ઘણુંજ દુર્ઘટ છે. બેકનના જેવા મોટા અમલદારોની પડતીના અત્યંત કરૂણાજનક દાખલા સેંકડો બન્યા હતા અને પાછળથી બનવાના હતા; પણ તેઓમાં અચંબો અને શરમ પમાડવા સાથે અંતઃકરણને પીગાળી નાખે એવો એના જેવો બીજો દાખલો ભાગ્યેજ બન્યો હશે. આવા દાખલા હજારો બનેછે, પણ તેઓનાં અનિષ્ટસૂચક ચિન્હો આગળથી જણાયછે અને તેઓનાં કારણો પણ સ્પષ્ટ હોયછે. બેકનના સંબંધમાં આનાથી તદ્દન ઉલટુંજ હતું.-જે વખતે એના ઉપર અચાનક આફત આવી પડી તે વખતે તો તે મીઠી આશામાં હતો. જેમ્સની તેમજ બકિંગહામની મહેરબાની એના.ઉપર સંપૂર્ણ હતી તેમજ એની કીર્તિ પણ જ્યાં ત્યાં ફેલાઇ ગઈ હતી ગયા પ્રકરણમાં આપેલી કેટલીક હકિકત ઉપરથી આપણને એમ લાગેછે કે એની પડતીનાં કારણો બીજા કોઇની નહિ, તોપણ એની પોતાની તો નજર આગળ ખડાં હોવાં જોઇએ, પણ એ કારણો એવાં હતા કે તેઓના ઉપર એ વખતમાં કોઇ ધ્યાન આપતુ નહિ જ્યાં સુધી દિવસ પાંસરા હતા ત્યાં સુધી કોઇ એનો વાંકો વાળ પણ કરી શકે એમ નહોતું; પણ જે માણસ સરકારી નોકરી કરવાની અગર જાહેર સેવા બજાવવાની હિમ્મત ધરે તેણે તો આવું ભયંકર પરિણામ વખતે આવી જાય એમ માની રાખવુ જ જોઇએ મોન્ટેગ કહેછે કે દરેક બાળકને કેળવણી આપતા સંકટ કેમ સહન કરવુ તે પણ શિખવવું જોઇએ; કારણ કે એ વખતમા કોઇ પણ માણસ એવો સહિસલામત નહોતો કે એને વખતે અસહ્ય દુઃખ વેઠવાનો પ્રસંગ આવે નહિ. આ પ્રમાણે જેમ

દરેક માણસ કોલેરા શીતળા અગર એવા બીજા કોઇ રોગના ભોગ થઇ પડવાની ધાસ્તી રાખેછે તેમ એ વખતમા જે માણસ સરકારી નોકરી સ્વીકારતો તે બરાબર સમજતો કે પરિણામે વખતે કેદમા અગર ફાસી ઉપર પોતાના બાકી રહેના દિવસ પૂરા કરવાનો પ્રસગ આવી પડે તેથી કરીને જ્યારે આવા કોઇ માણસ ઉપર એકદમ આફત આવતી ત્યારે જેમ અકસ્માત મ્હોત આવવાથી દરેક માણસ બ્હીએછે તેમ તે બ્હીતો તો ખરોપણુ એમા તેને જરાપણુ નવાઇ જેવુ લાગતુ નહિ બેકનમા અને આવા માણસમા તફાવત માત્ર એટલોજ હતો કે એને અનિષ્ટ થવાની સહેજસાજ ખબર પણુ આગમચથી પડતી, પણુ બેકન તો આ વખતમા કોઇ પણુ જાતની ધાસ્તી રાખ્યાવિના નિશ્ચિત બેઠો હતો એના આજુબાજુના બીજા માણસોને પણુ આ ભયકર તોફાન સબધી કાંઇ ખબર નહોતી એ કાળના માણસોનો બેકનને માટે કેવો મત હતો તે સેહેલથી મળી શકાય એમ નથી જે ન્યાયાધીશો લોકપ્રિય થવાને ચહાતા તેઓને જોકે બેકન ધિક્કારતો તોપણુ એના પોતાને માટે તો જ્યારે એને ન્યાયાધીશની જગ્યા મળી ત્યારે પ્રજાનો ઘણો ભાગ રાજી હતો એમ તે માનતો આગના કેટલાક વર્ષોમા કોઇ સરખી નોકરે પોતાનુ કામ એના જેટલા ઉત્સાહ અને ઝડપથી કર્યું નહોતુ. એના ઉપર રૂશ્વતનો આરોપ મૂકવામા આવ્યો તે પહેલા કોઇ પણુ માણસે તેણે આપેલા ચુકાદા વિષે વાધો લીધો હોય એમ જણાતુ નથી તેણે લાંચ લઇને કોઈ પક્ષકારને નુકશાન કર્યુ હોય એમ સાબીત કરવામા આવ્યુ નથી તેમજ રાજ્યદરબારમા પણુ એની સ્થિતિ એવી નહોતી કે જેથી તે મત્રી સભાના બીજા સભાસદો કરતા રાજાને વધારે અપ્રિય થઈ પડે. રાજાના વિશેષાધિકારનો તે બચાવ કરતો હતો એ વાત ખરી છે પણુ તેનો જુમ્મો એના એકલાના શિર ઉપર નાખવો એ વ્યાજબી નથી, કારણુ કે એને લગતા પ્રશ્નો મત્રીસભામા તેમજ ન્યાયકચેરીમા ચચાતા હતા અને અમલદારોનો ઘણો ભાગ એના વિરૂદ્ધ નહોતો વિશેષમાં એની પડતી થયા પછી જેમ્સના વિશેષાધિકારો ઓછા કરવામા આવ્યા નહોતા તેમજ કોઇએ તેના વિરોધ કરવાનું ઉપાડી લીધું નહોતું, આટલા ઉપરથી આપણુને સ્પષ્ટ જણાય છે કે રાજાના વિશેષાધિકારની પક્ષ કરવાને લીધે એના ઉપર પ્રજાની અપ્રીતિ થઇ હશે, એ વાત સભવિત નથી રાજ્યના મોટા અધિકા

રીઓ તેમજ રાજાના બીજા માનિતાઓ પોતાની ઈજ્જત આબરૂ છેક કોરે મૂકી એક હલકા હજુરીની માફક તેની તાબેદારી ઉઠાવતા એ વાત સાભળી આપણને હાલના વખતમા કટાળો આવે છે તોપણ બેકનના વખતમા આ તો એક સાધારણ વાત જેવી ગણાતી હતી, અને તે રાજ્યના વફાદાર નોકરની સામાન્ય ફરજ છે એમ બીજા લોકોની સાથે બેકન પણ માનતો હતો.

બેશક એને કેટલાક શત્રુઓ હતા ઇમ્રેક્ષના અર્લ સાથે સાઉધેમ્પટનના ઉપર તહોમત મૂકવામા આવ્યુ હતુ તેથી એ બેકનના ઉપર ઘણાલાબા વખતથી વેર રાખતો હતો સફોકનો અર્લ જે થોડા વખત ઉપરજ બેકનના સખત ઠપકાનો ભોગ થઇ પડ્યો હતો તેના ગુસ્સાનો પણ પાર નહોતો, અને રાજ્યદરબારમા તેમજ પોતાના ધધામા લાગ્યા વખતથી કોકને એના સાથે જે હરિફાઈ ચાલતી હતી અને જેમા કોક તેનાજ હાથે સખત અપમાન પામ્યો હતો તેને લીધે તે સૌ કરતા બેકનની વધારે અદેખાઇ કરે અને એની આબરૂ લુટાય એમા અદરખાનેથી રાજી હોય એ સ્વાભાવિક છે, બેકનને નુકશાન કરવાના હેતુથી એના શત્રુઓએ આગળથી કાઇ પણ યુક્તિ કરી રાખી હોય એમ જોવામા આવતુ નથી જે અદાલતનો એ સર ન્યાયાધીશ હતો તે અમુક પ્રકારનાજ દાવા ચૂકવવાના હેતુથી સ્થાપવામા આવી હતી, તેથી વકીલોના સામાન્ય હક્કમા જરા નુકશાન થતુ હતુ, તેમજ એ અદાલતનુ ખરચ હદબહાર હોવાથી અને લોકોને ન્યાય જલદી નહિ મળવાથી પ્રજામા અસતોષ ફેલાયો હતો પણ બેકન જાતે તો એમ કહેતો હતો કે મે એ કચેરીમા ઘણો સુધારો કર્યો છે જેમ્સના ખરચની નિયમિત વ્યવસ્થા કરવા માટે પણ તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો પાર્લામેન્ટની વિરૂધ્ધ પડવાનુ તો એ સમજ્યોજ નહોતો ઉલટો વખતોવખત એ તો એમજ કહેતો કે રાજાને પાર્લામેન્ટ વગર ચાલી શકે નહિ, તેમજ રાજ્યની સુખશાતિ વધારવા સારૂ અને રાજા તથા રૈયત વચ્ચે સલાહ કરવા સારૂ પાર્લામેન્ટની ખાસ જરૂર છે

જ્યારે વસ્તુસ્થિતિ આવી હતી ત્યારે નવી પાર્લામેન્ટ મળવાના વખતે બેકનને ધાસ્તી રાખવાનુ શુ કારણ હોય? પ્રજામડળ વફાદાર

દરેક માણસ કૉલેરા, શીતળા અગર એવા બીજા કોઇ રોગના ભોગ થઇ પડવાની ધાસ્તી રાખેછે તેમ એ વખતમાં જે માણસ સરકારી નોકરી સ્વીકારતો તે બરાબર સમજતો કે પરિણામે વખતે કેદમાં અગર ફાંસી ઉપર પોતાના બાકી રહેલા દિવસ પૂરા કરવાનો પ્રસંગ આવી પડે; તેથી કરીને જ્યારે આવા કોઇ માણસ ઉપર એકદમ આફત આવતી ત્યારે જેમ ,અકસ્માત્ મ્હોત આવવાથી દરેક માણસ બ્હીએછે તેમ તે બ્હીતો તો ખરો પણ એમાં તેને જરાપણ નવાઇ જેવું લાગતું નહિ. બેકનમાં અને આવા માણસમાં તફાવત માત્ર એટલોજ હતો કે એને અનિષ્ટ થવાની સહેજસાજ ખબર પણ આગમચથી પડતી, પણ બેકન તો આ વખતમાં કોઇ પણ જાતની ધાસ્તી રાખ્યાવિના નિશ્ચિંત બેઠો હતો. એના આજુબાજુના બીજા માણસોને પણ આ ભયંકર તોફાન સંબંધી કાંઇ ખબર નહોતી. એ કાળના માણસોનો બેકનને માટે કેવો મત હતો તે સેહેલથી કળી શકાય એમ નથી. જે ન્યાયાધીશો લોકપ્રિય થવાને ચહાતા તેઓને જોકે બેકન ધિક્કારતો તોપણ એના પોતાને માટે તો જ્યારે એને ન્યાયાધીશની જગ્યા મળી ત્યારે પ્રજાનો ઘણો ભાગ રાજી હતો એમ તે માનતો. આગલાં કેટલાંક વર્ષોમાં કોઇ સરકારી નોકરે પોતાનું કામ એના જેટલા ઉત્સાહ અને ઝડપથી કર્યું નહોતું. એના ઉપર રૂશવતનો આરોપ મૂકવામાં આવ્યો તે પહેલાં કોઇ પણ માણસે તેણે આપેલા ચુકાદા વિષે વાંધો લીધો હોય એમ જણાતું નથી. તેણે લાંચ લઇને કોઈ પક્ષકારને નુકશાન કર્યું હોય એમ સાબીત કરવામાં આવ્યું નથી: તેમજ રાજ્યદરબારમાં પણ એની સ્થિતિ એવી નહોતી કે જેથી તે મંત્રીસભાના બીજા સભાસદો કરતાં પ્રજાને વધારે અપ્રિય થઇ પડે. રાજાના વિશેષાધિકારનો તે બચાવ કરનાર હતો એ વાત ખરી છે, પણ તેનો જુમ્મો એના એકલાના શિર ઉપર નાખવો એ વ્યાજબી નથી; કારણ કે એને લગતા પ્રશ્નો મંત્રીસભામાં તેમજ ન્યાયકચેરીમાં ચર્ચાતા હતા અને અમલદારોનો ઘણો ભાગ એના વિરૂદ્ધ નહોતો. વિશેષમાં એની પડતી થયા પછી જેમ્સના વિશેષાધિકારો ઓછા કરવામાં આવ્યા નહોતા તેમજ કોઇએ તેના વિષે શંકા પણ ઉઠાવી નહોતી: આટલા ઉપરથી આપણને સ્પષ્ટ જણાય છે કે રાજાના વિશેષાધિકારની પક્ષ કરવાને લીધે એના ઉપર પ્રજાની અપ્રીતિ થઇ હશે, એ વાત સંભવિત નથી. રાજાના મોટા અધિકા-

રીઓ તેમજ રાજાના બીજા માનિતાઓ પોતાની ઈજ્જત આબરૂ છેક કોરે મૂકી એક હલકા હજુરીની માફક તેની તાબેદારી ઉઠાવતા એ વાત સાંભળી આપણને હાલના વખતમાં કંટાળો આવે છે તોપણ બેકનના વખતમાં આ તો એક સાધારણ વાત જેવી ગણાતી હતી, અને તે રાજ્યના વફાદાર નોકરની સામાન્ય ફરજ છે એમ બીજા લોકોની સાથે બેકન પણ માનતો હતો.

બેશક એને કેટલાક શત્રુઓ હતા. ઇસેક્ષના અર્લ સાથે સાઉધેમ્પટનના ઉપર તહોમત મૂકવામાં આવ્યું હતું તેથી એ બેકનના ઉપર ઘણાલાંબા વખતથી વેર રાખતો હતો. સફોકનો અર્લ જે થોડા વખત ઉપરજ બેકનના સખત ઠપકાનો ભોગ થઇ પડ્યો હતો તેના ગુસ્સાનો પણ પાર નહોતો; અને રાજ્યદરબારમાં તેમજ પોતાના ધંધામાં લાંબા વખતથી કોકને એના સાથે જે હરિફાઈ ચાલતી હતી અને જેમાં કોક તેનાજ હાથે સખત અપમાન પામ્યો હતો તેને લીધે તે સૌ કરતાં બેકનની વધારે અદેખાઇ કરે, અને એની આબરૂ લુટાય એમાં અંદરખાનેથી રાજી હોય એ સ્વાભાવિક છે, બેકનને નુકશાન કરવાના હેતુથી એના શત્રુઓએ આગળથી કાંઇ પણ યુક્તિ કરી રાખી હોય એમ જોવામાં આવતું નથી. જે અદાલતનો એ સર ન્યાયાધીશ હતો તે અમુક પ્રકારનાજ દાવા ચૂકવવાનાં હેતુથી સ્થાપવામાં આવી હતી, તેથી વકીલોના સામાન્ય હકમાં જરા નુકશાન થતું હતું; તેમજ એ અદાલતનુ ખરચ હદબહાર હોવાથી અને લોકોને ન્યાય જલદી નહિ મળવાથી પ્રજામા અસંતોષ ફેલાયો હતો; પણ બેકન જાતે તો એમ કહેતો હતો કે મેં એ કચેરીમાં ઘણો સુધારો કર્યો છે જેમ્સના ખરચની નિયમિત વ્યવસ્થા કરવા માટે પણ તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો. પાર્લામેન્ટની વિરૂધ્ધ પડવાનું તો એ સમજ્યોજ નહોતો. ઉલટો વખતોવખત એ તો એમજ કહેતો કે રાજાને પાર્લામેન્ટ વગર ચાલી શકે નહિ, તેમજ રાજ્યની સુખશાંતિ વધારવા સારૂ અને રાજા તથા રૈયત વચ્ચે સલાહ કરવા સારૂ પાર્લામેન્ટની ખાસ જરૂર છે.

જ્યારે વસ્તુસ્થિતિ આવી હતી ત્યારે નવી પાર્લામેન્ટ મળવાના વખતે બેકનને ધાસ્તી રાખવાનું શું કારણ હોય ? પ્રજામંડળ વફાદાર

જણાતું હતુ અને તેનો નિશ્ચય સલાહશાંતિથી કામ કરવાનો દેખાતો હતો. ઘણા માણસો આગળથી જાણતા હતા કે આ પાર્લામેન્ટમા જેમ્સને પસંદ નહિ આવે એવી પ્રજાના દુઃખની કેટલીક બાબતો ચર્ચાવાની છે, પણ એમા બેકન હોમાશે એમ કોઇએ ધાર્યું નહોતું રાજ્યના કેટલાક અપ્રિય પરવાના અને વ્યાપારને લગતા ત્રાસદાયક અનન્ય સાધારણ અધિકારો વિષે ફરિયાદો થવાની હતી એમ સૌ કોઇના જાણવામા હતુ, તેમજ જેમ્સ અને તેના ખાનગી સલાહકારોએ પણ જેના માટે વધારે બૂમાટ થનો હોય તેને રદ્દ કરવાનો આગળથી નિશ્ચય કર્યો હતો આ બાબતમા જો બેકનના માથે જરા પણ દોષ આવવાનો સભવ હોય તો તે એના એકલા ઉપર નહિ પણ રાજ્યના તમામ વ્યવહારશાસ્ત્રવેત્તાઓ ઉપર આવે એમ હતુ જેમ્સનુ હદબહાર ઉડાઉપણુ, ઈલેક્ટર પેલેટાઇનના કામમા એનો મદ ઉત્સાહ, તેમજ સ્પેઈનની સાથેની એની ગુપ્ત ખટપટને લીધે પ્રજામા અસતોષ ફેલાયો હતો પણ આવા કામમા બેકને વખતો વખત વ્યાજબી શિખામણ અને ચેતવણી આપ્યા શિવાય બીજો કઈ ભાગ લીધો નહોતો જે માણસને લીધે જેમ્મ આટલો બધો ધિક્કારને પાત્ર થયો હતો તે એનો છકેલ અને ઉદ્ધત માનિતો બકીંગહામ હતો જેમ્સે પાર્લામેન્ટ બોલાવી તે એની ખુશીથી નહિ પણ પૈસાની તગીને લીધેજ બોલાવી હતી પણ આ બાબતમા પ્રજાની લાગણી કેવી હતી તે વિષે જેમ્સ અને એના મત્રીઓને ખબર હોય એ સશયભરેલુ છે જો તેઓ ખરી હકિકતથી વાકેફગાર હોત તો તેઓ ગમે તેમ કરી પૈસાનું દુઃખ સહન કરત, પણ આ પાર્લામેન્ટને બોલાવવાનુ જોખમ વહોરી લેત નહિ જેમ્સ અને એના દુર્ભાગી પુત્રમાં રાજ્યનીતિને લગતી જે જે ખામીઓ જોવામા આવી હતી તેમા મોટામાં મોટી આ હતી કે દિવસે દિવસે પ્રજાના વિચારોમા જે જે ફેરફાર થતા હતા તેઓથી તેઓ તદન અજાણ્યા હતા આ ફેરફારનું વાસ્તવિક સ્વરૂપ રાજાના તેમજ તેના સલાહકારોના સમજવામા આવ્યુ નહોતું જ્યારે પાર્લામેન્ટ મળી ત્યારે જોકે તોફાન થવાના કંઈપણ ચિન્હ જણાતા નહોતા તોપણ મોંપેસ્સ અને મીચેલ જેવા જે ગુન્હેગારોની ઉદ્દતાઇ અને ત્રાસથી આખો દેશ ઉશ્કેરાઇ ગયો હતો અને જેઓ બકીંગહામની મહેરબાનીને લીધે નિર્ભયપણે

પોતાનો સ્વાર્થ સાધતા હતા તેઓને શિક્ષા કરવાનો પ્રજામંડળનો દૃઢ નિશ્ચય હતો. **મોમ્પીસન બકીંગહામ**નો સાહુ હતો, એટલે આખા રાજ્યમાં કોઇ એનું નામ દે એમ નહોતુ. આ બે મૂર્ખ માણસો બેધડક જેઓના ઉપર પરવાનો તોડયાનો શક આવતો તેઓને પકડી લાવી અત્યંત હેરાન કરતા હતા. રેશમના વેપારીઓને અને સોનીઓને તેઓ તેમનો માલ જે લોકોને પરવાનગી મળી હોય તેઓનેજ આપવાની ફરજ પાડતા અને તેઓમાંનો કોઇ જરા રકઝક કરે તો તેને માટે લંડનનું કારાગૃહ ખુલ્લું હતું. પ્રજાની લાગણી વિશેષ ઉશ્કેરાવાનું કારણ એ હતું કે **સર એડવર્ડ વિલીયમ્સ** પણ આ ઘાતકી કામમાં સામેલ હતો. આટલો જુલમ કરતાં પણ આ લોકો બહુ ફાવ્યા નહિ. આ વખતમાં **બેકને** કેટલાક પરવાના રદ કરાવવા સારૂ **બકીંગહામ**ને ભલામણ કરી પણ એનાથી હવે આ તોફાન અટકાવી શકાય એમ નહોતું. તેનાથી આ લોકોનું રક્ષણ થઇ શકે એમ નહોતું અને તેણે એમ કરવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. પણ જ્યારે **બકીંગહામ**નું કંઇ વળે એમ નહોતું ત્યારે તેણે લાગ જોઇને એ પરવાના કાયદેસર છે એમ જે લોકોએ ઠરાવ્યું હતું તેઓના ઉપર બધો જુસ્સો નાખી દીધો પણ જેમ વીજળીનો એક પ્રવાહ પોતાની નજીકના બીજાને ગતિમાં લાવેછે તેમ **બકીંગહામ**નાં માણસો ઉપર જે રોષ ચઢયો હતો તેને લીધે રાજ્યના સઘળા ખાતામા ગોટાળો છે એવો વહેમ ફેલાઇ ગયો. પ્રજામડળ તરફથી બે કમિટિઓ—એક પ્રજાના દુઃખની હકિકત ભેગી કરવા અને બીજી ન્યાયની કચેરીઓમા જે ગોટાળો ચાલતો હતો તેની તપાસ કરવા અને એ બાબત લોકોની અરજીઓ લેવા નિમવામાં આવી. પહેલી કમિટિ તરફથી જે હકિકત બહાર આવી તે ઉપરથી **મીચલ**ને કેદમાં પડવાનો વખત આવ્યો અને **મોમ્પીસન** પોતાનો ગુન્હો કબૂલ કરી દેશ મૂકીને નાશી ગયો આ પ્રમાણે હલકા ગુન્હેગારોનુ લોહી ચાખવાથી તેઓને આગળ પગલું ભરવાનો ઉત્સાહ થયો, અને જે લોકોએ આ ત્રાસદાયક પરવાનાનો બચાવ કર્યો હતો તેમના ઉપર તેઓ ઉતરી પડ્યા. આમાં સર ન્યાયાધીશ અને બીજા મોટા અમલદારો પણ દેરાયા.

જ્યારે જેમ્સે જોયું કે જે કામ આજ સુધી એના પોતાનાજ હાથે થતું હતું તે પાર્લામેન્ટે કરવા માંડ્યું ત્યારે તે વચમાં પડયો પણ તેનું કંઇ

ઉભા રહેવું પડશે એના કમનસીબે જેમ્સે પોતાના શિર ઉપરથી સઘળો જુલ્મો કહાડી નાખ્યો એટલે રાજાના કહેવાથી કર્યું હતુ એવુ બ્હાનું કહાડીને છુટવાની જે બારી હતી તે પણ બંધ થઈ ગઇ આ વખતમા જેમ્સ અને બેકન વચ્ચે કેવો પત્રવ્યવહાર ચાલ્યો હતો એની ચોક્કસ હકિકત જાણવામા આવી નથી પણ ઉમરાવોની બેઠકમા એક વાર ગયા પછી રાજાએ ફરીથી આ કામમા વચમા પડવાનો વિચાર ભાગ્યેજ કર્યો હશે કામ જેમ ચાલતું હતુ તેમજ આગળ પણ ચાલ્યુ અને જુદા જુદા કામને લગતી તપાસ કરવા સારૂ કમિટિઓ નિમવામાં આવી આ વ્યવસ્થા કરવામા બેકન પણ સામેલ હતો કૌક અને ક્રેનફીલ્ડ જેવા માણસોના ઉત્સાહથી જાગૃત થયેલા અને રોષમા આવેલા પ્રજામડળ સાથે ટકી રહેવુ એ કામ નાનુંસુનુ નહોતુ ગમે તેવો છાતી જોર માણસ પણ આવા પ્રસંગે ગભરાયા વગર રહે નહિ પણ જોકે બેકનના ઉપર આફત આવા નક અને તે પણ પૂર જોસમા આવી હતી તોપણ તેને છેક નિરાશ થવાનુ કારણ નહોતુ કારણ કે જે ત્રાસદાયક પરવાનાનો બચાવ કરવાના સંબંધમા તેના ઉપર હુમલો કરવામા આવ્યો હતો તેમા તે એકલોજ દૂષિત નહોતો રાજ્યના બીજા કેટલાક વિદ્વાન માણસો અને જેમ્સના ખાનગી સલાહકારો પણ આમાં સપડાયા હતા

પરંતુ વ્યાજબી કહીએ તો ખરૂં નિશાન તો એમ્વા બેકનના ઉપરજ તાકવામા આવ્યુ હતુ એના એકલાના ઉપરજ સઘળો દોષ મૂકવાથી પોતાનો ઇષ્ટ વિચાર બરાબર ફળીભૂત થશે એમ તેઓને લાગ્યુ કે તરતજ તેઓએ રાજ્યના બીજા મોટા અધિકારીઓની સામા જે ફરિયાદો આવી હતી તેઓને એકદમ દાબી દીધી કેટલાક વખતસુધી ધાની હકિકત શી બની તે આપણા જાણવામા આવી નથી પણ આટલી વાત તો ખરી છે કે બેકનની પડતી થવાથીજ બકીંગહામ બચી ગયો બેકને થોડા વર્ષ અગાઉ બકીંગહામને લખ્યુ હતુ કે તમને જરાપણ ધક્કો લાગે તે પહેલા હું મારી જાતના વીસ કકડા કરી નાખીશ " દૈવયોગે બન્યુ પણ આજ પ્રમાણે એનો કહેલો શબ્દે શબ્દ ખરો પડ્યો, અને આખુ વાદળ એના ઉપર તૂટી પડ્યુ ન્યાયની અદાલતમાં ચાલતા ગોટાળા વિષે તપાસ કરવા એક બીજી કમિટિ

નિમવામાં આવી હતી. આ કમિટિએ પ્રથમ હેલકા દરજ્જાના અમલદારો વિરૂધ્ધ તપાસ શરૂ કરી બેકને આ લોકોને આગળથીજ કહાવ્યુ હતુ કે તમારે જેવી બારીક તપાસ કરવાની ઇચ્છા હોય તેવી કરજો, અને મારી કચેરી વિષે ગમે તે માણુસ ગમે તે બોલે તેમા મને જરાએ હરકત નથી. આ કમિટિના અધ્યક્ષ **સર આર. ફિલિપ્સે** માર્ચની ૧૨મી તારીખે જાહેર કર્યું કે મારી પાસે જે અરજીઓ આવી છે તેમાં કેટલીક નજીવી છે ને કેટલીક મહત્વની છે ક્રેનફિલ્ડ જે સગીર બાળકોનું રક્ષણ કરનાર કચેરીનો ઉપરી હતો અને જેને બેકનની કચેરી સાથે ભારે ઝગડો થયો હતો તેણે આ વખતે જણાવ્યું કે ન્યાયની અદાલતોમાં કાયદો અગર પ્રમાણિકપણું કાઇએ જોવામાં આવતુ નથી અને તેમા આ તપાસ વધારે બારીક કરવાનુ અને આગ્રહ કરવાનુ કારણ એવુ જણાવવામા આવે છે કે તેનો એની પોતાની કચેરીનુ છિદ્ર ઢાંકવાનો ઈરાદો હતો. તપાસ કરતા ઘણો ગોટાળો કમિટિની નજરે પડયો અને એ ઉપરથી એમ જણાયું કે બેકન રાજકીય બાબતોમા અને પોતાના તાબાના નોકરોને કાબુમાં રાખવામા કુશળ નહોતો. **ઝૉન ચરચિલ** નામનો એક બેકનના તાબાનો માણુસ જે ખોટા હુકમ કહાડવા અને ખોટી સહીઓ કરવા માટે નામિચો હતો તેણે જ્યારે પોતાને બચવાનો કાઇ માર્ગ રહ્યો નહિ ત્યારે એવો નિશ્ચય કર્યો કે મરવુ તો એકલાએ ન મરવું પણ જોડે બીજા કેટલાકને લઈ પડવુ, અને તેણે કચેરીમા જે જે બાબતોમા ગોટાળો ચાલતો હતો તે તમામ હકિકત જાહેર કરી દીધી

પણ માર્ચની અધવચમાં કામનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગયુ હવે રાજ્યના કેટલાક શક પડતા ધારાઓ વિષે વિચાર કરવાની વાત જતી રહી બેકને પોતાના તાબાના માણુસો ઉપર જોઈએ એટલો દાબ નહોતો રાખ્યો એ વાત પણ ઊડી ગઈ, મોટા અચબા સાથે કમિટિએ પ્રજામંડળ આગળ બેકનના ઉપર રૂશવત લેવાનો આરોપ મૂકવાની હકિકત એદકમ જાહેર કરી દીધી **ક્રિસ્ટોફર ઓબ્રીયન** નામના માણુસનું કામ બેકનની કચેરીમા ચાલતું હતુ. આ માણસે પોતાના કામનો ફેસલો લાબો વખત થયા નદિ થવાથી ઘણા ખરચમા આવી ગયો હતો અને તેથી

એના ઉપર આપનો દાબ બેઠો નથી તેથી જો એને જેમ્સના તરફથી બે અક્ષર કહેવામાં આવે તો ઠીક થાય." પણ કૌક આવેલી તક ગુમાવે એવો નહોતો. પ્રજામંડળનો વિચાર સખત પગલાં ભરવાનો નહોતો, પણ કૌકે તેઓના મન ઉપર બેકનના વિરૂદ્ધ સજ્જડ અસર બેસાડી દીધી અને તેથી તેઓએ એની સલાહ પ્રમાણે ચાલવાનું કબૂલ રાખ્યું. પેહેલી બેઠકમાં કામ બરાબર થયું નહિ, કારણ કે આગેવાનો આવું ભયંકર અને ત્રાસદાયક કામ કરવાને જરા આંચકો ખાતા હતા, પણ કૌક અને એના મિત્રોએ તેમને તેઓના મંદ ઉત્સાહ માટે સખત ઠપકો આપ્યો. એના એક ઉત્સાહી આશ્રય આપનારે જણાવ્યું કે "કૌકના હૃદય અને જીભ્હા વચ્ચે સાચો સંબંધ છે પણ એની મહેનતના લીધે એનાં જેટલાં વખાણ કરવાં જોઇએ તેટલાં કર્યાં નથી." ઉમરાવો સાથે મ્હસલત કરવા સારૂ બીજી બેઠક થઇ અને આ વખતે અમુક માણસો ઉપર આરોપ મૂકવામાં આવ્યો. આ આરોપીઓમાં સૌથી પહેલે નંબરે બેકનનું નામ હતુ. જ્યારે બેકન પોતાનાં કૃત્યો વિષે ખુલાસો કરવા ઉભો થયો ત્યારે એને સખત ઠપકો દઇને બેસાડી દેવામાં આવ્યો વિશેષમાં એને જણાવવામાં આવ્યું કે જ્યાં સુધી આ બાબતની તપાસ કરવા સારૂ કમિટિ નિમવામાં આવી નથી ત્યાં સુધી તમે વચમા બોલશો તો તમારા ઉપર પાર્લામેન્ટના ધારા વિરૂધ્ધ ચાલવાનો દોષ આવશે વધારે આશ્ચર્ય જેવું એ છે કે ઉમરાવોની આ બેઠકમાં જેમ્સ જાતે હાજર હતો, એને તેને પોતાના વાર્ષિક ખરચમાં હરકત આવવાની ધાસ્તી લાગી કે તરતજ તેણે આ પ્રમાણે ચોખ્ખું કહી દીધું—"પ્રજાનાં જે સંકટ હાલમા જણાઇ આવ્યા છે તેમાં મારો કાંઈ દોષ નથી. મેં મારો અભિપ્રાય બીજા જે લોકોએ મને ખોટે રસ્તે દોર્યો છે તેઓના ઉપર આધાર રાખીને આપ્યો હતો" હવે જનસમૂહમા પણ એવી વાત ચવા લાગી કે જો પાર્લામેન્ટના પ્રજામંડળમા હિમ્મત હશે તો તેઓ પાછા હઠશે નહિ.

આટલે દરજ્જે વાત પહોચી એટલે રહેમ નજર માટે આશા રાખવી એ મિથ્યા હતી. બેકનને પણ હવે સ્પષ્ટ જણાયુ કે એને રાજાના વિશેષાધિકારને લગતા કાયદાના સવાલમાં પોતાનો બચાવ કરવા સારૂ ફોજદારી કોર્ટમાં

આખરે તે છેક અધીરો થઇ ગયો હતો. બેકનના એક આશ્રિત તરફથી એને એવી ખબર મળી કે સો પૌંડની ભેટ આપવાથી કામનો નિકાલ જલદી આવશે. આ બિચારા ગરીબ માણસ પાસે પૈસા નહોતા પણ બીજા કોઇ માણસ પાસેથી બારે વ્યાજે પૈસા કરજે કહાડી તેણે યોર્ક હાઉસ પોચાડી દીધા બેકને પૈસા લીધા અને તેના નોકરોએ ઓબ્રીયનના કામ માટે ખાતરી કરી, પણ છેવટે કામનો ફેંસલો તો ઓબ્રીયનના વિરૂદ્ધ થયો તેથી એની દીલગીરી તેમજ ગુસ્સાનો પાર રહ્યો નહિ. એડવર્ડ ઇગરટનની હકિકત પણ આવીજ હતી. તેણે ચારસો પૌંડ આપ્યા હતા છતાં કામ એના લાભમાં થયું નહોતું. ઓબ્રીયન અને ઇગરટને તેઓના દાવા ચાલતા હતા તે વખતે તેઓની પાસેથી લાંચ લીધા બાબત બેકનના વિરૂદ્ધ અરજીઓ દાખલ કરી. બેકન હવે ગભરાયો અને ચિંતાતુર થયો. એના વિરૂદ્ધ જે બે અરજીઓ આવી હતી તેમાંની એકને વિષે સાભળતાંજ એની હિમ્મત તૂટી ગઈ, અને તેણે બકીંગહામને નીચે પ્રમાણે જણાવ્યું:—

"મારા સુજ્ઞ મુરબ્બી સાહેબ, આપ સાહેબ પરગેટરી (જેણે આલોકમાં ઘોર કુકર્મો ન કર્યાં હોય તેવાનાં હલકાં પાપ ધોવાઈજઇ સ્વર્ગને પાત્ર થવાની જે જગા અથવા સ્થિતિ રોમન કેથોલીક પંથના લોક માનેછે તે ) વિષે કહોછો. હુ હાલમાં એમાં છું; પણ મારૂં મન શાંત છે, કારણકે મારૂં નસીબ એ મારૂં સુખ નથી. હું જાણું છું કે મારા હાથ અને હૃદય ચોખ્ખાં છે અને મારા મિત્રો અને નોકરો પણ ચોખ્ખા હશે એમ હુ ધારૂંછું, પણ જૉબ જાતે અગર જે સૌથી વધારે ન્યાયી ન્યાયાધીશ હોય તે પણ હાલમાં મારા વિરૂદ્ધ જેવી તપાસ થાયછે તેવી જો એના વિરૂદ્ધ થાય તો મુખ્યત્વે કરીને જે કામમાં મોટા માણસો તરફજ નિશાન તાકવામાં આવેછે અને જ્યાં આરોપ મૂકવા એ રમત જેવું છે ત્યા તે જરાવાર પણ અન્યાયી દીસ્યા વિના રહે નહિ અને જો સરન્યાયાધીશ થવાનું આજ પરિણામ હોય તો હું ધારૂંછુ કે જો મોહોર સિક્કાને હન્સ્લોના મેદાનમાં નાખી દેશો તોપણ કોઇ ઉપાડી લેશે નહિ ( અર્થાત્ આવી જગાએ આવવાની કોઇ ઇચ્છા રાખશે નહિ ) પણ હું આશા રાખું છું કે રાજા અગર આપ સાહેબ કોઇ પણ રીતે આ દુખનો અંત લાવશો અને જો ખરૂં પૂછો તો જે બાબતની મને વધારે

ધારતી લાગેછે તે એ છે કે જાયુની હાજરી અને કામના બોજા સાથે આ-ની ચિંતામાં ખોરાક અને દવાથી આ વર્ષમાં મારી તબીયત સુધારવાનો વખત નહિ હોવાથી રખેને મારૂં મરણ થાય અને પછીથી લોકો કહેશે કે એ તો ઢોંગ કરતો હતો અગર એને મૂર્છા આવી હતી પણ ઇશ્વર ઉપર મારી શ્રદ્ધા છે અને હું આશા રાખું છું કે હું ટકી રહીશ. પરમેશ્વર આપને સુખી રાખો. ”

આવા વખતમાં સખત મંદવાડથી એને ઘરમાંજ રહેવાની ફરજ પડી. કામ તો આગળ ચાલતું હતું. વૃદ્ધ લેડી વોર્ટન તરફથી એક ત્રીજી અરજી આવી તેણીએ જણાવ્યું કે બેકને મારી પાસેથી સોનાની થેલી લીધી છે. હવે તો જેમ વહાણની અંદર છિદ્ર પડ્યું હોય તો એકદમ પાણી ચાલી આવે છે તેમ બેકનના વિરૂદ્ધ અરજી ઉપર અરજી આવવા લાગી. કમિટિના માણસોને અરજદાર શોધવાની માથાકૂટ રહીજ નહિ. ચૅાન-ચર્ચીલ બેકનની ગેરવર્તણુકના દાખલા આપ્યાજ કરતો હતો. જેમ તમા-સો જોવા કોઇને બોલાવવાની જરૂર પડતી નથી તેમ અરજદારો વગર બોલાવે આવવા લાગ્યા. પણ અત્યાર સુધી બેકન આમાંનું કાંઇ જાણતો નહોતો. એ તો ફક્ત આટલું જાણતો હતો કે જેમ હરણની પાછળ શિકારી પડે છે તેમ કેટલાક માણસો એના વિરૂદ્ધ જાય એવી હકિકત શોધવા તેના પાછળ પડ્યા હતા. પ્રથમ એના કાયદાના જ્ઞાન ઉપર હુમલો કરવામાં આવ્યો હતો, હવે ત્યાંથી ખસીને તે એની જાત વર્તણુક ઉપર આવ્યો ઉમ-રાવો પણ એના વિરૂદ્ધ ઉશ્કેરાયા હતા અને જે સમયમાં ઘણીવાર આરોપીના ઉપર કામ પૂરેપૂરૂ ચલાવ્યા પહેલાં સજા નક્કી કરવામાં આવતી હતી તેવા વખતમાં સમર્થ શત્રુઓના પંઝામા આવી પડવું એ કેટલું જોખમ ભરેલું હતું એ તે બરોબર સમજ્યો હતો. આવી સ્થિતિમા આવી પડેલો માણસ જેમ તાવના પ્રથમનાં ભયકર ચિન્હોથી ગભરાઇ જાય તેમ ગભરાયા વિના રહે નહિ. જે માણસને પ્રજામંડળે દાઢમાં ઘાલ્યો હતો અને જેના ઉપર ઉમરાવોની અપ્રીતિ થઇ હતી તે ચિંતાતુર અને અસ્વસ્થ બની જાય એમાં નવાઇ જેવું નથી. પણ હજુ સુધી તે બચાવ કરવાની હિમ્મત હાર્યો નહોતો અને જૂઠા આરોપો મૂકવાનુ કામ જેમ સહેલાઇથી બની આવે છે તેમ તેઓને તોડી પાડવાનું પણ એટલુંજ સુગમ પડે છે એ તે બરોબર સમજતો હતો.

રૂશવતની હકિકત જાહેર કર્યા પછી થોડા દિવસે પ્રજાના પ્રતિનિધિ મંડળે બેકનના ઉપરની પોતાની ફરિયાદ ઉમરાવો આગળ રજુ કરી આજ દિવસે તેની તબીયત વધારે નરમ હોવાથી બકીંગહામની મારફતે તેણે ઉમરાવોને નીચે પ્રમાણે જણાવ્યું "રૂશવત લીધા બાબત મારા ઉપર કેટલીક ફરિયાદો તમારી પાસે આવી છે તેઓના સબંધમાં મારી ગેરહાજરીને લીધે ઉંધો વિચાર નહિ લેતા મને મારો બચાવ કરવાની અને સાક્ષીઓની ઉલટ તપાસ કરવાની તક આપશો એક વર્ષમાં બે હજાર કરતા પણ વધારે ફેંસલા મારા હાથે થતા હતા એ વાત ધ્યાનમાં લઇ અને મારા વિરૂદ્ધ ફરિયાદો શોધવામાં જે રસ્તો લેવામાં આ યો છે એના ઉપર નજર રાખી તમે મારા ઉપર મૂકવામાં આવેલા તહોમતોની સખ્યા ઉપરથીજ તમારો અભિપ્રાય બાંધશો નહિ" ઉમરાવોએ સાઉધિમ્પટનની સલાહથી મ્હોટેથી જવાબ આપ્યો કે અમે ન્યાયના ખરે રસ્તે જઇશું અને જો તમે તમારો બચાવ કરી શકશો તો અમે ખુશી થઇશું પ્રજામડળે બધુ કામ ઉમરાવોની આગળ રજુ કર્યું કે તરતજ તેઓએ તે કામ પોતાના હાથમાં લઇ લીધુ અને સાક્ષીઓને તપાસવા સારૂ નવ કમિટિઓ નિમી આ પ્રમાણે પોતાનું કામ કૌક અને ફ્રેનફીલ્ડની સત્તામાથી નિકળી જવાથી બેકન ખુશી થયો અને એ વખતનો કોઇ એક લેખક લખે છે કે હવે એનો મદવાડ ઓછો થવાથી તે પોતાના ઉપર આવેલી આફતનું નિવારણ કરવાને હિમ્મત ધરવા લાગ્યો એમ છતા પણ તેણે આ વખતમાં જેમ્સના ઉપર જે પત્ર લખ્યો હતો તેમા એ જણાવે છે કે મારા ઉપર આ આફત આવી છે એનો ખરો ભાવાર્થ મારાથી સમજાતો નથી આજ પત્રમા જૂના વખતથી ચાલતા આવેલા નઠારા રિવાજોથી એના ઉપર પણ કોઇક અસર થઇ હોય એમ તે સૂચના કરે છે બીજે દિવસે જેમ્સ પાર્લામેન્ટમા ગયો અને જણાવ્યું કે જો પરવાનાના બચાવ કરનારને માફી આપવામા આવશે તો હું જે સઘળા પરવાના માટે ઘણોજ બુમાટ થાય છે તેઓને રદ કરવાને તૈયાર છું આ વેળા તેણે ઉમરાવો એ રાતની વિરૂદ્ધ કોઇજાતની ખટપટ છે એમ કબુલ કર્યું, પણ તેઓએ જે ભારે કામ હાથમા લીધુ હતુ તેમા ધણીજ સભાળથી ચાલવાની ભલામણ કરી. આ વખતે બકીંગહામે પણ તો બેકનના ઉપર પોતાની પ્રીતિની છેલ્લી નિશાની બતાવવાના હેતુથી આગળ કાતો હાલમા સર ન્યાયા

ધીશના ઉપર આફત આવી હતી પણ ઘડી પછી એના પોતાના ઉપર પણ એવીજ આફત આવી પડે એવી ધાસ્તીથી પાર્લામેન્ટ બરખાસ્ત કરવાની સલાહ આપી. પણ જ્યારે તે આ વિચારમા ફાવ્યો નહિ ત્યારે તે પણ બેક નના સામાવાળાઓની સાથે મળી ગયો

**મોમ્પીસન** દેશ છોડી નાશી ગયો હતો તોપણ એને જીદગી પર્યંત કેદની શિક્ષા કરવામા આવી હવે તેઓનો વિચાર બીજુ એક મોટુ બળીદાન આપવાનો થયો અને તેના માટે તેઓએ બેકનને પસદ કર્યો આ વખતમા બેકન આરામ લેવાના અને હવાફેર કરવાના હેતુથી **ગોરહામબરી** ગયો અને અહીં પણ એનો ઠાઠ એટલો બધો હતો કે એની ગાડી અને ઘોડા જોઇને રાજકુવર ચાર્લ્સે એવા ટીકા કરી કે આપણાથી થાય એટલુ કરો પણ આ માણસ બત્તીના મોગરાની માફક એકદમ નિસ્તેજ થાય એમ નથી દિવસે દિવસે નવા સાક્ષીઓ આવવા લાગ્યા અને ભેટ બક્ષીસ અને લાચ સ્વીકાર્યા બાબત નવી અરજીઓ વધવા લાગી જ્યારે ઇસુ ખ્રિસ્તના **પુનરૂત્થાનસ્મારક** તેહેવારના દિવસોમા (માર્ચની ર૭મીથી એપ્રિલની ૧૭મી સુધી) પાલા મેન્ટની બેઠક મુલત્વી રહી ત્યારે પણ ઉમરાવોએ નિમેલી કમિટીઓનુ કામ તો ચાલતુ જ હતુ આ દરમ્યાનમા ઘણી હકિકત બની હશે પણ તેનો પત્તો લાગતો નથી જ્યારે પ્રજાગડળ ફરીથી ભળ્યુ ત્યારે કોક બેકનના મહાન્ ' પુન સ્થાપન ' માટે મશ્કરી કરવા લાગ્યો ખરેખર, ' પુન સ્થાપન 'મા કાય દામા સુધારો કરવો એજ છે અને બે દિવસ પછી બેકને કરેલા ઠરાવોની ફરીથી તપાસણી કરવા સારૂ એક નવો મચદો ઘડવામા આવ્યો હવે બેકનના કામે વિચિત્ર અને રાક્ષસી રૂપ પકડયુ કારણ કે ઉમરાવો જે પહેલા ન્યાયાધીશો થવાના હતા તેઓ હવે ફરિયાદી બન્યા હતા મૂળ ફરિયાદી પ્રજામડળ તરફથી તેઓએ બધુ કામ પોતાના કબજામાં લઇ લીધુ હતુ, અને સાક્ષી પુરાવા ભેગા કરવાનુ તેમજ કઈ હકિકત રાખવા જેવી છે તથા કઇ કહાડી નાખવા જેવી છે એ વિગેરે તમામ કામ હવે તેઓના અગર તેઓએ નિમેલી કમિટિના હાથેજ થતુ હતુ કોઇ સાક્ષીઓની ઉલટ તપાસ કરી નહિ, તેમ બેકનના સાક્ષીઓને પણ તપાસ્યા નહિ જ્યારે જેઓના હાથે ન્યાય આપવાનો હતો તેઓજ પોતાની મેળે ફરિયાદીનું કામ કરવા ઉભા થાય ત્યારે વ્યાજબી ન્યાય મળે નહિ એમા કાઇ આશ્ચર્ય જેવુ નથી

આ સાથે આટલું પણ કહેવુ જોઇએ કે કમિટિઓમા કેવી રીતે કામ ચાલતુ હતુ એ જોવાની કાળજી બેકને રાખી હોય એમ જણાતુ નથી.

માર્ચના આખરમા **ચેમ્બરલેઇને કાર્લેટનને** લખ્યુ હતુ કે "અનન્ય સાધારણ અધિકારના ગ ધાતા તએ નામાથી અને ન્યાયની અદા લતોમા જ્યગાહથી લેવાતા પૈસામાથી ચેપ દૂર કરવા સારૂ પાર્લામેન્ટ ઘણી મહેનત કરે છે સર ન્યાયાધીશના ઉપર એટલી બધી અરજીઓ આવી છે કે તે બધી ઉપર ધ્યાન આપી શકાયુ નથી **સર જોર્જ હેસ્તિગ્સ** અને **સર રિચર્ડ ય ગ** જેવા એના ખરા મિત્રો અને રૂશવતના દનાન અને બીજા કેટલાકને પોતાની જાતનો બચાવ કરવા સારૂ ઘણીજ દિલગીરી સાથે બેકનના ઉપર આરોપ મૂકવાની ફરજ પડી છે લાચ લેવાની એની સાધા રણ રકમ ત્રણસે ચારસે અને વખતે હજાર પૌડ હતી જે પુરાવો સોગન ઉપર આવે છે તેજ ઉમરાવો મજુર રાખે છે ચરચિલ નામનો એક માણસ જેને બળાત્કારથી પૈસા કઢાવવાના ગુન્હાને લીધે બરતર્ફ કરવામા આવ્યો હતો તે બેકનનો નાશ કરાવવામા મુખ્ય કારણ છે."

હવે આ પૂરમાથી પોતાને તારે એવુ બકીગહામ શિવાય કાઇ નથી એમ જાણી બેકને તેને એક પત્ર લખ્યો જેમ્સને પણ એક લખી ચૂકયો કે—"જ્યારે હુ મારૂ પોતાનુ દિન તપાસુછુ ત્યારે મારા ઉપર જે આફત આવી છે તેનાં કારણો મને મળતા નથી આપ સાહેબ સૌથી સારી રીતે જાણોછો કે મે કોઈ દિવસ અયોગ્ય સલાહ આપી નથી પૈસાનો લોભ રાખી પ્રજા ઉપર મે જુલમ વર્તાવ્યો નથી વાતચિત કરવામા અગર રીત ભાતમાં હું કોઇ દિવસ મગરૂર કે ઉધ્ધત બન્યોનથી મારા પિતાતરફથી પણ ધિક્કારને પાત્ર થવા જેવુ મને કાઇ વારસામાં મળ્યુ નથી, પણ હું મારા જન્મથીજ દેશની ભકિત કરવાને સરજાયોછુ ઇત્યાદિ ' છેવટમા તેનીચેના શબ્દોમા રાજાની મદદ માગે છે—'જેવી રીતે હરણ પાણીના ઝરાની તૃષ્ણા રાખે તેવી રીતે મારી જીજ્ઞાસા માત્ર એટલીજ છે કે મારા જે અનુપમ મિત્ર (બકીગહામ) સાથે મે આ પત્ર મોકલ્યો છે તેની મારફત મારા પ્રતિ આપ સાહેબની લાગણી કેવી છે તેજણાવશો હુ હમેશા આપનો નોકર છુ અને મારી જાત ઉપર મને તો માત્ર તેને વાપરવાનોજ અધિકાર છે અને

માલકી આપની છે એમ હું માનતો આવ્યો છું, અને હવે જે રસ્તે આપ સાહેબના ન્યાય અને દયાની શોભા વધે અને આપની નોકરીના ઉપયોગીપણામાં વૃદ્ધિ થાય તે રસ્તે મારા તરફ ચાલવાને હું મારા આત્માનું બળીદાન આપીને આપના સુશોભિત હાથમાં મૃતપિંડ માફક રહું છું. તા. ૨૫ માર્ચ ૧૬૨૧."

આ વખતમાં જોકે બહારથી બેકન હાડમાં રહેતો હતો તોપણુ અંદરખાનેથી તે નરમ થઇ ગયો હતો અને પોતાનો કાળ હવે નજીક આવ્યો છે એમ સમજી તેણે ૧૦મી એપ્રિલે પોતાનું મૃત્યુપત્ર નીચે પ્રમાણે કર્યું હતું:—"હું મારો આત્મા જગત્કર્તાને અર્પણ કરૂં છું. મારા શબને ચુપચુપ દાટી દેજો. મારૂં નામ હું આવતા જમાનાને અને પરદેશીઓને સોંપું છું." વિશેષમાં આ વખતમાં એની શારીરિક તેમજ માનસિક સ્થિતિ કેવી હતી તે તેણે આ અરસામાં કરેલી ભવ્ય પ્રાર્થના ઉપરથી સમજાયછે. એડીસન કહેછે કે "આ પ્રાર્થના કોઇ સાધારણ માણસ કરે એવી નહિ પણ કોઈ દેવદૂત કરે એવી છે"—"અત્યંત દયાળુ પરમેશ્વર, મારા કૃપાવંત પિતા, મારી યુવાવસ્થાથી મારા સૃષ્ટા, મારાં પાપ મુક્ત કરનાર, મારા આશ્વાસન આપનાર, ઓ પરમેશ્વર, તું દરેક માણુસના અંતઃકરણની ગુપ્ત વાતો અને ઉંડા ભેદને શોધેછે અને તેઓની તુલના કરેછે. તું પ્રમાણિક માણસને ઓળખેછે, તું લુચ્ચાઓને પારખી શકેછે, તુ માણુસોના વિચાર તથા કૃત્યને જેમ ત્રાજવામાં તોળાય તેમ તોળેછે. તું તેઓના ઉદ્દેશોનુ જેમ લીટીથી માપ લેવાય તેમ માપ લેછે. ખોટી પતરાજી, અને પ્રપચ તારી જાણ બહાર રહી શકતાં નથી. ઓ ઇશ્વર, આ તારો સેવક તારી આગળ કેવી રીતે ચાલ્યોછે તે ધ્યાનમા લેજે. મેં પ્રથમ શુ શોધવાનો પ્રયત્ન કર્યો છે અને આજ સુધી મારા અંતઃકરણમાં પ્રધાનપણે શું રહેલુંછે તેને પણુ તું ધ્યાનમા લેજે. મે તારી સભાઓને ચાહીછે, તારા મંદિરમાં જે મતભેદ થતા તેને માટે હુ હમેશાં દિલગીર થયોછું, અને મેં તારી પવિત્ર જગ્યાના પ્રકારમાં આનંદ માન્યોછે દ્રાક્ષનો આ છોડ જે તાગ જમણા હાથે આ દેશમાં વાવ્યોછે તે હમેશાં પહેલો અને છેલ્લો વરસાદ આપે અને એની ડાળીએ

સમુદ્ર પાર સુધી પહોચે તેટલા સારૂ મેં હમેશા તારી પ્રાર્થના કરીછે ગરીબ અને રીબાતા ગાળ્યુસોની સ્થિતિ અને ખોરાક વિષે મે હમેશા દરકાર રાખી છે મે જનસમુદ્રનું હિત સાધવા માટે પ્રયત્ન કર્યો છે. જો એમાંના કોઇ મારા શત્રુ હશે તોપણ મે એ સબધી વિચાર કર્યો નથી, તેમજ મારા નાખુશ થવાથી સૂર્ય હમેશા અસ્ત પામ્યો નથી, પણ હું કબુતરની માફક હમેશા દ્વેષ બુદ્ધિના અતિશયપણાથી મુક્ત રહ્યો છુ તારા સરજેલા પ્રાણી મારા પુસ્તકો છે, પણ ધર્મસૂત્રો તેથી પણ વિશેષ છે. જે તને કચેરીઓમા, મેદાનમા અને બાગ બગીચામા ખોળ્યો છે પણ તુ મને તારા મદિરમાજ મળ્યો છે મે સેકડો પાપ કર્યા છે અને હજારો વાર મારાથી તારી આજ્ઞાનું ઉલ્લઘન થયુ છે, પણ તારી પવિત્રતા હમેશા મે ધ્યાનમા રાખી છે અને તારી દયાથી મારૂ હૃદય તારી યજ્ઞવેદિ ઉપર બળતાં કોયલાની માફક રહેતુ છે ઓ ઇશ્વર, મારા જીવના આધાર, મે મારી યુવાવસ્થાથી હમેશા તને તારી પિતૃ તુલ્ય દયા, તારી આશ્વાસનાદિ શિક્ષા અને તારી પ્રત્યક્ષ પ્રજાપાલન દીર્ઘ દૃષ્ટિને લીધે મારા સર્વ કામમા જોયો છે જેરી રીતે મારા ઉપર તારી મેહેરબાનીમા વૃદ્ધિ થઇ છે તેવીજ રીતે તારો બોધ પણ વધ્યો છે, તેથી કરીને ઓ ઇશ્વર, તુ હમેશા મારી નજીકજ રહ્યો છે અને જેમ જેમ સાસારિક સુખ વધતુ ગયુ તેમ તેમ તારા ગુપ્ત તીરોએ મારૂ હૃદય ભેદી નાખ્યુ છે, અને જ્યારે માણસોમા મારૂ માન વધ્યુ ત્યારે તારા આગળ મારી કિંમત છેક ઘટી ગઈછે હાલમાં જ્યારે હુ શાંતિ અને માન માટે વધારે આશા રાખતો હતો ત્યારે મારા ઉપર તારી ઇતરાજી થઇ છે અને તે મને તારા પહેલાના શાણાણપણાના પ્રમાણમા તારી પિતૃ તુલ્ય શાળામા એક દાસી પુત્રની માફક નહિ પણ પોતાના છોકરાની માફક રાખીને નીચો પાડયો છે મારા પાપ જે દરિયાની રેતી કરતા પણ સખ્યામા વધ્યા છે તેઓને માટે તે જે વિચાર બાધ્યા છે તે વ્યાજબી છે, પણ એ પાપ તારી દયાની સાથે સરખાવતા કાઇ નથી, કારણ કે સમુદ્રની રેતીની સમુદ્ર, પૃથ્વી અને સ્વર્ગ આગળ શી ગણ તરી છે ? અને આ સર્વે તારી દયાના આગળ કઇજ નથી મારા અગણિત પાપ શિવાય હુ તારી આગળ કબૂલ કરૂ છુ કે તારા દયાભાવ અને બક્ષીસથી મને તે જે ઉત્તમ બુદ્ધિ આપીછે અને જે વસ્તુઓ માટે હુ બિલકુલ

યોગ્ય નહોતો તેઓનો મેં ખોટે રસ્તે ઉપયોગ કર્યો છે તેને માટે હું તારો દેવાદાર છું તેથી કરીને જો હું સત્ય કહું તો મારો આત્મા યાત્રા કરવામાં તદ્દન અજાણ્યો રહ્યો છે મારા રક્ષણ કરનારની ખાતર, એ ઇશ્વર, મારાં પર દયા રાખ અને મને તારી નજીક બોલાવ અગર મને તારી રીતભાતમાં ભોમીયો કર."

જો કમિટિ ખુલ્લી કચેરીમાં કામ કરતી હોય તો અત્યાર સુધી બેકન પોતાના ઉપર જે જે આરોપો મૂકવામાં આવ્યા હતા તેઓની સવિસ્તર હકિકતથી બિનવાકેફગાર રહ્યો હોય એ આશ્ચર્ય જેવું છે. પોતાની પાસે આવેલી તમામ અરજીઓ ઉપર વિચાર કરી કમિટિએ આખરે બેકનના ઉપર એકંદર ૨૮ આરોપ મૂકયા. બેકન હવે પૂર્વના આધારો શોધવા લાગ્યો અને જે ત્રણ રસ્તે ન્યાયાધીશો લાંચ લેતા હતા તે તેણે જેમ્સને જણાવ્યા.—

"(૧) પૈસા ખાઇને અન્યાય કરવાનો કરાર—(૨) દાવો ચાલતો હોય તે દરમ્યાનમાં જેટલી તપાસ કરવાની અવશ્યની હોય તેટલી ન કરતાં બેદરકાર રહીને પૈસા ખાવા—(૩) આગળથી કંઇ પણ કરાર કર્યા વગર કામ પૂરૂ થયા પછી પૈસા ખાવા—પહેલી બાબતમાં હું તદ્દન નિરપરાધી છું. બીજી બાબતમાં કોઇ વખત મારાથી ભૂલ થઇ હશે છેલ્લી બાબતમાં તો મારા ધારવા પ્રમાણે કંઇ ગુન્હો નથી, તોપણ આ બાબત વિષે વિશેષ માહિતી મેળવવાની હુ ઇચ્છા રાખું છુ કે જેથી હુ બે વાર—એકવાર ખરી હકિકત માટે અને બીજી વાર ભૂલ કર્યા માટે—પશ્ચાતાપ કરૂં. કારણ કે મારા ધારવા પ્રમાણે લાચનો બચાવ કરનારની સ્થિતિમાં આવ્યા કરતાં લાંચ આપનારની સ્થિતિમાં આવવું એ સારૂ છે વધારામાં વળી મારે આપની પાસે કબૂલ કરવું જોઇએ કે જ્યારે હુ પહેલવહેલો આ જગ્યા ઉપર આવ્યો ત્યારે જે લોકો મને ભેટ આપવા આવ્યા હતા તેઓના કામ મારી પાસે ચાલે છે કે નહિ એ બાબતની મે મારે કરવી જોઇએ એટલી તપાસ કરી નહોતી. અને મારા ઉપર મૂકેલા તહોમતને લગતી સવિસ્તર બીજી હકિકત મારા જાણવામાં આવે ત્યાં સુધી તો આટલુંજ કહેવુ બસ છે. ઇત્યાદિ"

છેટ સુધી બેકન આજ વાત પકડી રહ્યો. જ્યારે દાવા ચાલતા હતા તે દરમ્યાનમાં રૂશવત લીધાના કેટલાક દાખલા રજુ કરવામાં આવ્યા ત્યારે પણ તે એટલોજ જવાબ આવતો કે મારી ભૂલ થઇ છે, અને હું અજાણમાં ખોટે રસ્તે દોરાયો છું. હવે તેણે બધી વાત જેમ્સની મરજી ઉપર નાખી દીધી અને તેનો હુકમ શો થાય છે તે જોવા માટે તેણે નીચે પ્રમાણે લખી જણાવ્યું:—"મારું મોટામાં મોટું નસીબ હું એ ગણું છું કે હું આપ સરકારની સેવા કરવાને અગર આપનો સત્કાર કરવાને છેક નકામો થઇ ગયો નહિ. જો હું છું તેવો ને તેવો આપ મને રહેવા દેશો તો હું આશા રાખું છું કે હું તદ્દન નવો માણસ થઇશ, અને બીજો કોઈ માણસ દાખલો જોઇને કરે તેના કરતાં વધારે સુધારો હું મારી અંતઃકરણની લાગણીથી કરીશ. જો હું મારો કેટલોક બોજો કહાડી નાખું તો હું વધારે મજબુત થઇશ અને બાકીનો સારી રીતે સહન કરીશ. અને હાલમાં હું જે બાબત ઉપર વિચાર કરું છું તેનાથી આપ સાહેબને વાકેફ કરું છું કે હું ઇનગ્લેન્ડનો ઇતિહાસ લખવાનું અને આપના કાયદાનું એક સારું એકીકરણ કરવાનું ધારું છું."

જેમ્સે આ સઘળી હકિકત પાર્લામેન્ટમાં જાહેર કરી; અને પાર્લામેન્ટે હવે બેકન ઉપરના તમામ આરોપોની સંક્ષિપ્ત હકિકત લખવાનો ઠરાવ કર્યો. આવો ઠરાવ કર્યો તોપણ તેઓએ નવી અરજીઓ આવે તે લેવાનું બંધ કર્યું નહોતું. આ દરમ્યાનમાં રાજ્યના તમામ ખાતાના ગોટાળા વિષે તપાસ કરવાને પ્રજામંડળ ઘણુંજ ઉશ્કેરાએલું હતુ અને તેમાં જે જે બાબતો વિષે ચર્ચા થતી તેમાં બેકનનું નામ પહેલું ગણવામાં આવતું. સગીર બાળકોની કચેરી જેનો ઉપરી ક્રેનફીલ્ડ હતો તે અને બીજાં કેટલાંએક ખાતાં એમના સપાટામાંથી બચી ગયાં અને તેમનો સઘળો રોષ બેકનની કચેરી ઉપર ઉતરી પડ્યો. રાજ્યના વિશેષાધિકારની કચેરીના ન્યાયાધીશ સર જોન બેનેટે કહ્યું કે ન્યાયની કચેરીને બચાવવાની મારામાં શક્તિ નથી તેમ મારી ઇચ્છા પણ નથી; પણ થોડા દિવસ પછી એનો પોતાનો વારો આવ્યો અને સાધારણ રીતે કોઈ ન્યાયાધીશના ઉપર રૂશવત અને જબરાઈથી પૈસા કઢાવવાના જે જે આરોપો મૂકી શકાય તે બધા તેના વિરૂદ્ધ કમિટિએ જાહેર કર્યા. કમિટિએ બહાર પાડેલી ઘણી ખરી

હકિકત ખરી હતી, અને એ શોધી કહાડવામાં તેઓનો ઉત્સાહ સ્તુતિપાત્ર હતો પણ જેમ જેમ આવી બાબતો વિષે વધારે ચર્ચા થવા લાગી તેમ તેમ સર ન્યાયાધીશ જેવા મોટા આરોપીના વિરૂદ્ધ જનસમૂહની સામાન્ય લાગણી વિશેષ ઉશ્કેરાવા લાગી. ઉપર આપણે જોઈ ગયા છીએ કે **ક્રીસ્ટોફર ઓબ્રીયન** અને **એડવર્ડ ઇગરટન** નામના બે માણસો પાસેથી બેકને એમનાં કામ ચાલતાં હતાં એ દરમ્યાનમાં રૂશવત લીધી હતી. ઓબ્રીયન તરફથી પૈસા આપનાર **સર જોર્જ હેસ્તીંગ્સે** જ્યારે બેકનને કહ્યું કે, જો મને પૂછવામાં આવશે તો હું ખરી હકિકત જાહેર કરીશ, ત્યારે બેકને જવાબ આપ્યો કે "જોર્જ, જો તમે કહેશો તો, મને મારા નામથી–સોગનથી ના કહેવાની ફરજ પડશે." બીજો એક ઘણોજ ખરાબ આરોપ એ હતો કે, બેકને **માસ્ટર્સ** નામના માણસના લાભમાં અભિપ્રાય આપવા બાબત ૧૨૦૦ પૌંડ લીધા હતા બેકનનું કહેવું એવું હતું કે આ અભિપ્રાય સાથે સઘળા ન્યાયાધીશોનો એકમત હતો, અને એ ન્યાયાધીશો આ વાત કબૂલ કરતા નહોતા. આ આરોપો વિષે કોઈ માણસનો વિરૂદ્ધ મત પડયો હોય એમ જણાતું નથી.

એપ્રીલની એકવીસમી તારીખે બેકને ફરી એકવાર જેમ્સને વિનતિ કરી. તે એવી આશા રાખતો હતો કે સર ન્યાયાધીશનો હોદ્દો છોડી દેવાથી તે વધારે સજામાથી બચી જશે. રાજાને તેણે જણાવ્યું કે "મારી મોટામા મોટી આશા એ છે કે આપ સાહેબ દયા કરી પાર્લામેન્ટની સજામાથી મહેરબાની કરી મને મુક્ત કરો." વિશેષમાં તેણે કહ્યું કે આ રીતે આગ્રહથી કહેવાનુ કારણ એટલુ જ છે કે મને શિક્ષા કરવામા જો સુધારો કરવાનોજ માત્ર ઉદ્દેશ હોય તો મારી પાસેથી મોહોર શિક્કો પડાવી લેશો એ શિક્ષાજ બીજી વધારે સખત શિક્ષાના જેટલીજ આ ચારસો વર્ષમાં દાખલારૂપ થઇ પડશે.

આખરે હવે તેના ઉપર જે આરોપો મૂકવામા આવ્યા હતા તેઓનું ખરું સ્વરૂપ બેકનના જાણવામા આવ્યું. માર્ચની શરૂઆતમા એના ઉપર જે એક આરોપ ગુજર્યો હતો તે ધીમે ધીમે કદ અને જુસ્સામાં વધીને મોટા પહાડના માફક દેખાયો પોતાના ગુપ્ત સ્થાનમાં ઘણો વખત રહેવાથી જાણે કટાણી ગયાં હોય તેમ એકદમ બેકનના સઘળા કૃત્યો બહાર નિકળી

આવ્યા આટલા બધા લાબા વખત સુધી એ કૃત્યો શી રીતે છાનાં રહ્યાં હશે એ ખરેખર આશ્ચર્ય જેવું છે, અને વિશેષ આશ્ચર્ય પામવા જેવું એ છે કે એના ઉપર મૂકવામા આવેલા તમામ આરોપો ખરા હતા—એ બાબતમા એના પોતાનાથી પણ ના કહેવાય એમ નહોતુ. તેના જેવો બાહોશ અને પરાક્રમી પુરૂષ ન્યાયના મોટા તખ્ત ઉપર બેશી રૂશવત લે એ ગેરવ્યાજબી છે એમ સમજવા છતા ઘણી વખત તો તે પક્ષકારોના કામનો ફેંસલો ન થયો હોય તે પહેલા પૈસાની થેલીઓ ઉપર થેલીઓ બક્ષીસ તરીકે આવે તેઓને બિલકુલ આંચકો ખાધા વગર સુખેથી સ્વીકારે એ ખરેખર આશ્ચર્ય પામવા સાથે દિલગીર થવા જેવુ છે એક બાજૂએ તે પોતાના તાબાના માણસોને વખતો વખત ભૂલે ચૂકે પણ રૂશવત નહિ લેવા બાબત સૂચના આપતો અને બીજી બાજૂએ તે પોતે રૂશવત લેવામા જાણે કંઇ ગુન્હોજ નથી એમ સમજી એક પછી એક જે ભેટ આવે તે સ્વીકારતો, તે બેશક ઘણુજ શરમાવા જેવું છે, અને ઇ સ ૧૬૧૨ માં તેણે "મોટા હોદ્દાની જગ્યા" એ વિષય ઉપર જે નિબધ લખ્યો હતો તેમા તે લખે છે કે,—"તમે પોતે અને તમારા માણસો રૂશવત ન લે એટલોજ બંદોબસ્ત કરીને બેશી રહેશો નહિ પણ પક્ષકારો એવી રૂશવત આપવાજ ન આવે એવો બંદોબસ્ત કરજો. રૂશવત ન લેવી એટલુજ નહિ પણ એ બાબત વહેમ પડવા જેવુ પણ કરવુ નહિ" વળી તે લખે છે કે, "નરમાશ રાખવી એ રૂશવત લેવા કરતા વધારે નઠારૂં છે કારણ કે રૂશવત તો અમુક પ્રસગેજ આવે છે પણ જો આજીજી અગર વિનયથી માણસ ભોળવાઈ જાય તો તે કોઇ દિવસ ચોખ્ખો રહી શકશે નહિ" ન્યાયાધીશ તરીકે કામ કરતા આમાના એકે વાક્ય ઉપર તેણે ધ્યાન આપ્યુ હોય એમ જણાતુ નથી જોકે એક અર્થમા તે લાચીઓ ન હોતો એમ આપણે કહી શકીએ તોપણ લાચીઆ માણસો લાચ લેવાનુ જે જે કૃત્યથી શરૂ કરે છે તે બધા કૃત્યો તેણે કર્યા હતા પોતાની ધ્યાનમા આવે તેવો પણ ઘણા ભાગે ન્યાયાનુસાર ઠરાવ આપીને તે હમેશા સતોષ માનતો, પણ લોકો તેને માટે કેવો મત બાંધેછે અગર આગળ ઉપર બાંધશે એ બાબતમા તે ઘણોજ બેદરકાર રહેતો

હવે બેકને પોતાના બચાવમા શુ કહ્યુ એ જોવાનું છે પોતાના ઉપર આવેલો આરોપ આટલો બધો ભયકર હતો તોપણ તેના સામા તેણે

જરાએ ટક્કર ઝીલી નહિ. અત્યાર સુધી તો પોતે નિરપરાધી છે એમજ તે સમજતો હતો અને હવે તે ગભરાટથી મૂઢ જેવો બની ગયો અને પોતાનો બચાવ કરવાનો તેણે જરા પણ પ્રયત્ન કર્યો નહિ. તેણે કચેરીમાં સામા આવીને જવાબ આપવાની ના પાડી અને પોતાનો ગુન્હો કબૂલ કર્યો. તેણે ફક્ત ઉમરાવોને એટલીજ વિનંતિ કરી કે મારા ઉપર સજા ફરમાવવામાં આવે એ પહેલાં હું મારા ગુન્હા વિષે સામાન્ય કબૂલાત આપું એટલેથી સંતોષ માનશો અને મારા ઉપર રૂશવતના જુદા જુદા જે અઠ્ઠાવીશ આરોપો મૂકવામાં આવ્યા છે તે દરેકને લગતી જુદી જુદી હકિકત વિષે કબૂલાત આપવાનું મને માફ કરશો. હજુ ફરિયાદીઓ તરફથી તેને જુદા જુદા આરોપોની સવિસ્તર હકિકતથી રીતસર વાકેફ કરવામાં આવ્યો નહોતો તે પહેલાં તેણે તાબે થવાનું જણાવ્યું. તે સાંભળીને આખી પાર્લામેન્ટ વિસ્મય પામી. આ કબૂલાત વાંચી સંભળાવ્યા પછી ઘણા વખત સુધી સઘળા ઉમરાવો શાન્ત બેસી રહ્યા પણ આટલેથીજ **બેકનને** છોડીદેવાનો તેઓનો વિચાર નહોતો. તેની માગણી પાર્લામેન્ટે ધિક્કારી કહાડી અને ઉમરાવો બોલી ઉઠ્યા કે "હવે આવી માગણી માટે વખત રહ્યો નથી." **લૉર્ડ સાઉધેમ્પટને** કહ્યું કે "સર ન્યાયાધીશ તાબે થાય એટલાથી સંતોષ માનવાનો નથી આ પાર્લામેન્ટના માન અને ન્યાયનીંખાતર આપણે પક્ષકારોની વિશેષ કબૂલાત લીધા શિવાય અને તેઓને આરોપો સંભળાવ્યા શિવાય અને તેઓનો જવાબ લીધા શિવાય આગળ ચાલવું જોઇએ નહિ." ઉમરાવોની માગણી જોકે જરા ઘાતકી હતી તોપણ તે કાયદેસર હતી. **બેકનના** ઉપર અમુક આરોપો નક્કી કરી ને વિષે તેને વાકેફ કર્યો. હવે એને ફક્ત હા અગર ના કહેવાની હતી. કાં તો ગુન્હા કબૂલ કરવા અગર પોતાનો બચાવ કરવો એ શિવાય બીજો માર્ગ રહ્યો નહિ. હવે જવાબ આપવા સારૂ તેને પાંજરામાં ઉભો રાખવો કે નહિ એ બાબત સવાલ ઉભો થયો હજુ એને હોદ્દા ઉપરથી દૂર કરવામાં આવ્યો નહોતો—મોહોર શિક્કો એની પાસેજ હતો **લૉર્ડ પેમ્બ્રોકે** કહ્યું કે "શું મોહોર શિક્કો પાંજરામાં આવી ઉભો રહેશે?" આખરે એવો ઠરાવ થયો કે **બેકન** વિશેષ કબૂલાત આપવા ખુશી છે કે કેમ એ બાબત તેને પૂછી જોવું; તેણે જવાબ આપ્યો કે "હું કોઇ રીતે બચાવ કરવા માગતો નથી પણ દરેક બાબત વિષે વિશેષ કબૂલાત આપીને રૂશવત કબૂલ કરી હું ફક્ત

અગર નોકરી આપવામાં આવશે નહિ. કોઈ દિવસ તે પાર્લામેન્ટમાં બેશી શકશે નહિ તેમજ કચેરીની આસપાસ પણ આવી શકશે નહિ." ઉપર પ્રમાણે બકીંગહામ અને રાજકુંવર ચાર્લ્સ શિવાય સઘળા સભાસદોની સમતિથી સજા વાંચી સંભળાવવામાં આવી.

બેકનના જેવો જગ વિખ્યાત પરાક્રમી પુરૂષ સાંસારિક સુખની ટોચે પહોંચ્યા પછી બે મહિના કરતાં પણ ટુંકી મુદતમાં અકસ્માત્ આફતના લીધે છેક તિરસ્કારને પાત્ર થઇ ગયો. તેને લગતી ખરી હકિકત શી હશે! તેને સજા થએલી જોઇ તેના કેટલાક શત્રુઓ ખુશી થયા હતા એ વાત ખરી છે, પણ એટલાજ ઉપરથી એને ખરાબ કરવા સારૂ તેઓએ આગળથી કાવતરૂ કરી રાખ્યું હશે એવું અનુમાન કરવાને સબળ કારણ મળી આવતું નથી. બીજા લોકોની જુલમ ભરેલી વર્ત્તણુંકથી પ્રજામાં જે અસંતોષ થયો હતો તેનો તે અકસ્માત્ ભોગ થઇ પડયો એમ કહેવામાં હરકત નથી. મીચેલ, મોમ્પીસન અને તેના સોબતીઓના ત્રાસથી લોકોનો ખુમાટ વધી પડયો અને જ્યારે તેને લગતી ખરી હકિકત જાણવાના હેતુથી તપાસ કરવામાં આવી ત્યારે ન્યાયાસન પર બેશી તેઓના કરતાં પણ વધારે જુલમ-અન્યાય કરતો બેકન નજરે પડયો; જ્યારે તેણે બચાવ કરવાનો વિચાર માંડી વાળ્યો અને જ્યારે તેના ઉપર મૂકવામાં આવેલા આરોપો વિષે એના પોતાના હાથની અને તે વળી રાજી ખુશીથી કરેલી સામાન્ય અને વિશેષ કબૂલાતો ન્યાયાધીશોના હાથમાં આવી ત્યારે ફરિયાદીઓના કહેવા જેટલોજ તે અપ્રમાણિક અને લાચીઓ હતો એમ તેઓ ઠરાવે એમાં જરાએ નવાઇ પામવા જેવું નથી. આમ છતાં પણ ન્યાયાધીશ તરીકે બેકને કરેલા હજારો ઠરાવોમાંથી એકે ઠરાવ ચોકકસ રીતે ગેરવાજબી અને કાયદા વિરૂદ્ધ છે એમ સાબીત થયું નહોતું. આ વાત ઉપર ઉમરાવોએ અવશ્ય વિચાર કરવો જોઇતો હતો. તેઓએ એવી દલિલ કરી હતી કે બેકને પૈસા ખાધા છે માટે તેણે કાયદા વિરૂધ્ધ કામ કરેલું હોવુંજ જોઇએ; પણ જો તેણે અન્યાય કરવાના હેતુથી પૈસા ખાધા હોય તો આ પ્રમાણે અન્યાય કર્યાના એક બે દાખલા રજુ કરી સાબીત કરવાની ખાસ જરૂર હતી. જોકે પોતાને મળેલા ન્યાયથી અસંતોષ પામેલા પક્ષકારોની સંખ્યા ઘણી હતી તેમજ પૈસા આપ્યા છતાં પોતાનુ કામ બરાબર ન થયાની બૂમ પાડનારા

નમ્રતાથી તામે થવા ધારૂ છુ, પણ ખરી હકિમ્ત કરતા મારા ઉપર મૂકેલા આરોપોનુ રૂપ વધારે બોહોળુ છે તેથી હુ વિનતિ કરૂ છુ કે જો જુદા જુદા આરોપોને લગતી ઝીણી ઝીણી બાબતો કહાડી નાખી તેઓને સક્ષિપ્ત રૂપ આપવામા આવે તો મને કબૂનાત આપવાને સુગમ પડે' આ પ્રમાણે તેણે કબૂનાત આપી અને વિશેષમા રહેમ નજર રાખવાની વિનતિ કરી હવે ઉમરાવોએ તેના પાસેથી મોહોર શિક્કો છીનાની લેવા માટે રાજાને અરજ કરી. મે માસની પહેલી તારીખે કેટનાક માણસોને ખાસ અખત્યાર આપી શિક્કો લેવાને મોકલ્યા તેણે કહ્યુ કે "બધારૂ થાય છે તે સારાજમાટે. રાજાની કૃપાથી મને મોહોર શિક્કો મળ્યો હતો, મારી મોટી ભૂલથી મે એ ખોયો છે" હવે સજા સભળાવતી વખતે તેને પાજરામા બોલાવવાની ઉમરાવોની ઇચ્છા થઈ પણ આ વખતે તેની તબિયત વધારે નરમ હોવાથી તેનાથી આવી શકાય એમ નહોતુ આ ઉપરથી તેને બોલાવવા માટે વિશેષ આગ્રહ ન કરતા ઉમરાવોએ સજા નક્કી કરવાનો ઠરાવ કર્યો.

બેકને પોતાના ઉપર દયા રાખવા માટે માગણી કરી પણ કોઈએ એ બાબત ઉપર ધ્યાન આપ્યુ નહિ મોહોત સિનાય ગમે તેવી સજા કરવામા આવે તો દરક્ત નથી એમ કહેનારા પણ કેટલાક માણસો હતા. પ્રજામડળમા કોઈકે લાચ લેવા બાબત ન્યાયાધીશોને ફાસીએ ચઢાવવામા આવ્યા હતા એવા કેટલાક પૂર્વના આધાર શોધી રાખ્યા હતા પણ ઉમરાવોએ એ વાત મજુર રાખી નહિ લોર્ડ એરન્ડેલે કહ્યુ કે એના ગુન્હા ભારે છે, પણ એની કબૂનાત દયા લાવવા જેવી છે, તેથી એનો પ્રાણ લેવાની વાત કરવી નહિ સાઉધેમ્પટન જેને બેકને વીસ વર્ષ અગાઉ છમેક્ષના સાથે ખરાબ કર્યો હતો તેણે એની ઉમરાવની પદવી પડાવી લેવાની દરખાસ્ત કરી વિશેષમા તેણે જણાવ્યુ કે જે માણસને આ પાર્લામેન્ટ એક પોલીસના સિપાઈની નોકરી માટે નાલાયક ગણે છે તેને પાર્લામેન્ટમા આવવાની રજા આપવી કે કેમ એ બાબત વિષે વિચાર કરવાનો છે આખરે નીચે પ્રમાણે સજા ફરમાવવામા આવી "આ વરિષ્ઠ અદાલત ઠરાવે છે કે લોર્ડ વાઇકાઉન્ટ સેન્ટ એલબન ઇન્ગલેન્ડના સર્વ ન્યાયાધીશ ચાળીશ હજાર પોંડ દડ તરીકે આપવા રાજાની મરજીમાં આવે ત્યા સુધી એને કેદમા રાખવો ભવિષ્યમા એને આ રાજ્યમાં કોઈ પણ જાતની જગ્યા, હોદ્દો

અગર નોકરી આપવામાં આવશે નહિ. કોઈ દિવસ તે પાર્લામેન્ટમાં બેશી શકશે નહિ તેમજ કચેરીની આસપાસ પણ આવી શકશે નહિ." ઉપર પ્રમાણે બકીંગહામ અને રાજકુંવર ચાર્લ્સ શિવાય સઘળા સભાસદોની સંમતિથી સજા વાંચી સંભળાવવામાં આવી.

**બેકન**ના જેવો જગ વિખ્યાત પરાક્રમી પુરૂષ સાંસારિક સુખની ટોચે પહોંચ્યા પછી બે મહિના કરતાં પણ ટુંકી મુદતમાં અકસ્માત્ આફ્તના લીધે છેક તિરસ્કારને પાત્ર થઇ ગયો. તેને લગતી ખરી હકિકત શી હશે? તેને સજા થએલી જોઇ તેના કેટલાક શત્રુઓ ખુશી થયા હતા એ વાત ખરી છે, પણ એટલાજ ઉપરથી એને ખરાબ કરવા સારૂ તેઓએ આગળથી કાવતરૂં કરી રાખ્યું હશે એવું અનુમાન કરવાને સબળ કારણ મળી આવતું નથી. બીજા લોકોની જુલમ ભરેલી વર્ત્તણુંકથી પ્રજામાં જે અસંતોષ થયો હતો તેનો તે અકસ્માત્ ભોગ થઇ પડયો એમ કહેવામાં હરકત નથી. **મીચેલ, મોમ્પીસન** અને તેના સોબતીઓના ત્રાસથી લોકોનો ઘુમાટ વધી પડયો અને જ્યારે તેને લગતી ખરી હકિકત જાણવાના હેતુથી તપાસ કરવામાં આવી ત્યારે ન્યાયાસન પર બેશી તેઓના કરતાં પણ વધારે જુલમ-અન્યાય કરતો **બેકન** નજરે પડયો; જ્યારે તેણે બચાવ કરવાનો વિચાર માંડી વાળ્યો અને જ્યારે તેના ઉપર મૂકવામાં આવેલા આરોપો વિષે એના પોતાના હાથની અને તે વળી રાજી ખુશીથી કરેલી સામાન્ય અને વિશેષ કબૂલાતો ન્યાયાધીશોના હાથમાં આવી ત્યારે ફરિયાદીઓના કહેવા જેટલોજ તે અપ્રમાણિક અને લાચીઓ હતો એમ તેઓ ઠરાવે એમાં જરાએ નવાઇ પામવા જેવું નથી. આમ છતાં પણ ન્યાયાધીશ તરીકે **બેકને** કરેલા હજારો ઠરાવોમાંથી એકે ઠરાવ ચોકકસ રીતે ગેરવ્યાજબી અને કાયદા વિરૂદ્ધ છે એમ સાબીત થયું નહોતું. આ વાત ઉપર ઉમરાવોએ અવશ્ય વિચાર કરવો જોઇતો હતો. તેઓએ એવી દલિલ કરી હતી કે **બેકને** પૈસા ખાધા છે માટે તેણે કાયદા વિરૂધ્ધ કામ કરેલું હોવુંજ જોઇએ ; પણ જો તેણે અન્યાય કરવાના હેતુથી પૈસા ખાધા હોય તો આ પ્રમાણે અન્યાય કર્યાના એક બે દાખલા રજુ કરી સાબીત કરવાની ખાસ જરૂર હતી. જોકે પોતાને મળેલા ન્યાયથી અસંતોષ પામેલા પક્ષકારોની સંખ્યા ઘણી હતી તેમજ પૈસા આપ્યા છતાં પોતાનુ કામ બરાબર ન થયાની બૂમ પાડનારા

પણ ઘણા હતા, તોપણ આવા એકે કામમાં તેણે ચોક્કસ અન્યાય કર્યો હતો એમ સાબીત કરવામાં આવ્યું નહોતું પણ આના ચોક્કસ દાખલા શોધવા એ ફોગટ છે તેના વિરૂદ્ધ વધારામાં વધારે આપણે જે કહી શકીએ તે આટલુંજ છે કે તેણે કેટલાક માણસોના દાવાનો બીજાના કરતાં પહેલો અને જલદીથી ફેંસલો આપી તેઓના ઉપર મહેરબાની બતાવી હતી તેથી કરીને જો આપણે ફક્ત તેની ચાલચલગત વિષેજ વિચાર કરવાનો હોય અને જો આપણે કેટલાક ભયંકર અને ખરાબ રીતોએથી બચાવકારક કેના પરિણામ આવે છે તે જોવાનું ન હોય તો બેકનના ઉપર મૂકવામાં આવેલો આરોપ કંઇ જુદુંજ રૂપ પકડે છે—અર્થાત્ ‘ લાંચ લેવી ’ એ શબ્દોને આપણે આધુનિક કાળમાં જે અર્થમાં વાપરીએ છીએ તે બેકનને લાગુ જ તો નથી લાંચ લઈઅન્યાય કર્યાના દુષ્કર્મના બદલે એ ગુન્હો જૂના વખતથી ચાલતા આવેલા બેહતું કામ કરવાના બહાનામાં તેના પાસેથી પૈસા લેવાનો નુકશાન કારક અને શરમભરેલો રિવાજ ખોટો છે એમ જાણતા છતા તેને વળગી રહેવાના દોષનું રૂપ ધારણ કરે છે આ બદનામીભરેલા રૂપની સાથે બેઆબરૂ અને લાલચ જોડાએલી હોય છેજ અને એમાં વ્યાજબી અને ગેરવ્યાજબી બદલાનો ભેદ બરાબર સાચવી શકાતો નથી આ રિવાજથી નુકશાન થવાનું બાકી રહ્યું નહોતું અને હવે તેને બંધ કરવાનો વખત આવ્યો હતો, તેથી બેકનના ઉપર જે આરોપ—ન્યાયાધીશ તરીકે લાંચ લેવાનો મૂકવામાં આવ્યો હતો અને જે તેણે કબૂલ કર્યો હતો તેને આપણે બાજૂએ મૂકીએ તો હરકત નથી એની ખરી અને મોટામાં મોટી ભૂલ એ હતી કે તેની કચેરીમાં ગેરવ્યાજબી બક્ષીસો લેઇ પોતાના પગારમાં વૃદ્ધિ કરવાનો જે દુષ્ટ રિવાજ પરાપૂર્વથી ચાલતો આવ્યો હતો તેને બંધ કરવાનું તેણે વખતસર મન ઉપર લીધું નહિ

આ પ્રમાણે બેકનને સંકટ અને અપમાનને પાત્ર ઠરાવવામાં આવ્યો કેટલાક લેખકો કહે છે કે એને રીતસર તપાસ કર્યા સિવાય સજા કરવામાં આવી હતી પણ આપણે યાદ રાખવું જોઇએ કે એની પોતાની ખુશીથીજ કામ રીતસર ચલાવવાનું બંધ કર્યું હતું અને જ્યારે તપાસણી બંધ થાય ત્યારે તેના સાથે સાક્ષીઓની ઉલટ તપાસ કરવાનું અને આરોપીના વિરૂદ્ધ જે જે હકિકત કહેવામાં આવી હોય તેનો ખુલાસો આપવાનું અગર બચાવ કરવાનું પણ બંધ થાય એ સ્વાભાવિક છે ઉમરાવોએ જે

હકિકત તૈયાર કરી હતી તે રીતસર તપાસણી કર્યા અગાઉ કરવી અવશ્યની હોય છે એટલીજ હતી અને જ્યારે તપાસણી કરવાનો વખત આવ્યો ત્યારે બેકને રાજીખુશીથી પોતાના ગુન્હાની ચોખ્ખી કબુલાત આપી અને તેણે જાતેજ ઉમરાવોને આગળ કામ ચલાવતા અટકાવ્યા. પોતાની ઉપર આફત આવી તે વખતે તેને કેટલી ધીરજ અને દૃઢતા રાખવાની આવશ્યકતા હતી એ ઉપર જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે તે જોઇએ એટલો હિમ્મત બહાદૂર અને જુસ્સાવાળો નહોતો. જ્યાં સુધી એના ઉપર આમ સરકારી અમલદાર તરીકે કેટલાક ગેરવ્યાજબી અનન્યસાધારણ અધિકારોનો બચાવ કર્યાનો આરોપ હતો ત્યાં સુધી તે હિમ્મત હાર્યો નહોતો પણ જ્યારથી તેના ઉપર રૂશવત લેવાનો આરોપ મૂકવામા આવ્યો ત્યારથી તે ફરિયાદીઓને યોગ્ય જવાબ આપી શકયો નહોતો. દુઃખ અને ચિંતાથી એની તબિયત બગડી અને ઉમરાવોની સાથે એની પોતાની જગ્યા ઉપર આવવાનું જેવખતે તેને કહાવી મોકલવામાં આવ્યું ત્યારે મંદવાડનું બ્હાનુ કહાડી એને ઘરમાં ભરાઇ રહેવાની ફરજ પડી. પણ તેનું કામ લગભગ સાત આઠવાડીઆં સુધી ચાલ્યું હતુ અને જોકે તે દરમ્યાન એ ગેરહાજર ન રહી શકે એવી સ્થિતિમાં હતો તોપણ એ મુદતમાં કોઇ દિવસે તે ઉમરાવોની સભામાં આવ્યો નહોતો. જે વખતમાં કમિટિના માણસો જુદા જુદા આરોપોને લગતી હકિકત ભેગી કરવામાં રોકાયા હતા તે વખતમાં તેને એ કામમાં ભાગ લેનારાને સાક્ષીઓ તરીકે સવાલ પૂછવાની અગર એના પોતાના સાક્ષીઓ બોલાવવાની રજા આપવામાં આવી હોત કે નહિ એ ખાતરીથી કહી શકાય નહિ; પણ તેણે એવી પરવાનગી મેળવવાનો પ્રયત્ન સરખો પણ કર્યો નહોતો રીતસર તપાસણી ચલાવવા દેવાથી સજામા વધારો થવાની ધાસ્તી રાખવા જેવુ નહોતું, અને જો તેણે પોતાની આબરૂ બચાવવાનો પ્રયત્ન કરવો મૂકી દઈ ફક્ત તેણે જે વાત કબૂલ કરવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો તેજ વાત તેણે જાતે આવી કહી હોત તો, એના જેટલા ભપકાથી અને દયા ઉપજાવે એવી અસરકારક રીતે બીજો કોઈ માણસ કહી શકયો હોત નહિ. તેણે પાર્લામેન્ટ વચ્ચે કહેવાની હિમ્મત ધરી હોત તો તે એના નામ અને હોદ્દા ઉપર વિચાર કરતા વધારે સારૂં ગણાત. પણ ઉમરાવો તેમજ પ્રજામંડળ બન્નેની ઇતરાજી અને ક્રૂરતા

જોઇને તે છેક બ્હાવરો બની ગયો, અને તેથી ઉમરાવોને અગર ન્યાયો ધીશોને રૂબરૂમા મળવાની અગર મ્હો બતાવવાની હિમ્મત ધરી શકયો નહિ તેની મોટાઇ સાચવવાના હેતુથી તેના મિત્રોએ મહેનત કરી તેને પાંજરામા ઉભો રાખવાનુ બંધ કરાવ્યુ, પણ આમ કરવામા તેઓની મોગી જૂન હતી આ તો હવેલી લેના ગુજરાત ખોયા બરોબર થયુ–મોટાઇ સાચ વતા તેની આબરૂને ભારે ધક્કો લાગ્યો જો કોઇ એમ કહેશે કે સાક્ષી ઓની ઉલટ તપાસ કરવામા આવી નહોતી તો એના જવાબમા એટલુ જ કહેવાનુ છે કે બેકને પોતાના જવાબમા જે કહ્યુ હતુ તેની પણ ઉલટ તપાસ કરી નહોતી જો તપાસણી રીતસર પૂરી થઇ હોય તો આપણને બન્ને બાજૂની વધારે વિશ્વાસ રાખવા લાયક હકિકત મળી શકત, પણ જ્યારે બેકનને એમ લાગ્યુ કે જેમ્સ અને બકીન્ગહામ તેને સીધે અગર આડે કોઈ રસ્તે બચાવી શકે એમ નથી અગર તેને એ પ્રમાણે બચાવવાની તેઓની મરજી નથી, ત્યારે જાહેરમા રીતસર તપાસણી થતી અટકાવી પો તાની ફજેતી ન થવા દેવી એ એનો પહેલો અને છેલો એકજ નિશ્ચય હતો

પણ ખરી હકિમ્ત તો એ છે કે જો તપાસણી થઈ હોત તોપણ તે નામનીજ થાત એ વાત બેકન બરાબર જાણતો હતો જ્યારે કોઈ મા ણસ ઉપર રૂશવત જેવો આરોપ મૂકવામાં આવતો ત્યારે તેને માટે ખુલ્લી કચેરીમાં તપાસ ગઈ દિવસ થતીજ નહોતી, અને ફરિયાદીઓએ આગ લથી તૈયાર રાખેલા પુરાવાને આધારેજ ગુન્હો સાબીત કરવામાં આવતો હતો અને તેથીજ આરોપીને બચવાનો રસ્તો રહેતો નહોતો વળી જો કોઈ મા ણસ પોતાના ઉપર આવેલી આફતના સામે ગંભીરાઇથી ટક્કર ઝીને તો એનાથી કચેરીનું અપમાન થાયછે એમ માનવામા આવતુ હતુ એ વાત પણ બેકન સમજતો હતો વિશેષમા એ વખતમા જો ફરિઆદીઓ આ રોપીની કબૂલાત સ્વીકારી જાહેરમા તપાસણી કરવી બંધ કરે તો તેઓએ મોટી મહેરબાની કરી એમ માનવામા આવતુ હતું આવીજ મહેરબાની થોડા વખત ઉપર બેકનની સલાહથી રાજાના માનની ખાતર સફોક ઉપર કરવામા આવી હતી જોકે એલનર્દનનો ગુન્હો બેકનના કરતા ઘણો હલકો હતો તોપણ તેના ઉપર આવી રહેમ નજર રાખવામા આવી નહોતી અને એ વખતે બેકને રાજ્યના મોટા અમલદારો પોતાના હોદા

ઉપર ચઢી ઝૂલો કરે તેના માટે સખત ટીકા કરી હતી. એ વખતમાં તપાસણી કરવાનો મુખ્ય હેતુ આરોપીની ફજેતી કરવાનો હતો, પણ વ્યાજબી તપાસ કરવાનો નહોતો; તેથી જો તપાસણી બંધ થાયતો આરોપીની ફજેતી બંધ થતી હતી. બેકન એમ ધાસ્તો હતો કે જો તપાસણી ઘણા વખત સુધી લંબાશે તો એના દુઃખમાં વધારો થશે અને એના શત્રુઓને ખુશી થવાનો વધારે વખત મળશે. બેકનના શત્રુઓએ તેના વિરૂધ્ધ આગળથી કાવતરૂં રચ્યું હતું અને વિશેષમાં પોતાની જાત ઉપર આવતી આફત દૂર કરવાના હેતુથી બકીંગહામે પણ તેમાં ભાગ લીધો હતો એ હકિકત તદ્દન ખોટી છે. ખરેખર જો ઉમરાવોની સભામાં કોઇ માણસ બેકનના લાભમાં કંઇ પણ બોલ્યો હોત તો તે બકીંગહામ એકલોજહતો, તેમજ તેને કરવામાં આવેલી સજાની વિરૂદ્ધ મત આપનારો પણ તે એકલોજ હતો; પણ બકીંગહામ કેવો માણસ હતો અને જ્યારે તેની ઇચ્છા થાય ત્યારે કેવું કામ કરવાની તે હિમ્મત ધરાવતો હતો એ વિષે વિચાર કરતાં આપણને એમ લાગેછે કે બેકનને મદદ કરવામાં તેનો ઉત્સાહ ઘણોજ મંદ હતો. વેસ્ટ મિન્સટરનો ધર્માધિકારી વીલીઅમ્સ જે બેકનની જગ્યા મેળવવાની આશા રાખતો હતો અને જેના ઉપર બકીંગહામનો સંપૂર્ણ વિશ્વાસ બેશી ગયો હતો તેણે બકી ગહામને એવી સલાહ આપી કે ગુન્હેગારોને બચાવવાનો પ્રયત્ન કરી પોતાની જાત ઉપર જોખમ વહોરી લેવુ એ સહિસલામત નથી અને તેણે આ શિખામણ માન્ય કરી. જેમ જેમ બેકનના વિરૂદ્ધ તપાસ થતી ગઇ તેમ તેમ બકીંગહામે પોતાનો વિચાર ફેરવ્યો, અને તે નીતિશાસ્ત્રના તેમજ ધર્મના મોટા આધારોની વાતો કરવા લાગ્યો. બેકનની વર્તણુંક તરફ તે આશ્ચર્ય બતાવવા લાગ્યો અને એમ કહેવા લાગ્યો કે બેકનની વર્તણુંક આટલે બધે દરજ્જે ખરાબ હશે એમ મેં કોઇ દિવસ જાણ્યુ નહોતું પાછળથી તે પાર્લામેન્ટમાં બેકનની તરફેણમાં વખતો વખત એક બે શબ્દ બોલતો પણ તે અંતરની ઉલટથી નહિ, કારણ કે પોતે કહેછે એ ખરૂં છે એમ બીજાઓના મન ઉપર ઠસાવવાનો, અગર વગર તપાસ કર્યે તે પોતે કહેછે એ ખરૂં છે એમ માનવાની બીજાઓને ફરજ પાડવાનો તેણે પ્રયત્ન કર્યો હોય એમ જોવામાં આવતું નથી. કેટલાક માણસો એમ કહેછે કે છળભેદ એ શું છે તે બકીંગહામ સમજતો નહોતો, પણ સ્વાર્થબુદ્ધિના અંગે જે કપટ અને બ્હીકણ-

પણું જોડાયેલુછે એનાથી તે સંપૂર્ણ માહિતગાર હતો. બેકન જેના માણસ ઉપર અચાનક ભારે આફ્ત આવી પડી તેથી બકીંગહામ એના કરતા પણ વધારે કુકર્મ કરતો હતો છતા એના કૃત્યો તરફ પ્રજાનુ ધ્યાન ખેંચાવામા જરા વિક્ષેપ થયો જોકે બેકનના ઉપર આ આફ્ત અકસ્માત્ આવી પડી તોપણ એ આફ્ત આવી પડ્યા પછી તેનો લાભ લઇ બેકનને ખરાબ કરવાને ઘણા લોકો તૈયાર થઇ ગયા હતા એ વાત ખરી છે. આ હકિકત સાંભળતાજ આપણને એવો સ્વાભાવિક ભાસ થાયછે કે કોક એ લોકોનો અગ્રેસર હોવોજ જોઇએ એ બન્નેના વચ્ચે લાંબા વખતથી ચાલતી આવેલી હરિફાઇનો હવે અંત આવ્યો અને "વારે આવી ઊંટડીએ નાચે" એવી હકિકત બની. જ્યારે બેકનનો લાગ આવ્યો હતો ત્યારે તેણે કોકના ઉપર પોતાની છોકરીને લાવવા સારૂ બીજા માણસના ઘરનાં બારણાં તોડી પાડી તોફાન કર્યાના ગુન્હા બાબત સ્ટાર ચેમ્બરમા કામ ચલાવ્યુ હતુ. દૈવયોગે વસ્તુ સ્થિતિ ફરી ગઈ અને બેકન કોકના કરતા પણ વધારે નઠારી સ્થિતિમા આવી પડ્યો હવે કોકની સ્વાભાવિક પ્રકૃતિ અને બેકન સાથેના એના સબંધ ઉપર વિચાર કરતા તે બેકનના ઉપર વેર વાળવાનો વિચાર ન કરે એવી આશા રાખવી એ સિંહને છંછેડ્યા પછી પ્રાણ બચાવવાની માગણી કરવા બરોબર હતુ બન્ને જણ એકબીજાને ઘણુ જ ધિક્કારતા હતા બેકનના કાયદાના જ્ઞાન સબંધી કોક છેક હલકો વિચાર ધરાવતો હતો અને બેકન કોકની હલકાઇ અને ઉદ્ધતાઇ, તેમજ તેના અજ્ઞાન અને ટુંકા વિચારો માટે વારેવારે સખત ટીકા કરતો હતો, પણ હાલમા પાર્લામેન્ટમા કોકની સત્તા સર્વોપરી હતી એના મિત્રો કહેતા કે "કોક આપણો હરક્યુલીસ છે." રાજ્યની જે જે બાબતમાં ગોટાળો માલમ પડતો ત્યા તે સામો પડતો. કાયદાને તેમજ ઇતિહાસને લગતી બાબતોમાં એનું જ્ઞાન આ વખતે કમિટિને બહુ ઉપયોગી થઇ પડ્યુ અને તપાસ કરતાં કમિટિને જે અઘટિત અગર કાયદા વિરૂદ્ધ કૃત્ય જડી આવે તેની સાથે બેકનને જોડી દેવામા તે બહુજ સાવચેતી રાખતો બેકન તત્વજ્ઞાનનો ડોળ કરી મિજાજમા રહેતો હતો તેથી પોતાના ધંધાને લગતુ જ્ઞાન કેટલું બધું ઉપયોગી થઇ પડે છે એ તેને બતાવી આપવાની કોકને ખાસ હોંસ હતી બેકનના " વસ્તુઓને તેઓના મૂળ સ્વરૂપમાં આણવી ' [illegible] કરીને તે [illegible] પાર્લામેન્ટમાં હરી

કહાડતો; અને બેકનને કહેતો કે "તમારૂં મહાન પુનઃસ્થાપન પડતું મૂકી પ્રથમ કાયદાનું અને ન્યાયનું પુનઃસ્થાપન કરવાની જરૂર છે."

રૂશવત લેવાનો આરોપ સાંભળી બીજા માણસોને જેટલો અચંબો લાગ્યો હતો તેટલોજ બેકનને પણ લાગ્યો હતો. આમ છતાં પણ એ આરોપ મૂકાયો કે તરતજ એને લાગ્યું કે આમાં ફાવી શકાય એમ નથી—અર્થાત્—પોતે ખોટું કરતો હતો એવું તેને એકદમ ભાન આવ્યું. પોતે ખોટું કરે છે એમ જાણવા છતાં તેણે એ બાબત સાવચેતી રાખવાનો જરા પણ પ્રયત્ન કર્યો નહોતો, અને વખતો વખત તે માત્ર એકજ વાત કહેતો કે પૈસા લઇને મેં અન્યાય કર્યો નથી.

મૂળથીજ એની પ્રકૃતિ એવી હતી કે આસપાસની વસ્તુ સ્થિતિ ઉપર પૂરી નજર ફેરવ્યા પહેલાં તે એને તાબે થઈ જતો અને એટલાજ કારણથી રૂશવત લેવાના દુષ્ટ રિવાજે તેના ઉપર સંપૂર્ણ સત્તા ચલાવી હતી. પક્ષકારોના સંબંધમાં બકીંગહામ તરફથી ભલામણ આવે તેને સ્વીકારવાથી કેવું માઠું પરિણામ આવશે એ બાબત ઉપર તેણે આ દુષ્ટ રિવાજના લીધેજ ધ્યાન આપ્યું નહોતું. ઘણા માણસો પૈસા ખાતા આવ્યા છે અને ખાય છે તેથી એમ કરવામાં હરકત નથી એમ સમજીનેજ તેણે પક્ષકારો પાસેથી બક્ષીસો સ્વીકારી હતી; પણ આમાં તેનો બહુ દોષ કહાડવા જેવું નથી. જેમ્સ પહેલાના આખા દરબારની હવા ભેટ અને રૂશવતથી મિશ્ર થઇ ગઈ હતી, તેથી જે કોઈ માણસના શરીરમાં એ હવા પ્રવેશ કરતી તેના વિચાર તરતજ બદલાયા વગર રહેતા નહિ જે માણસો આગળ વધવાની અગર પોતાની જગ્યા ઉપર નિરાતે ટકી રહેવાની આશા રાખતા હતા તેઓના માટે તો ભેટ આપવી એ એક સામાન્ય ધારો હતો—અનિવાર્ય નિયમ હતો. એલીઝાબેથના વખતમાં જ્યારે બેકન તેણીની મહેરબાની મેળવવા ફાંફાં મારતો હતો અને જ્યારે પૈસાના સંબંધમાં તે ઘણોજ દુઃખી હતો ત્યારે પણ રાણીના માટે ઝવેરાત લાવવા સારૂ તેને ૫૦૦ પૌંડ દેવા કરવા પડ્યા હતા. જેમ્સના વખતમાં તો ભેટ આપવી એ દરેક નોકરનો ફરજ હતી. નવું વર્ષ બેઠું કે રાજાને અને બકીંગહામને સોનાની ભેટ આપવી પડતી હતી. આનાથી વધારે નુકશાનકારક રીવાજ એ હતો કે નોકરી અને ખિતાબ વેચીને પૈસા ઉઘરાવવામાં આવતા હતા. મોન્ટેગ

જ્યારે લોર્ડ મેનેવીલ અને કોષાધિપતિ થયો ત્યારે તેને ૨૦૦૦ પૌન્ડ આપવા પડ્યા હતા. કેટલાક વખત તો રૂશવતનું રૂપ બદલવામાં આવતું. જો ક્રેનફીલ્ડ એને એના જેવા બીજા કોઇ માણસો બકીંગહામના કુટુંબમાં લગ્ન કરતા તો તેઓને ન્યાયાધીશ જેવી મોટી જગ્યાઓ સહેજમાં મળતી હતી. બેકન જ્યારે બેરન થયો ત્યારે પણ આમ કરવામાં આવ્યું હતું. એલીઝાબેથના વખતમાં મુખ્યત્વે કરીને જે કચેરીનો બેકન ન્યાયાધીશ હતો તેમાં કેવી રીતે કામ ચાલતું હતું તેની આપણને બરાબર ખબર મળી શકી નથી; પણ બેકનના કહેવા ઉપરથી એમ સમજાય છે કે તે જાતે જે જે કરતો તેમાં કશું એ નવું નહોતું. જેમ્સ કહેતો કે "સઘળા કાયદાના જાણનારા રૂશવતમાંજ ઉછરેલા છે અને તેથી તેઓ તેને તજી શકતા નથી."

જે વખતે બેકનના ઉપર બકીંગહામની સંપૂર્ણ મહેરબાની હતી તે વખતેજ તે સર ન્યાયાધીશ થયો હતો અને તેથી હદબહાર ખરચ કરવામાં અને ગમે તે રસ્તે આવે તે પૈસા સ્વીકારવામાં તે બીજા માણસો કરતાં બકીંગહામનું વધારે અનુકરણ કરે એમાં નવાઇ નથી. આ સ્થિતિમાં બેકને સર ન્યાયાધીશ તરીકે કામ કર્યું હતું. પ્રજાનો ઘણો ભાગ રાજ્યના બીજા ખાતામાં જેમ કરતો તેમ આ ખાતામાં પક્ષકારો કરવા લાગ્યા. પૈસા આપવા એ ન્યાયાધીશની મહેનતનો અગર પોતાને જે લાભ મળે એનો બદલો છે એમ તેઓ સમજતા હતા. બેકનને પૈસાની ઘણી તંગાસ હતી, અને તે ઘણો ખર્ચાળ હતો; ભપકો રાખવાનો તેને ઘણો શોખ હતો, અને જીવનો તે ઘણો ઉદાર હતો. પોતાના નોકરો ઉપર તે બરોબર દેખરેખ રાખી શકતો નહોતો— આ અને એવાં બીજાં કેટલાંક કારણોથી તેને વધારે રૂશવત અગર ભેટ લેવાની ફરજ પડી હશે. આ સંબંધી તેણે કોઇ દિવસ પોતાના મન સાથે પણ વિચાર કર્યો હોય એમ જણાતું નથી. એના મનમાં તો હમેશાં એકજ વિચાર આવતો કે જો લાંચ લેવાથી ન્યાયના કામમાં અડચણ ન આવે તો પછી એમાં કંઇ દોષ નથી. આ જગ્યાએ જો કોઇ વધારે દૃઢ નિશ્ચયવાળો અગર વધારે તીક્ષ્ણ લાગણીવાળો માણસ હોત તો આ પ્રમાણે રૂશ્વત લેવાથી પોતે કેવા ભયંકર દૃષ્ટાંતરૂપ થઇ પડશે, તેમજ ભેટ ઉપર ભેટ સ્વીકાર્યા છતાં પોતે કેટલાક વખત સુધી પ્રમાણિક રહી શકશે એ બાબત વિચાર કર્યા વગર રહેત નહિ; પણ બેકન તો રિવાજરૂપી મંત્રથી તદન અંજાઇ ગયો હતો અને તેથી જેમ્સ અને બકીંગહામ

કેવા માણસ હતા એ વિષે તપાસ કરવાનું એને બિલકૂલ સુઝ્યું નહિ. ન્યાયાધીશોએ કોઇ માણસો પાસેથી ભેટ ન લેવી જોઇએ એ નિયમથી બેકન સારી-પેઠે વાકેફગાર હતો, અને એ વિષે તેણે ઘણી વખત અસરકારક ભાષણો આપ્યાં હતાં; પણ પોતે આત્મસતોષી અને ઘણા ભાગે નિરપરાધી રહીને નિર્ભયપણે ન્યાયની અદાલતમાં અન્યાયનાં જે બી વાવતો હતો એનાં ફળ કેવા ઝેરી નિકળશે એ બાબતનો તેને બિલકૂલ ખ્યાલ આવ્યો નહોતો. આખરે પાર્લામેન્ટે આ વાત ઉપાડી અને તેનો ખુલાસો કરવા સારૂ બેકનને બોલાવ્યો. આટલું થતામાંજ તે પોતાની ઉઘમાથી જાગી ઉઠયો અને આસપાસ નજર નાખતાં તેને પોતાની ભૂલ માલમ પડી છેવટે જ્યારે તાબે થવાનો વખત આવ્યો ત્યારે તેણે ઉમરાવોને નીચે પ્રમાણે લખી જણાવ્યું—

"પ્રથમ હું કેટલીક બાબતોમાં ખુશી થયોછુ તે કહીશ. પહેલી બાબત એ છે કે હવે પછી કોઇ ન્યાયાધીશ--અગર માજીસ્ટ્રેટના મહત્વના આધારે તેના ગુન્હાને આશ્રય આપવાનું અગર એ ગુન્હાનો બચાવ કરવાનું બની શકશે નહિ. આ સત્યયુગની શરૂઆત થઇ એમ માનવાનું છે. બીજી વાત એ છે કે મારો દાખલો જોઇને ન્યાયાધીશો જેમ સર્પની પાસેથી દૂર જાય તેમ રૂશવત અથવા રૂશવત જેવી બીજી કોઇ વસ્તુ પાસેથી દૂર જશે." પોતાની જાત વિષે બેકનનો અભિપ્રાય ઘણોજ વિલક્ષણ છે અને તે ઘણાખરા ભાગે ખરો છે સજા થયા પછી એને કેટલાક દિવસ સુધી સાઉથેમ્પટનના આગ્રહથી કેદમા રાખ્યો હતો, અને ત્યાંથી પોતાને જલદીથી છોડાવવા સારૂ બકીંગહામને વિનંતિ કરતા તે જણાવે છે કે "હુ કબૂલ કરૂંછું કે મને જે શિક્ષા કરવામા આવી છે તે વ્યાજબી છે અને સુધારો કરવા માટે યોગ્ય છે, તોપણ સર નીકોલાસ બેકનના વખતથી તે આજ સુધીમાં મારા જેવો ન્યાયાધીશ કોઇ થયો નથી" પાછળથી તેણે આજ વિચાર બીજા શબ્દોમા જણાવ્યો હતો. "આ પચાસ વર્ષમાં હું સૌથી વધારે પ્રમાણિક ન્યાયાધીશ હતો પણ પાર્લામેન્ટના હાથે મને જે સજા થઇ છે તેટલી વ્યાજબી સજા આ બસે વર્ષમા બીજા કોઇને થઇ નથી"

ઉપરના શબ્દોમાં "અને હું ડાહ્યામાં ડાહ્યો સલાહકાર હતો" એટલા શબ્દો તેણે વધાર્યા હોત તો ખોટું કહેવાત નહિ અને એમ છતાં પણ બીજે

જ્યારે લોર્ડ મેનેવીલ અને કોષાધિપતિ થયો ત્યારે તેને ૨૦૦૦૦ પૌન્ડ આપવા પડ્યા હતા કેટલાક વખત તો રૂશવતનુ રૂપ બદલવામા આવતુ જે ક્રેનફ્રીલ્ડ અને એના જેવા બીજા મોટા માણસો બકીંગહામના કુટુબમા લગ્ન કરતા તો તેઓને ન્યાયાધીશ જેવી મોટી જગ્યાઓ સહેજમા મળતી હતી બેકન જ્યારે બેરન થયો ત્યારે પણ આમ કરવામાં આવ્યું હતુ એલીઝાબેથના વખતમા મુખ્યત્વે કરીને જે કચેરીનો બેકન ન્યાયાધીશ હતો તેમા કેવી રીતે કામ ચાલતુ હતુ તેની આપણને બરાબર ખબર મળી શકી નથી, પણ બેકનના કહેવા ઉપરથી એમ સમજાય છે કે તે જાતે જે જે કરતો તેમા કશુ એ નવુ નહોતુ જેમ્સ મ્હોતો કે 'સઘળા કાયદાના જાણ નારા રૂશવતમાજ ઉછરેલા છે અને તેથી તેઓ તેને તજી શકતા નથી'

જે વખતે બેકનના ઉપર બકીંગહામની સપૂર્ણ મહેરબાની હતી તે વખતેજ તે સર ન્યાયાધીશ થયો હતો અને તેથી હદબહાર ખરચ કરવામા અને ગમે તે રસ્તે આવે તે પૈસા સ્વીકારવામાં તે બીજા માણસો કરતા બકીંગહામનુ વધારે અનુકરણ કરે એમા નવાઇ નથી આ સ્થિતિમા બેકને સર ન્યાયાધીશ તરીકે કામ કર્યું હતુ પ્રજાનો ઘણો ભાગ રાજ્યના બીજા ખાતામાં જેમ કરતો તેમ આ ખાતામા પક્ષકારો કરવા લાગ્યા પૈસા આપવા એ ન્યાયાધીશની મહેનતનો અગર પોતાને જે લાભ મળે એનો બદલો છે એમ તેઓ સમજતા હતા બેકનને પૈસાની ઘણી તગાસ હતી અને તે ઘણો ખચાળ હતો ભપકો રાખવાનો તેને ઘણો શોખ હતો, અને જીવનો તે ઘણો ઉદાર હતો પોતાના નોકરો ઉપર તે બરોબર દેખરેખ રાખી શકતો નહોતો— આ અને એવા બીજા કેટલાક કારણોથી તેને વધારે રૂશવત અગર બક્ષિસ લેવાની ફરજ પડી હશે આ સબધી તેણે કોઇ દિવસ પોતાના મન સાથે પણ વિચાર કર્યો હોય એમ જણાતુ નથી એના મનમા તો હમેશા એકજ વિચાર આવતો કે જો લાચ લેવાથી ન્યાયના કામમા અ ચણુ ન આવે તો પછી એમા કઇ દોષ નથી આ જગ્યાએ જો કોઇ વધારે દૃઢ નિશ્ચયવાળો અગર વધારે તીક્ષ્ણ લાગણીવાળો માણસ હોત તો આ પ્રમાણે રૂશ્વત લેવાથી પોતે કેવા ભયકર દૃષ્ટાન્તરૂપ થઇ પડશે, તેમજ ભેટ ઉપર ભેટ સ્વીકારવા છતા પોતે કેટલાક વખત સુધી પ્રમાણિક રહી શકશે એ બાબત વિચાર કર્યા વગર રહેત નહિ પણ બેકન તો રિવાજ રૂપીપ્રવાહથી તદ્દન અજ્જાઇ ગયો હતો અને તેથી જેમ્સ અને બકીંગહામ

કેવા માણસ હતા એ વિષે તપાસ કરવાનું એને બિલકુલ સુજયું નહિ. ન્યાયાધીશોએ કોઇ માણસો પાસેથી ભેટ ન લેવી જોઇએ એ નિયમથી બેકન સારી પેઠે વાકેફગાર હતો, અને એ વિષે તેણે ઘણી વખત અસરકારક ભાષણો આપ્યાં હતાં; પણ પોતે આત્મસતોષી અને ઘણા ભાગે નિરપરાધી રહીને નિર્ભયપણે ન્યાયની અદાલતમાં અન્યાયનાં જે બી વાવતો હતો એનાં ફળ કેવાં ઝેરી નિકળશે એ બાબતનો તેને બિલકુલ ખ્યાલ આવ્યો નહોતો. આખરે પાર્લામેન્ટે આ વાત ઉપાડી અને તેનો ખુલાસો કરવા સારૂ બેકનને બોલાવ્યો. આટલું થતાંજ તે પોતાની ઉંઘમાંથી જાગી ઉઠયો અને આસપાસ નજર નાખતાં તેને પોતાની ભૂલ માલમ પડી. છેવટે જ્યારે તાબે થવાનો વખત આવ્યો ત્યારે તેણે ઉમરાવોને નીચે પ્રમાણે લખી જણાવ્યું:—

"પ્રથમ હું કેટલીક બાબતોમાં ખુશી થયેલો છું તે કહીશ. પહેલી બાબત એ છે કે હવે પછી કોઇ ન્યાયાધીશ અગર માજીસ્ટ્રેટના મહત્વના આધારે તેના ગુન્હાને આશ્રય આપવાનું અગર એ ગુન્હાનો બચાવ કરવાનું બની શકશે નહિ. આ સત્યયુગની શરૂઆત થઇ એમ માનવાનું છે. બીજી વાત એ છે કે મારો દાખલો જોઇને ન્યાયાધીશો જેમ સર્પની પાસેથી દૂર જાય તેમ રૂશવત અથવા રૂશવત જેવી બીજી કોઇ વસ્તુ પાસેથી દૂર જશે." પોતાની જાત વિષે બેકનનો અભિપ્રાય ઘણોજ વિલક્ષણ છે અને તે ઘણાખરા ભાગે ખરો છે. સજા થયા પછી એને કેટલાક દિવસ સુધી સાઉથેમ્પટનના આગ્રહથી કેદમાં રાખ્યો હતો, અને ત્યાથી પોતાને જલદીથી છોડાવવા સારૂ બકીંગહામને વિનંતિ કરતાં તે જણાવે છે કે "હું કબૂલ કરૂં છું કે મને જે શિક્ષા કરવામાં આવી છે તે વાજબી છે અને સુધારો કરવા માટે યોગ્ય છે, તોપણ સર નીકોલાસ બેકનના વખતથી તે આજ સુધીમાં મારા જેવો ન્યાયાધીશ કોઇ થયો નથી." પાછળથી તેણે આજ વિચાર બીજા શબ્દોમાં જણાવ્યો હતો. "આ પચાસ વર્ષમાં હું સૌથી વધારે પ્રમાણિક ન્યાયાધીશ હતો પણ પાર્લામેન્ટના હાથે મને જે સજા થઇ છે તેટલી વ્યાજબી સજા આ બસેં વર્ષમાં બીજા કોઇને થઇ નથી."

ઉપરના શબ્દોમાં "અને હું ડાહ્યામાં ડાહ્યો સલાહકાર હતો" એટલા શબ્દો તેણે વધાર્યા હોત તો ખોટું કહેવાત નહિ અને એમ છતાં પણ બીજો

કોઇ પણ અમલદાર તેના જેટલા ઠપકાને પાત્ર નહોતો—બીજો કોઇ એવો નહોતો કે જેને માટે ઇંગ્લેન્ડ વધારે દિલગીરી ધરાવે એક બાજૂએ યોગ્ય અને વાસ્તવિક સલાહ આપવી અને બીજી બાજૂએ ખોટે રસ્તે જવું આ શબ્દોમાંજ રાજનિતીજ્ઞ પુરૂષ તરીકે એનો સઘળો ઇતિહાસ સમાયેલો છે એકે ખાતાનુ એને જ્ઞાન નહોતુ એમ નહોતુ તેથી વખતો વખત તે પ્રસગાનુકૂળ સલાહ આપી શકતો એ વખતમાં જે જે મહત્વના સવાલ ઉઠયા હતા તેઓના સબધમા એના પોતાના વિચાર કેવા હતા, તેમ તે સબધી તેણે કેવી સલાહ આપી હતી એ જાણવા માટે પુષ્કળ સાહિત્ય તે મૂકી ગયો છે અને દરેક પ્રસગને લગતી જે હકિકત તે મૂકી ગયો છે એ તપાસતા એ બાબત વિષેનુ તેનું સપૂર્ણ જ્ઞાન, તેની સ્વતત્રતા, તેના બહોળા વિચારો તેમજ તેની સમાનવૃત્તિ સ્પષ્ટ જણાઇ આવે છે બેશક રાજ્યકારભારને લગતી બાબતોમા જે વાત વ્યાજબીજ છે એમ બેકને માની લીધુ હતુ, અગર જેના આધારે તે ચાલતો હતો તે આપણાથી મજુર રાખી શકાય એમ નથી એનું માનવુ એવુ હતુ કે રાજાની સત્તા સ્વતત્ર હોવી જોઇએ તેમ એને કેટલાક વિશેષાધિકાર પણ હોવા જોઇએ આ વિચાર ટયુડર કુળના રાજાઓથી ચાલ્યો આવ્યો હતો અને જેમ્સના વખતમા તેનો બચાવ કરવા સારૂ ઘણા માણસો ન મળી આવે એમ નહોતુ, પણ આશ્ચર્ય જેવું એ છે કે બેકન તત્વજ્ઞાન અને સામાન્ય વ્યવહારના આધારે તેનો બચાવ કરતો હતો પરતુ આ પ્રમાણે કરવામા ટયુડર કુળના રાજાઓ અને જેમ્સમા શો તફાવત હતો એ બેકન તદ્દન ભૂલી ગયો હતો ટયુડર કુળના રાજાઓ ગમે તેવી સ્વતત્ર સત્તા ધરાવતા હતા તોપણ પ્રજાની સામાન્ય લાગણી દુખાય એવે રસ્તે ન જવા માટે તેઓ બહુ કાળજી રાખતા હતા અને જેમ્સ તો સ્વચ્છદી, સ્વમતાગ્રહી અને સ્વાર્થી હતો

બેકનનુ ધારવુ એવુ હતુ કે ગમે તે રસ્તે પણ જો રાજાના મનનું સમાધાન થાય તોજ રાજ્યકારભાર નિયમિત અને વ્યવસ્થાપૂર્વક ચાલી શકે પ્રજાના સામાન્ય વિચારના ધોરણે અગર પાર્લામેન્ટની મારફતે રાજ્યકારભાર ચલાવવાથી જે કઇ સારૂ પરિણામ આવવાની એ વખતના લોકો આશા રાખતા હતા તેનો બેકન ધિક્કારથી અનાદર કરતો, પણ રાજ્યની લગતી કેટલીક સામાન્ય બાબતોમા અને રાજનીતિના સબધમા રાજાએ સ્વતત્ર

સત્તા ભોગવવા સાથે કેવી રીતે ચાલવું જોઇએ, એ વિષે જ્યારે પ્રશ્ન ઉપસ્થિત થતો ત્યારે **બેકન**ની સલાહ ઘણા ભાગે વ્યાજબી હતી. રાજ્યનું વાર્ષિક ખરચ ઉપજના પ્રમાણમાં સારા પાયા ઉપર મૂકવાની કેટલી આવશ્યકતા છે એ તે સારી પેઠે સમજતો હતો. **આયર્લૅન્ડ**ના સાથે પ્રમાણિક અને ન્યાયાનુસાર ધોરણે ચાલવા માટે તેણે ઘણીવાર સૂચના કરી હતી **સ્પેઇન** સાથે મિત્રાચારીનો સંબંધ રાખવો એ કેટલું જોખમ ભરેલું હતું તેમજ એ રાજ્યનો બહારનો દેખાવ બીજા દેશોને ગભરાવી નાખે એવો હતો તેમ છતાં અંદરખાનેથી તે કેવી નબળી હાલતમાં આવી ગયું હતું, એ તેના જાણવા બહાર નહોતું. રાજદરબારમાં તેમજ ધર્મને લગતી બાબતોમાં ચાલતા જે દુરાચાર અને અવ્યવસ્થા ઉપર પ્રજાનુ ધ્યાન ખેચાયું નહોતું અને જે તેઓના સામા જે માણસો વાંધો ઉઠાવે તેઓને શિક્ષા થવાથી દિવસે દિવસે વધારે બળવાન થતા હતા તેઓના વિષે તે સંપૂર્ણ માહિતી ધરાવતો હતો.

કાયદાઓમાં ચાલતા ગોટાળા વિષે તેણે વખતોવખત સૂચના કરી હતી અને જો એના કહેવા ઉપર **જેમ્સે** અગર પાર્લામેન્ટે ધ્યાન આપ્યું હોત તો તે અંગ્રેજી કાયદાનું સારૂ એકીકરણ લખી **જસ્ટીનીયન** (જૂના વખતમાં તે **રોમ**માં એક પ્રખ્યાત ધારાનો હિમાયતી હતો) ની બરોબરી કરી શકયો હોત. વિશેષમાં પાર્લામેન્ટની મારફતે રાજ્યકારભાર ચલાવવાથી શા શા ફાયદા થાયછે તે **જેમ્સ**ના મન ઉપર ઠસાવવાનો તેનો ઉત્સાહ કોઇ દિવસ મંદ થયો નહોતો. તે પોતે ઘણા વખત સુધી પ્રજામંડળનો પ્રિય સભાસદ હતો અને એ વખતમા એને સ્પષ્ટ જણાયું હતું કે પાર્લામેન્ટ શિવાય **જેમ્સને** બિલકુલ ચાલી શકવાનુ નથી અને જો તે પાર્લામેન્ટ સાથે રીતસર અને પ્રમાણિકપણે ચાલે તો દેશમા તેમજ પરદેશમા રાજ્યની સત્તા બેવડી થયા વગર રહે નહિ.

પણ આ બધા ડહાપણમાંથી પરિણામ જોવા જઇએ તો શૂન્ય હતુ. એક બાજૂએ જ્યારે પૈસાટકા સબંધી પ્રજાની સ્થિતિ સુધરતી જતી હતી ત્યારે બીજી બાજૂએ હદ બહાર ખરચ, અવ્યવસ્થા, અને લાંચ-રૂશવતના લીધે રાજ્યની સ્થિતિ બગડતી હતી. **આયર્લૅન્ડ**ના સામુ તો કોઈ જોતુંજ

નહોતું. મોટા માણસોના આશ્રયતળે દિવસે દિવસે ગોટાળો વધતો ગયો. બીજું કામ જેમ બને તેમ ઓછું કરી પોતાનાથી બને એટલા પૈસા ગમે તે રસ્તે પાર્લામેન્ટ પાસેથી ખેંચી લેવા, એ જેમ્સનો એક મોટામાં મોટો વિચાર હતો. આ સઘળી બાબતોમાં બેકનનો દોષ એટલોજ હતો કે જેમ્સના જે વિચારોની મૂર્ખાઇ અને જોખમ તે સમજતો હતો, તેઓને તેણે જેમ્સની સલાહકાર મંડળીમાં હાજર રહી પોતાની હાજરીથી વિશેષ વજન આપ્યું હતું. જેમ્સ અને બકીન્ગહામ જ્યારે કામ પડતું ત્યારે પોતાની મરજી મુજબ બેકનનો ઉપયોગ કરતા હતા, પણ આ પ્રમાણે કરવામાં જો તેઓ બેકનની સ્વતંત્ર સલાહ પ્રમાણે ચાલ્યા હોત તો તે બન્નેની કાર્કીર્દી તેજસ્વી નિવડ્યા વગર રહેત નહિ જો આમ હતું તો રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે અને ન્યાયાધીશ તરીકે બેકન શા માટે કૃતેહ પામ્યો નહિ ! ખોટુ અગર ખરૂં કારણ આ જગતપ્રસિદ્ધ વાક્યમાંથી મળી આવે છે.—" મનુષ્ય જાતને લગતી બાબતો અમલમાં મૂકવાનું કામ જે માણસોની સત્તામાં હોય છે તે માણસો એ કામ પોતાની ચાલચલગતને અનુસરીને કરે છે; " જ્યારે તે જેમ્સ અને બકીન્ગહામ કરતાં વધારે સારૂં જ્ઞાન ધરાવતો હતો અને જ્યારે તેની વિચાર કરવાની શક્તિ પણ એ બન્નેની શક્તિ કરતાં વધારે હતી ત્યારે એ લોકોનાં નઠારાં કૃત્યો સાથે બેકનને જોડી દેવાનું કારણ શું હશે ? એને એના પોતાના સ્વતંત્ર અભિપ્રાય માટે હિમ્મત નહોતી એમ નહોતું પણ દરેક માણસને એનાથી વધારેની જરૂર છે. જો પોતાના વિચાર વ્યાજબી અને ફાયદાકારક હોય તો તેઓને અમલમાં મૂકવા સારૂ જે જુસ્સા અને બહાદુરીની જરૂર છે તેની બેકનમાં ખોટ હતી, એના ખરા વિચારનો બીજા માણસો અનાદર કરે તેથી એને કંઇ લાગતું નહિ પોતે ખરો છે, એમ એ જાણતો પણ એ બાબતની એને જોઇએ એટલી માગણી નહોતી. યોગ્ય વખતે જેમ્સના સામા થવામાં તેણે કંઇ ખોટું કહે તો એ ખોટુ છે એમ તેનો મ્હોઢે કહી બતાવવામાં જે માણસ આખા જગતમા સૌ માણસ કરતા પોતાને વધારે ડાહ્યો માનતો હતો તેના મન ઉપર પોતાના ખરા વિચાર ઠસાવવામાં તેમજ તેને પોતાની સલાહ પસંદ ના આવે તો વખતે તેની ઇતરાજી વ્હોરી લેવામા જે હિમ્મત, અભિમાન, આત્મસંયમ અને સ્વાર્થપરિત્યાગ વિગેરે ગુણોની જરૂર હતી તે એનામાં નહોતા કોઇ સ્વતંત્ર વિચારનો દૃઢનિશ્ચયવાળો અને પ્રમાણિક

માણસ જે કરી શકયો હોત તે એનાથી બની આવ્યું નહિ. આવો માણસ જો પોતાનું કહેવું વ્યાજબી હોય અગર જો એનો જુમ્મો પોતાજ શિર હોય તો તે આગ્રહ કર્યા વગર રહે નહિ. આ પ્રમાણે આગ્રહ કરવામા ઘણુ કરીને એ માણસ ફાવી શકે છે અને કદાપિ જો એમ ન બને તો એમાથી જે પરિણામ આવે તે તે ખુશીથી સ્વીકારે છે. બેકન ગમે તેવો ડાહ્યો હતો, ગમે એટલો જ્ઞાની હતો, અને ગમે એટલો અનુભવી હતો તોપણ તે જેમ્સ જેના હોશિયાર પણ મૂર્ખ, બડાઈખોર અને બાયલા રાજાના સ્વચ્છંદી વિચારોને અમલમા મૂકવામા સાધનભૂત થઇ પડયો હતો એ વાત નિર્વિવાદ છે.

વિલીયર્સની સલાહ પ્રમાણે જેમ્સે બેકનને બચાવવાનું ઉચિત ધાર્યું નહિ. તેણે બેકનને પોતાનો ગુન્હો કબૂલ કરવાની સલાહ આપી અને એના બદલામા તેણે પોતાનાથી બનતા પ્રયત્ને એની સજા ઓછી કરવાનું વચન આપ્યુ. જેમ્સની આવી વર્તણુક માટે મી મૉન્ટેગ એને બહુ ઠપકાપાત્ર ગણે છે, પણ ખરી હકિકત ઉપર નજર ફેરવતા આપણને એમ લાગે છે કે જેમ્સની સલાહ આવા વિશેષ પ્રસગે અયોગ્ય નહોતી. મી. મૉન્ટેગ આટલાથી સતોષ ન થતા કહે છે કે બેકન તદ્દન નિરપરાધી હતો અને પોતાનો સતોષકારક બચાવ કરવા સારૂ એની પાસે પૂરતો પુરાવો હતો, અને માત્ર જેમ્સની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરવાના હેતુથીજ તેણે ગુન્હો કબૂલ કર્યો હતો. પોતે ગુન્હેગાર નહિ છતા ગુન્હેગાર છુ એમ કબૂલ કરવામા તે નિરૂપાયથી જૂઠું બોલ્યો હતો. આ હકિકતને જરા પણ ટેકો આપ્યા પહેલાં બેકનને ગુન્હેગાર ઠરાવવામા જેમ્સ અને બકીંગહામનો શો હેતુ હશે તે આપણે જોવો જોઇએ બેકન એ બન્નેનો મિત્ર હતો તેથી એનો બચાવ કર્યાના બદલે તેઓ એને બિનસરતે ગુન્હો કબૂલ કરવાની સલાહ આપે એ તદ્દન અસંભવિત છે તેઓનુ પોતાનુ ખાનગી તેમજ રાજ્યનું હિત બેકન દોષમુક્ત થાય એમાંજ હતુ તેથી મી મૉન્ટેગનું કહેવુ મંજુર રાખી શકાય એમ નથી મી મૉન્ટેગનુ કહેવુ એવું છે કે બેકને પોતાનો બચાવ કરવાનો વિચાર માંડી વાળ્યો એનું કારણ એટલુંજ છે કે જેમ્સ એની મદદમા રહ્યો નહિ, પણ ખરી વાત તો એ છે કે એનો બચાવ કરવાની જેમ્સની હિમ્મત ચાલી નહિ, કારણ કે બેકનથી

પોતાનો બચાવ પુરવાર કરી શકાય તેમ નહોતું આ પ્રમાણે બચાવ કરવા જતાં મૉન્ટેગ ઉલટું બેકનને નુકશાન કરેછે રૂશવત લેવાના દોષમાથી મુક્ત કરતા મી. મૉન્ટેગ એના બીજા ગુણોને હલકા પાડે છે જો બેકન જેના માણસે પોતે નિરપરાધી છે તેમ છતાં ફક્ત રાજાની આજ્ઞાની વિરૂદ્ધ જવાના ભયથીજ પોતે ગુન્હેગાર છે એમ કબૂલ કર્યું હોય તો તેણે આખી જીંદગીમાં તેની આબરૂને હાનિ પહોચાડે એવું આના જેવું બીજુ અધમ અને ઉધ્ધત પગલુ ભાગ્યેજ ભર્યું હશે.

મી મૉન્ટેગ બેકનના બચાવમા બે કારણો આપે છે —(૧) એ કાળમા ભેટ લેવાનો રિવાજ હતો અને (૨) બેકને જે ભેટ અને બક્ષીશો સ્વીકારી હતી તે તેણે લાચ તરીકે લીધી નહોતી. પહેલાના જવાબમા એટલુંજ કહેવાનુ છે કે જે રિવાજના આધારે ઘણા માણસો ચાલતા હોય તે હમેશા વ્યાજબી અગર કાયદેસર હોવોજ જોઇએ એમ હોતુ નથી ઘણા માણસો એ વખતમા પૈસા ખાતા તેથી એમા કંઇ ગુન્હો નહોતો એમ કહી શકાય નહિ પૈસા ખાનારા પણ એમા ગુન્હો નથી એમ સમજીને ખાતા નહોતા પૈસા ખાવાનો સાધારણ રિવાજ હતો એટલાજ ઉપરથી વ્યાજબી અગર કાયદેસર શું હતુ એ લોકો નહોતા સમજતા એમ નહોતુ. રૂશવત લેવી એ ખોટું છે, એમા ગુન્હો છે, એ દોષયુક્ત છે એમ જાણવા છતા લોકો લાચ લેતા હતા, એનુ કારણ એટલુ જ હતુ કે એ વખતમા લોકોના વિચાર બહુ સુધરેલા નહોતા તેમજ એવો ગુન્હો કરવાથી ભારે સજા થવાની તેઓને ધાસ્તી નહોતી. (૨) મી. મૉન્ટેગની બીજી દલિલ પણ છેક પાયા વગરની છે બેકન ભેટ સ્વીકારતો હતો પણ લાચ નહોતો લેતો એમ કહેવાથી એનો બચાવ કેટલે દરજ્જે થઇ શકેછે એ કોઇ સાધારણ બુદ્ધિવાળો માણસ પણ સમજી શકેછે ભેટ અને લાચ કેટલો નજીકનો સંબંધ ધરાવેછે, એ કોઇના જાણવા બહાર નહિ હશે મી. મૉન્ટેગની ત્રીજી દલીલ એવી છે કે બેકને જે ભેટો સ્વીકારી હતી તે બધી તેણે ઉઘાડે છોક લીધી હતી, તેથી તેણે ગુન્હો કર્યો હોય એમ કહેવાય નહિ, કારણકે જો ભેટ લેવામા ગુન્હો છે એમ તે જાણતો હોય તો તે તેને જાહેરમા લે નહિ, પણ મી મૉન્ટેગનુ આ કહેવું ખોટુ છે બેકને જેટલી ભેટો લીધી હતી તે બધી જાહેરમા લીધી નહોતી. ફક્ત તેણે એકજ કામમા જાહે-

રમા ભેટ લીધી હતી અને આ હકિકત ઉપર તેણે આગ્રહપૂર્વક ઉમરાવોનું ધ્યાન ખેંચ્યુ હતું. હવે જોવાનુ એટલુંજ રહેછે કે જો તેણે દરેક કામમાં આ પ્રમાણે જાહેરમાં ભેટ લીધી હોય તો સઘળા આરોપો સામે એને એજ બચાવ આણવાને શી હરકત હતી? આ ઉપરથી ઉલટું એમ સાબિત થાયછે કે તેણે બીજા બધાં કામમા ગુપ્ત બક્ષીસો લીધી હશે. વિશેષમા જે કામમાં તેણે જાહેરમા ભેટ લીધી હતી તે કામમાં તેણે ન્યાયાધીશ તરીકે ચુકાદો આપ્યો નહોતો બે પક્ષકારોના વચ્ચમાં એ તો માત્ર પંચ જેવો હતો અને એના ઠરાવથી બન્ને પક્ષકારોએ ખુશી થવાથી તેને ભેટ આપી હતી. હવે આ પ્રમાણે પણ પૈસા લેવા એ બેકન જેવા માણસ માટે યોગ્ય હતું કે નહિ, એ સવાલ તદ્દન જુદો છે. દરેક કામમાં તેણે જાહેરમાં પૈસા લીધા હતા એવો બચાવ જ્યારે તેના તરફથી નહિ આવ્યો ત્યારે તેણે એ પૈસા જાહેરમા નહિજ લીધા હોય–છાના લીધા હશે એવું અનુમાન કરવાને કઇ હરકત જણાતી નથી ચોખ્ખી રીતે એનો બચાવ કરવાનુ દેખીતું કારણ એ છે કે તેના વિરૂદ્ધ ઓબ્રીયન અને ઇગરટનની જે ભારે ફરિયાદો થઇ હતી તેઓના કામમા બેકને તેઓના વિરૂદ્ધ ઠરાવ આપ્યો હતો. આ આધાર પણ બહુ વજનદાર નથી જે ન્યાયાધીશ દરેક કામમાં અને લાંબા વખતથી રૂશવત લેતો હોય તેના સબંધમા આવા ઘણા દાખલા જેવામાં આવે એમા કંઇ અસંભવિત નથી વખતે તે બને પક્ષકારો તરફથી પણ પૈસા ખાતો હોય, વખતે તેણે જે માણસના પૈસા ખાધા હોય તેનું કામ એવું નમળુ હોય કે તેનાથી એ માણસના લાભમા ફેંસલો આપી શકાયજ નહિ રૂશવત આપ્યા પછી, ન્યાયાધીશને ફજેત કરનાર આવા માણસજ હોયછે જે માણસનુ કામ પોતાના લાભમા થયું હોયછે તે તો પોતાના પૈસાનો બદલો મળ્યોછે એમ સમજીને ગુપચુપ બેસી રહે છે



# પ્રકરણ ૭ મું.



## બેકનનાં છેલ્લાં વર્ષો ૧૬૨૧—૧૬૨૬.

બેકનના વખતમા ગુન્હેગારોને દંડની ભારે રકમો સાથે લાંબા વખત સુધી કેદમાં રહેવાની જે ભયંકર સજાઓ કરવામા આવતી હતી તે ઘણી ખરી વખત માત્ર નામનીજ હતી તે માત્ર ઉપર ઉપરથી ભયંકર દેખાતી હતી એટલુંજ હતું તે ઉપરથી માત્ર એટલુંજ સમજવાનું હતું કે જે માણસને એવી સજા કરવામા આવી હોય તે તરતના માટે ગુન્હેગાર ઠર્યો છે, અને તેને યોગ્ય શિક્ષા કરવામા આવી છે, પણ ભારે સજા કરવામા આવી છે એટલાજ ઉપરથી એમ માનવાનું નહોતું કે એ સજાનો રીતસર અમલ કરવામા આવશે થોડા વખત પછી કેદમા રહેવાની મુદત ઓછી કરવામા આવતી, દંડ પણ ઓછો કરવામાં આવતો અને કેટલીક વખત તો સમૂળગો માફ કરવામાં આવતો તેમજ શહેર બહાર અગર દેશ બહાર કહાડી મૂકેલા ગુન્હેગારોને પણ પાછળથી પાછા આવવાની પરવાનગી આપવામાં આવતી હતી જો કોઈ ગુન્હેગાર બીજાઓ કરતા વધારે ભાગ્યશાળી હોય તો તે ફરીથી રાજાની મહેરબાની પણ સંપાદન કરી શકતો હતો તેમજ જાણે પોતે સર્વે વાતે નિર્દોષ હોય એમ તે વખતે પાછો પાર્લામેન્ટમા રાજાની સલાહકાર મંડળીમા પણ આવી શકતો હતો આ સઘળું રાજ્યાધિકારીની મરજી અગર તુરંગ ઉપર આધાર રાખતું હતું પણ જો વખતે કોઈ ગુન્હેગારના શત્રુઓ બળવાન હોય તો તેને સજા ભોગવવાની ફરજ પડતી હતી તેના દંડની રકમ વખતે કોઈ માનિતાને આપવામા આવતી અને તેથી જોકે તેને છેવટ જતા માફી આપવામા આવતી તોપણ એ બિચારો છેક પાયમાલ થઈ જતો વખતે કોઈ દુર્ભાગીને જીંદગી પર્યંત કેદમાજ રહેવું પડતું રેલેને પોતાની ગએલી આબરૂ ફરી સંપાદન કરવાનો વખત આવ્યોજ નહોતો નોરધમ્બરલેન્ડ જેને રેલેની સાથેજ સજા કરવામાં આવી હતી તેને ૧૫ વર્ષ કેદમા રાખી આ વર્ષમાજ મુક્ત કરવામાં આવ્યો હતો લોર્ડ સમરસેટ અને તેની સ્ત્રીને ૭ વર્ષ કેદમાં રહેવું પડ્યું હતું દરેક્ષનો સોબતી સાઉધેમ્પટન અને સફોકનો અર્લ જેને સરકારી પૈસાો

ગેરઉપયોગ કરવા માટે એ વર્ષ ઉપર બેકનના હાથેજ સજા કરવામાં આવી હતી તેઓ જે ઉમરાવો બેકનની વિરૂદ્ધ તપાસ કરતા હતા તેઓની સાથે સામેલ હતા અને બેકનને સજા કરવામાં તે બન્ને જણાએ મુખ્ય ભાગ લીધો હતો.

સજા થવાથી બેકન તો છેક પાયમાલ થઈ ગયો. જાહેર સેવા બજાવવાનો યોગ્ય પ્રસંગ ફરીથી તેને મળ્યોજ નહિ, અને જોકે તેની સજાનો કેટલોક ભાગ કમી કરવામા આવ્યો હતો તોપણ તેને લીધે એની ખાનગી બાબતોમાં એટલી બધી અડચણો આવી પડી કે તેને બાકીનાં વર્ષોમાં શાંત ચિત્તથી રહેવાનું બહુ ભારે થઇ પડ્યું. ઉંડા નિઃશ્વાસ અને ભય સાથે તેને કેદખાનામાં જવાની ફરજ પડી. મે મહિનાની ૩૧ મી તારીખે તે બકીંગહામને નીચે પ્રમાણે લખે છેઃ—" મહેરબાન સાહેબ, મારા ઉપર મહેરબાની કરીને આજજ મને મુક્ત કરવાનો અખત્યાર મેળવી લાવો. મ્હોતની હું એટલે દરજ્જે ઓછી બ્હીક રાખું છું કે આ બે મહિનામાં હમેશાં ખ્રિસ્તિ નિશ્ચયની મર્યાદામાં રહી મેં મ્હોતની માગણી કરીછે. પણ આ શરમ ભરેલી જગ્યામાં રાજાની મહેરબાની થયા પહેલાં મરવું તેમા કરતાં વધારે નઠારૂં બીજું કાંઇ નથી. " બે ત્રણ દિવસ પછી તેને છોડી દેવામાં આવ્યો, અને તેથી તે બકીંગહામની તેમજ જેમ્સની સેવા બજાવવાના હેતુથી કહેછે કે સંકટ આવવાથી મારો જુસ્સો ખરચાઇ ગયો નથી, તેમ ઓછો પણ થયો નથી. થોડા દિવસ પછી એનો દંડ માફ કરવામાં આવ્યો—અર્થાત્—એ દંડની રકમ જે માણસોને આપવાનું બેકને કહ્યું હતુ તેઓને સોપવામા આવી. આમ થવાથી બેકનને એક રીતે ફાયદો થયો, કારણ કે તેના સરસામાન ઉપર બીજા લેહેણદારો કરતાં રાજ્યનો હક્ક પ્રથમ ગણાતો હતો તેથી એના બીજા લેહેણદારો તેને હેરાન કરી શક્યા નહિ. થોડા દિવસ વિત્યા પછી એની બધી સજા માફ કરવામાં આવી. બેકનના પછી એની જગ્યાએ લીંકનના ધર્માધ્યક્ષ વિલીયમ્સની નિમનુક કરવામાં આવી હતી. આ માણુસ પાર્લામેન્ટથી બહુ બ્હીતો હતો અને તેથી બેકનને માફી આપવામાં તે વિરૂદ્ધ પડ્યો તેણે બકીંગહામને કહ્યું કે "' દંડની ( બેકનના ) રકમ બીજાઓને આપી દીધી એ ઘણુંજ અધમ કૃત્ય થયું છે; આથી ઘણા લોકોનું મન દુખાય છે અને આમ થવાથી

કારણ એ રકમ બીજાઓને સોપી દીધી એ નથી (કારણ કે તેના સામા કોઇ વાંધો લેતું નથી ) પણ લોકો નાખુશ થવાનું કારણ એ છે કે એ રકમ આપી દેવામાં ધણી લુચ્ચાઇ થઇ છે અને તેથી નઘરો દાખલો બેશી જવાની ધાસ્તી રહે છે કારણ કે આ પ્રમાણે આપી દેવાથી એના બીજા સંબંધી લેહેણદારોનો હક્ક સમૂળગો ઉડી જાય છે અને હું ખાતરીથી કહું છું કે આ પ્રમાણે કરવાનો સરકારનો તેમજ આપ સાહેબનો વિચાર નહિજ હશે " પણ છેવટે બેકનને માફી આપવામાં આવી.

વિલીયમ્સે લીધેલા વાંધાને નહિ ગણકારવામાં બકીંગહામે કોઇ જાતનો ભાગ લીધો હોય એમ જણાતું નથી ખરૂં જોતાં આ વખતે તો બકીંગહામ ઉલટો બેકનના પર ગુસ્સે થઇ ગયો હતો, અને જે કારણને લીધે તે આ પ્રમાણે નાખુશ થયો હતો. એ ઉપરથી તે બહારથી ઉદારતા અને અભિમાનનો ડોળ રાખતો હતો તેમ છતાં અદેખાનેથી તે કેવો હલકો માણસ હતો. એ સાફ જણાઇ આવે છે આ વખતમાં તેણે બેકનનું યોર્કહાઉસ લેવાનો વિચાર કર્યો હતો એક વાર આપ્યા પછી બેકનને એ પાછું મળે એમ તો હતું જ નહિ આવી માગણી થવાથી બેકનને જરા લાગી આવ્યું અને તેથી તેણે ના પાડી ના પાડી એટલે તો પૂછવું જ શું ? બકીંગહામ નાખુશ થયો એટલુંજ નહિ પણ પોતાને નાખુશ કરવાથી શું પરિણામ આવે છે એનો તેણે બેકનને સંપૂર્ણ અનુભવ કરાવ્યો જેવી રીતે બકીંગહામને ગુસ્સો ચઢયો તેવીજ રીતે બેકનને પણ કંટાળો આવ્યો અને તેથી તેણે બકીંગહામને નીચે પ્રમાણે જણાવવાનું નક્કી કર્યું — " દુ:ખને કસોટી કહી છે એ ખરેખર વ્યાજબી છે—દુ:ખ એજ માણસની પોતાની તેમજ પોતાના મિત્રોની ખરી કસોટી છે......... .... ... પહેલા માટે તો મે આળસુ પાડાની માફક દિવસ ગુમાવ્યા નથી, તેમજ હું રાજ્યના અમનથી નાખુશ પણ થયો નથી " પરન્તુ બકીંગહામ સાથે આ પ્રમાણે વાતચિત કરવાનો વખત તેને આવ્યો નહોતો.

મી. સ્પેડીંગ કહે છે કે બેકનને સજામાથી મુક્ત કરવા માટે રાજાની પાસે મહેનત કરનાર ખરો માણસ સ્પેઇનનો રહેવાસી ગોન્ડોમર હતો અને આ કામમાં બકીંગહામનો કંઇ સબંધ નહોતો ગોન્ડોમરનું

જેમ્સ પાસે વજન સારૂં હતું; તેમજ બેકનના ઉપર પણ તે સારી પ્રીતિ રાખતો હતો. આ વખતે બેકનના બીજા મિત્રોમાં કાં તો જેઓએ તેટલી હિમ્મત નહિ હોય અગર કાં તો હિમ્મત હોવા છતાં તેઓ ફાવી શક્યાં નહિ હોય પણ માફી મેળવવામાં તો બેકન માત્ર ગેન્ડોમરનાજ ઉપકાર તળે હતો.' મી. સ્પેડીંગનું કહેવું ઘણા દરજ્જે વ્યાજબી હોય એમ લાગે છે.

" પણ જોકે બેકનને માફી મળી હતી તોપણ હજુ તેને કચેરીની આસપાસ આવવાની પરવાનગી મળી નહોતી—અર્થાત્—હજુ તેનાથી લંડનમાં રહી શકાય એમ નહોતું. તેની સ્થિતિ ઘણીજ નઠારી થઈ ગઇ હતી, તેની તબિયત પણ સારી રહેતી નહોતી અને પુસ્તકો નહિ મળવાથી તેને ચેન પડતું નહિ. હવે પોતાને સ્વતંત્ર કરવા માટે રાજાને ભલામણ કરવા સારૂ તેણે ઉમરાવોને એક અરજ કરી. આ અરજમાં તે લખે છે કે "હવે હું વૃદ્ધ થયો છુ, શરીરે અશક્ત છું, મારી સ્થિતિ ખરાબ થઇ ગઇ છે, પૈસાની મને ઘણી તંગાસ છે, છેક દયા લાવવા જેવો હું બની ગયો છું." દરબારમાં હતો ત્યારે તો એને જે માણસો તેને મદદ કરી શકે એમ હતું તેઓનો સહેવાસ મળી શકતો. તે લખે છે કે "ત્યાં મને સોબત મળી શકતી, ત્યાં હું મારા લેહેણદારો અને મિત્રો સાથે મારા દેવા અને મારી સ્થિતિની આવશ્યકતા વિષે વાતચિત કરી શકતો; ત્યાં મને માગ અભ્યાસના તેમજ હાલમાં હું જે લખુંછું તેના સંબંધમાં મદદ મળી શકતી. અહિયાં હું તીક્ષ્ણ હવારૂપી તરવારની અણી ઉપર રહુછું, જો બહાર જાઉંછુ તો મોટો ભમ વહોરી લઉંછું, જો અંદર રહુંછું તો આળસુ બની જાઉંછું, મંડળી શિવાય એકલો પડુછું, અને મને ચેન પડતું નથી. કોઇની મારફતે મારી જાતનું ભલું કરવાની તેમજ છેક ખરાબ થઇ ગયેલી મારી સ્થિતિને સુધારવાની મારી સર્વે તક લઈલીધી છે. જો તમે મારા માટે રાજાને ભલામણ કરશો તો 'એ મોટી ઉદારતા અને દયાનુ કામ' કહેવાશે, તમે મારૂં પોતાનું ભલું કરશો, મારા લેહેણદારોને પણ ફાયદો કરી શકશો અને જો કોઈ મૂએલા અને મડી ગયેલા મોટા માણસના શબ્દમાથી ભવિષ્યકાળના માટે જો કાંઇ બધ બેગું કરી શકો તો (જેમ સેમસનના સિંહમાંથી થયું હતું તેમ) તો તમે હવે પછી થનારા લોકોને પણ ફાયદો કરી શકશો." પણ આ હૃદયભેદક અરજ પહોંચ્યા પહેલા પાર્લામેન્ટને

બરખાસ્ત કરવામા આવી હતી અને તેથી બેકનને બીજા રસ્તા શોધવા પડ્યા. તેણે પોતાની સજાના સંબંધમા સેલ્ડનની સલાહ લીધી. સેલ્ડને બકીંગહામને વિનંતિ કરી અને આ વખતે બકીંગહામ જરા સીધો ઉતરશે એમ જણાયું. ગોન્ડોમરના અંતરના ભાવ, ઉદારતા, હોશીયારી, અને કોઇ માણસને અકસ્માત્ રીઝવવાની તેની શક્તિ ઉપર બેકનને ઘણીજ આસ્થા હતી અને તેથી તેણે ફરી એકવાર તેના ઉપકાર તળે આવવાનો વિચાર કર્યો. તેણે વગર પૈસે ગોન્ડોમરની મારફતે બકીંગહામને ગોરહામબરી આપી તેની સાથે સલાહ કરવાનો નિશ્ચય કર્યો; પણ આ પ્રમાણે સ્વાતંત્ર્ય ખરીદ કરવાનો તેનો વિચાર પાર પડી શકે એમ નહોતું. તે જ્યારે ગોરહામબરી આપવા તૈયાર થયો ત્યારે બકીંગહામે તે લેવાની ના પાડી તેણે કહ્યું કે મને બીજું સારૂં ઘર મળી આવ્યું છે. એ ઘર લેવાની તો તેની સંપૂર્ણ ઇચ્છા હતી પણ બેકનની પાસેથી લેવાની એની મરજી નહોતી, તેથી તેણે બીજો આડો રસ્તો શોધી કહાડ્યો અને બેકનને એના મિત્ર સર એડવર્ડ સેકવીલ મારફતે જણાવ્યું કે જો લંડનમાં આવવાની પરવાનગી મેળવવાની તમારી ઇચ્છા હોય તો તેના બદલામાં તમારૂં યોર્કહાઉસ મને નહિ પણ લાયોનલ ક્રેનફીલ્ડ (જે પ્રજામંડળમાં બેકનનો શત્રુ હતો) ને આપવુ પડશે. આ બાબત વિષે એડવર્ડ સેકવીલને બકીંગહામસાથે જે વાતચિત થઇ હતી તે ઘણીજ વિલક્ષણ હોવાથી તેનો સારાંશ અહીં આપીશું તો અયોગ્ય ગણાશે નહિ.

તે લખે છે કે, "યોર્કહાઉસ સંબંધી નાખુશી બતાવ્યા પછી તે મારી સાથે ખુલ્લા દિલથી વાત કરવા લાગ્યો. એની વાત ઉપરથી પ્રથમ તો મને એમ લાગ્યું કે એમાથી તમારૂં કંઇ સારૂં થવાનું છે. પણ પાછળથી મને તેનો ખરો હેતુ જણાઇ આવ્યો. તેના બોલવા ઉપરથી તો તે તમારા ઉપર એટલી બધી મમતા રાખતો હોય એમ જણાયું કે રાજાને તમારા માટે ચિન્તા કરવાની બિલકુલ જરૂર નથી કારણ કે તમે મઝાથી તેની સાથે સુખમા દિવસ ગાળી શકશો. તેણે મને કહ્યું કે હું એના ઘણાજ આભાર તળે છું, તેને હું ઘણુંજ ચાહાઉં છું, અને તેણે ઘર આપવાની ના કહી તેથી હું કેટલો બધો નાખુશ થયો હતો." છેવટમા તેણે કહ્યું કે "હવે મારે એના સાથે બીજું કાંઇ કામ નથી તેથી હું તેનુંજ હિત સાંભળવાની તજવીજ

કરીશ. તમે હાલમાં એને ઘર આપવાનું કબૂલ કરો છો પણ તે લેનાર નથી. તોપણ આટલી વાત તો નક્કીજ છે કે તમે આપવાનું કહ્યું એટલાજ ઉપરથી તેનો રોષ ઉતરી ગયો છે. હવે હું તમને એનો ખરો હેતુ જરાક માર્મિક ભાષામાં કહી બતાવુંછું. જો તમારું યોર્કહાઉસ જાય તોજ તમારાથી શહેરમાં આવી શકાય એમ છે; અને એમ થવાથી તમે શહેરમાં આવશો એટલુંજ નહિ પણ તમારી બીજી અડચણો પણ દૂર થશે. જો તમે એ ઘર ક્રેનફીલ્ડને આપશો તો બકીંગહામ ઘણોજ ખુશી થશે. આ વાત હું જાણુંછું. પણ તમારે એ વાત મારાજ મ્હોંઢેથી જાણવાની જરૂર નથી. તમારાથી બને તેટલી લાભની સરતોથી હાલને હાલ તમે તેના સાથે સલાહ કરી નાખો. આ બાબતનો ગુપ્ત ભેદ જાણવાનો પ્રયત્ન કરશો. નહિ પણ જો આટલા ઉપરથીજ તમે એનો ખરો ભાવાર્થ સમજી શકતા ન હો તો તમે આંધળાજ છો એમ માની લેજો. એ વાતનો તમે જલદીથી નિવેડો આણો તેમાં હું કેટલો ખુશી છું એ બાબત મારે મી. મ્યુટી સાથે વાતચિત થઇ છે. તેના પાસેથી તમે સઘળી વાત જાણી લેજો પણ હું તો ફક્ત તમને એ કામ જલદીથી અટપવાની સલાહ આપું છું. જો તમે જલદીથી યોર્કહાઉસ આપી નહિ દો તો તમે જાણી જોઇને તમારૂં હિત બગાડશો, તમારી કેટલીક આશાઓ નિષ્ફળ જશે અને ઉલટા કોઇ નવી ઉપાધિમાં આવી પડશો. ક્રેનફીલ્ડની એવી ખાતરી કરી આપજો કે જ્યારે માર્ક્વિસ (બકીંગહામ) કોઇ રીતે ઘર લેવાનું કબૂલ કરતા નથી અને તમારે એ ઘર છોડીજ દેવુ છે ત્યારે માર્ક્વિસની ઇચ્છાને અનુસરીને તમે બીજા માણસ કરતા તેનેજ ખુશ કરવાને વધારે ઇંતેજાર છો. જો તમને આ વાતની ખબર થોડી વારમાં ક્રેનફીલ્ડ તરફથી મળશે તો તેની ઇચ્છા શી છે એ હાલના કરતાં તમારા સમજવામાં વિશેષ આવશે; કારણ કે ક્રેનફીલ્ડને ખુશી કરવાની માર્ક્વિસની ઇચ્છા છે એ વિષે તમને હજી કોઇએ કહ્યું નથી. હું જાણુ છું કે ખરી વાત એજ છે અને એ ઘર ક્રેનફીલ્ડને મળે એટલા માટે માર્ક્વિસ ઘણોજ આતુર છે. મારી પણ ઇચ્છા એવીજ છે. એ ઘર તેને આપવાની તમને માર્ક્વિસ તરફથી સૂચના મળે એ પહેલાં તમે તેને સંપૂર્ણ અધિકાર આપી દેશો નહિ; કારણ કે એમ થવાથી બીજે રસ્તે તેણે પોતેજ એ ઘર

સ્વીકાર્યુ એમ કહેવાશે અને તેની ઇચ્છાને અનુસરીને નહિ ચાલવાના અગર તે ખુશ થાય એવે રસ્તે નહિ આપવાના દોષમાંથી તમે મુક્ત થશો."

કહેવાની જરૂર નથી કે એ ઘર ક્રેનફીલ્ડને મળ્યું કે તરતજ તે બકીંગહામના કબજામાં ગયું. "બેકને ઘર છોડી દેવાનું કબૂલ કર્યું અને તેના સાટામાં બકીંગહામે તેને સજાથી મુક્ત કર્યો." આમ છતાં પણ બેકન તેને નીચે પ્રમાણે લખે છે.–"હું ગમે તેવો હલકો પડયો છું તોપણ તમને મૂકીને બીજાની મારફતે પૈસા મેળવવા કરતા હુ કેંબ્રીજની પાઠશાળામા રહેવુ વધારે પસંદ કરૂ છું" અર્થાત્ બકીંગહામ ઉપર તેનો ભાવ અસલ હતો તેનો તેજ હતો તે પોતાના મિત્ર ટોબી મેથ્યુઝને બકીંગહામને જણાવવા સારૂ લખે છે કે, "યોર્કહાઉસ માટે તો, કાં તો સીધી લીટીમા અગર વર્તુળમા એ ખુશી થાય તેજ રસ્તે મે બકીંગહામને આપવાનું ધાર્યું હતુ." પણ બેકન છૂટો થયો એટલાજ ઉપરથી તેને પૈસા મળ્યા અગર તેની ગયેલી આબરૂ પાછી આવી એમ નહોતું. દેવાદારની સ્થિતિમાં રહેવું એ કેટલું દુઃખદાયક છે એ સંબંધી તેણે પોતાની જીંદગી પર્યંત વિચારજ કર્યો નહોતો પણ આફત આવ્યા પછી એ સ્થિતિમાં રહેવું તેને બહુ ભારે થઇ પડયું. પોતે કરેલી નોકરીના બદલામાં ઘેર બેઠે કઇક પગાર મળે એટલા સારૂ તેણે જેમ્સને વિનતિ કરી, અને બકીંગહામ પાસે પણ માગવાની તેને ફરજ પડી. "મારા દેવાના સંબંધમાં જુજ રકમથી હાલ મને જેટલો ફાયદો થશે તેટલો તેનાથી બમણી રકમથી મને બાર મહિના પછી થશે નહિ. મે અધિકાર અને સભ્યતા ઉપરાંત વાર્ષિક છ હજાર પૌંડ ખોયા છે બે વાતની હું આપસાહેબની ખાતરી કરીશ પહેલી—હુ મારી જીંદગી એવી રીતે ગાળીશ કે મારા હિત માટે રાજા જે કરશે તે આપની તેમજ રાજાની ઇર્ષ્યાને નહિ પણ માનને માફક આવશે. બીજી વાત એ છે કે મારા વિષે લોકો ગમે તેવો અભિપ્રાય બાંધે તેની દરકાર નહિ કરતાં હું સારો ગ્રહસ્થાશ્રમ ચલાવીશ અને રાજાના બક્ષીસ વ્યર્થ જશે નહિ"

ઉપરની અરજી ઉપરથી આપણને જણાય છે કે આપત્તિમાં આવી પડવાથી બેકનનો જુસ્સો છેક નરમ થઇ ગયો હતો અને પૈસા સબંધી

અને એવીજ બીજી કેટલીક અડચણોથી તેને દુઃખ પડયામાં કંઇ બાકી રહ્યું નહોતું. તેનાથી ઘણા દરજ્જે ઉતરતા માણુસો સંકટના વખતમાં, જે ધૈર્ય અને જુસ્સો રાખતા હતા તેમાંનું કાંઇ એનામાં જોવામાં આવ્યું નહોતું. તેના ઉપર રૂશવતનો આરોપ મૂકવામાં આવ્યો કે તરતજ તે ગભરાઇ ગયો અને શો જવાબ આપવો એ તેને સૂઝયું નહિ. પણ તેના માથા ઉપરથી દુઃખનો કેટલોક બોજો કમી કરવામાં આવ્યો કે તરતજ તેની માનસિકશક્તિ પ્રથમના જેટલાજ જુસ્સામાં દેખાવા લાગી. સજા થવાથી તે જેટલો ખેદ-યુક્ત થયો હતો તેટલોજ હવે તે પાછો ઉત્સાહી દેખાવા લાગ્યો. જ્યારે એક બાજૂએ મ્હોતનો દિવસ નજીક આવતો હતો ત્યારે બીજી બાજૂએ તે કેટલાંક નવા કામ હાથમા લઇ પૂરા કરવાનો વિચાર કરતો હતો. છેક આશાભંગ થયા પછી તેણે જેમ્સ પર જે છેલ્લો પત્ર લખ્યો હતો તેમાં તે જરા નમ્ર ભાષાથી જણાવે છે કે, " ૫૬૨ વર્ષ સુધી આપની નોકરી કર્યા પછી—આપના દયાસ્થાનને પ્રણામ કરીને હું આ બાબતને માટે આપ સાહેબને આ છેલ્લીજ અરજ કરૂં છું. આ મુદતમાં મેં મારાથી બનતા પ્રયત્ને હમેશાં ચોખ્ખા દિલથી આપની સેવા કરી છે અને હું આટલું કહેવાની હિમ્મત ધરૂં છું કે આપના રાજ્યને અગર આપની જાતને લગતી બાબતોમા હું તદન નિર્દોષ છું અને હાલમાં મારી એટલીજ ઇચ્છા છે કે મને હોદ્દાના આડ પગથીએ ચઢાવ્યા પછી એકદમ ખરાબ કરી નાખશો નહિ. **પણ જે માણુસ રૂશવત લેછે તે રૂશવત આપે છે પણ ખરો.** તેથી હું જરા આગળ જઇશ અને આપ સાહેબને રૂશવત આપીશ કારણ કે જો આપ સાહેબ મને શાંતિ અને અવકાશ આપશો તો અને જો પરમેશ્વર મને આયુષ્ય આપશે તો હું આપ સાહેબને ઇન્ગલેન્ડના એક સારા ઇતિહાસની અને આપના રાજ્યના કાયદાના એક સરસ એકીકરણની ભેટ કરીશ."

જેવો તે કેદખાનામાથી છુટો થયો કે તરતજ તેનુ ચંચળ, ફળદ્રુપ અને યોજક ચિત્ત દરેક જાતની યોજનાઓ શોધી કહાડવામા, પોતાની ગયેલી આબરૂ પાછી સંપાદન કરવાના રસ્તા ખોળવામા, અને જેમ જેમ નવા રસ્તા સૂઝતા જાય તેમ તેમ દરેક કામની વ્યવસ્થા કરવામા સઘળી દિશાઓમા કામે વળગી ગયું. સજાથી મુક્ત થવાના અગર દેવુ વાળવાના

હતુ તેની અવગણના કરવાને પણ તે બ્હીતો નહોતો—"ઈર્ષ્યા માટે પૂછતા હો તો, તે તો ગયા વર્ષના પચાગ જેવી છે અને મારો એક મિત્ર કહેતો હતો તેમ પાર્લામેન્ટ મારા તરફ પશ્ચાતાપ કરતી મ્હોતને શરણ થઈ (બરખાસ્ત કરવામા આવી) એ વખતમા ઘણા લોકો પોતાને જે કહેવાનું હોય તેને વિશેષ વજન આપવા સારૂ પ્રસગોપાત પવિત્ર શબ્દોનો ઉપયોગ કરતા હતા બેન્નને પણ આ બાબતનો ઘણો શોખ હતો અને ઉપર બતાવેલા તેના વિચારોને વધારે અસરકારક કરવાના હેતુથી તે નીચે પ્રમાણે કહેવાનુ નક્કી કરે છે—"લીટેનીની ત્રણ અરજો ઉપર હુ તેનુ ધ્યાન ખેચીશ—ઓ! પરમેશ્વર, મને મુક્ત કર, મારો બચાવ કર, મારા કહેવા ઉપર ધ્યાન આપ પહેલા માટે તો હુ ધારૂ છુ કે એમ કરવાનુ રાજાનું મન હતુ, પણ કેટલીક બાબતોમા અડચણો આવે એમ હતુ તેથી તે એ પ્રમાણે કરી શક્યો નથી બીજા માટે તેણે મારો દડ માફ કરીને અને મને સન્માયુક્ત કરીને બચાવ્યો છે. ત્રીજા માટે પણ તેણે મારા ઉપર મહેરબાની કરીને મારી અરજ ઉપર ધ્યાન આપ્યુ છે" પણ જો તેને કાંઈ જાહેર કામ સોપવાની રાજાની મરજી ન હોય તો બેકન તેને ખાનગી સલાહ આપવાને અને અક્ષરવિદ્યાને લગતું જે કામ તે બતાવે તે કરવાને ખુશી હતો—તે કહે છે કે 'હુ નકી જમીન જેવો છુ. જો હુ એકલોજ પડી રહું તો હુ પ્રકૃતિશાસ્ત્રના જ્ઞાનને ચરાવી ખાઇશ, પણ જો રાજા મને ખેડશે અને મારામા બઈ વાવશે તો હું ધારૂ છુ કે હું તેને કાંઈક ફળ આપી શકીશ' જેમ્સને તે લખે છે કે,' આપ સાહેબની પાસે સત્તા છે ને મારી પાસે શ્રધ્ધા છે, તેથી કાઇ અદ્ભુત કામ કરી શકાશે" જે બાબતોમા એની કલમનો ઉપયોગ થઈ શકે એમ હતુ તેના સબધમા તે નીચે પ્રમાણે કરવાનુ માથે લેછે—કાયદાઓમા સુધારો કરવાનુ, જુવાન છોકરાઓને કેળવણી આપવાનુ, જુદી જુદી અદાલતોના અધિકાર નક્કી કરવાનુ, વ્યાપારની વ્યવસ્થા કરવાનુ, હેનરી આઠમાના રાજ્યનો ઇતિહાસ લખવાનું મુસલમાનો સાથે થયેલા ધર્મયુદ્ધનો હેવાલ અને કાયદા અને ન્યાય ઉપર એક સામાન્ય પુસ્તક લખવાનું વિગેરે

ઇ સ ૧૬૨૫ના માર્ચની ૨૭મી તારીખે જેમ્સ મરણ પામ્યો અને બાળક રાજકુવર ચાર્લ્સને ગાદી મળી બેકન પણ આ વખતમા

એક વાર સખત માંદો પડયો હતો અને સાજો થયા પછી તેણે નવા રાજાને અને બકીંગહામને ફરી અરજ કરી પણ તેને જરાએ દાદ મળી નહિ. ઇ. સ. ૧૬૨૬ના જાનેવારીમાં તેણે બકીંગહામ ઉપર જે છેલ્લો પત્ર લખ્યો હતો તેના છેવટના ભાગમાં નીચેનું વાક્ય છે. "મારી સહાય શિવાય આપ સ્પેઇનના રાજ્યને તોડી પાડવા ધારોછો એ જોઇને મને અચંબો લાગે છે."

જ્યારે તે આ પ્રમાણે લખતો હતો ત્યારે તેનો અસાધારણ ઉત્સાહ કેટલું કરવાને સમર્થ હતો તે તેણે બતાવી આપ્યું હતું. સજા થયા પછી ચારપાંચ મહિનામાં ઘણાંજ સંકટો અને અડચણોના વખતમાં, એક જગાએથી બીજી જગાએ ભટકવાના ત્રાસમાં, અને પુસ્તકોની તેમજ એવી બીજી કેટલીક સગવડની ગેરહાજરીમાં તેણે હેનરી સાતમાના રાજ્યનો ઇતિહાસ લખ્યો હતો. આ વિષય ઉપર લખવાને તે ઘણા લાંબા વખતથી વિચાર કરતો હતો. અંગ્રેજી ભાષામાં ઉંડો વિવેક અને સમજ આપવાના હેતુથી જે ઇતિહાસો લખાયા છે તેમાં આ પહેલો હતો અને થોડા વખતમાં ઇટાલીમાં તેમજ પ્રાચીનકાળમાં રોમન લોકોએ લખેલા આવા જે ઇતિહાસો લોકોના જોવામાં આવ્યા હતા તેઓની આ બરોબરી કરે તેવો હતો. આ પુસ્તકને ગ્રોસીયસ અને લૉક જેવા વિદ્વાન પુરૂષોએ વિશેષ ઇતિહાસના એક નમુના તરીકે માન્યુ હતું. આ પુસ્તક તેણે ઘણા લોકોને મોકલી આપ્યું હતું, પણ તેને બોહિમીયાની રાણીપર મોકલતાં તેણે જે ખુલાસો આપ્યો છે તે વાંચવાથી તેણે જાતે તેના માટે કેવો અભિપ્રાય બાંધ્યો હતો તે જણાઇ આવે છે—" પુસ્તકો વાંચવાથી મારા જોવામાં એવું આવ્યું છે કે જે માણસ માન આબરૂ સાથેઅવકાશ મેળવી શકે છે તે ભાગ્યશાળી ગણાય છે. મારૂં નસીબ આવું કોઈ દિવસ હતુંજ નહિ કારણ કે એક એવો સમય હતો કે જે વખતે મને અવકાશ શિવાય માન હતું અને હાલમાં મને માન શિવાય અવકાશ છે......... પણ મારી ઇચ્છા એવી છે કે હવે નકામો વખત ગુમાવ્યા શિવાય અવકાશ મેળવવો અને એક જૂની કહેવત કહેછે તેમ મહમા નિવાસ કરનારની માફક અડબગ નહિ બનતાં મારી ખાનગી જીંદગીમાંથી કઇક ફળ આપવા હું ધારૂંછું......જો હેનરી સાતમો ફરી જીવતો થાય તો હું ધારૂંછું કે જે શબ્દો લાંબા વખત

સબંધમાં તે જેટલો ગુંથાયો હતો તેટલોજ તે ઇતિહાસ, કાવ્ય, તત્વજ્ઞાન, અને અક્ષરશાસ્ત્રને લગતી પોતાની યોજનાઓમાં ગુંથાયો હતો. તેનો ઘણો વખત આ બાબતો વિષે વિચાર કરવામાંજ રોકાયો હતો. આફતના વખતે તેણે જરા નામર્દપણું બતાવ્યું હતું એ વાત ખરી છે પણ આફતના દિવસ વીતી ગયા કે તરતજ તેનો પ્રથમનો જુસ્સો પ્રથમના જેટલાજ જોસમાં દેખાવા લાગ્યો અને જે વિષયો પાછળ તેણે પોતાની જીંદગીનો ઘણોખરો ભાગ ગાળ્યો હતો અને જે તેના દુઃખના વખતમાં નષ્ટ ન થતાં માત્ર તેના અંતઃકરણના એક ખુણામાં ભરાઇ રહ્યા હતા તે હવે પાછા સ્વતંત્રપણે તેના અંતઃકરણમાં છુટથી રમવા લાગ્યા. પોતાના—પંડ ઉપર તે જે ભરૂંસો રાખતો હતો તે ફરીથી તાજો થયો. એના સમકાલીન પુરૂષો ગમે તેમ ધારે તોપણ પછીની પ્રજા તેને વિસરી જશે અગર તેની બુજ નહિ કરે એમ તે પોતે તો માનતોજ નહોતો. ગોન્ડોમરને તે જણાવે છે કે "હાલમાં હું પ્રખ્યાત થયોછું અને પછીની પ્રજા મને ભૂલી જાય એમ થનાર નથી" મુઆ પહેલા પણ તેણે પ્રથમના જેટલુંજ માન અને પ્રથમના જેટલીજ સત્તા ફરીને સંપાદન કરવાની આશા છેક મૂકી નહોતી પ્રાચીનકાળના ડેમોસ્થીનીસ, સીનીકા, સીસેરો જેવા જે જે મોટા માણસો લગભગ તેના જેવાજ ગુન્હાને માટે માનભ્રષ્ટ થયા છતાં પાછળથી પોતાની મૂળ સ્થિતિએ આવવાને શક્તિમાન થયા હતા તેઓની સાથે તે પોતાની સરખામણી કરવા લાગ્યો જ્યારે એક તરફ તે પોતે આવા વિચાર કરતો હતો ત્યારે બીજી તરફ લોકો ગુંચવણમાં પડ્યા હતા અને તેના વિષે વિવિધ પ્રકારના તર્કવિતર્ક કરતા હતા.

ચેમ્બરલેઇન લખે છે કે, "પડતી થવાથી કેવી લાગણી થયા જોઇએ તેની એને સમજણ નથી અને જે વખતમાં તે સુખની ટોચ ઉપર હતો તે વખતે તે એના ચિત્તની મધ્યની વૃત્તિઓના સંબંધમાં જેટલો મિથ્યાભિમાની અને આળસુ હતો તેટલોજ હાલ પણ છે." બેકન પોતે લખેછે કે, "હું માથામાં ઝોળુ ઘાલીને ફરૂંછું" અર્થાત્—બરાડખોર છું. પણ આ પ્રમાણે ધારવામાં લોકોની ભૂલ હતી. તરતના માટે તો તે ભવિષ્યના વિષેજ ઉંડા વિચારમાં પડ્યો હતો, પણ આ ઉપરથી વર્તમાનકાળને લગતી બાબતો વિષે તેને જે જે કરવાનું હતુ તે બધુ તે વિસરી ગયો હતો એમ માનવાનું

કારણ નથી. જે વર્ષમાં (૧૬૨૧) તેને સજા કરવામાં આવી હતી તેજ વર્ષમાં ન્યાયની અદાલતોમાં સુધારો કરવાના સંબંધમાં જેમ્સે તેની સલાહ પૂછી હતી એ ઘણુંજ આશ્ચર્ય જેવું છે; અને વિશેષ આશ્ચર્ય જેવું એ છે કે બેકન પણ આ વખતે જોકે હજુ તેને સજા થયાને ઘણો વખત થયો નહોતો તેમ તેની સજા માફ કરવામાં પણ આવી નહોતી તેમ છતાં જાણે પોતે રાજાની વિશ્વાસુ સલાહકાર મંડળીનો માણસ હોય તેમ ગંભીરતાથી પોતાનો અભિપ્રાય આપવા તત્પર થયો. બીજા વર્ષની શરૂઆતમાં તેણે પોતાના હમેશના રિવાજ મુજબ પોતાની હાલની સ્થિતિ વિષે બારીકાઇથી વિચાર કર્યો, અને જેમ ઇ. સ. ૧૬૦૮ ની સાલમાં તેણે પોતાની ખાનગી બાબતોને લગતી કેટલીક નોંધ કરી હતી તેમ આ વખતે પણ રાજાની સાથે વાતચિત કરવાનો પ્રસંગ આવે તે વખતે કંઇ કંઇ બાબતો માટે તેની પાસે આગ્રહ સાથે માગણી કરવી તેનો તેણે નિશ્ચય કર્યો—" રાજાએ તેને પુનઃ નોકરીમાં દાખલ શા માટે ન કરવો જોઇએ ? આપસાહેબે મને કોઇ દિવસ ઠપકો દીધો નથી અને મેં જે ગુન્હો કર્યો હતો તે આપની વિરૂદ્ધ નહોતો તેથી મારી પડતી થઇ તે આપનું કૃત્ય નથી; તેથી કરીને જો આપ સાહેબ આપનું કામ મને જાહેરમાં સોંપવાનું યોગ્ય ધારશો તો હું એવી રીતે રહીશ અને મારો વખત એવી રીતે ગાળીશ કે તે બંધ થવાથી હું અશક્ત નહિ થઇ જાઉં અને સંકટ પડવાથી નાહિંમત નહિ થાઉં તેમજ હવે હું જે કરીશ તે એવું નહિ કરૂં કે જેથી મારૂં અપમાન અગર ઇર્ષ્યા કરવાનો ફરી પ્રસંગ આવે."

તે હમેશાં રાજાની ડહાપણ ભરેલી સલાહને અનુસરીનેજ ચાલતો હતો તેથી તેણે કોઇ દિવસ નોકરી કરવામાં ભૂલ કરી નહોતી એ વાત ઉપર તે વારંવાર આગ્રહ સાથે જેમ્સનું ધ્યાન ખેંચે છે. " રાજાનું જે જે કામ મારા હાથે થયું હતું તે નિષ્ફળ ગયું નથી તેનું કારણ મારી અસાધારણ ચાલાકી નથી પણ એમ થવાનું કારણ એટલુંજ છે કે હુ હમેશાં મારા પોતાના તેમજ મારા મિત્રોના સ્વાર્થથી અળગો રહ્યો છું અને હું હમેશાં તેની સૂચનાઓના ધોરણેજ ચાલ્યો છું—મે તેને પહેલાં જણાવ્યું છે તેમ તે એક ઝરો છે અને હું ડોલ અને ટાંકી જેવો છું—ડોલ ખેંચવા માટે અને ટાંકી ભરી રાખવા માટે." પાર્લામેન્ટે તેનું જે અપમાન કર્યું

સુધી ટકી શકે અને જે ખરા છે એમ લોકો માને એવા શબ્દોમાં તેનું યથાર્થ ધ્યાન આપવાથી તે જેટલો ખુશી થાય તેટલો તે તેની અયોગ્ય સ્તુતિ નહિ કરવાથી મારા ઉપર ગુસ્સે થાય નહિ. " બીજા વર્ષમાં તેણે હેનરી આઠમાનો ઇતિહાસ લખવાનો શરૂ કર્યો હતો પણ તે પૂરો લખાયો નથી. તેનો જેટલો ભાગ હયાત છે તે રૉલીના કહેવા પ્રમાણે બેકન એકજ દિવસે સવારમાં લખ્યો હતો. આ શિવાય તે ગ્રેટબ્રીટનનો ઇતિહાસ લખવાનો પણ વિચાર કરતો હતો.

પણ હવે જે જે તેના વિરૂદ્ધ થતું હતું તે સઘળું સારા માટેજ હતું. સારૂં અને નરસું, સુખ અને દુઃખ, માન અને અપમાન, સ્વતંત્રતા અને ખુશામત સર્વેને હવે હમેશના માટે મુકીને જવાનો વખત નજીક આવ્યો હતો. જેમ્સની ભલમનસાઇ અને ઉદારતા જેના ઉપર તે આટલો બધો વિશ્વાસ અને શ્રધ્ધા રાખતો હતો તેમાંથી તેને કંઈ પણ ફાયદો થયો નહિ. કોઇ કોઈ વખત જેમ્સ તેને બોલાવતો, સારૂં લગાડવા સારૂ બે ચાર શબ્દો વિવેકથી બોલતો અને બખતે કચવાતા દિલથી પૈસાની જુજ રકમ આપતો. આ પ્રમાણે મહા મહેનતે મેળવેલા પૈસા પણ તેને કોષાધિકારી પાસેથી પૂરાપાધરા મળતા નહિ. જેમ્સને તેની કાંઇ દરકાર નહોતી તેના ઉપરથી જેમ્સનો વિશ્વાસ ઉડી ગયો હતો અને ખરૂં જોઇએ તો હવે બેકન અંદરખાનેથી તેને ગમતો પણ નહોતો. જ્યારે એનું નોવેલ ઓરગેનમ બહાર પડ્યું હતું ત્યારે જેમ્સે તેના માટે જે અભિપ્રાય જણાવ્યો હતો તે પણ કેવળ પ્રપંચ અને મશ્કરીયુક્ત હતો બકીંગહામ સાથે પણ હવે તેનો વ્યવહાર બદલાઇ ગયો હતો. તેની જગ્યાએ હવે બીજા માણસો દાખલ થઈ ગયા હતા. દુનિયાના પ્રપંચમાં ઘડાઇને તૈયાર થએલા ક્રેનફીલ્ડ જેવા કેટલાક લુચ્ચા અને અનુભવી માણસો જે બેકનની અનિયમિત અને બેદરકારી ભરેલી રીતભાતને ધિક્કારતા હતા અને લિન્કનના ધર્માધ્યક્ષ વિલીયમ્સ જેવા કેટલાક ચાલાક અને હોશિયાર માણસો જેઓએ બેકનના ઉપર આવી પડેલી આફતમાંથી બકીંગહામને યુક્તિસર બચાવી લીધો હતો તેઓ હવે બકીંગહામના માનિતા થઇ પડયા હતા. વિલીયમ્સ વિષે બેકન કહે છે કે " મારી જગ્યાએ આવનારને મેં આગળથી ઓળખ્યો હોત તો સારૂં થાત. " વિલીયમ્સ પણ વખતો વખત

તેના ઉપર તેના લેહેણુદારોને છેતરવાનો આરોપ મૂકતો હતો. **બેકનને** **બકીંગહામ** સાથે બહારથી કોઇ પણ પ્રકારનો કજીયો થયો નહોતો તોપણ દિવસે દિવસે તેઓનો સબધ માત્ર નામનોજ થવા લાગ્યો અને બન્ને જણ વાતચિત કરવામાં વિશેષ સાવધ રહેવા લાગ્યા. જ્યારે **બકીંગહામ** સુખ અને સત્તાની ટોચ ઉપર પહોચી ગયો અને બેકન દૈવયોગે દુઃખની પરિસિમા પર આવી ગયો ત્યારે **બકીંગહામ** જે પ્રથમ આખી દુનિયામા બેકનનો એકજ અને સર્વોત્તમ મુરબ્બી હતો તે બદલાઇને તદ્દન જુદાજ પ્રકારનો માણસ દેખાવા લાગ્યો જે માણસને બેકન પોતાના એક દિલોજાન મિત્ર તરીકે ગણતો હતો અને બીજા સઘળા માણસોને કોરે મૂકી જેના એકલાનાજ આભાર તળે રહેવાનો તેણે આખરસુધી પ્રયત્ન કર્યો હતો તે માણસ હવે મોટો માણસ બની ગયો,—અધિકારના અમલમાં મિત્રાચારીનો સબધ ભૂલી ગયો. ફેરફાર એટલે દરજ્જે થઇ ગયો કે જો હવે બેકનને તેને મળવું હોય તો તે મહાં મુશિબત શિવાય બનતું નહિ. તેઓનો સબધ હવે માત્ર દૂરથી સલામ કરવા પર આવી ગયો.

પણ આમાં બહુ દિલગીરી કરવાનું કારણ નથી **બકીંગહામના** હાથે જોકે તેને થવો જોઇએ એટલો ફાયદો થયો નહિ તોપણ આપણે કહેવું જોઇએ કે તેના હાથે એને કઇં વિશેષ નુકશાન થયુ હોય એમ પણ જણાતુ નથી. સપૂર્ણ માફી મેળવવાને તો બેકન શક્તિમાન થયોજ નહિ. મુઆ પહેલાં અપયશમાથી મુક્ત થવાને તેનો વિચાર ઘણો પ્રયત્ન કર્યા છતાં પણ પાર પડયો નહિ. ફરીથી તેને પાર્લામેન્ટમાં બેસવાનો વખત આવ્યોજ નહિ. આવામા ઇટનના મુખ્ય ફોજદારી અમલદારની જગ્યા ખાલી પડી અને બેકન તે મેળવવા માટે આશા રાખવા લાગ્યો. પણ એ જગ્યા તો બીજા કોઈ માણસને આપવા માટે **બકીંગહામ** આગળથી બધાયો હતો અને આડી અવળી ખટપટ થયા પછી આખરે એ જગ્યા સર **હેનરી વોટનને** આપવામા આવી બેકનના ઇતિહાસ ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહિ કાયદાનુ એકીકરણ આપવાથી પણ તેનુ કાંઈ વળ્યું નહિ. તેણે **બકીંગહામને** કેટલીક શિખામણની વાતો લખી મોકલી **સ્પેઇનની** સાથે લડાઇના સંબંધમાં તેણે કેટલીક મુદ્દાની હકિકત લખી મોકલી. **સ્પેઇનના** રાજા સામે વિવાહનો સબધ કરવાનો જે વિચાર

જાતું હતું. લોર્ડ સેંટ્રીક પણ પાછળથી સજા મુક્ત થઇ એકનનું કામ ચલાવનાર ન્યાયાધીશો સાથે બેઠો હતો. આવા આવા દાખલા રજુ કરી એકન કહે છે કે "હું આશા રાખુછું કે હું એકલોજ ન્યાત બહાર નહિ રહી જાઉં." પણ કાં તો જેમ્સે તેના કહેવા ઉપર ધ્યાન આપ્યું નહિ તેથી, કાં તો કોકના જેવો બીજો કોઇ એનો કટ્ટો શત્રુ જ્યાં ત્યાં એના વિરૂધ્ધ પડયો હોય તેથી અગર ગમે તેમ હોય પણ તે પોતાની ધારેલી મુરાદ પાર પાડયા શિવાય આખરે આશાભંગ અને લાચાર સ્થિતિમાં મરણ પામ્યો. બેશક પૈસેટકે એકનની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ હતી; પણ તે છેક નિર્ધન થઇ ગયો નહોતો. તેની સાંસારિક સ્થિતિ, આબરૂ ઇજ્જત, અને જે મહાન કાર્ય તેને કરવાનું હતું તેઓના ઉપર વિચાર કરતા તે ઘણી નઠારી હાલતમાં આવી ગયો હતો એમ કહી શકાય. તેના મરણ અગાઉ થોડા દિવસ પર તેણે જે મૃત્યુપત્ર કર્યું હતુ એ જોતાં તો તે નિર્ધન સ્થિતિમાં હતો એમ ધારવુ ખોટું છે. વખતો વખત તે રોકડા પૈસાની તંગીમાં આવી પડતો અને એના લેહેણદારો એને હેરાન કરતા હતા એ વાત ખરી છે પણ તેણે મોટા ઠાઠબધ ગ્રહસ્થાશ્રમ માંડયો હતો અને ગોરહામબરીમાં તે સુખમાં દિવસ નિર્ગમન કરતો હતો. જે માણસ પોતાના મૃત્યુપત્રમાં કેટલીક બક્ષીસો અને ગાડી ઘોડા ઉપરાંત પાઠશાળાઓના ભંડોળમાં કેટલીક રૂપીઆ આપવાની સમજૂત કરે છે તેને વખતે દેવુ તો હોય અને તેના જાથુના ખરચમાં તુટ પડતી હોય પણ તે માણસ ગરીબ હતો એમ તો ફક્ત એની સ્થિતિના પ્રમાણમાજ કહી શકાય. રાજ્યના કેટલાક નાના અમલદારોને તે આટલી ઉમ્મરે પહોચ્યા પછી અને આવી સ્થિતિમાં આવ્યા છતા પણ પ્રથમના જેટલાજ જુસ્સામા સખત પત્રો લખવામાં જરા પણ ખમચાતો નહિ રાજ્યનો ખજાનચી લોર્ડ લે જે એના હકમાં કેટલાક વાંધા લેતો હતો તેને એકને પોતાના મરણના થોડા દિવસ અગાઉ નીચે પ્રમાણે પત્ર લખ્યો હતોઃ—" સાહેબ, હું આપનેઆજીજી સાથે કહુછું, અને ( જો આવો શબ્દ વાપરૂ તો, હુ આપને શિખામણ આપુછું કે આપે મને સારો જવાબ આપવો જોઇએ મારી સાથે આપ જે રીતે વર્તોછો તે સંબંધી લોકોના અભિપ્રાય જણાવવામા આપનુ હિત રહેલુ છે. જો લોન્ગના કામ બાબત આપસાહેબ મારા પર ઇર્ષ્યા કરતા હો તો તેના જેટલુ ખરૂં અને વ્યાજબી કામ તો કોર્ટમાં આવ્યુંજ નથી. હું એના માટે ખાતરીથી કહુંછું;

હતી. એટલે બધે દરજ્જે તે શેકસપીયરની બરોબરી કરે એવો હતો કે કેટલાક લોકો હેમલેટ અને ઓથેલોનો રચનાર એજ હતો એમ કહે છે પણ આ પ્રમાણે ધાર્વું તદ્દન નિરર્થક અને ભૂલ ભરેલું છે પદાર્થ-વિજ્ઞાન સમજાવવું, એ શેકસપીયરના માટે જેટલું અશક્ય હતું તેટલુંજ નાટકો લખવા, એ બેકનના માટે અશક્ય હતું. તે બન્નેની માનસિકશક્તિ ઘણું કરીને સરખે દરજ્જે કેળવાયલી હતી પણ તેઓ એકજ દિશામાં સરખી ફતેહથી કામ કરી શકે એમ નહોતું.

એના સમકાલીન પુરૂષો કરતાં તે એટલે દરજ્જે ચઢીયાતો હતો કે જોકે તેના કેટલાક વિચારો ભૂલ ભરેલા હતા તોપણ ઈન્ગલેન્ડનું મહત્વ વધારવાના સબંધમાં તેમજ જ્ઞાન અને સત્યનો ફેલાવ કરી મનુષ્યના સુખની વૃધ્ધિ કરવા માટે તેના ઉદ્દેશો જેટલા ભવ્ય અને ઉત્કૃષ્ટ હતા તેટલા બીજા કોઈ લેખકના નહોતા પરન્તુ જે માણસ અનેક પ્રકારના સંકટ વેઠીને પણ દ્રઢતાથી ધીમે ધીમે મોટી પદવીએ પહોચ્યો હતો તે છેવટ જતાં અકસ્માત્ એવા ખાડામાં પડ્યો કે ત્યાંથી તે જીંદગી પર્યંત બહાર નિકળી શક્યો નહિ જે માણસની જીંદગી આટલી બધી પ્રકાશિત હતી, જેણે કેટલીક જાતની ફતેહ મેળવી હતી, જે પ્રસંગોપાત્ દુષ્ટ રિવાજો અને દગાફટકાના પાશમાં સપડાયો હતો, જેના ઉપર દૈવયોગે અને ઘણા ભાગે પોતાનીજ ભૂલોના લીધે દુ ખ પડવાની કસર રહી નહોતી, જેના વિષે તેના સમકાલીન પુરૂષો પણ જૂદા જૂદા વિચારો બાંધતા હતા અને જે માણસ પોતાની ખરી બુજ પાછીની પ્રજાને હાથેજ થશે એમ આસ્થાપૂર્વક માનતો હતો તેનો અંત છેવટે દુઃખ, અપમાન, અને નાઉમેદીમાં આવ્યો એ સમયમાં બીજા ઘણા મોટા માણસોના અંત એના જેટલાજ દુ ખમાં આવ્યા હતા પણ તે બધામાં બેકનનો અંત વિશેષ ખેદકારક તેમજ વિશેષ કરૂણાજનક હતો

છેલ્લાં પાંચ વર્ષમાં જોકે બેકનની દિલગીરીનો પાર નહોતો, જોકે તેનો ઉત્સાહ મંદ થઈ ગયો હતો અને તેની આશાઓ નિષ્ફળ ગઈ હતી તોપણ જે મહાન કાર્ય પાછળ તે શરૂઆતથીજ મંડ્યો હતો તેના સબંધમાં તેનો ઉદ્યોગ ઓછો થયો નહોતો જે જે ગ્રંથો તે રાજ્યના હિત માટે લખવાની ખુશી બતાવતો હતો તેઓની જેમ્સને જરૂર નહોતી આ

થી કાંઇ ખોટું થયું નહિ. તેને એનું પોતાનું કામ બહુ હતું અને તેથી જેટલો વખત રાજ્યના કામમાંથી બચ્યો તેટલો આ કામમાં ઉપયોગી થઈ પડ્યો. આ વખતમાં તેનું **નોવેમ ઓરગેનમ** પ્રસિદ્ધિમાં આવી ગયું હતું. આ પુસ્તક બહાર પડ્યા પછી બેકનની શક્તિ વધારે સતેજ થઈ હોય એમ જણાય છે છેલ્લા દુઃખના દિવસોમાં તેનું મન જેટલું જાગૃત હતું તેટલું આગળ કોઇ દિવસ હતું નહિ; આ દિવસોમાં તેનો ઉદ્યોગ પણ વિશેષ હતો; પોતાના મનના વિચાર બહાર પ્રદર્શિત કરવાની તેની શક્તિ પણ આજ દિવસોમાં વધારે નિક્ષ્ણુ અને ચપળ થઇ હતી રાજ્યને લગતાં કેટલાંક મહત્વનાં પુસ્તકો શિવાય આ વર્ષોમાં તેણે બીજું ઘણું કામ કર્યું હતું. તેનું મરણ થયું તેના આગલા વર્ષમાં **ફ્રા ફૂલેનઝીઓ** નામના એક **વેનિસના** રહેવાસીને તેણે પોતાના મોટા ગ્રંથની યોજના ફરી એકવાર ટૂંકામાં જણાવી હતી. આ ગ્રંથની પાછળ જોકે તેનો ઉદ્યોગ હજુ કમી થયો નહોતો તોપણ તે પૂરો લખાઈ રહેશે કે નહિ એ બાબત તેને શંકા હતી. **ફાધર બેરન ઝોન** નામનો એક બીજો પરદેશી જે **એનેસીમાં** તત્વજ્ઞાનનો અધ્યાપક હતો અને જેણે બેકનના લખાણ વિરૂદ્ધ કેટલીક શંકાઓ ઉઠાવી હતી તેને એ શંકાઓનું નિવારણ કરવાના હેતુથી તેણે જણાવ્યું હતું કે તત્વજ્ઞાનનો પાયો નાખવાની ઇચ્છા રાખનાર પુરૂષને સૃષ્ટિજન્યપદાર્થવિજ્ઞાન સંપાદન કરવાની ખાસ જરૂર છે; પણ સઘળી દિશાઓમાં તેની માનસિક યોજનાઓ વિષે ખરી સમજ તેમજ લેખક તરીકે તેના પોતાના વિચારો અને યુક્તિઓ વિષે સંપૂર્ણ માહિતી આપણને એના મિત્ર **એન્ડ્રયુઝ** ઉપર લખેલા પત્રમાંથી મળી આવે છે. તે લખે છે કે "**પુનઃસ્થાપન** (Instauration) જે ગ્રંથ મને ઘણોજ ગમે છે તેનો કેટલોક ભાગ પ્રસિદ્ધિમાં આવ્યો છે." પણ એ ગ્રંથ ઘણોજ દુર્ઘટ હોવાથી હવે તે પદાર્થ-વિજ્ઞાન લખવાનું ધારે છે. તેણે **એડવાન્સમેન્ટમાં** વધારો કરી તેનું **ડીઓગમેન્ટીસના** રૂપમાં ભાષાન્તર કર્યું તેણે અંગ્રેજી કાયદાનું એકીકરણ લખવાનો વિચાર કર્યો હતો પણ એ કામ તેના એકલાથી થઈ શકે એમ ન હોવાથી એને તેણે પાછળથી પડતું મૂક્યું હતું. જ્યારે કોઈ રીતે દેશની સેવા બજાવવાનું એનાથી બની આવ્યું નહિ ત્યારે તેણે સ્વદેશના માનાર્થે હેનરી આઠમાનો ઇતિહાસ લખવાનો નિશ્ચય

અને એ કામમાં મને જેટલી સહાય આપવામાં આવી હતી એ આપસાહેબ સૌ કરતાં વધારે જાણોછો હું જેવી રીતે મારા મરણ વિષે વિચાર કરૂં છું તેવીજ રીતે તમારે પણ તમારા મરણ વિષે વિચાર કરવો જોઇએ અને દિન દિન હૈયું રાખતાં બહુ સાવચેત રહેવું જોઇએ સભ્યતાભરેલા શબ્દો મારે પૂછતા હો તો તે તો પવન જેવા છે અને એ પવન એવો છે કે તેનાથી આપસાહેબ તેમજ બીજો કોઈ માણસ પણ ઘણા વખત સુધી વહાણ હંકારી શકે નહિ આમ છતાં પણ હું એવો માણસ છું કે હું આપના યોગ્ય હોદ્દાને યોગ્ય આદરસત્કાર અને માન આપીશ ૨૦મી જુન ૧૬૨૫.'

બેકન વારંવાર કહેતો કે હું બિલકુલ ઝેરીલો નથી—મારે કોઇના ઉપર વેર નથી આને મજબૂત ટેકો મળે એવી માહિતી તેના છેવટના કૃત્ય ઉપરથી મળી આવે છે આપણે ઉપર જોઈ ગયા છીયે કે ધર્માધ્યક્ષ વિલીયમ્સ સાથે તેને બિલકુલ બનાવ નહોતો એ વિલીયમ્મે તેના ઉપર વખતો વખત લુચ્ચાઇના તેમજ લેહેણદારોને છેતરવાના આરોપો મૂકયા હતા આમ છતાં આશ્ચર્ય જેવું એ છે કે જ્યારે બેકન મરણ પથારીપર સૂતો હતો ત્યારે એના જે જે નિબંધો અને ભાષણો હજુ સુધી પ્રસિધ્ધિમાં આવ્યા નહોતા અને જેઓને તે પ્રસિધ્ધિમાં અણવાને ઘણોજ ઇન્તેજાર હતો તેઓને તેણે એજ વિલીયમ્મને સોપ્યા હતા આગળની તમામ વાતો ભૂલી જઇ તેણે છેવટના ભાગમાં તેની સાથે મિત્રાચારીનો સબંધ જારી કર્યો હતો આ શિવાય બેકને પ્રકૃતિશાસ્ત્રના ઉત્તેજનાર્થે પાઠશાળાઓમાં જે રકમ આપી હતી તેના ઉપર પણ વિલીયમ્સની દેખરેખ રાખી હતી વિલીયમ્મે પણ આ સગ્રહ કામ ખુશીથી સ્વીકાર્યું હતું

હવે આ અત્યંત કરૂણાજનક ઇતિહાસનો અંત આવવાની તૈયારી છે એ અંતમાં કંઇ વિશેષ નવાઇ અગર ભપક જેવું નથી પણ એટલા ઉપરથી તે ઓછો કરૂણાજનક છે એમ માનવાનું નથી માર્ચ મહિનામાં એક થંડીના દિવસે હાઇગેટ જતા રસ્તામાં તેણે દિમમાં પોતાની ગાડી અટકાવી અને કહોવાણની ક્રિયા અટકાવવામાં ટાઢથી શી અસર થાય છે તે જોવાનો વિચાર કર્યો રસ્તામાં કોઇ બાઇ પાસેથી તેણે એક

મરઘી ખરીદ કરી લીધી અને પછી તેને બરફમાં વિંટાળી દીધી. અહીં તેને સખત ઠંડીની અસર થવાને લીધે લૉર્ડ એરંડલ નામના કોઇ અજાણ્યા માણસના ઘેર મૂકામ કરવો પડ્યો. બેકને જે છેલ્લો પત્ર લખ્યો હતો તે આ માણસની માફી માગવાનાં હેતુથી લખ્યો હતો. એ પત્ર ઘણોજ વિલક્ષણ છે. તેમાં એ લખેછે કે," મોટો કેપ્યસ્લીનીયસ જેણે વેસ્યુવિયસ પહાડની જ્વાળાના સંબંધમાં પ્રયોગ કરતાં પોતાનો જીવ ખોયો હતો તેના જેવોજ વખત મારે પણ આવવાની તૈયારી છે. ખાસ પ્રયોગ માટેજ કહું તો તેમાં હું ઘણીજ સારી રીતે ફતેહ પામ્યો છું." તેણે આ પત્ર મરતાં મરતાં લખ્યો નહોતો પણ હવે દરદે ઘર ઘાલ્યું હતું. થોડા દિવસ પછી એટલે ઇ. સ. ૧૬૨૬ ના એપ્રીલની ૯ મી તારીખે સવારના પહોરમાં તે આ ક્ષણભંગુર જગતનો ત્યાગ કરી ચાલ્યો ગયો. સેન્ટ એલ્બન પાસે સેન્ટ મિચલના ખ્રિસ્તિ ધર્મના મંદિર આગળ તેને દાટવામાં આવ્યો. મરણ પહેલાં થોડા દિવસ અગાઉ તેણે પોતાનું મૃત્યુપત્ર ફરીથી કર્યું હતું. તેમાંની જાણવાજોગ હકિકત નીચે પ્રમાણે છે. (૧) ઉદારતા ભરેલી બક્ષીસ, (૨) લીંકનના ધર્માધ્યક્ષ વિલીયમ્સને તેના કેટલાક નિબંધો પ્રગટ કરવા સારૂ આપ્યા હતા તે. (૩) લેડી કોકને આપવાની ભેટ (૪) પચીસ ગરીબ વિદ્યાર્થીઓને ઉત્તેજનાર્થે આપવાની બક્ષીસ અને પાઠશાળાઓમાં બે વાર્ષિક ભાષણો સ્થાપવા માટે એક રકમ, પણ એની મિલકત પૂરતી નહિ થવાથી આ છેલ્લી બે કલમો અમલમાં આવી નહોતી. (૫) કેટલાંક વ્યાજબી અને મહત્વના કારણોના લીધે તેણે પોતાની સ્ત્રીને જે વિશેષ બક્ષીસો કરી હતી તે આ નવા મૃત્યુપત્રમા તેણે રદ કરી હતી. જો ઓબ્રીનું કહેવું ખરૂં હોય તો સાધારણ રીતે પોતાની સ્ત્રીની જીભ લાંબી હતી એટલાજ કારણથી એ બક્ષીસ રદ કરી નહોતી પણ તે રદ કરવાનાં કારણો એ કરતાં પણ વધારે ભારે હતાં આ મૃત્યુપત્રમાં તેણે લખ્યું હતું કે " મારૂં નામ અને યાદગીરી હું લોકોના દયાળુ ભાષણોને, પરદેશીઓને અને હવે પછીની પ્રજાને સોપુંછુ." આજ સ્થિતિમાં તે મરણ પામ્યો.

જે સમયમા શેક્સપીયર અને બીજા લેખકો થઇ ગયા તે વખતમાં એકલા શેક્સપીયર શિવાય બીજા બધા માણસો કરતાં બેકનની માનસિકશક્તિ વધારે પ્રકાશિત, વધારે તેજસ્વી, અને વધારે વિસ્તીર્ણ

કર્યો. એના નિબધો તો માત્ર ગમ્મતની ખાતર લખાયા હતા અને અત્યાર સુધીમા તેણે જે જે ગ્રથો લખ્યા હતા તેઓમા એકે ધર્મને લગતો નહિ હોવાથી હવે મુસલમાનો સાથેની લડાઈના સબધમા એક સવાદ લખવાનો તેણે વિચાર કર્યો આ સવાદ તેણે એન્ડ્રુસને અર્પણ કરવાનું ધાર્યું હતુ પણ તે એ પૂરો લખીજ શકયો નહોતો

આ શિવાય તેણે કેટલાક ધર્મસ્તોત્રોનું ભાષાન્તર કર્યું હતુ, અને કેટલીક નાની કવિતાઓ લખી હતી એક કવિતાની શરૂઆત આ પ્રમાણે છે—"દુનિયા પાણીના પરપોટા જેવી છે, અને માણસની જીદગી વ્હેંત કરતા પણ ટુકી છે "ઇત્યાદિ તેની કેટલીક કવિતાઓ ઠીક છે અને તેઓ ઉપરથી આપણને રૅલેના છદનુ સ્મરણ થાય છે પણ બેકન કવિ તરીકેની પોતાની શક્તિ છુપાવતો હતો એમ જે ઓબ્રી કહે છે તે કેવળ અતિશયોક્તિ ભરેલુ છે વાસ્તવિક રીતે જેને કવિનુ નામ આપી શકાય તેવો બેકન હતોજ નહિ

બેકન રાજ્ય-અમલથી નાખુશ થયો હતો કે કેમ, એ આપણાથી ખાતરીપૂર્વક કહી શકાય એમ નથી પણ આટલુ તો નક્કી છે કે તે બેહાબાઉ નહોતો. "જોકે દુનિયાએ મારી બુધ્ધિ પડાવી લીધી છે તોપણ હુ પરમેશ્વરની બુદ્ધિનો ઉપયોગ કરૂ છુ " આ શબ્દો કહેવાને બેશક તેને હક હતો જો એક તત્વજ્ઞાની તરીકે અગર સાક્ષર મનુષ્ય તરીકે તેણે લીધેલી મહેનત તેના નામને શોભા આપવા પુરતી ન હોય તોપણ વ્યવહારશાસ્ત્રવેત્તા અગર રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે તેણે જે જે કર્યું હતુ તે એની જીદગીને દીપાવવા માટે ઓછું નહોતુ

આ વાત ખરી છે કે બેકન ઘણા માણસો સાથે ખાનગી સબધ રાખતો નહોતો પણ તે સાથે આટલુ પણ કહેવુ જોઇએ કે જે માણસોને તેના ઘેર જવા આવવાનો વિશેષ પરિચય હતો તેઓને તેના તરફથી સારો આદરસત્કાર મળતો હતો જે વખતે બેકન ગોરહામબરીમા રહેતો હતો તે વખતે તે ઘણાજ આનદમાં દિવસ નિર્ગમન કરતો હતો અહી એના મિત્રો એને મળવા સારૂ આવતા અને તે વખતે તેઓ ગાન તાન સાથે વખતે નકામા ગપાટા મારી વખતે હસાહસ કરી અને વખતે ગૂઢ વિષયોપર

વાદવિવાદ કરી જેવો આનંદ માનતા તેવો આનંદ તેઓને બીજી કોઇ જગ્યાએ મળતો નહિ. અહીં કવિયો, તત્વજ્ઞાનીઓ, શાસ્ત્રીઓ, ઘરડા અનુભવી માણસો, કાયદા જાણનારાઓ, અને રાજનીતિજ્ઞ પુરૂષો કોઇ જાતના ભિન્નભાવ વગર એક સરખી રીતે ગમ્મતમા ભાગ લેતા રાજકવિ **બેન જોનસન**, **આયર્લેન્ડનો સર ન્યાયાધીશ ડેવીસ**, **ફૂલ્ક ગ્રેવીલ**, **લોર્ડ બ્રુક**, **સર એચ વોટન**, **સર ટી વોડલી** ( હેનરી ચોથાના દરબારનો એલચી), **બીશપ એન્ડ્રયુઝ** ( બેકનનો જીંદગી પર્યંતનો ખરો મિત્ર ), જૂની શોધો કરનાર **ઝૉન સેલડીન** જે વખતો વખત બેકનને મદદ કરતો હતો, બેકનનો વફાદાર કારભારી **થોમસ મ્યુટીઝ**, **ટોબી મેન્થ્યુઝ** અને બેકનનો ઉપદેશક **વિલીયમ રૉલી** વિગેરે ભેગા થતા હતા.

**વિલીયમ રૉલીએ** બેકનની યાદગીરી માટે તેની ખાનગી અને જાહેર વર્તણુંક તેમજ તેના બુદ્ધિસામાર્થ્ય અને સામાન્ય નિપુણતા વિષે નીચે પ્રમાણે હેવાલ આપ્યો છે.—તેની બુદ્ધિ અને સદ્દગુણ, તેમજ તેની જીંદગીની સાધારણ રીતભાત માટે તેનું સભારણ રાખવુ અવશ્યનુ છે. જે ગુણો સાધારણરીતે બીજા માણસોમા છૂટક છૂટક હોય છે તે બધા તેનામાં સમગ્ર ભેગા થયા હતા આ ગુણો આકસ્મિક રીઝ ઉપજાવવાની તીક્ષ્ણ શક્તિ, યાદદાસ્તી, વિવેકબુદ્ધિ અને વકતૃત્વશક્તિ વિગેરે છે પહેલા ત્રણ ગુણો વિષે એનાં પુસ્તકોમાંથી સંપૂર્ણ માહિતી મળે છે, એ પુસ્તકોમાં તેની યોગ્યતા કેટલી માલમ પડેછે તે વિષે વિચાર કરવાનુ હું દુનિયાને સોપુછુ, પણ તેણે એ પુસ્તકો કેટલી ઝડપથી લખ્યા હતા તે વિષે હું સૌથીસારી માહિતી આપી શકીશ તેના ચોથા ગુણવક્તૃત્વશક્તિવિષે તો હું માત્ર એક વખતે એના વિષે **સર વૉલ્ટર રેલેએ** જે અભિપ્રાય આપ્યો હતો તેજ આપીશ .........સેલીસબરીનો અર્લ બોલનાર ફાંકડો હતો, પણ લેખક તરીકે તે સારો નહોતો, લૉર્ડ હેનરી હાવર્ડ ઘણોજ સારો લેખક હતો પણ બોલવામા તે એટલો બધો સારો નહોતો, પણ **સર ફ્રાન્સીસ બેકન** બન્ને બાબતોમાં ચઢિયાતો હતો...... જો આધુનિક વખતમાં ખાસ જગત્કર્તા તરફથી મળેલુ હોય એવા જ્ઞાનનું એકે કિરણ કોઇ માણસ ઉપર પડયું હોય તો તે બેકનનાજ ઉપર હતું, કારણ કે જોકે તેણે ઘણાક પુસ્તકો વાંચ્યા હતાં તોપણ તેણે પોતાનું જ્ઞાન પુસ્તકોમાંથી નહિ પણ

તેના પોતાના કેટલાક અંતરના વિચારો અને આધારોમાંથી મેળવ્યું હતું; તેમ છતાં પણ એ જ્ઞાન બહાર પાડવામાં તે ઘણી સાવચેતી અને ચોકસાઇ રાખતો.........એક પછી બીજી એમ દરવર્ષે સુધારેલી 'પુનઃસ્થાપન' (Instauration) ની બાર નકલો મેં મારી જાતે જોઈછે. જ્યાં સુધી એ પુસ્તક જે રૂપમાં છાપખાનામાં મોકલાવ્યું તે રૂપમાં આવ્યું ત્યાં સુધી દરવર્ષે તેણે એમાં ફેરફારો અને સુધારા કર્યા હતા. તેણે પુસ્તકો લખવામાં સુશોભિત વાક્યો લખવાના ખાસ પસંદ કરેલા શબ્દો વાપરવાના ઊલટથી દૂર રહી જુસ્સાદાર અને સ્પષ્ટ વાક્યો લખવાનો પ્રયત્ન કર્યો છે, અને તેની શૈલી જે સભ્ય હોય તો તેનું કારણ એટલુંજ હતું કે બીજી રીતે લખવાને તે અશક્ત હતો.........વાતચિત કરવામાં જેમ કેટલાક માણસોને વચમાં ઘુસવાની ટેવ હોય છે તેવી તેને નહોતી, પણ તે હમેશાં બીજા માણસની બુદ્ધિનો પરીક્ષક અને ઉછેરનાર હતો. તેમ તે એવો માણસ નંહોનો કે આખો વખત પોતે એકલોજ બોલ્યા કરે અગર બીજાઓથી પોતે ચઢિયાતો છે એમ બતાવી તે ખુશી થાય પણ તે પોતાના મદદનીશ સોબતીઓને તેઓના વારા પ્રમાણે બોલવાની છૂટ આપતો.........અને એના પોતાના માટે પૂછો તો તે કોઇ માણસના અવલોકનની અવગણના કરતો નહિ પણ દરેક માણસની બતીએ પોતાનો દીવો સળગાવતો. તેના અભિપ્રાય તેમજ જે જે ખાતરીપૂર્વક કહેતો તે ઘણું કરીને હમેશાં બધનમાં આવે તેવાં હતા પણ તેઓમાં કંઈ વિરૂદ્ધોક્તિ નહોતી. તે જે કહેતો તે ભભાપણ જેવુ નહિ પણ ભવિષ્ય વાણી જેવું હતુ; આમ હોવાનું કારણ કાં તો તે પોતાના વાક્યને હમેશાં સત્ય અને ન્યાયના ત્રાજવામાં તોળતો હતો તે હોય અગર કાં તો સાધારણ રીતે તેના માટે લોકો સારો અભિપ્રાય આપતા હતા તે હોય......જ્યારે એને પોતાના હોદ્દાની રૂએ કોઇ ગુન્હેગાર ઉપર તહોમત મૂકવાનો પ્રસંગ આવતો ત્યારે તે તેઓના ઉપર ઉધ્ધતાઇથી અગર કરડી નજરથી જોતો નહિ; પણ જાણે તે એ ગુન્હાના દષ્ટાંત ઉપર કરડી નજરથી જોતા છતાં પણ એ ગુન્હેગાર ઉપર અનુકમ્પા અને દયાની લાગણીથી જોતો હોય તેમ હમેશાં દયાળુ રહીને ગુન્હેગારો તરફ સભ્યતાથી વર્તતો હતો......એના નોકરો તરફ પણ એની વર્તણૂક સારી હતી...... અને એટલાજ કારણથી આટલા બધા કુળવાન અને ગુણવાળા જુવાન માણસો એના તાબામાં રહેવાને ખુશી હતા......આ વાત ખરીજ છે.....:

કે તે દ્વેષબુદ્ધિમાથી મુક્ત હતો—આવા વેરભાવને તેણે કોઇ દિવસ જન્મ આપ્યો નહોતો તેમ તેનુ પોષણ પણ કર્યું નહોતુ. પોતાને નુકશાન થયુ હોય તેનુ એ કોઈ દિવસ વેર વાળતો નહિ......તે કોઈ દિવસ કોઈ માણસોને તેઓની જગ્યા બહાર ઊંચકીને નાખી દેતો નહિ.........તે રાજા પાસે કોઈ માણસની નિંદા કરતો નહિ......દિવસ જાય છે તેમ તેની કીર્ત્તિ ઓછી થતી નથી પણ ઉલટી વધે છે એની જીંદગીમાં ઘણા વિદ્વાન માણસો માત્ર એના સાથે વાતચિત કરવાના હેતુથી દરિઓ ઓળંગીને આવ્યા હતા......આ માણસોમાં એક **ફ્રાન્સનો અમીર માર્ક્વીસ ફ્રાયટ** હતો જ્યારે તે અમીર **બેકન**ની પાસે આવ્યો ત્યારે **બેકન** અશકિતના લીધે માંદો હોવાથી તેને પ્રણામ કરતાં તે અમીર નીચેના શબ્દો બોલ્યો હતોઃ—"મેં જે દેવદૂતો સંબધી પુસ્તકોમા ઘણું વાંચ્યું છે અને સાંભળ્યું છે પણ જેઓને મેં નજરે જોયા નથી તેઓના જેવોજ **બેકન**ને પણ હું એક દેવદૂત તરીકે માનુંછું."

**મેથ્યુઝ**ના લખાણ ઉપરથી પણ **બેકન**ની વર્તણુંક વિષે આવીજ અસર થાયછે તે લખે છે કે.—"મે કોઇ દિવસ એનામા દ્વેષ બુદ્ધિનો અંશ પણ જોયો નથી ........ તેમજ ખાસ પોતાની લાગણીથી તે કોઈ દિવસ કોઈ માણસની વિરૂદ્ધ એક શબ્દ પણ બોલ્યો હોય એમ મારા સાંભળવામા આવ્યું નથી. હું વખાણુ કરૂ છું તે એની મોટાઈના નથી પણ તેના સદ્ગુણના છે. જેના લીધે મારૂ અંતઃકરણ મોહ પામીને તેનેજ વળગી રહે છે તે માગ ઉપર તેણે જે ઉપકારો (તેઓ અગણિત હશે તો પણ શું થયું) કર્યા છે તે નથી પણ એની સમગ્ર જીંદગી અને વર્ત્તણુક છે."

**બેન જોનસન** જેને **બેકન**ની સાથે સારો પરિચય હતો અને જે સ્વભાવે કઠોર હૃદયનો હતો તેનો અભિપ્રાય જો આપણે આ જગ્યાએ આપીશુ તો તે વધારે વિશ્વાસપાત્ર થઇ પડશે—"**બેકન**ની જાતને માટે મને જે લાગણી થાય છે તેમા એની સ્થિતિ અગર હોદ્દાથી જરા પણ વધારો થયો નથી હુ આશા રાખું છુ કે એના કેટલાક નઠારાં કૃત્યોને લીધે એના સદ્ગુણો વધારે સારા પ્રકાશમા આવી શકશે પરમેશ્વર એને સંકટના વખતમાં ધૈર્ય આપો; મોટાઇનો એણે કોઇ દિવસ ગેરઉપયોગ કર્યો નથી"—આ સઘળી હકિકત **બેકન**ના મિત્રો તરફથી અપાયેલી

હોવાથી તેને અક્ષરશઃ ખરી માની લેતા આપણું મન જરા પાછું હઠે છે પણ એ હકિકત એવી છે કે તેને બીજા લોકોના અભિપ્રાય સાથે વાચતાં અને સરખાવતા બેકનનુ મિતાહારીપણું, તેના ચિત્તની સ્વસ્થતા, તેની વિનયશીળ આવગલગત અને તેના કપટરહિત હાસ્યવિનોદ વિષે આપણી સંપૂર્ણ ખાતરી થાય છે.

તેના જે જે પ્રયત્નોમા તે નિષ્ફળ ગયો છે તેમાં પણ તે સૌનો અગ્રેસર હતો એવા ચિન્હ સાફ જણાઇ આવે છે એની પરોપકાર બુધ્ધિ વિષે કોઇથી શંકા ઉઠાવાય એમ નથી. સામાન્ય માણસો ઉપર તે દયાભાવ રાખતો હતો, પણ જ્યા જનસમૂહ અને ઉચા વર્ગના માણસો વચ્ચે તકરારની વાત આવે ત્યા ઉચા વર્ગના માણસો કહે છે એજ ખરૂ છે એમ તે માની લેતો સેકવીલ, સીડની, સ્પેન્સર, શેક્સપિયર અને રેલે વગેરે મોટા પુરૂષો આવાજ વિચારના હતા મિલ્ટનનો અભિપ્રાય પણ ઘણોખરો આનેજ મળતો હતો બેકન કહે છે કે, " પાઠશાળાઓમા માણસો આસ્થાપૂર્વક માનવાનુ શિખે છે " તેણે એમ પણ કહેવુ જોઇતું હતુ કે દરબારમા માણસો નમતાં શિખે છે રાજાને તે દૈવની માફક પુજતો હતો. જેવી રીતે આધુનિક કાળામા મ ત્રીઓ પોતપોતાના પક્ષ તરફ જુએ છે તેવીજ રીતે બેકન રાજા તરફ જોતો હતો ખુશામત કરવામા તે એટલો બધો હદબહાર જતો કે એના સમકાલીન પુરૂષોને પણ એના ઉપર ધિક્કાર આવતો. આપણે આગળ જોઇ ગયા છીએ કે—વખત જોઇને ચાલવુ એ બેકનનુ એક વિશેષ લક્ષણ હતુ અને આટલાજ કારણથી એના વ્યાવહારિક કૃત્યોમાં પણ વખતો વખત વિરોધ જણાતો હતો ગમે તે વિષય ઉપર તકરાર ચાલતી હોય પણ તેના માટે દરેક બાજૂપર ચર્ચા કરવાની તેનામા શક્તિ હતી એનો માનસિક અનિશ્ચય એટલો બધો ભારે હતો કે તેથી વખતે એ ખોટા—ભ્રમયુક્ત તર્ક કરતો હોય એમ જણાઇ આવતું અને કોઇ કોઇ વખત તો પ્રસ્તુત વિષય માટે એ તદ્દન બેદરકાર હોય એમ દેખાઇ આવતું. એની કેટલીક વ્યાવહારિક ખામીઓ જોકે એના કામને સામાન્ય હતી તોપણ તેઓ માટે તેને સમૂળગો નિર્દોષ ગણવો એ વ્યાજબી કહેવાય નહિ બહુ થાય તો આપણાથી એટલુંજ કહી શકાય કે એમાં તે બહુ દોષિત નહોતો આપણે કબૂલ કરીએ છીએ કે બેકનની વર્ણાવેલ કોઇ સાધારણ

માણસની વર્તણુંક કરતાં નીચી નહોતી પણ આપણે યાદ રાખવું જોઇએ કે એ વખતમાં મોર અને સીડની જેવા ઉત્કૃષ્ટ દ્રષ્ટાંત લેવા જેવા માણસો પણ હતા અને જે માણસ મનુષ્ય જાતને જીતવાની અગર સાધારણ માણસોથી ચઢિયાતા થવાની ઇચ્છા રાખતો હોય તેણે દુનિયાનો કોઇ સાધારણ માણસ જેને ન્યાયબુદ્ધિ કહે તેનાથી સંતોષ માનવો જોઇએ નહિ. મોટા વિદ્વાન માણસોને પણ દુનિયાના સામાન્ય નિયમો લાગુ પડે છે, અને તેઓને માનસિક અને શારીરિક કસોટી ઉપર આવવું પડે છે. આવા માણસોને દુનિયાના કેટલાક દુર્ઘટ કાર્યો ઉપર તિરસ્કાર આવે છે, પણ બેકનના સંબંધમાં એવું કાંઈ નહોતું; તેમજ આવેશમાં આવી જાય વખતે કેટલાક માણસો મનસ્વીપણે જે પગલાં ભરે છે તેવાં બેકનને કોઇ દિવસ ભર્યા નહોતાં. તત્ત્વજ્ઞાન વિષે તેની ઉત્કૃષ્ટ અભ્યાસોને તેમજ રાજ્યના સંબંધમાં તેના અડગ ઉત્સાહને જ્યારે એની મમતા વગરની મૈત્રી અને ઉમળકા વગરની પ્રીતિ સાથે સરખાવીએ છીએ ત્યારે તદ્દન ભિન્ન—ઉલટાજ ગુણોનો મુકાબલો થાય છે. બેકનના અદ્‌ભૂત કાર્ય ઉપરથી મનોવિકાર વગરનો માણસ કેટલું કરવાને સમર્થ થાય છે તે આપણે બરાબર જોઇ શકીએ છીએ; પણ તેનામાં જે કેટલીક ખામીઓ હતી તે વિષય ગ્રહણ કરવાની એની શક્તિમા જે કંઇ ન્યૂનતા હતી તેના લીધેજ હતી શરૂઆતથીજ તે સત્યની પાછળ મંડ્યો હતો, અને ઘણા ભાગે તેને વળગી રહ્યો હતો પણ જ્યારે તે તેમાથી ખસી જતો ત્યારે એનો હેતુ એવો નહોતો કે આપણે એને એ ભૂલ માટે સહેલાઈથી માફી આપી શકીએ. અસાધારણ બુદ્ધિ સાથે દુનિયાનું ભલું કરવાની એની ઇચ્છા પણ અસાધારણ હતી. સ્વદેશનું રક્ષણ કરવામાં અગર પોતાના જાતિ ભાઇઓની માનસિક શક્તિમા વૃદ્ધિ કરવામાં જે માણસોએ ઉત્સાહ અને આશા સિવાય પોતાનો અમૂલ્ય વખત રોક્યો છે તેમા બેકન સૌથી ચઢિયાતો હતો, એ વાતમાં કોઇથી ના કહેવાય તેમ નથી.

બેકનની વર્તણુંક અને સામાન્ય રીતભાત વિષે ખરી માહિતી આપણને એના નિબંધોમાંથી મળી આવે છે તેના આ નિબંધો તેણે બહુ વાચ્યું હતું તેનું અગર તેની કલ્પનાઓનું અને તત્વજ્ઞાનનું પરિણામ નથી પણ દુનિયાના અનુભવનું ફળ છે. તેથી બેકન જાતે કેવો માણસ હતો,

વ્યાવહારિક અને રાજ્ય સબંધી બાબતોમા તેના વિચારો કેવા હતા, સાધારણરીતે જેને આપણે મહદ્‌ગુણ અગર દુર્ગુણ તરીકે માનીએ છીએ તે વિષે એનુ શુ કહેવુ હતુ એ વિગેરે જાણવાની ઇચ્છા રાખનારને એના નિબધો વાચવાની ખાસ આવસ્યકતા છે વિશેષમા એ નિબધો એની જીદગીના અમુક ભાગોમા સુધારા વધારા સાથે ફરી ફરીને છપાયાથી તેના વખતના જતા અનુભવથી તેના વિચારોમા કેવા ફેરફારો થયા હતા તે પણ જણાઇ આવે છે બેકન જાતે જેવો હતો તેવાજ તેના ગ્રથો હતા, એનુ આ નિબધો શિવાય એના બીજા કોઇ ગ્રથના સબધમા કહી શકાય એમ નથી પોતાની જીદગીમા જે કઇ નજીવા બનાવો બને અગર પ્રસગોપાત જે જે કલ્પનાઓ પોતાને સુઝી આવે તેઓની નોધ કરી લીધા શિવાય તેને સતોષ થતો નહિ ઘણુ કરીને બેકન સઘળી બાબતોને કાગળ ઉપર ટાકી લેતો એનું કારણ એ હતુ કે જેને આપણે સાધારણરીતે ચોક્ખપણુ અગર નિયમિતપણુ કહીએ છીએ એની તેનામા મોટી ખોટ હતી, એનામા બીજી એક સ્વાભાવિક ખામી એ હતી કે ઝીણા ઝીણી બાબતો ઉપર એ પૂરતુ ધ્યાન આપી શકતો નહિ આ ખામી દૂર કરવાને તેણે ઘણો પ્રયત્ન કર્યા હતો પણ એ ફોકટ ગયો હતો અને તેના લીધેજ તત્વજ્ઞાન સબધી એની નવીન શોધો ઉપર—એની રાજ્યનીતિ અને એના નીતિ વિચારો ઉપર માઠી અસર થઇ હતી એનુ સ્વાભાવિક વલણ તત્વજ્ઞાન—સત્ય અને શાસ્ત્રોનો ઉદ્ધાર કરવા તરફ હતુ પણ એની કેળવણી અને સાસારિક સ્થિતિ એવી હતી કે તેને પોતાની મરજી વિરૂદ્ધ નાનપણમાજ બીજે ધધે વળગવુ પડયુ હતુ એ પોતે કહેતો કે, "હુ માત્ર મનુષ્ય જાત ઉપર ઉપકાર કરવાને તેમજ તેઓના સુખના સાધનોની વૃદ્ધિ કરવાનેજ જન્મેલો છુ" આટલાજ માટે એ વખતો વખત કહેતો કે, "જે જગામા હુ ખુશીથી રહુ નહિ ત્યા લાબા વખત સુધી રહેવાની મને ફરજ પડી છે

મનુષ્ય જાતની સ્થિતિ સુધારવા અથવા હુન્નર કળાઓની વૃદ્ધિ કરવા માટે નવી શોધ કરવી એના જેટલુ માનભરેલુ કાર્ય બીજુ કોઇ નથી એમ તે માનતો હતો, તેમજ આ કામ કરવાને એ વખતમા બીજા માણસો કરતા તે વધારે યોગ્ય હતો એમ તે પોતે કહે છે, અને આપણે પણ તેમ કહેવુ જોઇએ આ પ્રમાણે કહેવુ જરા અતિશયોક્તિભરેલુ છે, કારણ કે બેકન ગુણવણીઆ

અને બારીક તફાવતો શોધવા કરતા સાદૃશ્ય ગ્રહણ કરવા ઉપર વિશેષ ધ્યાન આપતો હતો. પણ ખરૂં જોઇએ તો તત્વ જાણનારે તો બીજી કરતાં પહેલી બાબત ઉપર વધારે ધ્યાન આપવુ જોઇએ આ એક ખાત્રી શિવાય શાસ્ત્રનો ઉદ્ધાર કરવાની આશા રાખનારમા જે ગુણો હોવા જોઇએ તે બધા એનામા હતા. થડા સ્વભાવથી નિષ્પક્ષપાતપણે અને કોઇ પણ પ્રકારના મનોવિકાર શિવાય પદાર્થોનુ અવલોકન કરવાની એનામા શક્તિ હતા કુદરતને તાબે કરવાની ઈચ્છા રાખનારે પ્રથમ તેને તાબે થવાની કેટલી આવશ્યકતા છે તે એ બરાબર સમજતો હતો. તે કહેતો કે પરમેશ્વરે જગતને માણુસના હૃદયમા મૂકયુ છે એનુ કારણ એટલુજ છે કે માણુસો તેને જોઈ શકે આખુ જગત્ કાર્ય કારણના નિયમના આધારે બનેલુ છે, તેથી પદાર્થોના નિયમો અને કારણો જાણવામાજ ખરૂ જ્ઞાન રહેલુ છે. જો આપણે કારણ જાણી શકીશુ તો પછી કાર્ય કરવાને શક્તિમાન થઈશુ. આટલાજ માટે નવીન શોધો કરવાની જરૂર છે આ કામ એક માણસથી બનતુ અશકય હોવાથી બેકન સારી સ્થિતિ અને સત્તાની શોધમા ફરતો હતો, તેમ છતા તેનો આ એકજ ઉદ્દેશ નહોતો તેના આ મુખ્ય ઉદ્દેશ સાથે બીજા ગૌણ ઉદ્દેશો બહુ હતા. પૈસાદાર અગર ગરીબ, સાજા અગર માદા, વૈદક જાણનાર, અગર શાસ્ત્ર જાણનાર, જે જે માણુસો તરફથી એને પોતાના ઇષ્ટ કાર્યમા જરા પણ મદદ મળી શકે એમ લાગતુ તેઓની સાથે મિત્રાચારી કરતો, પરંતુ એ મિત્રોને તે માત્ર પોતાનું ધારેલુ કામ પાર પાડવાના સાધનો તરીકેજ માનતો.

•

ઇસેક્ષ જેવો માણસ જેણે એના ઉપર અસખ્ય ઉપકારો કર્યા હતા તે પણ આ પ્રતિમાજ હતો તે કહેતો કે, "ભવિષ્યમા વખતે મિત્રને શત્રુ જેવો અને શત્રુને મિત્ર જેવો ગણવાનો પ્રસગ આવે માટે એ વિષે વિચાર કરીનેજ કોઇના સાથે મૈત્રિ અગર શત્રુતા કરવી ' ઇસેક્ષ, જેમ્સ, વિલીયર્સ વિગેરેને તે ચહાતો નહોતો એમ નહોતુ પણ જેને આપણે અતરનો સ્નેહ કહીએ છીએ તેવો સ્નેહ બેકને કોઇના ઉપર નાખ્યો નહોતો —આવો સ્નેહ રાખવાને તે બિલકુલ શક્તિમાન નહોતો. તે શુદ્ધ ભાવથી વિદ્યાની વૃદ્ધિ કરવા ા હેતુર્થીજ સત્તા અગર અધિકાર મેળવવાનો પ્રયત્ન કરતો હતો. એ વિષે શક ઉઠાવવાનુ કાઇ પણ કારણ નથી, તેમજ એ કામમાં ફતેહ મેળવવા માટે તે જે ખાતરી કરતો હતો તેમા પણ અભિમાનનો

જરાએ અંશ નહોતો. આ કામ પાર પાડવામા તે એની પોતાની શક્તિ ઉપર જેટલો ભરૂસો રાખતો હતો તેના કરતા કુદરતના ઐક્ય વિષે તેણે જે માહિતી મેળવી હતી તે ઉપર વધારે રાખતો હતો છેવટના ભાગમાં તેને જે દિલગીરી અને પશ્ચાત્તાપ થયો હતો તે એના ઉપર રૂપવત લેવાનો આરોપ આવ્યાથી, અગર એને સજા થવાથી અગર માનભ્રષ્ટ થવાથી નહિ પણ તેનાથી પોતાનુ ઇષ્ટ કાર્ય પાર પડ્યુ નહિ, પ્રજાની સેવા બજાવાઇ નહિ, તેમ સત્ય શોધવા પાછળ મ મ્યા રહેવાયુ નહીં, તેનાથીજ થયો હતો



# પ્રકરણ ૮ મું.

## તત્વજ્ઞાનનું ઐતિહાસિક વૃત્તાન્ત.

સાતમા પ્રકરણમાં બેકનની જીદગીનુ દુઃખદાયક વૃત્તાન્ત પૂરૂ થાય છે બેશક બેકનના સપળા વાચકોને એ વૃતાન્ત અત્યંત ખેદજનક થઇ પડશે એની જીદગીના કેટલાક બનાવો એવા છે કે જે વાચ્યાથી આપણને દિલગીરી તેમજ આશ્ચર્ય લાગ્યા વગર રહેજ નહિ. પણ જ્યારે એમાંની કેટલીક બાબતોના સંબધમાં આપણને એના પોતાના હાથનો અગર મોઢાનો પુરાવો મળેછે ત્યારે સ્વાભાવિક રીતે આશ્ચર્ય દૂર થાય છે અને તેના બદલામાં દિલગીરીમાં વધારો થાય છે. આમ થવાનું ખાસ કારણ એ છે કે બેકનના જેવા જગવિખ્યાત મહા પુરૂષ માટે એના સાંસારિક વ્યવહારના, એની ખાનગી વર્ત્તણુંકના તેમજ એનાં જાહેર કૃત્યોના સંબંધમાં આપણે સાધારણ રીતે જેવી આશા રાખી શકીએ તેવી આશા તેના માટે રાખવી એ મોટી ભૂલ છે એમ એના કેટલાંક ખુશામત ભરેલાં, સ્વાર્થનિષ્ઠ અને શરમ ઉપજાવે એવાં કૃત્યો જોયા પછી આપણી ખાતરી થાય છે. ઇન્ગલેન્ડના મોટા તત્વજ્ઞાનીના નામથી સુપ્રસિદ્ધ માણસ પોતાના ખાનગી વ્યવહારમા કૃતઘ્ની થશે, અગર તેનામાં આત્માભિમાન ઘણું ઓછુ હશે અગર તે મૈત્રી–સ્નેહનો ખરો અર્થ તે નહિજ સમજતો હશે એમ કોઇ માણસ એકદમ માન્ય કરશે નહિ. પણ તે જ્યારે ખરી હકિકતથી વાકેફગાર થાયછે ત્યારે તેને અફસોસ સાથે પોતાનો વિચાર ફેરવવો પડે છે. જે લોકોને આપણે સાધારણરીતે વિદ્વાન અગર મહાપુરૂષો તરીકે ગણીએ છીએ, જેઓની માનસિકશક્તિ ઘણીજ ખેડાયલી અને ઉત્તમ પ્રકારની હોય છે અને જેઓ એક બાજૂએ પોતાની જાહેર સેવાથી સામાન્ય તેમજ વિદ્વત્ વર્ગ બન્નેના વિશ્વાસ અને પ્રીતિને પાત્ર થાય છે તેઓ બીજી બાજૂએ વખતે પોતાના ખાનગી વ્યવહારમાં કેવા અધમ અને નીચ કર્મ કરે છે તેનો ભામ આપણને બેકનના ચરિત્ર ઉપરથી થાય છે આપણને એમ લાગે છે કે વિલક્ષણ બુધ્ધિવાળા માણસો

પણ તેઓને સમજવા તરફ પ્રારંભથીજ મનુષ્ય-ચિત્ત દોરાયું છે માણસનું મન કુદરતથીજ કંઈ એવું ઘડાયેલું છે કે તે સ્વાભાવિક રીતે મૂળતત્વોનું વિવેચન અને પૃથક્કરણ કરવા તરફ દોરાય છે આ પ્રમાણે પૃથક્કરણ કરવાથી મૂળતત્વોના મુખ્ય બે વિભાગ થાયછે—( ૧ ) દૃષ્ટા અને ( ૨ ) દૃશ્ય—અર્થાત્—અંતરાત્મા જે જુએ છે અને બાહ્યવસ્તુ જેને જોવાની છે તત્વજ્ઞાનીઓ અંતરાત્માને વિષયિન્ અને બાહ્ય વસ્તુને વિષય કહેછે—એક આત્મા છે અને બીજું આત્માથી ભિન્ન છે આત્માના ગુણ આ ત્રણ ધર્મ ત્રય છે—લાગણી, ઇચ્છા અને વિચાર દ્રવ્ય અગર પદાર્થનો મુખ્ય ગુણ વિસ્તાર છે દરેક ભાતિક વસ્તુ અવકાશમાં વિસ્તૃત અવસ્થામાં રહે છે આ માને આપણે જોઇ શકતા નથી એને બોધ થાય છે, એનામાં વિકાર થાય છે, અને તે વિનાર અગર વાદવિવાદ કરે છે સ્વાભાવિક રીતે આપણે ધારી શકીએ તેમ શરૂઆતમાં માણસનું ચિત્ત અદૃશ્ય અગર અસ્પષ્ટ કરતાં દૃશ્ય—સ્પૃશ્ય અગર પ્રકટ તરફ વધારે દોરાય છે આ પ્રમાણે બાહ્ય વસ્તુએ તત્વજ્ઞાનીઓના વિચારનું પ્રથમ આકર્ષણ કર્યું છે અને ગ્રીસ, હિંદુસ્થાન અગર યુરોપ વિગેરે જે જે ઠેકાણે લોકો પ્રથમ આ પ્રશ્નો વિષે વિચાર કરવા લાગ્યા ત્યાં તેઓનું ધ્યાન શરૂઆતમાં માત્ર બાહ્યવસ્તુ ઉપરજ ખેચાયું હતું અને તેઓએ આધ્યાત્મિક બાજૂ ઉપર પ્રથમ લક્ષ આપ્યું નહોતું ગ્રીસ દેશમાં શરૂઆતમાં ઊઠેલા પ્રશ્નોનો નિર્ણય કરવામાં જે પ્રયત્નો કરવામાં આવ્યા હતા તે સાધારણ રીતે નાની વયના છોકરા જેમ આ દુનિયાનું મૂળ કારણ શોધવા પ્રયત્ન કરે છે તેવા હતા તેઓ એમ ધારવા લાગ્યા કે જેવી રીતે માણસ પોતાનું કાર્ય કરે છે તેવીજ રીતે ઈશ્વર પણ કરતો હશે, અને દરેક કાર્યનું કારણ હોવું જોઇએ તેથી એ લોકોના તત્વવિવેકનો મુખ્યઉદ્દેશ આ મૂળકારણ શોધવાનો હતો તેઓ એવા નિશ્ચય પર આવ્યા કે એ કારણ કુદરતના મૂળતત્વોમાં હોવું જોઇએ.

ગ્રીસના પહેલા તત્વજ્ઞાની થેલ્[illegible]ના ધારવા પ્રમાણે દરેક પ્રાણીની તેમજ જડ પદાર્થની ઉત્પત્તિમાં કંઈ પણ પ્રકારના દ્રવનો ભાગ હોય છે તેથી દુનિયાનું મૂળ કારણ જળ હોવું જોઇએ કારણ કે તેનાથી જીવનનો આધાર અને તેની કલ્પના આ વાત ઉપર છે એનાક્ષામીની મત હોવું એમ હતું કે હવા વગર કોઇ પણ પ્રાણી જીવી શકતું નથી

માટે આદિ કારણ હવા હોવું જોઇએ. **ગ્રીસના ત્રીજા તત્વજ્ઞાની હેરેકલાઇટસનો** મત એવો હતો કે મૂળ મરણ **અગ્નિ** છે. એના વિચાર પ્રમાણે કોઇ પણ વસ્તુ સ્થિર નથી—દરેક વસ્તુ અસ્થિર છે. એકજ સ્થિતિમાં તે પળવાર પણ રહી શકતી નથી. જેવી રીતે નદીના પ્રવાહમાં અમુક જગ્યાએ જે બિન્દુ એક પળમાં હોય છે તે બીજી પળમાં હોતું નથી. દરેક વસ્તુ બદલાયાજ કરે છે. આ ફેરફારનું નિત્ય અગર સ્થાયી તત્વ **અગ્નિ** છે, તેથી કરીને મૂળ કારણ પણ **અગ્નિ** છે અને જે ફેરફારો જોવામાં આવે છે તે બધા એમાંથીજ ઉત્પન્ન થાય છે. **એમ્પીડોકલીસનો** અભિપ્રાય એવો હતો કે આખા જગતનું ઉત્પત્તિ કારણ પૃથ્વી, જળ, હવા અને અગ્નિ એ ચાર તત્વો છે; અને તેઓના ઉપર રાગ અને દ્વેષ અગર પ્રીતિ અને વિરોધ એવા વિરૂધ્ધ ગુણો અસર કરે છે. રાગમાં ગમે તે કોઈ બે તત્વો પ્રીતિમાં જોડાય છે અને તેઓના સંયોગમાથી નવો પદાર્થ પેદા થાય છે. દ્વેષમાં બે તત્વો વિરોધથી જુદાં પડે છે અને તેઓના જુદા પડવાથી પણ કોઈ નવો પદાર્થ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઉપર કહેલાં ચાર મૂળતત્વોના સંયોગ અને વિયોગ તે જગતનાં મૂળ કારણો છે. **ડીમોક્રાઇટસ એમ્પીડોકલીસથી** એક પગથીયું આગળ ગયો તેણે જે **પરમાણુવાદ** દાખલ કર્યો હતો તે આધુનિક કાળમા પણ સ્વીકારવામાં આવે છે. એનુ કહેવું એવું હતું કે આખું વિશ્વ મૂળ દ્રવ્યમાથી ઉત્પન્ન થયું છે. અણુઓ અત્યન્ત નાના છે. તેઓને અનંત અવકાશમાં છુટા મૂકવામા આવ્યા છે. અહીં તેઓ પોતાના વજન અને ગુરૂત્વાકર્ષણના લીધે એક બીજાના સંબંધમાં આવે છે. આ પ્રમાણે જ્યારે કેટલાક અણુઓ સામટા ભેગા થાય છે ત્યારે તેઓના સંયોગમાથી એક તદ્દન નવોજ પદાર્થ ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે ગ્રીસ દેશના તત્વજ્ઞાનીનુ સ્વાભાવિક વલણ પ્રકૃતિશાસ્ત્ર તરફ હતુ; અને '**ઇશ્વર પણ માણસની માફકજ પોતાનું કાર્ય** કરેછે,' આ નિયમ ઉપર તેઓનો મુખ્ય આધાર હતો. આ તત્વજ્ઞાનીઓને **એકન** પ્રકૃતિશાસ્ત્ર જાણનારની ઊપમા આપેછે, કારણ કે તેઓએ માત્ર બાહ્ય વસ્તુને લગતા સવાલોનો જવાબ આપવાને પ્રયત્ન કર્યો હતો, અને તેઓનો સમાવેશ પ્રકૃતિશાસ્ત્રના વિષયમાજ થાય છે આત્મા વિષે વિચાર કરવાની તેઓએ તસ્દી લીધીજ નહોતી આ લોકોના તત્વવિવેકને **સૃષ્ટિપૂજન** એવું નામ આપી શકાય આ પ્રમાણે શરૂઆતમાં તત્વવિવેકનું મુખ્ય વલણ

પણ તેઓને સમજવા તરફ પ્રારંભથીજ મનુષ્ય-ચિત્ત દોરાયું છે. માણસનું મન કુદરતથીજ કંઈ એવું ઘડાયેલું છે કે તે સ્વાભાવિક રીતે મૂળતત્વેનું વિવેચન અ૫ર પૃથક્કરણ કરવા તરફ દોરાય છે આ પ્રમાણે પૃથક્કરણ કરવાથી મૂળતત્વોના મુખ્ય બે વિભાગ થાયછે—(૧) દષ્ટા અને (૨) દશ્ય—અર્થાત્—અંતરાત્મા જે જુએ છે અને બાહ્યવસ્તુ જેને જોવાની છે. તત્વજ્ઞાનીઓ અંતરાત્માને વિષયિન્ અને બાહ્ય વસ્તુને વિષય કહેછે—એક આત્મા છે અને બીજું આત્માથી ભિન્ન છે. આત્માના ગુણ અગર ધર્મ ત્રણ છે—લાગણી, ઇચ્છા અને વિચાર. દ્રવ્ય અગર પદાર્થનો મુખ્ય ગુણ વિસ્તૃત છે દરેક ભૌતિક વસ્તુ અવકાશમા વિસ્તૃત અવસ્થામાં રહે છે આત્માને આપણે જોઇ શકતા નથી એને બોધ થાય છે, એનામા વિકાર થાય છે, અને તે વિચાર અગર વાદવિવાદ કરે છે સ્વાભાવિક રીતે આપણે ધારી શકીએ તેમ શરૂઆતમા માણસનું ચિત્ત અદૃશ્ય અગર અસ્પષ્ટ કરતા દશ્ય—સ્પષ્ટ અગર પ્રકટ તરફ વધારે દોરાય છે આ પ્રમાણે બાહ્ય વસ્તુએ તત્વજ્ઞાનીઓના વિચારનું પ્રથમ આકર્ષણ કર્યું છે અને ગ્રીસ, **હિંદુસ્થાન** અગર યુરોપ વિગેરે જે જે ઠેકાણે લોકો પ્રથમ આ પ્રશ્નો વિષે વિચાર કરવા લાગ્યા ત્યા તેઓનું ધ્યાન શરૂઆતમા માત્ર બાહ્યવસ્તુ ઉપરજ ખેંચાયું હતું, અને તેઓએ આધ્યાત્મિક બાજૂ ઉપર પ્રથમ લક્ષ આપ્યું નહોતું ગ્રીસ દેશમા શરૂઆતમા ઊપરના પ્રશ્નોનો નિર્ણય કરવામાં જે પ્રયત્નો કરવામા આવ્યા હતા તે સાધારણ રીતે નાની વયના છોકરા જેમ આ દુનિયાનું મૂળ કારણ શોધવા પ્રયત્ન કરે છે તેવા હતા તેઓ એમ ધારવા લાગ્યા કે જેવી રીતે માણસ પોતાનું કાર્ય કરે છે તેવીજ રીતે ઈશ્વર પણ કરતો હશે, અને દરેક કાર્યનું કારણ હોવું જોઇએ તેથી એ લોકોના તત્વવિવેકનો મુખ્યઉદ્દેશ આ મૂળ કારણ શોધવાનો હતો તેઓ એવા નિશ્ચય પર આવ્યા કે એ કારણ કુદરતના મૂળતત્વોમા હોવું જોઇએ.

ગ્રીસના પહેલા તત્વજ્ઞાની થેલ્સના ધારવા પ્રમાણે દરેક પ્રાણીની તેમજ જડ પદાર્થની ઉત્પત્તિમા કોઈ પણ પ્રકારના દ્રવનો ભાગ હોય છે તેથી દુનિયાનું મૂળ કારણ જળ હોવું જોઇએ ઉદાહરણ તરીકે દરેકના જીવનનો આધાર સૂર્યની ઉષ્ણતા અને આર્દ્રતા ઉપર છે. એનાક્ષામીનીસનું કહેવું એમ હતું કે હવા વગર કોઇ પણ પ્રાણી જીવી શકતું નથી

માટે આદિ કારણ હવા હોવુ જોઇએ ગ્રીસના ત્રીજા તત્વજ્ઞાની **હેરેકલાઇટસ**નો મત એવો હતો કે મૂળ મરણ **અગ્નિ** છે. એના વિચાર પ્રમાણે કોઇ પણ વસ્તુ સ્થિર નથી—દરેક વસ્તુ અસ્થિર છે. એકજ સ્થિતિમાં તે પળવાર પણ રહી શકતી નથી જેવી રીતે નદીના પ્રવાહમાં અમુક જગ્યાએ જે બિન્દુ એક પળમાં હોય છે તે બીજી પળમાં હોતું નથી. દરેક વસ્તુ બદલાયાજ કરે છે આ ફેરફારનું નિત્ય અગર સ્થાયી તત્વ **અગ્નિ** છે, તેથી કરીને મૂળ કારણ પણ **અગ્નિ** છે અને જે ફેરફારો જોવામાં આવે છે તે બધા એમાંથીજ ઉત્પન્ન થાય છે **એમ્પીડોકલીસ**નો અભિપ્રાય એવો હતો કે આખા જગતનુ ઉત્પત્તિ કારણ પૃથ્વી, જળ, હવા અને અગ્નિ એ ચાર તત્વો છે; અને તેઓના ઉપર રાગ અને દ્વેષ અગર પ્રીતિ અને વિરોધ એવા વિરૂધ્ધ ગુણો અસર કરે છે. રાગમાં ગમે તે કોઈ બે તત્વો પ્રીતિમાં જોડાય છે અને તેઓના સંયોગમાથી નવો પદાર્થ પેદા થાય છે. દ્વેષમાં એ તત્વો વિરોધથી જુદાં પડે છે અને તેઓના જુદા પડવાથી પણ કોઈ નવો પદાર્થ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઉપર કહેલાં ચાર મૂળતત્વોના સયોગ અને વિયોગ તે જગતના મૂળ કારણો છે. **ડીમોક્રાઇટસ એમ્પીડોકલીસ**થી એક પગથીયું આગળ ગયો તેણે જે **પરમાણુવાદ** દાખલ કર્યો હતો તે આધુનિક કાળમા પણ સ્વીકારવામા આવે છે એનુ કહેવુ એવું હતું કે આખું વિશ્વ મૂળ દ્રવ્યમાથી ઉત્પન્ન થયું છે અણુઓ અત્યન્ત નાના છે. તેઓને અનંત અવકાશમા છુટા મૂકવામા આવ્યા છે. અહીં તેઓ પોતાના વજન અને ગુરૂત્વાકર્ષણના લીધે એક બીજાના સંબંધમા આવે છે. આ પ્રમાણે જ્યારે કેટલાક અણુઓ સામટા ભેગા થાય છે ત્યારે તેઓના સંયોગમાથી એક તદ્દન નવોજ પદાર્થ ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે ગ્રીસ દેશના તત્વજ્ઞાનીનુ સ્વાભાવિક વલણ પ્રકૃતિશાસ્ત્ર તરફ હતુ, અને **'ઇશ્વર પણ માણસની માફકજ પોતાનું કાર્ય કરેછે,'** આ નિયમ ઉપર તેઓનો મુખ્ય આધાર હતો આ તત્વજ્ઞાનીઓને **એકન** પ્રકૃતિશાસ્ત્ર જાણનારની ઊપમા આપેછે, કારણ કે તેઓએ માત્ર બાહ્ય વસ્તુને લગતા સવાલોનો જવાબ આપવાને પ્રયત્ન કર્યો હતો, અને તેઓનો સમાવેશ પ્રકૃતિશાસ્ત્રના વિષયમાજ થાય છે આત્મા વિષે વિચાર કરવાની તેઓએ તસ્દી લીધીજ નહોતી આ લોકોના તત્વવિવેકને **સૃષ્ટિપૂજન** એવુ નામ આપી શકાય આ પ્રમાણે શરૂઆતમા તત્વવિવેકનું મુખ્ય વલણ

સ્થિતિમાં હોય છે તે સ્થિતિમાં આવે છે ઉદાહરણ તરીકે ધારો કે કોઈ સુંદર સ્ત્રી છે, તેના અસ્તિત્વનું કારણ એ છે કે તે સ્ત્રીત્વ અને સૌન્દર્યતાની જાતિમાં ભાગ લે છે જાતિ સિવાય બીજું કંઈ વાસ્તવિક અગર સત્ય નથી આ પ્રમાણે પ્રથમ એક તરફી જડવાદના સામા થયા પછી તત્વવિવેકનો છેડો એક તરફી આધ્યાત્મવાદમાં આવ્યો **પ્લેટોએ** નીતિશાસ્ત્ર ઉપર પણ સંપૂર્ણ ધ્યાન આપ્યું હતું એનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યનું સર્વોત્તમ સુખ શોધવાનો હતો સદ્‌ગુણની વ્યાખ્યા આપતાં સોક્રેટીસે એમ કહ્યું હતું કે જ્ઞાન-એજ સદ્‌ગુણ છે, અને અજ્ઞાન એજ દુર્ગુણ છે પ્લેટોનો મત એવો હતો કે જો કોઈ માણસ સદ્‌ગુણી હોઇને પોતાની જીંદગી તત્વજ્ઞાન વિષે ચિન્તન કરવામાં ગાળે તો એને સર્વોત્તમ સુખ મળે છે એના ગુરૂએ પ્રકૃતિશાસ્ત્રનો છેક તિરસ્કાર કર્યો હતો પણ તેણે એ શાસ્ત્ર કેટલેક દરજ્જે સ્વીકાર્યું હતું તેણે **પાઇથેગોરાસની** માફક વિશ્વના આદિકારણ તરીકે સંખ્યાને ગણી હતી આત્માના પુનર્જન્મ અગર દેહાન્તર પ્રવેશ માટે **પાઇથેગોરાસે** જે મત આપ્યો હતો તે **પ્લેટોએ** પણ મંજુર રાખ્યો હતો

ગ્રીસનો સૌથી મોટો તત્વજ્ઞાની **પ્લેટોનો** શિષ્ય **એરીસ્ટોટલ** હતો **પ્લેટોના જાતિવાદને** બદલે તેણે પોતાનો **રૂપવાદ** દાખલ કર્યો છે દરેક પદાર્થ જડવસ્તુ અને રૂપનો બનેલો છે જડવસ્તુ એ તત્વ છે જેના લીધે દરેક પદાર્થ જે છે તે બની શકે છે **એરીસ્ટોટલે** વસ્તુકારણ, શક્તિકારણ, રૂપકારણ અને હેતુકારણ એવાં ચાર કારણો બતાવ્યા છે એનો આ ચતુષ્કારણવાદ **બેકને** પુનઃ દાખલ કર્યો છે. રૂપકારણ એ દરેક પદાર્થનું તત્વ હતું **બેકનની વ્યાપ્તિપદ્ધતિનો** મુખ્ય ઉદ્દેશ સઘળા પદાર્થના રૂપકારણો શોધવાનો હતો અને તે એમ માનતો હતો કે વસ્તુઓના રૂપકારણો જોઇએ એટલા શોધી કઢાય તો હરકોઈ માણસ કુદરત ઉપર પૂરતી સત્તા મેળવી શકે આધુનિક કાળના જુદા જુદા શાસ્ત્રોની ઉત્પત્તિ **એરીસ્ટોટલના** વખતથી થઈ છે પ્રકૃતિશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર ઉપરાંત ન્યાયશાસ્ત્ર, રાજનીતિ વૈદક, કાવ્ય પદાર્થવર્ણન સજીવવિદ્યા વિગેરે સઘળા શાસ્ત્રોની માહિતી એના તરફથી મળે છે ન્યાયશાસ્ત્રનો પાયો તેણે એટલો બધો સંગીન રચ્યો હતો કે આજ સુધીમાં પરામર્શની દિશામાં ભાગ્યે એક પગલું પણ આગળ

ભરવામાં આવ્યું હશે રાજનીતિ સબંધી એની કલ્પનાઓ અને નિયમો હજુ પણ કિંમતી ગણાય છે. પ્રકૃતિશાસ્ત્રમા તેણે ચતુષ્ટવ વાદને સજીવન કર્યો હતો. નીતિશાસ્ત્ર ઉપર એનો ગ્રંથ સ્તુતિપાત્ર ગણાય છે અને એમાંથી અસખ્ય માણસોને વ્યવહારોપયોગી નિયમો મળ્યા છે નીતિમાં તેણે મધ્ય પ્રમાણનો નિયમ સ્થાપ્યો હતો. આ નિયમ **એરીસટોટલનો સોનેરી મધ્ય-માર્ગ** એ નામથી ઓળખાય છે આ સિધ્ધાન્ત પ્રમાણે બન્ને બાજૂએ છેડા ઉપર જવુ એ અનિષ્ટ છે અને મધ્યપ્રમાણ સાચવવુ અગર મધ્યમાર્ગે જવુ એ ફાયદાકારક છે. ઉદાહરણ તરીકે 'હિમ્મત' એક બાજૂના છેડે જાય તો ઉધ્ધતાઈ કહેવાય છે અને બીજી બાજુના છેડે જાય તો બાયલાપણુ કહેવાય છે ઊદારતા એક છેડે ઊડાઊપણું અને બીજે છેડે કૃપણતા થાય છે, પણ એ બન્નેમા મધ્યમાર્ગે જવુ એ હમેશા હિતકારક હોય છે હવે આ મધ્યમાર્ગ એજ સદ્‌ગુણ છે માટે દરેક મનુષ્યે એ રસ્તે જવાનો પ્રયત્ન કરવો જોઇએ.

ઉપરની ટુ ક હકિકત ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, **ગ્રીસ** દેશના **સોક્રેટીસ, પ્લેટો** અને **એરીસટોટલ** એ ત્રણે મહાન તત્વવેત્તાઓ એ થોડે ઘણે અ શે તત્વવિવેકને માયાવાદનુ રૂપ આપવાનો પ્રયત્ન કર્યો હતો. **બેકન**નો મુખ્ય ઉદ્દેશ પ્રાચીનકાળ સાથેનો સઘળો સ બધ તોડી નાખવાનો હોવાથી તે આ ત્રણે મહાત્માના—મુખ્યત્વે કરીને **એરીસટોટલ**ના વિરૂદ્ધ ઘણીજ સખત અને ગેરવ્યાજબી ટીકા કરે છે અને તેઓ આપ અખત્યારી હતા એમ કહી બેકન એમનો તિરસ્કાર કરે છે અને સોક્રેટીસના સમય અગાઉ પ્રકૃતિશાસ્ત્રનો જે શુદ્ધ પ્રવાહ નિર્વિઘ્ને વહેતો હતો તેને નાહક અટકાવવાનો દોષ તે એમના ઉપર મૂકે છે એક બાજૂએ તે **ડીમોક્રાઈટસ**ની પ્રશસા કરે છે અને બીજી બાજૂએ તે **એરીસટોટલ**ની મનસ્વીપણે નિંદા કરે છે આટલાજ કારણથી એ ત્રણ મહા પુરૂષો વિષે બેકન પોતાના ગ્રંથોમા જે અભિપ્રાય આપે છે તેને એની સખ્તાઈ ઓછી કર્યા શિવાય એના એજ રૂપમા સ્વીકારવો એ જોખમ ભરેલુ છે **વ્યાપ્તિ** તરફ બેદરકારી બતાવ્યા માટે તે **એરીસટોટલ**ને ઠપકાપાત્ર ગણે છે પણ **પરામર્ષ**ને પૂર્ણકળાએ પહોચાડવા માટે તે એને જરાપણ ધન્યવાદ આપતો નથી વિશેષમા વળી બેકનનો અભિપ્રાય સ્વીકાર્યા પહેલા આપણે આ વાત પણ

માત્ર જડસૃષ્ટિ તરફ હતું અને તેથી એ વિવેક કેવળ **અનાત્મવાદ** અગર **જડવાદ** હતો. આ પ્રાચીન તત્વજ્ઞાનીઓના મત વિષે **બેકન** ઘણો સારો અભિપ્રાય આપેછે તેથી એનું પોતાનું વલણ પણ **અનાત્મવાદ** તરફ હશે એમ લાગે છે **ડીમોક્રાઇટસના** પરમાણુવાદ માટે **બેકન** એના ઘણાજ વખાણ કરે છે ઇશ્વર, આત્મા અને જગત્ ત્રણમાંથી આ લોકો માત્ર છેલ્લા ઉપરજ ધ્યાન આપે છે. ગ્રીસનો બીજો જાણીતો તત્વજ્ઞાની **એનેક્ષેગોરાસ** છે એના સિધ્ધાન્તમાં આવતા અણુઓ **ડીમોક્રાઇટસના** અણુઓ જેવાજ સૂક્ષ્મ હતા પણ તફાવત માત્ર એટલોજ હતો કે **ડીમોક્રાઇટસના** અણુઓ બધા એકજ જાતના હતા અને **એનેક્ષેગોરાસનો** દરેક અણુ જુદી જાતનો હતો. એક સરખા અણુઓના સંયોગમાંથી તદ્દન જુદાજ પ્રકારનો પદાર્થ શી રીતે ઉત્પન્ન થાય એ બાબતનો પરમાણુવાદમાં ખુલાસો કરવામાં આવ્યો નહોતો. આ ખામી દૂર કરવાના હેતુથી **એનેક્ષેગોરાસે** પોતાના અણુઓને ભિન્ન ગુણના ગણ્યા હતા પણ તેને એમ એમ જણાયું કે આવા વિજાતીય અણુઓના સંયોગમાંથી અનુરૂપ પરિણામ લાવવા માટે તેઓની યોગ્ય વ્યવસ્થા કરવા સારૂ કોઇ ચેતન-કર્ત્તાની જરૂર છે પરમાણુવાદમાં ગુરૂત્વાકર્ષણના ગુણથી અણુઓ દિશામાં આકર્ષાય છે પણ તેઓનો સંયોગ માત્ર અસ્તાવ્યસ્ત હોય છે **એનેક્ષેગોરાસના** ધારવા પ્રમાણે માત્ર યોગ્ય અને અનુરૂપ અણુઓનોજ સંયોગ કરવાનો હતો અને તેથી ચેતન—કર્ત્તાની આવશ્યકતા તેને ખાસ જણાવા લાગી આ ક્રિયા ઇશ્વરની છે એમ સાધારણરીતે માનવામાં આવેછે પણ તેણે એ ક્રિયા ચૈતન્યને સોંપી હતી આ ચૈતન્ય અણુઓ સાથે વિશ્વનું આદિ કારણ હતું

આ પ્રમાણે તત્વજ્ઞાનના વિષયમાં આધ્યાત્મિક તત્ત્વ પ્રથમ અહીંજ દાખલ કરવામાં આવ્યું આ સમયમાં તત્વજ્ઞાન સંબંધી વિવિધ મતો પડયા હતા, એટલામાં એક નવી શાખા ઊભી થઇ આ શાખા **આભાસવાદીઓની** હતી તેઓ એમ કહેવા લાગ્યા કે ઇન્દ્રિઓ સિવાય બીજે રસ્તે કોઈ પણ વસ્તુનું જ્ઞાન મેળવવું અસંભવિત છે—ઇન્દ્રિયજન્ય જ્ઞાનમાજ આપણું સઘળું જ્ઞાન સમાયેલું છે સઘળી વસ્તુઓમાં માણસ પ્રધાનભૂત છે અને જો માણસ ન હોય તો પછી જ્ઞાનનો કંઇ ઉપયોગ

રહેતો નથી. આવુ પરિણામ આવે એમા કાંઈ નવાઇ જેવું નહોતું. હજી સુધી માત્ર એકદેશી **અનાત્મવાદ** શિવાય બીજું કંઇ નહોતું. **એનેક્ષેગોરાસનું** ચૈતન્ય પણ સપૂર્ણ આધ્યાત્મિક તત્વ નહોતું. જ્યારે જડવાદીઓમા પણ માહોમાહે મતભેદ હતા ત્યારે જે વસ્તુઓ તેઓની ઇન્દ્રિયગોચર નહોતી તેઓના માટે યથાર્થ જ્ઞાન મેળવવાની આશા તેઓ મૂકી દે એમા બહુ આશ્ચર્ય જેવુ નથી. આભાસવાદી **પ્રોટેગોરાસના** આવા સંદેહ—જ્ઞાનમાત્ર સદિગ્ધ છે એવા મતથી—છેક જડવાદમાથી લોકો જરા છુટા થયા; પણ મનુષ્યચિત હમેશા સાક્ષાત્ જ્ઞાનની શોધમાંજ ફરે છે, તે સદેહથી શાન્ત થઇને બેશી રહેતુ નથી. સદાએ તેનુ વલણ નિશંકપણા તરફ હોયછે આ સમયમાં આભાસવાદીઓને સવાલ પૂછવાની પોતાની પ્રખ્યાત રીત **સોક્રેટીસે** શરૂ કરી. જડવાદના સામા તેણે તકરારો ઉઠાવવા માડી. તે એવુ કહેવા લાગ્યો કે પ્રકૃતિશાસ્ત્ર વિષે મિથ્યા વિચારો કરવામા અને વિશ્વનુ કારણ શોધવાના સબંધમા નિરર્થક ખુલાસા આપવામાં આપણી શક્તિને ખરચી નાખવાનુ કઇ કારણ નથી વિશેષમાં તેણે એમ જણાવ્યું કે **મનુષ્ય માટે અભ્યાસ કરવાનો યોગ્ય વિષય મનુષ્યજ છે.** આ પ્રમાણે જડવાદના વધતા જતા પ્રવાહને અટકાવનાર પ્રથમ **સોક્રેટીસ** હતો. એની પધ્ધતિ સખ્યાબંધ સવાલો પૂછવાની હતી, અને તેથી આખરે તે આભાસ-વાદીઓ તરફથી એવા જવાબ કઢાવી શકતો કે જેથી એ લોકોના કહેવામા પરસ્પર વિરોધ જણાઇ આવતો. છેવટ તે પોતાના તરફથી યોગ્ય ખુલાસો—અર્થાત્—પ્રસ્તુત વિષયની ખરી વ્યાખ્યા આપતો. આ રીતે તત્વવિવેકને પ્રકૃતિશાસ્ત્રમાથી મુકત કરી નીતિશાસ્ત્ર તરફ દોરનાર પ્રથમ **સોક્રેટીસ** હતો. એના પછી જે જે પ્રખ્યાત તત્વવેત્તાઓ થઈ ગયા છે તેઓએ પણ પદાર્થવિજ્ઞાન કરતા નીતિશાસ્ત્ર તરફ વિશેષ ધ્યાન આપ્યુ હતું.

**સોક્રેટીસ** પછી એનો શિષ્ય **પ્લેટો** આવ્યો તેણે **સોક્રેટીસની** રીતમા સુધારો કર્યો અને એના સંવાદો હજી પણ વખણાય છે **સોક્રેટીસની** વ્યાખ્યાના બદલે તેણે પોતાની **જાતિ** દાખલ કરી એનો **જાતિવાદ એક દેશી માયાવાદ** હતો. દરેક પદાર્થ અને ગુણ માટે એક તદન નિરાળી **જાતિ** સૃષ્ટિમાં હોય છે અને એમા ભાગ લેવાથીજ કોઇ પણ વસ્તુ જે

ધ્યાનમાં રાખવી જોઇએ કે નવીન શોધો કરવાના જે સાહિત્યો તેમજ ખબર અંતર પહોંચાડવાના અને એક દેશનું જ્ઞાન બીજા દેશમાં ફેલાવવાના જે સાધનો બેકનના વખતમાં મળી આવવાનો સંભવ હતો તે પ્રાચીનકાળમાં મળી શકે એમ નહોતું

એરીસટોટલના સમય પછી તત્વવિવેકે જે રૂપ ધારણ કર્યું હતું તે સોક્રેટીસના સમય પછી નીતિશાસ્ત્રની જે સ્થિતિ હતી તેનોજ સ્વીકાર કરી તેને લંબાવી લંબાવીને બારીક અને સવિસ્તર હકિકત આપવાનો પ્રયત્ન છે સોક્રેટીસ અને પ્લેટોની શાખાઓમાથી નીતિની બે પ્રતિસ્પર્ધી શાખાઓ ઉત્પન્ન થઇ આ શાખાઓ પ્લેટોની પ્રાચીનશાખાના પેટા ભાગ તરીકે ગણાય છે સીનીકસ અને સાઇરીનીકસ આ બે શાખાઓના નીતિ—વિચારો તદ્દન ઉલટા હતા ("સીનીક" એ શબ્દનો અર્થ ચીઢીયુ, રીસાળ, કૂતરા જેવા સ્વભાવનુ માણસ એવો થાય છે અને આ પંથના લોકો પણ ધન, વિદ્યા અને મોજમઝાને ધિક્કારતા હતા) સીનીક પંથનો મૂળ પુરૂષ એન્ટીસ્થીનીસ એવુ કહેતો કે દરેક માણસની સૌથી મોટી અને પ્રથમ ઇચ્છા પોતાની જીંદગી શુદ્ધ સદ્દગુણથી ગાળવાની હોવી જોઇએ આ સદ્દગુણ મેળવવાની શક્તિ સંપાદન કરવા સારૂ આપણે આ દુનિયાના સઘળા આનંદ, સુખ, અને મોજમઝાને મોહપાશ જેવા ગણી તેઓનાથી દૂર રહેવુ જોઇએ આ પંથનો વિશેષ ખ્યાતિ પામેલો અનુગામી ડાયોજીનીસ આનાથી પણ આગળ વધ્યો અને તે સામાન્ય લોકાચાર, સભ્યતાના નિયમો અને સારી વર્તણુક તરફ તિરસ્કાર ભરેલી દૃષ્ટિએ જોવા લાગ્યો પણ આ તિરસ્કાર કોઇ સર્વોત્તમ સદ્દગુણના સાધન ભૂત નહોતો—આખરે એ તિરસ્કારજ મુખ્ય ઉદ્દેશ થઈ પડ્યો આ પ્રમાણે સભ્યતા સાથે બચાવેનુ હુલ્લડ તત્વજ્ઞાન ગણાવા લાગ્યુ સદ્ગુણે પોતાનુ ગૌરવ મૂકી દીધુ અને તે ગૌણ સ્થિતિમાં આવી પડ્યો જીવાત્મા પરમાત્મા સાથે મળી જઈ એક થવાને શક્તિમાન થાય એટલા માટે શરીરને અત્યંત કષ્ટમાં ઊતારવાની જરૂર હતી ડાયોજીનીસ કહેવા લાગ્યો કે શરીરરૂપી પાંજરામાં ગોંધાઇ રહેલા આત્માને છુટો કરવા સારૂ દેહને અત્યંત દુઃખની કસોટી ઉપર ચઢાવવાની જરૂર છે આ પ્રમાણે સીનીક પંથ મુખ્યત્વે કરીને પોતાના આત્મસંતાપ અગર દેહદમન માટે પ્રખ્યાત છે

**સાઇરીનીકસ** પંથે પણ **સોક્રેટીસ**ના સદ્‌ગુણને ગૌણ ગણી પાછળ મૂકી દીધો અને તેઓ પોતાના **સુખવાદ**ને બીજી બાજૂના છેડે લઇ ગયા. શરૂઆતમાં તો આ લોકો સુખ અગર આનંદને સદ્‌ગુણના સાધન તરીકે ગણતા હતા પણ છેવટે તેઓ સુખને સુખના માટેજ—એનેજ પોતાનો મુખ્ય ઉદ્દેશ ગણી—શોધવા લાગ્યા આ પ્રમાણે વિષયીપણું અને શારીરિક સુખ એજ **એરીસ્ટીટસનું** તત્વજ્ઞાન હતું તાત્કાળિક આનંદ અને ઇન્દ્રિઓની તૃપ્તિ એજ સર્વોત્તમ સુખ ગણાવા લાગ્યું. નીતિશાસ્ત્રની આ શાખાને **સુખવાદ** કહે છે **સીનીકસ** અને **સાઇરીનીકસ** બન્ને પંથોએ આ પ્રમાણે સદ્‌ગુણની શોધમાં ફરતાં ફરતાં છેવટે બે વિરૂધ્ધ છેડે વિશ્રાન્તિ લીધી બન્ને પંથોએ પ્રકૃતિશાસ્ત્ર ઊપર બિલકૂલ ધ્યાન આપ્યુ નહોતું **એરીસટોટલ** પછીના નીતિશાસ્ત્રની ઉત્પત્તિ ઉપરની બે પ્રતિસ્પર્ધી શાખાઓમાંથીજ થઇ છે. **સીનીક** પંથના સિધ્ધાન્તો **સ્ટોઇક** પંથે સ્વીકાર્યા અને **સાઇરીનીકસ** શાખાના સુખને **એપીક્યુરાસ**ના અનુગામીઓએ ઊચકી લીધું.

**સ્ટોઇક** શાખાનો મૂળ પુરૂષ **ઝેનો** છે તે પણ એમ કહેવા લાગ્યો કે શુધ્ધ સદ્‌ગુણથી ભરેલી જીંદગી એજ સર્વોત્તમ સુખ છે અને એ સુખ મેળવવા માટે સઘળી કૃત્રિમતા કહાડી નાખી કુદરત પ્રમાણે જીંદગી ગાળવી એ દરેક મનુષ્ય માટે સૌથી સરસ સાધન છે **સ્ટોઇક** પંથના અનુગામીઓ પણ ઘણુંજ સખત દેહદમન કરવા લાગ્યા પણ તેઓમાં **સીનીક** પંથના જેવી અસભ્યતા નહોતી આ મત પ્રમાણે ગડબડીમાં અને સુધરેલી સ્થિતિમાં રહેવું એ સદ્‌ગુણના માટે યોગ્ય નહોતું કુદરત પ્રમાણે જીંદગી ગાળવી જોઇએ—અર્થાત્—માણસની અમલ જંગલી અવસ્થાજ સદ્‌ગુણના માટે યોગ્ય હતી આ લોકો સુખના સંસર્ગમાં આવવાની પણ મનાઇ કરે છે અને મનુષ્યની સામાન્ય વર્તણુક ઊપર તેઓએ જે ટીકા કરી છે તે ઘણીજ સ્તુતિપાત્ર છે માણસે સુખ અગર દુઃખ અને હર્ષ અગર શોકને તાબે થવું નહિ અને કોઇપણ પ્રકારના અસત્યથી સંતોષ માનવો નહિ આ પ્રમાણે સુખના દિવસોમાં તેને બિલકૂલ હર્ષ થવો ન જોઇએ તેમજ સંકટના વખતે તેને જરાપણ સંતાપ થવો ન જોઇએ તેણે તત્વજ્ઞાનમાં અને ચિત્તની સ્વસ્થતા અગર સમભાવમાં આનંદ અગર દિલગીરી જેવા નજીવા કારણોથી

કંઈ પણ અડચણ થવા દેવી નહિ સુખ, સંતાપ અગર દુઃખના લીધે તેણે સમાન ચિત્તવૃત્તિરૂપી ત્રાજવાના સમતોલમાં ફેરફાર થવા દેવો નહિ સદ્‌ગુણ અને સંતોષ જે એજ આ દુનિયામાં સ્થાયી વસ્તુઓ છે તેઓનાથી દરેક મનુષ્યની જીંદગી ભરપૂર હોવી જોઇએ જે જીંદગીમાં માણસ આવું સખત દેહદમન કરીને સદ્‌ગુણી થાય છે અને જેમાં તે દુર્ગુણ અને વિવિધ પ્રકારની લાલચોની વચમાં ઉગરી સદ્‌ગુણી થવાનો પ્રયત્ન કરે છે એ બેમાથી કઈ જીંદગી વધારે પસંદ કરવા લાયક છે એ જરા શક પડતુ છે સ્ટોઇક મત એવો હતો કે જ્યારે કોઇ માણસ ઉપર અસહ્ય દુઃખ આવી પડે ત્યારે જો તે પોતાનાથી સહન ન થઇ શકે એવા દુઃખમાથી છૂટવા માટે આત્મઘાત કરે તો એમા કંઇ ખોટુ નથી.

સદ્‌ગુણને શોધવા સારૂ એપીક્યુરાસે બીજોજ રસ્તો પકડયો હતો એના મત પ્રમાણે સદ્‌ગુણ અને સુખ અભિન્ન છે જેવી રીતે સદ્‌ગુણ સિવાય સુખ મળે નહિ તેવીજ રીતે સુખ શિવાય સદ્‌ગુણ મળતો નથી. પણ 'સુખ' એ શબ્દથી એપીક્યુરસ જે અર્થ સમજતો હતો તે સાઇરીનીક પંથના અર્થથી તદ્દન જુદોજ હતો એપીક્યુરીયન સુખ તે તાત્કાળિક વસ્તુ ઇન્દ્રિયજન્ય સુખ નહોતુ પણ એ સુખ સ્થાયી અને ભવિષ્યનું હતુ, અને આવુ સર્વોત્તમ સુખ મેળવવા માટે સદ્‌ગુણ એ એકજ સાધન હતુ સદ્‌ગુણમાથી જે સુખ મળતુ તે સૌથી ઉચા પ્રકારનુ હતુ અને આ પ્રમાણે જોકે એપીક્યુરીયન પંથે સુખને પોતાનો મુખ્ય ઉદ્દેશ ગણી સદ્‌ગુણને માત્ર એ સુખના સાધનરૂપ ગણી કહાડયો તોપણ તેઓનો સુખવાદ કોઇ રીતે બદફેલી અગર અનીતિભરેલો નહોતો પરન્તુ એપીક્યુરાસના આ સુખવાદનો એના દૂરના અનુગામીઓએ નઠારો ઉપયોગ કર્યો હતો તેથી આ શાખાની પ્રતિષ્ઠા સારી બધાઇ નથી એપીક્યુરાસના પોતાના મત પ્રમાણે તો સદ્‌ગુણમાથી જે સુખ મળતુ તે અસ્થાયી શારીરિક સુખ નહોતુ પણ તે ચિત્ત–સ્વસ્થતાનુ સ્થાયી સુખ હતુ આ બન્ને શાખાઓએ પ્રકૃતિશાસ્ત્ર ઉપર થોડુ ઘણુ ધ્યાન આપ્યુ હતુ પણ ઝેનોએ આ વિષય ઉપર જે કઇ કહ્યુ છે તે માત્ર હેરાકલાઇટસ આગળ કહી ગયો હતો તેજ છે અને એપીક્યુરીયોનો પણ માત્ર ડીમોક્રાઇટસના પરમાણુવાદને વળગી રહ્યા હતા આ દિશામા તેઓએ કોઇ જાતની નવીન• શોધ કરી

નહોતી આ પ્રમાણે સાધારણરીતે સઘળા તત્વવેત્તાઓ માત્ર ચિત્ત—આત્મા ઉપરજ વિચાર કરવાને રોકાયા હતા અને **પ્લેટોના** ચિત્તાકર્ષક લખાણથી જ્યાં ત્યાં **માયાવાદ** પ્રસરી ગયો હતો.

જ્યારે આ બે શાખાઓ—**સોક્રેટીસ** પહેલાંનો **જડવાદ અને પ્લેટોનો માયાવાદ**—પોતાની સંપૂર્ણ સત્તા બજાવી રહી ત્યારે તત્વજ્ઞાન આગળ વધતાં અટકી પડયું. આ બે વિરૂદ્ધ મતોથી મનુષ્ય-ચિત્ત સંતુષ્ટ થયું નહિ. બન્ને પથોના એક દેશી સિધ્ધાંતો બરાબર ખાતરી કરી શકયા નહિ, અને આ તકરારમાંથી **જ્ઞાનમાત્ર સંદિગ્ધ છે** એવો ત્રીજો પંથ નિકળ્યો, જેણે ઉપરના બન્ને પંથોને ઢાંકી દીધા. આ નવા પંથનો અગ્રેસર **પીરહો** એવું દર્શાવવા લાગ્યો કે ચિત્ત તેમજ જડ વસ્તુ બન્ને વિષે આપણને ચોક્કસ જ્ઞાન મળી શકે એમ નથી અને તેથી આવી ન જાણી શકાય એવી વસ્તુ જાણવા પાછળ ફોગટ પ્રયત્ન કરી નાહક ઉદ્વેગમાં પડયા કરતાં આપણે માત્ર માનસિક સ્વસ્થતાથીજ સંતોષ માનવો એ વધારે સારૂં છે ચિત્તવૃત્તિની સમાનતા અને સ્વસ્થતા એજ **આપણને મળી શકે એવું** સર્વોત્તમ સુખ છે. **પીરહોના** આ પરિમિત **સંદેહવાદને કારનીયાડીસે** સંભાળ્યો અને તે એવું શિખવવા લાગ્યો કે **કોઈ પણ પ્રકારનું ચોક્કસ જ્ઞાન મેળવવું** એ અસંભવિત છે, એટલુંજ નહિ પણ કોઈ પણ પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાની આશા રાખવી વ્યર્થ છે એવી કોઈ પણ વસ્તુ નહોતી કે જેના માટે આ **સંદેહવાદીઓ** કંઈ પણ નિશ્ચયપૂર્વક કહી શકે. પ્રત્યક્ષ અનુભવ એજ મનુષ્ય—વર્તનનું ધોરણ હતું અને જે માણસ દરેક બાબત વિષે શંકા ઉઠાવતો હોય તેને પોતાના પ્રત્યક્ષ અનુભવ વિષે પણ ખાતરી થઈ શકે નહિ પણ આવો એક દેશી **સંદેહવાદ** ટકી શકતો નથી. સંદેહવાદીને દરેક વસ્તુ વિષે સંદેહ—અર્થાત્ એ સંદેહ પોતાને થાય છે, એ શંકા પોતેજ ઉઠાવે છે એવું એને ભાન હતું આનો અર્થ એ થાય છે કે એ શંકા ઉઠાવનાર પોતાના અંતરમાં કોઈ છે એવું એ સંદેહવાદીને જ્ઞાન છે આ પ્રમાણે જે અંતર્યામી—આંતર ચેતનના આધારે તે બીજી બધી વસ્તુઓ વિષે સંદેહ ધરાવે છે તેના અસ્તિત્વ વિષે તે શંકા ઉઠાવી શકે નહિ જો એને પોતાના આંતર ચેતન વિષેજ સંદેહ હોય તો બીજી સઘળી વસ્તુઓ વિષે એનાથી શંકા ઉઠાવાય નહિ આ પ્રમાણે જ્યારે

**સંદેહવાદ** હદ બહાર જાય છે ત્યારે ન્યાયાનુસાર તેમાં વિરોધ આવી જાય છે. ઉજ્જડ મેદાનમાં જેમ કોઇ એક ફળદ્રુપ જગ્યા હોય તેમ સઘળા સંદેહોની વચમાં આંતર ચેતન એ એક ચોકસ જગ્યા છે આ આંતર ચેતન વિષે સંદેહવાદી બીજી સઘળી વસ્તુઓ વિષે શંકા ઉઠાવવાને અશક્ત થવાના ભયથી સંદેહ ધરી શકતો નથી. **કારટીસીયન** તત્વજ્ઞાન જેનો **ડેકાર્ટ** અગ્રેસર હતો, એની શરૂઆત પણ અહીંથીજ થાય છે.

આ પ્રમાણે તત્વજ્ઞાનનો વિનાશ થવાનો પ્રસંગ આવ્યો. જ્યારે એક બાજૂએ અસન્ત સંદેહવાદ અને બીજી બાજૂએ બે નિશંકવાદો પોતાનાથી બનતો પ્રયત્ન કરી ચૂકયા ત્યારે તત્વજ્ઞાને કયાં વિશ્રાન્તિ લેવી ? આ પ્રશ્નના જવાબમાંજ તત્વવિવેકનું ભવિષ્ય રહેલું છે. વિધયિન્ અને વિષય અગર દ્રષ્ટા અને દ્રશ્ય બન્નેના પરસ્પર વિરોધના લીધે છેવટે સંદેહમાં છેડો આવ્યો અને એ **સંદેહવાદ** પણ આત્મઘાતકન્ટકી નહિ શકે એવો નિકળ્યો. તત્વવિવેકના સબંધમાં હવે જે પગલા આગળ ભરાયા તેનું માન એકલા **ગ્રીસ** દેશને નથી **નીયોપ્લેટોનીસમ** નામની જે નવી શાખા હવે ઉપસ્થિત થઇ તેના વિચારો ઉપર યાહુદી અને ખ્રિસ્તિ ધર્મે ઘણીજ અસર કરી હતી. નવી શાખાની કલ્પના શુદ્ધ કલ્પના નહોતી—તે ધર્મ મિશ્ર હતી. આમાં મહત્વનો સાર એ હતો કે ઇશ્વર કાં તો **બાઇબલ**માં આપેલા ઇશુખ્રીસ્તના વૃત્તાન્તથી અગર પોતાના સાક્ષાત્ ડહાપણથી આપણી નજર આગળ પ્રગટ થાય છે. અદ્વૈતવાદ આ જગતને માત્ર ઇશ્વરના એક અંશ—ભાગ તરીકે ગણે છે. પરમાત્મા અને દરેક વસ્તુ ઇશ્વરજ છે સઘળાની ઉત્પત્તિ એમાંથીજ છે. આ પ્રમાણે બાહ્ય વસ્તુ આધ્યાત્મિક બને છે અને આપણા પ્રથમના પ્રશ્ન—દ્રષ્ટા અને દ્રશ્ય વચ્ચેના સંબંધ—ની જગ્યાએ હવે જે નવો પ્રશ્ન ઉઠે છે તે એ છે કે નિયત આત્મા અને અનંત આત્મા વચ્ચે કેવો સંબંધ હશે ?

આ પ્રમાણે **નીયોપ્લેટોનીસમ** નામની નવી શાખા ગૂઢવાદનું રૂપ ધારણ કરેછે, કારણકે એનું ન્યાયશાસ્ત્ર જોઇએ તેટલું સબળ નથી એની મુખ્ય બાબત—ઇશ્વરની સ્વજન્ય સર્વવ્યાપકતા—નો આધાર ધર્મ ઉપર બંધાયો હતો. હવે તત્વજ્ઞાને ન્યાયબુદ્ધિ અગર વિચારશક્તિ પાસે

નવાઇ નથી. આમ છતાં પણ **હિંદુસ્થાન**ની શાખાએ **ગ્રીસ**ની શાખાઓને મળતી હતી એ બતાવવાનું રહે છે. **કપિલનું સાંખ્ય** એ શુધ્ધ જડવાદ છે. **ડીમોક્રાઇટસ**નો **પરમાણુવાદ** કણાદ અને **સાંખ્ય**ના વિચારોને મળતો આવે છે. કપિલનાં **પુરૂષ** અને **પ્રકૃતિ** **એનેક્ષેગોરાસ**ના ચૈતન્ય અને **હોમીયોમીરાઇ** (અણુઓને) મળતાં આવેછે. એના **સાંખ્યને નિરીશ્વર** કહેછે અને તેથી આપણે જોઇ શકીએ છીએ કે તે હિંદુસ્થાનનો **જડવાદ** હતો **વ્યાસ**નો **વેદાન્ત** જે **મીમાંસા**નો અંગ છે તે **માયાવાદ**ને મળતો આવેછે **વેદાન્ત**ના ઘણા સિધ્ધાન્તો નીતિશાસ્ત્ર ઉપર **પ્લેટો** અને ઝેનોએ જે મત દર્શાવ્યાછે તેઓને મળતા આવેછે. હિંદુસ્થાનના **માયાવાદ**ની **પ્લેટો**ના **જાતિવાદ** સાથે સરખામણી કરી શકાય એમ છે. **ગૌતમ**ના ન્યાયની સરખામણી **એરીસટોટલ**ના ન્યાય અગર તર્કશાસ્ત્ર સાથે થાયછે ત્રીજા **સંદેહવાદ**નો હિંદુસ્થાનમાં અગ્રેસર **ચારવાક** નાસ્તિક છે. તે માત્ર પ્રત્યક્ષનુજ ગ્રહણ કરેછે. **ગૃહવાદ** અને એની તન્મયાવસ્થા **પતંજલિ**ના **સાંખ્ય** અને **યોગ**ને મળતા આવેછે. આ **સાંખ્ય**ને કપિલના **સાંખ્ય**માંથી પૃથક્ પાડવાના હેતુથી **સેશ્વર સાંખ્ય** કહેછે. હિંદુસ્થાની બીજી કેટલીક ગૌણ શાખાઓ પાંચમી અને છેલ્લી **સંસ્થાપક** શાખાને મળતી આવેછે. આ પ્રમાણે કાળ નક્કી કરવાનાં સાધનોની ગેરહાજરીમાં પણ આપણે જોઇ શકીએ છીએ કે હિંદુસ્થાનનુ તત્વજ્ઞાન પણ ઉપરના ક્રમમાંજ હતુ. હવે આપણે **યુરોપખંડ**ના તત્વજ્ઞાન તરફ નજર ફેરવીએ.

ગ્રીસના તત્વજ્ઞાનનો છેડો અને યુરોપના તત્વજ્ઞાનની શરૂઆત (જે ઇ. સ. ૧૩ અને ૧૪ મા સૈકામાં થાય છે) એ બેની વચ્ચેના કાળને **અવસ્થાંતર કાળ** કહે છે. આ સમયમાં તત્વવેત્તાઓ વિવિધ શાખાઓમાં વહેંચાઇ ગયા હતા આ લોકોએ અપૂર્વ અને શુદ્ધ શોધ કરવાની પડતી મૂકી હતી અને તેથી તેઓના વિચારો માત્ર ઉપર ઉપરનાજ હતા. આજ કારણથી તેઓમાં ઘણો ગોટાળો થઇ ગયો હતો. કેટલાક તો માત્ર **એરીસટોટલ** અને **પ્લેટો**ના મતોને સપ્રમાણ માનીને તેઓનોજ ફેલાવ કરતા પણ તેઓના માટે કંઈ પણ વ્યાજબી કારણ અગર આધાર આપવાની તસ્દી લેતા નહિ. કેટલાક તો ઉંટવૈદની માફક શાસ્ત્રો શિખ્યા શિવાય

માત્ર અનુભવ ઉપરજ સંપૂર્ણ ભરૂંસો રાખી કેટલીક વાસ્તવિક અગર સંગત હકિકતના આધારે પૂરતો પુરાવો ભેગો કર્યા શિવાય એકદમ સામાન્ય નિયમો ઉપર આવી જતા કેટલાક સંસ્થાપન કરવાની ઇચ્છાથી જુદી જુદી શાખાઓના વિરૂદ્ધ મતોનો એક સાથે ઉપયોગ કરતા અને એવી આશા રાખતા કે વખતે એ સઘળામાંના કોઇમાંથી સત્ય મળી આવશે. કેટલાક શોધ કરવાથી થાકી જઇ છેક અધીરા બની ગયા હતા અને તેથી એમ કહેવા લાગ્યા કે મનુષ્યથી બિલકુલ જ્ઞાન મેળવી શકાય એમ નથી. કેટલાક ગૂઢવાદીઓ પોતાની નવીન શક્તિ ઉપર વિશ્વાસ રાખી—જે શક્તિ વખતે શુદ્ધ કલ્પના અગર અનિશ્ચિત ચિત્ત-વિકાર શિવાય બીજું કંઇ નહોતું—સત્ય સમજવાના હેતુથી વિચારશક્તિને કોરે મૂકી શ્રધ્ધાને તાબે થયા હતા. આ અવસ્થાન્તર કાળનો સમય સ્કૂલમેન નામના પંડિતોનો સમય હતો. આ લોકો અતિશય પાંડિત્યનો ડોળ કરતા હતા અને બેકન તેઓનો તિરસ્કાર સાથે અનાદર કરેછે. ગૂઢવાદે પ્રાચીન દ્વૈતવાદ ઉપર હુમલો કર્યો હતો પણ આવો પ્રયત્ન કરવામાં તેને અત્યન્ત થાક લાગવાથી મૂર્છા આવી ગઇ હતી. દ્વૈતવાદની જગ્યાએ ગૂઢવાદે આખું વિશ્વ એજ ઇશ્વર છે એવો મત દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો. આત્મા અને જડ વસ્તુ બન્નેનું ઉત્પત્તિ સ્થાન ઇશ્વરજ છે માટે તેઓ પણ એક હોવા જોઇએ. આ પ્રમાણે દ્વૈતવાદ નાશ પામ્યો અને એની જગ્યાએ અદ્વૈતવાદ—એકજ ઇશ્વર છે એવો વાદ—દાખલ કરવામાં આવ્યો.

આખું વિશ્વ એજ ઇશ્વર છે એવો મત સ્વીકાર્યા પછી એકજ ઇશ્વર છે એ વાત ઉપર આવવું એ અઘરૂં નથી. જો આપણે ગૂઢવાદનું આવું અદ્વૈતવાદ તરફનું વલણ ધ્યાનમાં રાખીશું તો નીયોપ્લેટોનીઝમ અને ખ્રિસ્તિ મતવચ્ચેનો સંબંધ આપણે સહેજમાં સમજી શકીશું. જ્યાં નીયોપ્લેટોનીઝમનો અંત આવ્યો ત્યાંથીજ ખ્રિસ્તિ મતની શરૂઆત થાય છે. ખ્રિસ્ત મતમાં ઇશ્વર સર્વવ્યાપક છે—વિશ્વ એજ ઇશ્વર છે—તેથી ખ્રિસ્તિ તત્વજ્ઞાન, અર્થાત્, સ્કૂલમેનના તત્વજ્ઞાનનો ગૂઢવાદ સાથે પૂર્વાપર સંબંધ સાબીત થાય છે. હવે ધર્મ અને તત્વજ્ઞાન ભેળસેળ થઇ ગયાં અને તત્વજ્ઞાને ઇશ્વરજ્ઞાનનું દાસીપદ સ્વીકાર્યું. ન્યાયબુદ્ધિ અને શ્રધ્ધા મિશ્ર થઇ ગયાં અને શ્રધ્ધા ન્યાયબુદ્ધિ ઉપર અમલ ચલાવવા લાગી. અમુક મત

પુનર્જન્મ અગર દેહાન્તરપ્રવેશવાદ વિગેરે બીજા કેટલાક પ્રશ્નો જેઓનો યોગ્ય ખુલાસો કરવો સાધારણ રીતે અશક્ય છે તેઓ પાછળ તેઓ ફોગટ માથાફોડ કરતા હતા. તેઓ જે જે જવાબ આપતા તે સઘળાનો આધાર ધર્મ—પુસ્તકો અગર પ્રાચીન તત્વવેત્તાઓના અભિપ્રાય ઉપર હતો પણ આ દિશામાથી મળેલા મતો પણ પોતાની બુધ્ધિએજ શોધી કહાડયા છે અગર તેઓ વિચારશક્તિને અનુકૂળ આવે એવા છે એમ બતાવવાનો તેઓ મિથ્યા ડોળ કરતા

**સ્કૂલમેનો**ના તત્વજ્ઞાનની સાથે **વસ્તુવાદ** ( Realism ) અને **નામવાદ** (Nominalism)વચ્ચેની તકરાર નોંધવી અવશ્યની છે **એન્સેલ્મ** પહેલા મતનો અને **રોસેલીનસ** બીજાનો આગેવાન હતો **વસ્તુવાદ** વાળાઓનુ કહેવુ એમ હતુ કે સામાન્ય વિચારો અને સામાન્ય નામો ખાલી નામ નથી તેઓ અમુક વસ્તુઓને દર્શાવે છે અને એ વસ્તુઓનું અસ્તિત્વ સત્ય છે આ મત **પ્લેટો**ના **જાતિવાદ**માથી નિકળ્યો હોય એમ લાગે છે બન્નેમા તફાવત માત્ર એટલોજ હતો કે **પ્લેટો**ની **જાતિ** પૃથક્ દુનિયામા રહેતી હતી અને સામાન્ય નામોનુ અસ્તિત્વ આપણી આજ દુનિયામા છે બીજા મત વાળાઓ એમ કહેતા કે સામાન્ય નામોનુ અસ્તિત્વ માત્ર ભાષામાજ છે તેઓ ખાલી નામ છે અને માત્ર આપણી કલ્પનાઓનેજ દર્શાવે છે ભાષાનો નાશ થાય તો તેઓ પણ નાશ પામે છે. આધુનિક કાળમા આ બન્ને વિરૂદ્ધ મતોનો અનાદર કરવામા આવ્યો છે અને ઘણા માણસો એ **એબીલાર્ડ**નો મત સ્વીકાર્યો છે તે એવુ કહે છે કે સામાન્ય નામોનુ આપણા મન શિવાય બીજે ઠેકાણે સ્વતત્ર અસ્તિત્વ નથી, તેમ તેઓનું અસ્તિત્વ માત્ર ભાષામાજ છે એમ પણ નથી ભાષા ન હોય તોપણ આપણે સામાન્ય વિચારો બાંધી શકીએ પણ બીજાઓને આપણે તે વિચારો સમજાવી શકીએ નહિ ભાષાની જરુર માત્ર આપણા વિચાર પ્રદર્શીત કરવા સારૂજ છે ભાષા શિવાય આપણે વિચાર કરી શકીએ એમ છે પણ એ વિચારોનું ભાષા દુનિયામા અસ્તિત્વ નથી આ ઉપરથી આપણને જણાય છે કે **એબીલાર્ડ**ના મત પ્રમાણે સામાન્ય નામો આપણા મનની કલ્પનાઓ પણ તેઓનો આધાર બહારની વિશેષ વસ્તુઓ ઉપર છે **વિલીયમ ઓકહામ** નામનો પ્રખ્યાત **સ્કૂલમેન** જે બારમા સૈકામાં થઇ ગયો તેના

અંત સાથે સ્કૂલમેનના તત્વજ્ઞાનનો પણ અંત આવે છે હવે આપણે પ્રાચીનવિદ્યાના પુનરુજ્જીવન નજીક આવી પહોચ્યા છીએ.

આ પુનરુજ્જીવનની શરૂઆત ઇ. સ ૧૪ મા સૈકામા થઇ હતી. નિસ્તેજ મધ્યયુગના સ્કૂલમેનોના તત્વજ્ઞાન કરતા આ વખતનું તત્વજ્ઞાન જરા આગળ વધ્યુ હતુ સ્કૂલમેનોએ ધર્મ અને ધર્મ–પુસ્તકોમાંના મતોને વિચારશક્તિની કસોટી ઉપર ચઢાવવાનો પ્રયત્ન કરી ગુણ દોષનુ બારીક વિવેચન કરવાનો જે જુસ્સો ફેલાવ્યો હતો તે પુનરુજ્જીવન વખતે ખરેખરો ફળીભૂત થયો જ્યારે પ્લેટો અને એરીસ્ટોટલ જેવા પ્રાચીન મહાત્માઓના ગ્રથોના કઢંગા ભાષાન્તર વાચવાના બંધ થયાં, જ્યારે લોકો ગ્રીક ગ્રથકર્ત્તાઓના મૂળ ગ્રથો ઉત્સાહથી વાચવા લાગ્યા, ત્યારે તત્વજ્ઞાન પોતાની અસલ સ્થિતિ ઉપર પાછુ આવશે એમ જણાવા લાગ્યુ ધર્માધ્યક્ષોના અભિપ્રાય પ્રમાણે તત્વજ્ઞાન ધર્મ કરતા ઉતરતા દરજ્જાનું ગણાતું હતુ તે હવે એક સરખી પાયરી ઉપર આવી જશે એમ લોકો ધારવા લાગ્યા આ કાળના તત્વજ્ઞાનના સંબંધમા માત્ર રોજર બેકન નામના એકજ માણસનુ નામ જાણવુ અવશ્યનું છે રોજર બેકનના વિચારસૂત્રનો પાયો એના પછી થનાર અને એના પ્રખ્યાત નામ રાશિ ફ્રાન્સીસ બેકનના પાયાને મળતો હતો આ વખતમા હુન્નર કળાઓની ચઢતી થવાથી, શાસ્ત્રોની વૃદ્ધિ થવાથી, નવીન શોધોથી પ્રજાની વ્યાવહારિક જીદગી સુગમ થવાથી દુનિયાની આબાદી સાગ પાયા પર આવી હોય એમ જણાતુ હતુ. કોલમ્બસે કરેલી અમેરિકાની શોધ, ખગોળવિદ્યાના સબધમાં ગેલીલીઓની નવીન શોધ, ખગોળવિદ્યાને લગતો જૂનો ટોલેમીક મત જેના આધારે લોકો એમ માનતા હતા કે પૃથ્વી મધ્ય બિંદુ છે અને એની આસપાસ બીજા ગ્રહો ફરેછે એનુ ખડન થવુ અને એની જગ્યાએ 'પૃથ્વી અને ગ્રહો સૂર્યની આસપાસ ફરેછે' એવા કોપરનીકસના નવા મતનુ દાખલ થવુ, કેપલરે ઘડી કાઢેલા ગતિના નિયમો અને લોહીના ફરવા સબધી હારવીની મોટી શોધ—આ સઘળા ગુણ દોષનુ વિવેચન કરવાનો અગર બારીક તપાસ કરવાનો નરમ પડી ગયેલો જુસ્સો પાછો સતેજ થયાના ચિન્હો હતા આ બધી નવી શોધોમાથી બેકન કેટલીકને માનતો અને કેટલીક નહોતો માનતો હારવેની શોધનો તે અનાદર કરતો અને કોપરનીકસના

મત ઉપર પણ એને ભરૂસો નહોતો એમ સાબીત કરી એના સામાવાળા એની એક મોટી ખોડ—આકર મંડળ તરફ ધર્ષ્યા—બતાવી આપવાનો પ્રયત્ન કરે છે પણ વાસ્તવિક હકિકત આપણી નજર આગળ આવ્યા વગર રહેતી નથી

ખરી હકિકત એ છે કે જોકે બેકન પોતાના શાસ્ત્રીય સમકાલીન પુરૂષો તરફ કરડી નજરથી જોતો હતો તોપણ માનસિક તત્વજ્ઞાનના સંબંધમાં ગુણદોષની બારીક તપાસ કરવાના જુસ્સાને સતેજ કરનાર સુધારક મંડળમા એજ સૌનો આગેવાન હતો આજ વખતમા ધર્મને લગતી બાબતોમા મોટો સુધારો થઇ દુનિયામા ઘણો ફેરફાર થયો હતો ધર્મની સત્તા સામે હુલ્લડ મચાવનારાઓનો અગ્રેસર લ્યુથર હતો અને તેણે ધર્મના સઘળા સિદ્ધાન્તોની કસોટી ન્યાયબુધ્ધિના આધારે કહાડવા માંડી આ શોધિત ખ્રિસ્તિધર્મ જે પ્રોટેસ્ટન્ટ પંથના નામથી ઓળખાય છે તેના સાથેજ તત્વજ્ઞાનના સંબંધમા પણ નવી જાતનો ઉત્સાહ જણાવા લાગ્યો એક બાજૂએ જ્યારે ધર્મની સામા લ્યુથર લડાઇ કરતો હતો ત્યારે બીજી બાજૂએ વિદ્યા અને તત્વજ્ઞાન સામા હુલ્લડ કરવા સારૂ બેકન અને ડેકાર્ટ મેદાન પડ્યા હતા

આધુનિક તત્વજ્ઞાનનુ સંસ્થાપન કરવાનુ માન આ બે મહા પુરૂષોનેજ આપવામા આવે છે વિદ્યા અગર શાસ્ત્ર અને આત્મતત્વવિદ્યા એ બેને જો આધુનિક તત્વજ્ઞાનના છોકરા તરીકે ગણીએ તો એકનો પિતા બેકન અને બીજાનો ડેકાર્ટ હતો એમ કહી શકાય તત્વજ્ઞાનના સબંધમાં જે પ્રશ્ન પ્રથમ ડેકાર્ટની નજર આગળ આવ્યો તે સંદેહવાદ હતો. સ્કૂલમેનોએ નિશ્ચયપૂર્વક જે જે સિદ્ધાન્તો મૂકયા હતા તેમાના એકે વિષે ડેકાર્ટને ખાતરી થઈ નહિ ધીમે ધીમે તે દરેક વસ્તુ વિષે સંદેહ ધરવા લાગ્યો પણ આખરે એને પોતાનેજ સુઝી આવ્યુ કે એક વસ્તુ—એના પોતાના આતર ચેતન-વિષે એનાથી શંકા લઇ શકાય એમ નહોતુ આ પ્રમાણે સારાસાર અગર સત્યાસત્યની કસોટી કાઢવાનુ સાધન આતર ચેતન હોવાથી ડેકાર્ટ એમ ધારવા લાગ્યો કે જે વસ્તુ વિષે આપણને આતર ચેતનથી શુદ્ધ—સ્પષ્ટ જ્ઞાન મળી શકે તે વસ્તુ સત્ય હોવી જોઇએ ' હુ વિચાર કરી શકુ છુ માટે મારૂ અસ્તિત્વ છે." આ ડેકાર્ટનુ પ્રખ્યાત

સૂત્ર હતુ આ સૂત્રનુ તાત્પર્ય એ છે કે મારા અસ્તિત્વનો આધાર મારા જ્ઞાન—આંતર ચેતન—ઉપર છે તેથી કરીને શુધ્ધ—સ્પષ્ટ વિચાર એજ સત્યતાની કસોટી છે. આ પ્રમાણે વિચાર કરતા ડેકાર્ટ એવા નિશ્ચય પર આવ્યો કે ચેતન અને જડવસ્તુ એ બે તત્વજ્ઞાનના વિશેષ વિષયો હોવા જોઇએ ડેકાર્ટ સહજોપલબ્ધિમા પણ માનતો હતો

જ્યારે તે આ પ્રમાણે આત્મતત્વવિદ્યા માટે પ્રયાસ કરતો હતો ત્યારે બીજી બાજૂએ બેકન ડીમોક્રાઈટસ જેવા પ્રાચીન પ્રકૃતિશાસ્ત્રવેત્તાઓને વળગી રહી એ શાસ્ત્રનુ નવુ બારૂ ઊઘાડવાની કોશીસ કરતો હતો એરીસ-ટોટલ અને સ્કૂલમેનોના વિરૂદ્ધ પડી તે માત્ર ન્યાયશાસ્ત્રીના પરામર્શ ખંડને વળગી રહી વ્યાપ્તિ–પદ્ધતિનો તિરસ્કાર કરવા માટે એરીસ-ટોટલને અત્યન્ત ઠપકાપાત્ર ગણે છે પરામર્શના સાધનો વિષે વ્યાપ્તિની રૂએ પૂરી તપાસ કર્યા શિવાય તેઓ ખરાજ છે એમ માની લેવાથી કેવા માઠા પરિણામ આવે છે તે બેકન બતાવી આપે છે તેણે વ્યાપ્તિ–પદ્ધતિમા સુધારો કરી ન્યાયશાસ્ત્રના એ ભાગને મૂર્ણ કળાએ પહોચાડવાનો પ્રયત્ન કર્યો છે જોકે એરીસટોટલે વ્યાપ્તિ વિષે કેટલીક અગત્યની સૂચનાઓ કરી હતી તોપણ વ્યાપ્તિના ખરા શોધક તરીકેનુ માન તો બેકન-નેજ આપવામા આવે છે બેકનનો સઘળો પ્રયાસ વ્યાપ્તિ પાછળજ હોવા-થી તે માત્ર પ્રકૃતિશાસ્ત્રની દિશામાંજ હતો આટલાજ કારણથી તત્વજ્ઞાન ઉપર લખાયેલા કેટલાક ગ્રંથોમા એનુ નામ જોવામા આવતુ નથી આ ગ્રંથકારોના અભિપ્રાય પ્રમાણે બેકન તત્વજ્ઞાની નહોતો પણ તે માત્ર ત્રિવિધ શાસ્ત્રોનુ હિત વધારનાર એક બાહોશ ન્યાયશાસ્ત્રવેત્તા હતો પણ જે માણસો બેકનને તત્વજ્ઞાનની દિશામા વાસ્તવિક પ્રયાસ કરનાર તરીકે ન ગણતા તેને વ્યાપ્તિ–પદ્ધતિમા સુધારો કરી તત્વજ્ઞાનના સબંધમા ગુણ દોષનુ વિવેચન કરવાના જુસ્સાને વિધિપૂર્વક સ્થાપનાર તરીકે માને છે તેઓજ એની ખરી બૂજ કરી શકે છે એ તત્વજ્ઞાનની રણભૂમિ ઉપર હથિયાર લઈ યુધ્ધ કરનાર સરદાર નહોતો પણ તે એક ભવિષ્ય-વક્તા હતો તેણે તત્વજ્ઞાનના પુનર્જન્મ માટે ભવિષ્ય ભાખ્યું હતુ, અને એ નવા તત્વજ્ઞાનના અનુગામીઓ થવા માટે તે લોકોને ઊશ્કેરણી કરતો હતો જેવી રીતે માયાવાદના પ્રવાહના પ્રતિનિધિ તરીકે ડેકાર્ટને

ગણવામાં આવે છે, તેવીજ રીતે વ્યાપ્તિ–પદ્ધતિના સ્થાપન કરનાર અને પ્રકૃતિશાસ્ત્ર માટે ખંતથી પ્રયાસ કરનાર તરીકે બેકનને આપણે જડવાદના પ્રતિનિધિ તરીકે ગણી શકીએ. ડેકાર્ટનું તત્વજ્ઞાન પ્રથમ સ્પાઇનોઝા, લીપનીટ્ઝ, અને લૉકના હાથતળે ગયું અને છેવટે એનો છેડો બર્કલીના શુધ્ધ માયાવાદમાં આવ્યો. પણ 'મનુષ્યની સમજશક્તિ' ઉપર લૉકના નિબંધ ઉપરથી એમ જણાય છે કે તે વાસ્તવિક રીતે જોતાં ડેકાર્ટનો નહિ, પણ બેકનનો અનુગામી હતો. બેકન અને હોબ્સના જડવાદ તરફના વલણને લૉકના લખાણથી વિશેષ ટેકો મળ્યો અને એમાથી પરિણામે હ્યુમનો સંદેહવાદ ઊપસ્થિત થયો. આ વખત પછી આત્મતત્વવિદ્યાનો પ્રતિનિધિ જર્મનીનો પ્રખ્યાત તત્વવેત્તા કેન્ટ થયો, અને હજી પણ જર્મની માયાવાદ અને આધ્યાત્મિક વિદ્યાથી ભરપૂર છે હ્યુમના સંદેહવાદ પછી ઈન્ગલેન્ડના તત્વજ્ઞાનને સર જોન મીલ અને હરબર્ટ સ્પેન્સરના હાથમા થોડા ઘણા અંશે જડવાદ અને અજ્ઞેયવાદનુ રૂપ ધારણ કર્યું; પરન્તુ ખરૂં જોઇએ તો ઇન્ગલેન્ડનુ તત્વજ્ઞાન મુખ્યત્વે કરીને જેને આપણે વાસ્તવિક તત્વજ્ઞાન —આત્મતત્વવિદ્યા —કહીએ છીએ તેનુ નથી, એ તો માત્ર શાસ્ત્રોના ગુણ દોષ જોવાનો જુસ્સોજ છે

પાછલા બે સૈકામાં ફ્રાન્સનું તત્વજ્ઞાન પણ જડવાદમાંજ સમાયેલું છે ત્યાના ઘણા માણસો લૉકની શાખાના શિષ્યો હતા અને તેઓના હાથેજ એ દેશમા પણ જડવાદનુ બીજ રોપાયુ હતું. છેવટે પાછલા અડધા સૈકામા તત્વજ્ઞાન તેમજ વિદ્યાએ ઑગસ્ટ કૉન્ટે નામના પ્રખ્યાત તત્વવેત્તાના હાથમા નવુ જ રૂપ ધારણ કર્યું છે આ તત્વજ્ઞાનને પ્રત્યક્ષ અગર સાક્ષાત્ તત્વજ્ઞાન કહેછે અને આ નવી શાખાને સંદેહવાદમાંથી જુદી પાડવા માટે નિશ્ચયવાદ એવુ નામ આપી શકીએ આ સ્વત સિદ્ધ તત્વજ્ઞાનમા સઘળા તત્વજ્ઞાનને માત્ર શાસ્ત્રના સિદ્ધાન્તોની કસોટી ઉપર ચઢાવવાનો પ્રયત્ન કરવામા આવેછે આ પ્રમાણે જડવાદ, સંદેહવાદ અને નિશ્ચયવાદ એ ત્રણે જોકે એક નથી તોપણ તેઓ નજીકનો સબંધ ધરાવેછે એ ત્રણે જર્મનીની આધ્યાત્મિક વિદ્યાથી ઊલટા છે. અરાઢમા સૈકામા અક્ષરવિદ્યાના બળથી ફ્રાન્સ ઉપર જે ભારે આફત આવી

હતી તે સુપ્રસિદ્ધ છે અને એનુ મુખ્ય કારણ વોલ્ટર અને રૂસો જેવા જડવાદીઓના જુસ્સાદાર લખાણ સિવાય બીજુ કઇ નહોતુ આ પ્રમાણે ઇન્ગલેન્ડ અને ફ્રાન્સના તત્વજ્ઞાનનો પાયો નાખનાર ઇન્ગલેન્ડનો રહેનાસી બેકન હતો અને જર્મનીના માયાવાદની સ્થાપના કરનાર ફ્રાન્સનો રહેવાસી ડેકાર્ટ હતો સપ્રમાણ ગણાતા માણસોના અભિપ્રાય નહિ સ્વીકાર વામા, શ્રધ્ધાનો ત્યાગ કરવામા, અને સ્કૂલમેનોના તત્વજ્ઞાનનો તિરસ્કાર કરવામા બેકન અને ડેકાર્ટ મળતા હતા, પણ એ બન્નેના ઉદ્દેશ અને સાધનો તદ્દન જુદા પ્રકારના હતા. આમાથી પરિણામ એ આવ્યુ કે ભૂતકાળની સત્તા સામા મચાવેલા હુલ્લડ રૂપી એકજ ઝરામાથી બે ભિન્ન પ્રવાહ વહેવા લાગ્યા–એક બેકનની દેખરેખ નીચે ઇન્ગલેન્ડ અને ફ્રાન્સ મા ફ્રી વળ્યો અને બીજાએ ડેકાર્ટના હાથમા વૃદ્ધિ પામી જર્મનીના તત્વવેત્તાઓને જોઇતો ખોરાક પૂરો પાડચો

ભૂતકાળની શોધ કરવા માટે ક્રિયાયેના વર્ગને ઉશ્કેરવો એ બેકનનો મુખ્ય ઉદ્દેશ હતો અને એના ગ્રથોનો લગભગ અડધો ભાગ એજ હકિકતથી ભરેલો છે તે પોતે જે દિશામા પ્રયત્ન કરતો હતો તેજ દિશામા તેના પહેલા થઇ ગયેલા બીજા કેટલાક વિદ્વાન માણસોએ પ્રયત્ન કર્યો છે એ વાતની તેને માહિતી હોવી જોઇએ, પણ એના લખાણ ઉપરથી જણાય છે કે વિદ્વત્ વર્ગ તરફથી પોતાને જે વારસો મળ્યો હતો તે નજીવો છે એમ બતાવવાનો તે પ્રયત્ન કરે છે ડેકાર્ટ બેકન કરતા લગભગ ૩૬ વર્ષ નાનો હતો તોપણ આધુનિક તત્વજ્ઞાનની શરૂઆત એ બન્નેથીજ થાય છે એમ માનવામા આવે છે આ બન્ને લેખકોના તત્વજ્ઞાનમા એક રીતે જોતા મહત્વનો તફાવત છે પણ બીજી ઘણી રીતે તેઓ મળતા આવે છે સુધારો કરવાની ઘણીજ જરૂર છે એમ તે બન્ને જણ અ ત કરણપૂર્વક માનતા હતા, તેમજ એ સુધારો કરવામા પોતે ફતેહમદ થયા છે એમ પણ તેઓ ખાતરીથી કહેતા હતા તે બન્ને એક સરખી રીતે પ્રાચીન પ્રમાણભૂત ગણાતા વિચારકો તરફ તિરસ્કાર બતાવતા હતા મી કસન કહે છે કે સોળમા અને સત્તરમા સૈકામા તત્વજ્ઞાનના સબધમા જે હુલ્લડ મચાવવામા આવ્યુ હતુ તેનુ સ્વત ત્રતાએ એક સામાન્ય લક્ષણ હતુ, અને પ્રાચીન વિચારકોના મૂળ ગ્રથોનુ અજ્ઞાન અને તેઓના તરફ તિરસ્કારની લાગણી એ બે

આની સ્વતંત્રતા મેળવવા માટે ભરેલા દંડ રૂપ હતાં. સોક્રેટીસ તત્વજ્ઞાનને સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર લાવ્યો હતો; પ્લેટોએ અનુભવથી સિદ્ધ થઇ ન શકે—જેમાં માણસની અક્કલ કશું ન કરે—એવો જાતિવાદ દાખલ કર્યો હતો. એ તત્વજ્ઞાનને પાછું પોતાની મૂળ સ્થિતિમાં લાવવા માટે ડેકાર્ટ અને બેકને તદ્દન જુદાજ રસ્તા પકડ્યા હતા. ડેકાર્ટ કહે છે કે તમે પ્રથમ તમારા પોતાના આત્મા વિષે વિચાર કરો; સારી પેઠે જોયા વગર અગર પરીક્ષા કર્યા વગર સારા નરસા જે વિચારો બંધાયા હોય તે તમારા મનમાંથી કહાડી નાખો. ડેકાર્ટના આ સિદ્ધાન્તને પાછળથી સ્પાઇનોઝાએ લંબાવ્યો હતો. બેકન કહે છે કે માણસે જીવવું જોઇએ અને જીવવા માટે જીત મેળવવી જોઈએ, જીત મેળવવા માટે તાબે થવું જોઇએ અને તાબે થવા માટે કુદરતના રસ્તાઓ શિખવા જોઇએ.

આ બન્ને લેખકોએ પૃથક્કરણથી શરૂઆત કરી હતી પણ તેઓના પૃથક્કરણ કરવાના વિષયો અને સાધનો તદ્દન જુદાં હતા. ડેકાર્ટનો માયાવાદ સ્પાઇનોઝાના હાથમાં સંપૂર્ણ કળાએ પહોંચ્યો છે અને તેના અને બેકનના ગ્રંથોમાં જે ગુપ્ત અર્થવિરોધ રહેલો છે તે સ્પાઇનોઝાના ગ્રંથોમા સ્પષ્ટ જણાઈ આવે છે. કુનો ફીસર કહે છે કે એકનો ઉદ્દેશ જે સ્થિતિમા આપણા ઉપર બાહ્ય વસ્તુઓ અમલ કરતી બંધ થાય તેવી સ્થિતિમા આવીને સ્વતંત્રપણે ચિન્તન કરવાનો હતો; અને બીજાનો ઉદ્દેશ જે સ્થિતિમાં આપણે બાહ્ય વસ્તુઓ ઉપર અમલ કરી શકીએ તેવી સ્થિતિમા આવીને કેળવણી અને સત્તા વધારવાનો હતો. બન્નેના અનુગામીઓ વચ્ચે જાણે એક પ્રકારની શત્રુવટ હોય એમ જણાય છે અને એ શત્રુવટનો અંત માત્ર તેઓના પરસ્પર વિરૂધ્ધ ઉદ્દેશોનું કોઇ રીતે સમાધાન થાય તોજ આવી શકે એમ છે. કેટલાક લેખકો જરાક વધારે હિંમત ધરી એમ કહે છે કે સત્તરમા સૈકાની શરૂઆતથીં માનસિક તત્વવિવેક મુખ્યત્વે કરીને કારટીસીયન છે અને પ્રકૃતિશાસ્ત્ર ગેલિલીયન છે: અને આ દિશાઓમા બેકનનો સમાવેશ થઈ શકતો નથી, તે તો માત્ર સુશોભિત વાક્યો લખનાર હતો પણ આ પ્રમાણે કહેવામા સત્યના માત્ર એટલીજ છે કે આત્મવિવેકરૂપી પાયા ઉપર તત્વજ્ઞાનનું જે ચણતર ડેકાર્ટ ચણ્યું હતું તેને બર્કલી, રીડ અને કેન્ટ સાથે હોબ્સ, લૉક અને

હ્યુમ તેઓએ પણ સ્વીકાર્યું હતુ. બન્ને શાખાઓમાં તફાવત એ છે કે બેન્થામ, મીલ, અને કૅાન્ટની માફક હોબ્સ, લૅાક અને હ્યુમના લખાણુમાં ડેકાર્ટ કરતા બેકનનો જુસ્સો વધારે જોવામા આવે છે જે વિચાર પદ્ધતિમાં શાસ્ત્રનુ મૂળ અવલોકન છે એમ માનવામા આવે છે, જેમા સહજોપલબ્ધિનો તિરસ્કાર કરવામા આવે છે, જેમા **પરમાર્થ શાસ્ત્રને** પ્રધાનશાસ્ત્ર ગણવામાં આવતુ નથી, અને જેમા આત્મવિવેકનો આધાર **સર્વેન્દ્રિયશાસ્ત્ર** ઉપર રાખવામા આવે છે તેનો વારસો ઉપરના લેખકોને બેકન તરફથી મળ્યો હતો.

ઉપર બતાવેલા સાહિત્યોના આધારે બેકનને ચાલવાનુ હતુ, અને તેઓમા પોતાની યથાશક્તિ યોગ્ય સુધારો વધારો કરવો એજ એનુ કર્તવ્ય હતુ વિશેષમા બેકનના બુદ્ધિસામર્થ્યની ખરી બુજ કરવા સારૂ, અગર એના ગ્રંથો ઉપર વાસ્તવિક ટીકા કરવા સારૂ આપણે એ વખતનો દરેક દિશામા વધતો જતો અનુભવ, ગુણુ દોષ વિષે બારીક તપાસ કરવાને લોકોમા ફેલાયલો તાજો ઉત્સાહ, છાપખાનાની સપૂર્ણ અસર, પ્રાચીન ધર્મઐક્યતાનો ભગ, આ દુનિયાનાજ સુખના સાધનોની વૃદ્ધિ કરવા તરફ પ્રજાનું વલણ, અને કુદરતને તાબે કરવાની દિવસે દિવસે વધતી જતી જીજ્ઞાસા ધ્યાનમા લેવાની ખાસ જરૂર છે ડા હ્યુવેલ કહે છે કે "તે વખતમાં પ્રયોગસિધ્ધ તત્વજ્ઞાનનો ફેલાવ કરવા સારૂ અને એના વ્યાજબી હક્ક પ્રજાની નજર આગળ મૂકવા સારૂ કોઇ એક મોટા કાલ્પનિક સુધારો કરનારની ખાસ આવશ્યકતા હતી" સુજ્ઞ વાચકો તરતજ સમજી શકશે કે આ વિદ્વાન દાક્તરની આશા પૂરી પાડનાર વીરપુરૂષ બેકનજ હતો.



## પ્રકરણ ૯ મુ.



### બેકનના ગ્રંથો અને શાસ્ત્રાવલોકન.

બેકનના ગ્રંથોના ત્રણ ભાગ પાડી શકાય—તત્વજ્ઞાનને લગતા ગ્રંથો, (૨) અક્ષરવિદ્યાને લગતા ગ્રંથો અને (૩) કાયદા વિગેરે ધંધાને લગતા ગ્રંથો એના કેટલાક ગ્રંથો અપૂર્ણ છે અને કેટલાક ટુંકા નિબંધોના રૂપમા છે આમાના કેટલાક તેણે પાછળથી પડતા મુક્યા હતા. અને બીજાને પોતાના મોટા ગ્રંથોમા દાખલ કર્યા હતા. એના બધા ગ્રંથોની સવિસ્તર હકિકત આપવાથી અગર તેઓનો એક બીજા સાથે કેવો સબંધ હતો એ બતાવવાથી લબાણ થવાની ધાસ્તી રહે છે, તેથી આ ઠેકાણે જો આપણે માત્ર એના મહત્વના ગ્રંથો વિષેજ કેટલીક જાણવા જોગ હકિકત આપીશું તો બસ થશે.

તત્વજ્ઞાન અગર તત્વશાસ્ત્રને લગતા એના મુખ્ય ત્રણ ગ્રંથો છે, (૧) વિદ્યાની વૃદ્ધિ ( Advancement of learning ) જે સને ૧૬૦૫મા પ્રસિદ્ધિમાઆવ્યો હતો, (૨) નવિનસાધન (Novam Organum ) જે સને ૧૬૨૦મા લેંટીન ભાષામા છાપવામા આવ્યો હતો, અને (૩) ડી ઓગ્મેન્ટીસ જેને સને ૧૬૨૩મા બહાર પાડવામા આવ્યો હતો. આ ત્રીજો ગ્રંથ તો વાસ્તવિકરીતે જોતાં માત્ર પહેલા ગ્રંથનેજ પુષ્કળ વધારા સાથે નવા રૂપમા મુકેલો છે અને ખરૂ જોઇએ તો એડવાન્સમેન્ટનો કેટલોક ભાગ ડી ઓગ્મેન્ટીસ કરતા ચઢિઆતો છે જે વખતે-ઇ સ ૧૬૦૩મા—જેમ્સ પહેલો ઇન્ગલેન્ડની ગાદી ઉપર આવ્યો તે વખતે નવા રાજાની મહેરબાની મેળવવા માટે તેમજ વિદ્યા હુન્નરમા સુધારો વધારો કરવાના પોતાના ઇષ્ટ કાર્યમા મદદ મેળવવાના હેતુથી બેકને પોતાનો પહેલો ગ્રંથ લખ્યો હતો. આટલાજ માટે એડવાન્સમેન્ટના બીજા ભાગમા અપૂર્ણતા અને ઉતાવળના ચિન્હ જણાયછે. આ બીજા ભાગમા તેણે એ વખતના જ્ઞાનની ખામીઓ શી રીતે દૂર કરવી અને એની ખોટ શી રીતે પૂરી પાડવી એ વિષે લખ્યુ છે. પાછ-

જાથી તેણે આ ભાગના ડીઓગ્મેન્ટીસમા આઠ ભાગ કર્યા હતા. એડવાન્સમેન્ટના પહેલા ભાગમા તેણે વિદ્યાના ગૌરવ વિષે વિવેચન કર્યું છે આ ભાગની શૈલી સારી છે તેમજ એમા આપેલા વિષયની ચર્ચા પણ સતોષકારક છે બેકન એમ ધારતો હતો કે જેમ્સ જાતે વિદ્વાન હોવાથી શાસ્ત્રોનો ઉધ્ધાર કરવામા તેને જે જે સાહિત્યોની જરૂર પડશે તે પૂરા પાડવામાં જેમ્સ સારી મદદ કરશે, પણ આ પ્રમાણે ધારવામા એની ભૂલ હતી. જેમ્સને પૈસાટકા સબંધી પોતાની ખાનગી અડચણો એટલી બધી હતી કે જોતેને બેકનની યોજના પસદ આવી હોત તોપણ બેકન ધારતો એટલે દરજ્જે અને એવા રૂપમા તે ભાગ્યેજ મદદ આપી શકો હોત જ્યારે પ્રથમ બેકને આ ગ્રથ લખવા આંડયો ત્યારે તેને પોતાના મહાન પુનષ્ઠાપનના અગ તરીકે ગણવાનો એનો વિચાર નહોતો, પણ વખત ગયે તેને એમ લાગ્યુ કે તત્ત્વજ્ઞાનનો નવેસર પાયો નાખનારને હયાત જ્ઞાનની સ્થિતિ કેવી છે તે જાણવાની ખાસ આવશ્યકતા છે વધારાનો ભાગ તેણે પ્રથમ અગ્રેજીમાં લખ્યો હતો કે લેટીનમા તે આપણા જણાવવામા આવ્યુ નથી, પણ ધર્માધ્યક્ષ ટેનમન કહેછેકે એડવાન્સમેન્ટનુ લેટીન ભાષામા ભાષાન્તર કરવા સારુ બેકને જોર્જ હર્બર્ટ કવિને રોક્યો હતો, પણ આ કામ એની પોતાની દેખરેખ નીચે થયુ હતું. વળી ટેનસન કહેછે કે પ્રથમ બેકને આ કામ કેમ્બ્રીજવાળા દાક્તર પ્લેકરને સોપવાનો વિચાર કર્યો હતો પણ તેની ભાષા પોતાને પસંદ નહિ આવવાથી તેણે પાછળથી એ વિચાર આડી વાળ્યો હતો.

આ પ્રમાણે જો આપણે એડવાન્સમેન્ટ અગર ડીઓગ્મેન્ટીસને એના મહાન પુનષ્ઠાપનના પ્રથમ ભાગ તરીકે ગણીએ તો પછી એ ગ્રથના બીજા પાચ ભાગ બાકી રહે છે બીજા ભાગમા નોવેમ ઓરગેનમ (નવીન સાધન) અગર 'કુદરતનુ વિવરણ કરવાની રીત' એનો સમાવેશ થાય છે. ત્રીજા ભાગમા પ્રયોગસિદ્ધ પદાર્થ-વર્ણન આવે છે, ચોથામાં જ્ઞાનના પગથીઆ અગર ક્રમ, પાચમામા નવા તત્વવિવેક સબધી માહિતી અને છઠ્ઠામા વ્યવહારોપયોગી શાસ્ત્ર અગર વિદ્યા આવેછે આ છ વિભાગોમા બેકન છેલ્લાને સૌથી વધારે મહત્વનો ગણે છે. એનાથી ઉતરતો બીજો ભાગ છે 'કુદરતનુ વિવરણ કરવાની રીત'—આને લગતા જોકે બેકને શરૂઆતમા

કેટલાક ખરડા કર્યા હતા તોપણ તેનો મુખ્ય ભાગ **નોવેમ ઓરગેનમ**-માજ છે. શરૂઆતમાં કરેલા ખરડાઓમાં **કૉજીટેટા એટવીસા** સૌથી વધારે રમુજી છે. આ પુસ્તકની બેકનના હાથેજ સુધારેલી એક પ્રત ઓક્ષફર્ડમા રાણીની પાઠશાળામા હજુ હયાત છે **નોવેમ ઓરગેનમ**માં તે જેટલું લખવા ધારતો હતો તેટલું તે લખી શક્યો નથી, તોપણ એનું પહેલુ પુસ્તક તત્વજ્ઞાનને લગતા એના સઘળા ગ્રંથોમા સૌથી વધારે કાળજીપૂર્વક લખાયું હોય એમ જણાય છે

ત્રીજા ભાગમાં દુનિયાના દૃશ્ય પદાર્થોનો વ્યવસ્થાપૂર્વક અને ક્રમાનુસાર સગ્રહ કરવાનો તેનો વિચાર હતો. કુદરતના વિસ્તાર અને ભિન્નતા વિષે બેકનના ટુકા વિચાર પ્રમાણે પણ આ સગ્રહ ઘણોજ થોડો છે, અને એ અમર્યાદિત વિસ્તારને જો આપણે પૂરેપૂરો લક્ષમાં લઇએ તો બેકને કરેલો સંગ્રહ કંઇજ નથી એમ લાગ્યા વગર રહેશે નહિ એનો ઘણોખરો ભાગ **હીસ્ટોરીઆ વેન્ટોરમ, હીસ્ટોરીઆ વાય ટી એટ મોરટીસ,** અને **સીલવા સીલવેરમ** નામના પુસ્તકોમા આપેલો છે આમાંનુ પહેલુ પુસ્તક જે ઈ. સ ૧૬૨૨ મા પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતુ તેમા બેકને વાયુને લગતી જુદી જુદી હકિકત ભેગી કરવાનો પ્રયત્ન કર્યો છે. આ પછી તેણે દર મહિને આવા બીજા નિબધો બહાર પાડવાનો વિચાર કર્યો હતો પણ આમા તે ફતેહમદ નિવડ્યો નહોતો **સીલવા સીલવેરમ** જેનો અર્થ મી સ્પેડીંગના કહેવા પ્રમાણે 'સંગ્રહોનો સગ્રહ' થાય છે તેમા બેકને સૃષ્ટિજન્યપદાર્થવર્ણનને લગતા કેટલાક પ્રયોગો અને અવલોકનનો જથ્થો આપ્યો છે. આ પુસ્તક તેના મરણ પછી એક વર્ષે એટલે ઈ. સ. ૧૬૨૭ માં ધ રોલીએ પ્રસિધ્ધ કર્યું હતુ, પણ એની પ્રસ્તાવના તેણે બેકનના જીવતાંજ લખી હતી. આ પ્રસ્તાવના વાચવાથી 'પદાર્થ-વર્ણન' એ શબ્દોને બેકન કેવા અર્થમા વાપરતો હતો તેમજ આ પુસ્તકમાં જે કેટલાક અપૂર્વ વિચિત્ર પ્રયોગો જોવામાં આવે છે તે તેણે શા માટે આમાં દાખલ કર્યા હશે એ વિગેરે સહેજ આપણા સમજવામાં આવે છે.

આ પુસ્તકની રચનામા કોઈ પણ જાતની વ્યવસ્થા અગર ક્રમ નહિ હોવાથી તેમજ તેમા માત્ર કેટલીક વિશેષ બાબતોનોજ સંગ્રહ હોવાથી

તેને પ્રસિધ્ધ કરવાનો બેકનનો વિચાર નહોતો, પણ " માણસો જાતે પોતાના હિતનાં સાધનો ખોળવાની દરકાર કરતા નથી તેથી, અને એના પોતાના શિવાય આ કામ બીજું કોઇ કરે એમ નહિ હોવાથી તેણે પાછળથી એને છાપવાની રજા આપી હતી. આ પુસ્તકના ગુણદોષ ઉપર વિચાર કરતાં કેટલાક લેખકોએ ઘણીજ સખત ટીકા કરી છે, અને આપણે પણ કબૂલ કરવું જોઇએ કે તેમાં દર્શાવેલા બેકનના કેટલાક વિચારો—જેવા કે વાંદરાના કાળજાને આપણા હૃદય આગળ રાખવાથી હૃદયને દિલાસો મળે છે અને ઉધ્ધતાઇ અગર નિર્લજતામાં વધારો થાય છે; ઉષ્ણતાને સોશી લઇને, કહોવાણને ઉત્તેજન આપીને, આર્દ્રતામાં વધારો કરીને અને જીવાત્માને ગતિમાન કરીને-એવી ચાર રીતે ચંદ્ર આ દુનિયાના પદાર્થો ઉપર અસર કરે છે, ઇત્યાદિ—તદ્દન વિવેકશૂન્ય અને મૂર્ખાઇભરેલા છે. પરન્તુ એના ગ્રંથોમાં જ્યાં જ્યાં આવી મૂર્ખાઇ જોવામાં આવે ત્યાં જવાબ માત્ર એટલોજ આપવાનો છે કે ઉપરના જેવી કલ્પનાઓ એક સરખી રીતે એ કાળના સઘળા માણસો કરતા હતા અને તેઓમાંથી એ વખતનો કોઇ પણ માણસ સંપૂર્ણ રીતે મુક્ત નહોતો. શાસ્ત્રોનો ઉધ્ધાર કરનારાઓનું વલણ શરૂઆતમાં ચમત્કારભરેલી અગર અદ્દભુત વાતો તરફ વિશેષ હતું અને બેકનના જમાના પછી પણ કેટલાક વખત સુધી એ વલણ નાશ પામ્યું નહોતું.

રૉલીની આવૃત્તિમાં **સીલવા સીલવેરમ** સાથેજ **ન્યુ એટલેન્ટીસને** જોડેલું છે. બેકનનો આ ગ્રંથ ઘણોજ લોકપ્રિય છે. તેના બુધ્ધિસામર્થ્યનો ખરો ભાસ આમાં થાય છે અને ઘણું કરીને એ પુસ્તકની સૂચનાઓ ઉપરથીજ રૉયલ સોસાઇટી સ્થાપવામાં આવી હતી. આ પુસ્તક **બેકને** ઇ. સ. ૧૬૨૪મા લખ્યું હોય એમ જણાય છે અને જોકે તે અપૂર્ણ છે તોપણ તેણે એને એજ સ્થિતિમાં છાપવાનો વિચાર કર્યો હતો. **સીલવા સીલવેરમ** સાથે આનો સંબંધ હોવાનું કારણ એ છે કે પહેલામાં **બેકને** જે લખ્યું હતું તેનો છેડો અગર ફળ બીજામાં છે—અર્થાત્ પદાર્થવર્ણન જાણ્યા પછી તેમાંથી જે વ્યવહારોપયોગી પરિણામો આવવાની **બેકન** આશા રાખતો હતો તે તેણે **ન્યુ એટલેન્ટીસ**માં દર્શાવ્યાં છે.

ચોથા અને પાંચમા ભાગ વિષે ખાસ જાણવાજોગ હકિકત કંઇ નથી. છઠ્ઠો અને છઠ્ઠો ભાગ બેકનના પોતાના કહેવા પ્રમાણે ઘણોજ

ઉપયોગી છે. તેણે પોતે દાખલ કરેલી નવીન રીત પ્રમાણે યોગ્ય અને બારીક પ્રયોગોથી સિદ્ધ કરેલા તત્વજ્ઞાનનો સમાવેશ આ ભાગમાં કરવાનો હતો. પણ તે કહે છે કે "આ ભાગને પૂરો કરવાનું કામ મારી શક્તિ બહાર છે હું માત્ર શરૂઆત કરૂં છું" જોકે બેકન આ કાર્યની શરૂઆત કરવાની હિમ્મત ધરે છે તોપણ તપાસ કરતા એ વિષયને લગતી એના હાથે લખામેલી કંઈ પણ વિશેષ હકિકત આપણા જોવામા આવતી નથી આ બાબતનો ખુનામો સહેજમા આપી શકાય એમ છે જો પદાર્થોના કારણો વિષે યથાર્થ જ્ઞાન મળી આવે તોજ આ ભાગ સપૂર્ણ થાય એમ હતુ. પણ બેકન આ જ્ઞાન મેળવવામા ફતેહ પામ્યો નહોતો, તેમજ જે સાધનોથી તે એ જ્ઞાન સપાદન કરવાની આશા રાખતો હતો તે પણ યોગ્ય નહોતા. વળી "કારણ" એ શબ્દને તે કોઈ એક મુકરર—નિશ્ચિત અર્થમાં વાપરતો નથી જેવી રીતે કોઈ વૃદ્ધ પુરૂષે મરતી વખતે પોતાના છોકરાઓને પોતાની વાડીમા દાટેલુ સોનું વારસામા આપ્યા વિષેની દતકથા તે કિમીયાગરોને લાગુ પાડે છે તેવીજ રીતે ઘણા ભાગે એ કથા એને પોતાને પણ લાગુ પડે છે "કારણો" ની શોધ તે જાતે કરી શક્યો નહોતો પણ તેણે એના કરતા પણ વધારે કિમતી સેવા બજાવી હતી, વાસ્તવિક અવલોકન કરવાનુ તેમજ કુદરતનો અભ્યાસ કરવાનુ લોકોને તેણેજ શિખવ્યુ હતું.

અક્ષરવિધાને લગતા બેકનના ગ્રથોમા સૌથી વધારે લોકપ્રિય અને મહત્વના એના નિબધો છે ઈ સ ૧૫૯૭ ની પહેલી આવૃત્તિમાં આ નિબધો દસ હતા તે ઘણાજ સક્ષિપ્ત અને દૃષ્ટાન્ત અગર અલકારરહિત છે કેટલાક સુધારા વધારા સાથે જે બીજી આવૃત્તિ ઈ સ ૧૬૧૨ મા બહાર પડી હતી તેમા ૪૦ નિબધો હતા, અને ઈ સ ૧૬૨૫ મા જે ત્રીજી અને છેલ્લી આવૃત્તિ છપાઈ હતી તેમાં નિબધોની એકદર સખ્યા ૫૮ હતી બેકનના સાસારિક અનુભવનો આબેહૂબ ચિતાર આ નિબધોમાથી મળી આવે છે ગદ્ય તરીકે આ નિબંધો ઘણો વખત થયા પોતાની ઉત્તમતા સાચવી રહ્યા છે, અને આ વખતમા પણ કેળવણી પામેલો કોઈ એવો અગ્રેજ નહિ મળી આવે કે જે પોતાની જીદગીના ગમે તે ભાગમા પણ તેઓને વાચ્યા વગર રહેલો હશે આ જાતનો એનો બીજો ગ્રથ 'પ્રાચીનકાળના ડહાપણ' ઉપર છે આ પુસ્તક પહેલ વહેલુ ઈ સ

૧૬૦૯ મા બહાર પાડવામા આવ્યુ હતુ અને તેમા બેકન પુરાતન કાળની કેટલીક ચોક્કસ દંતકથાઓનુ વર્ણન આપ્યા બાદ તેઓમાં જે કઇ ગૂઢ ઉપદેશો રહેલા છે તે બતાવવાનો પ્રયત્ન કરે છે તે જણાવે છે કે જો આ દંતકથાઓ હોમર, હીસીયોડ વિગેરે જે જે કવિઓના ગ્રંથોમા જોવામા આવે છે તેઓના સમયમાજ ઊપસ્થિત થઈ હોત તો તેઓમા કંઈ રહસ્ય નથી એમ જાણીને મે તેઓના ઊપર વિશેષ ધ્યાન આપ્યુ હોત નહિ. પણ જે લોકો તરફથી આપણને આ કથાઓ મળી છે તેઓ પણ એમ કહે છે કે તે ઘણા જુના વખતની છે વિશેષમા એ કથાઓના સબંધમા એકજ કાળના લેખકોમા પણ મતભેદ જોવામા આવે છે, તેથી જે જે બાબતોમા તેઓ જુદા પડતા હોય તે એ લોકોના સમયમાજ તાજી ઊમેરાએલી હશે એમ ગણી તેઓને બાતલ કરીને જો આપણે જે બાબતોમા સઘળા લેખકો મળતા આવતા હોય તેઓનેજ માત્ર સ્વીકારી તે ઊપર વિચાર કરીશું તો તેઓમાથી આપણને કેટલીક મહત્વની હકિકત મળી આવશે આ જગ્યાએ જો આપણે આવી દંતકથાઓનો એકાદ દાખલો આપીશુ તો તે અયોગ્ય ગણાશે નહિ પહેલુ દૃષ્ટાન્ત સ્વાત્મપ્રીતિને લગતુ છે અને તેમાથી નીતિશાસ્ત્રને લગતો ઉપદેશ મળે છે ।

"**નારસીયસ** કરીને ઘણીજ સૌન્દર્યતાવાળો પણ અતિશય મગરૂર, મિજાજી અને જેનો તેનો તિરસ્કાર કરે એવો એક જુવાન માણસ હતો તે પોતાની જાતને જોઇનેજ ખુશ થતો અને બીજાઓને ધીક્કારતો અને જગલોમા અને શિકાર કરવાની જગ્યામા એકનો રહેતો અહીં તેના સાથે તેના કેટલાક સોબતીઓ હતા, જેઓ તેને પોતાનુ સર્વસ્વ માનતા હતા પણ જ્યા જ્યા તે જતો ત્યા એકો નામની એક પરિ—વનદેવી—તેના પાછળ જતી હતી આ પ્રમાણે રહેતા રહેતા એક દિવસે દૈવયોગે તે એક સ્વચ્છ ઝરા નજીક આવી પહોચ્યો અને (બપોરના સખત તાપમા હોવાથી) તેના પાસે સુઇ રહ્યો અહીં તેણે પાણીમા જેવી પોતાની પ્રતિમા જોઈ કે તરતજ તે પ્રથમ ઘણા વિચારમા પડી ગયો અને પાછળથી તે પોતાની જાતના એટલા બધા વખાણ કરવા લાગ્યો કે તે પોતાની આભાસમય છબીને નિહાળવાનુ બધ કરી શકયો નહિ, પણ એજ જગ્યાએ તદ્દન બેશુદ્ધ થયો ત્યા સુધી તેણે એમને એમ જોયા કર્યુ, અને આખરે તે એક

ફૂલના રૂપમા બદલાઇ ગયો આ ફૂલ હજુ પણ તેના નામથીજ ઓળખાય છે તે વસંત ઋતુની શરૂઆતમા દેખાય છે અને તે પ્લુટો, પ્રોસરપાઈન અને ફ્યુરીઝ જેવી અધો લોકની દેવીઓનુ પવિત્ર ફૂલ ગણાય છે "

હવે આ વાતમાંથી શો બોધ લેવાનો છે તે બેકન નીચે પ્રમાણે જણાવે છે "જે માણસો પોતાની સૌન્દર્યતા અગર પોતાની જાત મહેનત શિવાય મેળવેલી બીજી કોઇ કુદરતી બક્ષીસ વિષે સારો મત ધરાવે છે તેઓ જાણે પોતાની જાતની સાથેજ પ્યારમા પડતા હોય તેમ તેઓના સ્વભાવ અને નસીબનુ વર્ણન આ દંત કથામા આપ્યુ છે જે લોકોની સ્થિતિ આવી હોય છે તેઓ ઘણુ કરીને કોઈ ધંધે વળગવાને અગર જાહેર કામમા ભાગ લેવાને ખુશી હોતા નથી, કારણ કે કોઇ પણ જાતના કામે લાગવાથી જો તેમને અવગણના અને તિરસ્કાર સહન કરવાનો પ્રસંગ આવે તો તેઓ ઘણાજ નાઉમેદ થઇ જાય છે અને મનમા મુઝાય છે આટલાજ કારણથી તેઓ પોતાના કેટલાક ચુંટી કહાડેલા અને ચુસ્ત સ્તુતિ કરનારા સોબતીઓ જે તેઓ જે કહે તેને પડઘાની માફક હાજી હા કરે છે અને જે તેઓને મ્હોંઢાના અભિવંદનથી ખુશ રાખે છે તેઓના સાથે એકાન્તમા ખાનગી અને આભાસમય જીંદગી ગાળે છે આવી ટેવો પડવાથી તેઓ ધીમે ધીમે ભ્રષ્ટ થઈ જાય છે, ફૂલાઇ જાય છે અને છેવટે આત્મસ્તુતિરૂપી અતિશય પ્રશંસાના લીધે છેક ઝાંખા બની જઇ તેઓ એટલા બધા શૂન્ય અને આળસુ થઈ જાય છે કે તેઓ તદ્દન મૂર્ખ બની પોતાનુ સઘળુ બળ અને ચપળતા ખોઇ બેસે છે અને આવા માણસોને ઓળખી કહાડવાની નિશાની તરીકે વસંતના ફૂલને પસંદ કર્યું એ વિચાર ઘણો સારો હતો. તેઓ પોતાની જીંદગીની શરૂઆતમા આબાદ રહે છે અને પ્રખ્યાત થાય છે પણ નાનપણમા તેઓના માટે જે વિચાર બાંધવામા આવે છે તેને તેઓ મોટી વયમા ખોટો પાડે છે આ ફૂલ અધો લોકની દેવીઓને પસંદ છે એ વાતમા પણ ઉપરની હકિકતને લગતોજ ઇસારો કર્યો છે કારણ કે આવા સ્વભાવના માણસો તદ્દન નકામા થઇ પડે છે અને તેઓ કંઇ પણ સાર્થક કરી શકતા નથી, અને આમાંથી કંઇ પણ ફળ મળી આવતુ નથી અને જેમ દરિયામા ફરતુ વહાણ કંઈ પણ ચિન્હ મુકી જતુ નથી તેમ પોતાની પાછળ તેઓ કંઇ પણ નિશાન મુકી જતુ નથી તે માત્ર આભાસ અને અધો લોકના દેવોનેજ પસંદ આવે છે એમ પ્રાચીન લોકો કહેતા હતા "

આ પુસ્તક વિષે મી **સ્પેડીંગનો** મત ઘણોજ સારો છે. તે કહે છે કે બેકનના નિબંધો વાચવાથી જેટલો આનંદ મળે છે તેટલોજ આ પુસ્તક વાચવાથી મળે છે

નિબંધોની પહેલી આવૃત્તિ સાથે બેકને 'ઇષ્ટ અને અનિષ્ટના ચિન્હ' એ નામનું એક નાનુપુસ્તક બહાર પાડ્યુ હતુ સાધારણ રીતે જેને આપણે સારૂ અને નરસુ કહીએ છીએ તેના કેટલાક દાખલા આપ્યા પછી તેણે એ દાખલા કયા કયા પ્રસંગે ખરા પડે છે અને ક્યારે ખોટા પડેછે એ વિષે કેટલુક વિવેચન કર્યુ છે પાછળથી તેણે આ પુસ્તકને ડી ઓગ-મેન્ટીસ સાથે જોડી દીધુ હતુ

'નવી અને જૂની કહેવતો' પહેલ વહેલી ઇ. સ ૧૬૨૪ મા પ્રસિદ્ધ કરવામા આવી હતી આ સાલમા બેકન જ્યારે સખત મદવાડમાથી જરા-તરા સાજો થયો હતો ત્યારે તે જે જે કહેવતો પોતાને યાદ આવતી તેઓની નોંધ કરાવી લઈ આનંદ માનતો આ કહેવતો એકંદર ૨૮૦ છે આમાની ઘણી ખરી વાતો જ્ઞાનની સાથે ગમ્મત આપે એવી છે

બેકનના ઐતિહાસિક ગ્રંથોમા ખાસ જાણવા જેવો **હેનરી** સાતમાના રાજ્યનો ઇતિહાસ છે **હેનરી** સાતમો અને એના પછીનો ચાર રાજાઓનો ઇતિહાસ લખવાનો શરૂઆતથી બેકનનો વિચાર હતો, પણ એનો ઘણો ભાગ તેણે સજા ભોગવ્યા પછી તેને જે અવકાશ મળ્યો હતો તેમા લખ્યો હતો આ પુસ્તક ઈ સ ૧૬૨૨ ના માર્ચ મહિનામાં છપાઇને તૈયાર થયુ હતુ એને પ્રસિદ્ધિમા મૂકતા લન્ડનના ધર્માધ્યક્ષ તરફથી વાંધો લેવામા આવ્યો હતો પણ પાછળથી તરતજ રજા આપવામા આવી હશે કારણ કે મહિનાની આખરે તો એ પુસ્તક બહાર પડી ગયુ હતુ આના ગુણદોષ વિષે ઘણા લેખકોમાં મતભેદ છે **સરજેમ્સ મેકીન્ટોસ** પોતાના ઇન્ગલેન્ડના ઇતિહાસમા કહેછે કે બેકને ખાસ જેમ્સને-ખુશ કરવાના હેતુથીજ એના પૂર્વજ હેનરીનુ વર્ણન આગલુ બધુ ખુશામત ભરેલુ કર્યુ છે મી સ્પેડીંગ આ પુસ્તક માટે ઘણોજ સારો અભિપ્રાય આપેછે તે કહેછે કે હેનરીની વર્તણુકના કેટલાક વિશેષ લક્ષણ વિષે તેમજ તેની કારકિર્દીની ખરી હકિકત વિષે જેટલી માહિતી આમાથી મળેછે તેટલી

બીજા ઇતિહાસમાંથી મળતી નથી. એ પુસ્તક વાંચી જોતાં એમાં માત્ર **જેમ્સને** ખુશ કરવાનોજ બેકનનો હેતુ હોય એમ જણાતું નથી. આ પુસ્તક તેણે રાજકુંવર ચાર્લ્સને અર્પણ કર્યું હતું અને એ કુંવરની ભલામણથીજ તેણે પોતાની મૂળ યોજના પ્રમાણે **હેનરી** આઠમાનો ઇતિહાસ લખવાનો વિચાર કર્યો હતો, પણ તે શામારે નહિ લખાયો હોય તેનું ખરું કારણ જાણવામાં આવ્યું નથી. **એડવાન્સમેન્ટ**માં હાલના વખતના ઇતિહાસોની ખામીઓ બતાવતાં તે ઇન્ગ્લેન્ડ અને સ્કોટલેન્ડનાં રાજ્યો જોડાયાં તે પહેલાંનો ઇતિહાસ લખવાની સૂચના કરેછે, પણ બીજા કામનો બોજો વિશેષ હોવાથી તે આ વિષય ઉપર ધ્યાન આપી શક્યો નહોતો.

ઇ. સ. ૧૬૦૮ માં તેણે **એલીઝાબેથ**ના સ્મરણાર્થે એક ટુંકો નિબંધ લખ્યો હતો. ઇન્ગ્લેન્ડના રાજાઓનો ઇતિહાસ લખવાની તેની સામાન્ય યોજના સાથે આ નિબંધનો સંબંધ નહોતો. આ તો માત્ર તેણે **એલીઝાબેથ**ની વર્તણુંક અને રાજનીતિ ઊપર **રોમન કેથોલીક** મતના ચર્ચાપત્રીઓએ જે સખત ટીકા કરી હતી તેનો જવાબ આપવા માટેજ લખ્યો હતો. આમાં તેણે એ મહારાણીની જીંદગીમાં અને રાજ્ય કારકિર્દીમાં પ્રજાની આબાદીમાં વધારો કરે એવી જે જે બાબતો હતી તે સઘળી બતાવી છે. **એલીઝાબેથ**ના હાથે બેકનના ઉપર વિશેષ ઉપકાર નહિ થએલો હોવાથી તેને ખાસ આભારી થવાનું બેકનને કંઇ કારણ નહોતું અને તેથી તેણે આપેલી હકિકત પક્ષપાતરહિત અને સ્વતંત્ર હશે એમ માનવાને હરકત નથી.

આજ ગ્રંથમાળામાં બીજા બે ટુંકા નિબંધો છે. એક તેણે **જેમ્સ**ના પહેલાનો મોટો દીકરો **હેનરી** જે ઇ. સ. ૧૬૧૨માં નાની વયમાં મરણ પામ્યો હતો તેની યાદગિરીમાં લખેલો છે. આ નિબંધને મી. બર્ચે ઇ. સ. ૧૭૬૩ માં બ્રીટીશ સંગ્રહસ્થાનમાંની એક હસ્તલિખિત પ્રતના આધારે બેકનના બીજા ગ્રંથોના ભેગો છાપીને પ્રગટ કર્યો હતો. આ સાથનો બીજો નિબંધ **'ગ્રેટબ્રીટનના ઇતિહાસની શરૂઆત'** એ નામનોછે. આમાં તેણે **જેમ્સ**ને ઇન્ગ્લેન્ડની ગાદી ઉપર રાજ્યાભિષેક થયો તે વખતનું વૃત્તાન્ત આપ્યુંછે. મી. **સ્પેડીંગ**ના ધારવા પ્રમાણે બેકને આ નિબંધ ઇ. સ. ૧૬૦૯ અગર ૧૦ માં લખ્યો હતો અને પહેલવહેલો તેને ઇ. સ. ૧૬૫૭ માં રૉલીએ પ્રસિદ્ધ

મી આવૃત્તિમાં આપેલા છે આમાના બે વધારે ઉપયોગી છે—(૧) 'કાયદાની કહેણીઓ અને (૨) જમીનના ઉપભોગને લગતા કાયદાનો અર્થ 'કાયદાનો ઉપયોગ' એ નામનો ગ્રંથ મી હીથ કહે છે કે બેકનનો નથી. અંગ્રેજી કાયદાઓનો સંગ્રહ કરવાનો બેકન શરૂઆતથી વિચાર કરતો હતો અને તેણે ઉપર બતાવેલો પહેલો ગ્રંથ એજ ઉદ્દેશથી લખ્યો હતો પ્રથમ તેણે આ પુસ્તક ઇ સ ૧૫૯૬મા એલીઝાબેથને અર્પણ કર્યું હતુ, પણ પાછળથી એમા તેણે ઘણો સુધારો વધારો કર્યો હતો મી હીથના ધારવા પ્રમાણે ઉપર બતાવેલા બે ગ્રંથોમાનો બીજો પહેલા કરતા વધારે ઉપયોગી છે તેને ઇ સ ૧૮૦૪મા મી રૉએ ટીકા સાથે છાપીને બહાર પાડયો હતો આ શિવાય બેકનના 'કાયદાનો વાદ-વિવાદ' જાણીતા છે કાયદાને લગતા એના સઘળા ગ્રંથોના સબંધમાં મી સ્પેડીંગનો અભિપ્રાય એવો છે કે તેઓની સુધારેલી પ્રતો મળી આવી નથી અને જે હાથ લાગી છે તે માત્ર અસલ ખરડા છે ઇસેક્ષના અર્લ ઉપર મૂકવામા આવેલા આરોપ વિષે બેકને જે ખુલાસો કર્યો હતો તે પાછળ આપણા જોવામા આવી ગયો છે એના મરણ પછી એના કાગળો તપાસતા તેમાથી કેટલાક પત્રો, ભાષણો, કેટલાક નિબધોના ખરડા, કેટલાકની શરૂઆત અને કેટલાકનો અંત, વિગેરે મળી આવ્યા હતા અને તે સઘળાને ઇ સ ૧૬૨૮ માં દા રૉલીએ 'પરચુરણ ગ્રંથો' એ નામથી છાપીને બહાર પાડયા હતા આ પરચુરણ ગ્રંથોમા સ્પેઇન સાથે લડાઇ કરવાના સબંધમા, તેમજ ધર્માર્થે મુસલમાનો સાથે દ્વેષ બાધવાના સબધમાં એના વિચારો જણાઇ આવે છે જેમ્સ પહેલાના વખતમા લખેલા બેકનના કેટલાક અપ્રસિદ્ધ પત્રો ઇ સ ૧૭૦૨મા રોબર્ટસ્ટીવન્સે પ્રગટ કર્યા હતા

અહીંથી આ પ્રકરણના બીજા ભાગની અને તે સાથે બેકનના શાસ્ત્રાવલોકનની શરૂઆત થાય છે શાસ્ત્રોના વિભાગો તેઓની સ્થિતિ, અને ખામીઓના સબધમા બેકનના અભિપ્રાય વિષે પૂરતી માહિતી મેળવવા સારૂ તેના એડવાન્સમેન્ટ અને ડીઓગમેન્ટીસ એ બે ગ્રંથો જાણવાની જરૂર છે આ બે ગ્રંથો વચ્ચે કેવો સબધ છે તે આપણે જોઈ ગયા છીએ ડી ઓગમેન્ટીસનું પહેલુ પુસ્તક આપણા હાલના પ્રસગને ઉપયોગી

થઈ પડે એવું નથી, કારણ કે શાસ્ત્રોના વિભાગો પાડવાની શરૂઆત બીજા પુસ્તકથી થાય છે શરૂઆતમા બેકન માની લે છે કે આત્માના બુદ્ધિવિશિષ્ટ અને બુદ્ધિરહિત એવા બે પ્રકાર છે હવે બુદ્ધિવિશિષ્ટ આત્મામા ત્રણ ગુણ રહેલા છે—સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને વિચારશક્તિ ઇતિહાસ સ્મરણશક્તિનો, કાવ્યકલ્પનાનો, અને તત્વજ્ઞાન વિચારશક્તિનો વિષય છે. 'કાવ્ય' એ શબ્દથી બેકન માત્ર દંતકથા અગર કલ્પિત ઇતિહાસજ સમજતો હતો આ ઉપરથી આપણને જણાય છે કે કાવ્યના સબંધમા બેકન ઘણોજ હલકો વિચાર ધરાવતો હતો "ઇતિહાસ' કાળ અને દિક્‌થી મર્યાદિત હોય એવી વિશેષ વસ્તુઓ સાથેજ સબધ રાખેછે કાવ્યનો સબંધ પણ વિશેષ વસ્તુઓ સાથે છે, પરન્તુ તત્વજ્ઞાન વિશેષ વસ્તુઓનો તિરસ્કાર કરે છે. આ હકિકત ખરી છે તેની સાબિતી એ છે કે "ઇન્દ્રિઓ જે બુધ્ધિના આડતિયાનુ કામ કરેછે તેઓને માત્ર વિશેષ વસ્તુઓનુજ જ્ઞાન હોઇ શકેછે" આ જ્ઞાનમાથી જે જે અસરો થાય છે તે બધી જે રૂપમા થાય છે તેજ રૂપમા પ્રથમ સ્મરણશક્તિમા ચોટે છે પછીથી માલુમ તેઓના ઉપર વિચાર કરવાનું શરૂ કરે છે અને એમ કરતા તે કા તો તેની તેજ અસરો જુએ છે, કા તો તેઓનુ વિચિત્ર અનુકરણ કરે છે અગર તેઓનુ પૃથક્કરણ કરી તેઓની વ્યવસ્થાપૂર્વક ગોઠવણ કરે છે. આટલા કારણથી સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ, અને વિચારશક્તિ એ ત્રણ ઝરામાથી ઇતિહાસ, કાવ્ય અને તત્વજ્ઞાન એવા ત્રણ પ્રવાહ નિકળે છે, અને આ શિવાય બીજો કોઇ પણ પ્રવાહ નથી, કારણ કે "મારા ધારવા પ્રમાણે જેની રીતે તત્વજ્ઞાન અને શાસ્ત્રો જુદા નથી તેવીજ રીતે ઇતિહાસ અને અનુભવ એ બન્ને એકજ છે'

પણ આ તો આપણે માનુષિક વિદ્યાના વિભાગો જોયા અમાનુષિક વિદ્યાના વિભાગો પણ ઉપરના નિયમને અનુસરીનેજ પાડવામા આવે છે કારણકે "જોકે ઇશ્વરોક્ત શાસ્ત્રોમાથી આપણને જે માહિતી મળે છે તે આપણને ઇન્દ્રિયદ્વારા જે માહિતી મળે છે તેનાથી જુદી છે તોપણ મનુષ્ય ચિત્ત તો છે તેનુ તેજ છે અને એ માહિતી સઘરી નાખવાના સ્થળ પણ તેજ છે તે તો માત્ર એકજ વાસણમા જુદા જુદા ગળણામાથી જુદી જુદી જાતનો પ્રવાહીપદાર્થ નાખવા જેવુ છે" તેથી ઇશ્વર જ્ઞાનના પણ ઉપરના

જેવા ત્રણ ભાગ પડે છે— પવિત્ર ઇતિહાસ, નીતિ નિદર્શન જેને અમાનુષિક કાવ્ય કહે છે અને શિક્ષા અગર ઉપદેશ જેને તત્વજ્ઞાન કહે છે આ વિધાનો વધારાનો ભાગ જેને ભવિષ્ય નિર્માણ કહે છે તે માત્ર ઇતિહાસનોજ પ્રકાર છે અમાનુષિક ઇતિહાસ માનુષિક ઇતિહાસ કરતા એક બાબતમા ચઢિયાતો છે, કારણ કે એમા આજસુધી બનેલી અને હવે પછી બનનાની એવી બે પ્રકારની હકિકત આવે છે.

હવે આપણે આ ત્રણ મુખ્ય વિભાગોના અંતર્વિભાગો ઉપર નજર કરીએ. ઇતિહાસના ચાર પ્રકાર છે—(૧) સૃષ્ટિજન્ય પદાર્થોનો ઇતિહાસ અગર **પદાર્થ-વર્ણન. ( ૨ ) રાજ્યનો ઈતિહાસ,( ૩ )અક્ષરવિદ્યાનો ઇતિહાસ અને ( ૪ ) ધર્મનો ઇતિહાસ.** પહેલામા કુદરતના કાર્યોનું અને બીજામા માણસોના કાર્યોનુ વર્ણન કરવામા આવે છે ત્રીજા અને ચોથાનો બીજામા સમાવેશ થાય છે એડવાન્સમેન્ટમા આ બેને બેકને જુદા પ્રકારના ઇતિહાસ તરીકે ગણ્યા છે હવે પદાર્થવર્ણનના ત્રણ પેટાભાગ કરવામા આવ્યા છે ( ૧ ) પ્રાણીઓનો ઇતિહાસ, ( ૨ )ચમત્કારનો ઇતિહાસ અને ( ૩ ) હુન્નરનો ઇતિહાસ પહેલામા કુદરતની સ્વતન્ત્રતા વિષે, બીજામા તેની ચૂકો વિષે અને ત્રીજામા તેની પરતન્ત્રતા વિષે હકિકત આપવામા આવે છે હુન્નરના ઇતિહાસને સૃષ્ટિજન્યપદાર્થ વર્ણનના પેટાભાગ તરીકે દાખલ કરવામાટે બેકન એવો ખુલાસો આપે છે કે આજ સુધી લોકો એવુ માનતા આવ્યા છે કે હુન્નર પ્રકૃતિશાસ્ત્રથી જુદો છે અને કૃત્રિમ વસ્તુઓ કુદરતી વસ્તુઓથી ભિન્ન હોય છે, અને આ પ્રમાણે માનવાથી ખેદજનક પરિણામ એ આવ્યુ કે જ્યારે પદાર્થ વર્ણન કરનારા પ્રાણી, વૃક્ષ, ધાતુઓ વિગેરેનુ વર્ણન આપી રહે છે એટલે તેઓ એમ સમજે છે કે પદાર્થવર્ણન પૂરૂ થયુ અને તેથી તેઓ યાન્ત્રિક શાસ્ત્રના પ્રયોગો ઉપર તેઓ બિલકુલ ધ્યાન આપતા નથી

બીજો મુખ્ય ભાગ જે કાવ્ય તેના બેકને **આખ્યાનિક કાવ્ય,** નાટ્ય અને **નીતિદર્શક કાવ્ય** એવા ત્રણ પેટાભાગ કર્યા છે આખ્યાનિક કાવ્ય તે માત્ર ઇતિહાસનુજ અનુકરણ છે અને તેમાં આપેલી હકિકત ખરીજ હશે એવા ભૂલાવામા વખતે પડી જવાય,પણ એમ ન થવાનુ કારણ એટલુજ છે કે એમા સાધારણ રીતે હદ ઉપરાત અતિશયોક્તિ કરવામા

આવે છે. **નાટચ** ઇતિહાસનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે; કારણ કે તેમાં જાણે આપણી નજર આગળજ કાર્ય બનતું હોય એમ જણાય છે અને ઇતિહાસમાં તો તે કાર્ય ભૂતકાળમાં બન્યું હોય એવો અનુભવ થાય છે. **નીતિદર્શક** કાવ્ય (આ કાવ્યને બેકને પાછળથી પહેલા બે પ્રકાર કરતાં ઉંચા પ્રકારનું ગણ્યું હતું.) નમુના રૂપ અગર દૃષ્ટાન્તરૂપ ઇતિહાસ છે અને તેમાં બુદ્ધિનો વિષય જે વિચાર તેનું ઇન્દ્રિઓનો વિષય જે રૂપ તેમાં વર્ણન કરવામાં આવે છે.

જેવી રીતે કિરણો સીધાં, વક્રગતિ પામેલાં અને પરાવર્તન પામેલાં એવાં ત્રણ પ્રકારનાં હોય છે તેવીજ રીતે ઇશ્વર, પ્રકૃતિ અને પુરૂષ એ ત્રણેનો તત્વજ્ઞાનના વિષયમા સમાવેશ થાય છે, કારણ કે પ્રકૃતિનું કિરણ આપણી બુદ્ધિ ઉપર સીધું પડે છે, ઇશ્વરનું કિરણ (તેના પ્રાણીઓરૂપી અસમ સાધનમાં થઇને આવે છે તેથી) વક્રગતિએ પામીને આવે છે; અને માણસનું પોતાનું કિરણ પોતાની જાત ઉપર પરાવર્તન પામીને પડે છે. પણ તત્વજ્ઞાનની આ ત્રણ શાખાઓ **પ્રધાનતત્વશાસ્ત્ર**રૂપી એક મોટા થડમાં મળે છે. આ પ્રધાનતત્વજ્ઞાન વિશેષ શાસ્ત્રોનુ મૂળ અગર ઉત્પત્તિસ્થાન છે અને જે પ્રત્યક્ષ પ્રમાણો અને પ્રશ્નો કોઇ અમુક શાસ્ત્રના વિષયો નહિ છતાં સામાન્ય રીતે સઘળા જ્ઞાનના વિષયો છે તેઓનો સમાવેશ આ પ્રધાનતત્વશાસ્ત્રમાં થાય છે.

ઇશ્વરના સંબંધમાં જે જ્ઞાન—જ્ઞાનનો આભાસ—પ્રકૃતિના પ્રકાશમાંથી અને પ્રાણીઓ વિષે ચિન્તન કરવામાથી મળે છે તેને **સૃષ્ટિજન્ય ઇશ્વરજ્ઞાન** કહે છે. તત્વજ્ઞાનનો બીજો ભાગ જેને **પદાર્થ-વિજ્ઞાન** એવું નામ આપવામા આવ્યુ છે તેના **કલ્પના** અગર મત્ર—અર્થાત્—કારણોની તપાસ અને **ક્રિયા** અગર તત્ર—અર્થાત્—ક્રિયાની ઉત્પત્તિ અને પ્રાપ્તિ એવા બે પેટા ભાગ છે કાલ્પનિક તત્વજ્ઞાનના વળી **પ્રકૃતિશાસ્ત્ર** અને **આત્મતત્વવિદ્યા** એવા બે અંતર્વિભાગ કર્યા છે. પ્રકૃતિશાસ્ત્રમાં વસ્તુકારણ અને શક્તિકારણ—અર્થાત્—જે વસ્તુઓમાથી અને જે શક્તિના આધારે ક્રિયાઓ થાય છે તેઓનુ વર્ણન કરવામા આવે છે. આત્મતત્વવિદ્યાનો સબધ **રૂપકારણ** અને હેતુકારણ સાથે છે. અર્થાત્—એમાં વસ્તુઓના મૂળ પ્રયોજનનું અગર તેઓના આતર બધારણ અગર તત્વ જેમાથી તેઓના

બીજા ગુણોની ઉત્પત્તિ થાય છે તેનુ વિવેચન કરવામા આવે છે બીજો પેટા-ભાગ જે ક્રિયા વિષયક તત્વજ્ઞાન તેના પણ બે અંતર્વિભાગ કર્યા છે પહેલામા જેમ પ્રકૃતિશાસ્ત્ર તેમ અહીંઆ યન્ત્રશાસ્ત્ર અને પહેલામાં જેમ આત્મતત્વવિદ્યા તેમ અહીં કારણશાસ્ત્ર (Magic as used by Bacon) છે યન્ત્રશાસ્ત્રનો આધાર વસ્તુસ્વરૂપ અને શક્તિકારણના જ્ઞાન ઉપર છે અને કારણશાસ્ત્રનો આધાર રૂપકારણ ઉપર છે હેતુકારણ તદ્દન ફળરહિત છે એમ ગણી આ જગ્યાએ બેકન તેનો તિરસ્કાર કરે છે તે કહેછે કે કોઇ વસ્તુનો હેતુ અગર પ્રયોજન જાણવાથી આપણામા તેને ઉત્પન્ન કરવાની શક્તિ આવતી નથી વસ્તુમરણ અને શક્તિકારણ વિષે જ્ઞાન મેળવવાથી ઘણીવાર આપણામા યાન્ત્રિક ક્રિયાઓ કરવાની શક્તિ આવે છે હવે બેકન કહે છે કે માત્ર આટલાજ અભ્યાસથી યથાર્થ અગર સપૂર્ણ જ્ઞાન મળતુ નથી સપૂર્ણ જ્ઞાન મેળવવાનો ખરો રસ્તો એ છે કે આપણે મૂળ તત્વ અગર તત્વો જેઓના ઉપર બીજા પદાર્થોનો આધાર છે તે શોધવાનો પ્રયત્ન કરવો જોઇએ અને તેઓને શોધી કહાડ્યા પછી તેઓની યોગ્ય વ્યવસ્થા કરી તેઓમાંથી બીજા પદાર્થોને ઉત્પન્ન કરતા શિખવુ જોઇએ ઉદાહરણ તરીકે જો આપણે કોઈ વસ્તુના સૂક્ષ્મ અંગોમાં જે ગતિ રહેતી હોય તેને ઉષ્ણતા કહીએ તો ઉષ્ણતા ઉત્પન્ન કરવાનો ખરો અને અસરકારક રસ્તો એ છે કે આપણે પ્રથમ એ ગતિ વિષે સપૂર્ણ જ્ઞાન મેળવવુ જોઇએ આ જાતની ક્રિયા જેનો મુખ્ય આધાર રૂપકારણ ઉપર છે તેને બેકન કારણશાસ્ત્ર કહે છે પ્રયોગો કરવાથી પ્રાકૃતિક કારણોવિષે માહિતી મેળવવાથી અગર અકસ્માતથી પ્રકૃતિના મુખ્ય ફેરફારો અગર ચમત્કારો જાણી શકાતા નથી પણ તે જાણવાનો સઘળો આધાર રૂપકારણના જ્ઞાન ઉપર છે

ગણિતશાસ્ત્રના શુદ્ધ અને મિશ્ર એવા બે ભાગ કરી તેને બેકને પદાર્થ-વિજ્ઞાનના સાથે મૂક્યુ છે એરીસટોટલે ગણિતશાસ્ત્રને પ્રકૃતિશાસ્ત્ર અને આત્મતત્વવિદ્યા સાથે કાલ્પનિક તત્વજ્ઞાનની એક શાખા તરીકે ગણ્યુ હતુ એ વાત બેકનના જાણવામાં હતી પણ 'ગણિતશાસ્ત્રીઓ ગણિતશાસ્ત્ર પ્રકૃતિશાસ્ત્ર ઉપર અમલ ચલાવે છે એવી ઇચ્છા રાખવામા જે મગરૂરી ધારણ કરે છે' તેના લીધે બેકન એ શાસ્ત્રને માત્ર ગૌણ શાખા તરીકે ગણે છે

ડી ઓગમેન્ટીસના ચોથાથી તે આઠમા પુસ્તક સુધી પાંચ પુસ્તકોમાં બેકને મનુષ્ય-શાસ્ત્ર વિષે હકિકત આપી છે. પહેલામાં તેણે વિભિન્ન અગર બીજાઓના સંસર્ગરહિત, અને બીજામાં અભિન્ન અગર બીજાઓના સંસર્ગયુક્ત, મનુષ્ય વિષે વિવેચન કર્યું છે. પહેલાને તેણે મનુષ્ય પ્રકૃતિને લગતું તત્વજ્ઞાન અગર **મનુષ્ય-તત્વજ્ઞાન** અને બીજાને **સામાજીક-તત્વજ્ઞાન** એવાં નામ આપ્યાં છે. મનુષ્ય તત્વજ્ઞાનમાં જે શાસ્ત્રો મનુષ્યના શરીર અને ચિત્ત વિષે માહિતી આપે છે અને જે સામાન્ય શાસ્ત્ર મનુષ્યની પ્રકૃતિ અને સ્થિતિ વિષે અગર શરીર અને ચિત્તને સામાન્ય હોય એવી બાબતો વિષે માહિતી આપે છે તેઓનો સમાવેશ થાય છે. મનુષ્યના શરીરને લગતી શાખાના **આરોગ્યતા, સૌન્દર્ય, બળ** અને **સુખ** એવા ચાર પેટા ભાગ કર્યા છે, કારણ કે સાધારણ રીતે જેને આપણે શારીરિક સુખ કહીએ છીએ તે આ ચાર બાબતોમાંજ રહેલું છે આ ચાર વિભાગોના ધોરણે આરોગ્યવર્ધક, કાન્તિવર્ધક, બળવર્ધક, અને વિષયવૃત્તિજક એવાં ચાર શાસ્ત્રો છે.

જીવાત્માના બુદ્ધિવિશિષ્ટ અને બુદ્ધિરહિત એવા બે ભાગ પાડ્યા છે. બીજો ભાગ મનુષ્ય અને બીજા પ્રાણીઓને સામાન્ય છે. જીવાત્માને લગતી શાખામાં એ આત્માના ધર્મ અને શક્તિઓ અગર એ શક્તિઓના વિષયો અને ઉપયોગીપણા વિષે વિવેચન કરવામા આવે છે જે શાસ્ત્રમાં આત્માની શક્તિઓના ઉપયોગીપણા વિષે અને તેઓના વિષયો વિષે માહિતી આપવામા આવે છે તેના **ન્યાયશાસ્ત્ર** અને **નીતિશાસ્ત્ર** એવા બે વિભાગ કર્યા છે **ન્યાયશાસ્ત્રને** બેકન ઘણા બહોળા અર્થમાં વાપરે છે અને એમાં તેણે શોધ કરવાનો હુન્નર, પરીક્ષા કરવાનો હુન્નર, યાદ રાખવાનો હુન્નર, અને બીજાઓને કહેવાનો અગર સમજાવવાનો હુન્નર એવા ચાર હુન્નરોનો સમાવેશ કર્યો છે. આવા પેટા ભાગોના પણ તેણે બીજા અંતર પેટા ભાગો કર્યાછે. ઉદાહરણ તરીકે શોધ કરવાના હુન્નરના જુદા જુદા હુન્નરોની શોધ અને વાદવિવાદની શોધ એવા બે ભાગ કરવામાં આવ્યાછે. આ બધી હકિકત ડી ઓગમેન્ટીસમાંથી લીધીછે. એડવાન્સમેન્ટમા થોડો ફેરફાર છે. ખરૂ જોઇએ તો બેકનના શોધને લગતા હુન્નરનો પ્રથમ ભાગ અને પરીક્ષા કરવાનો હુન્નર એ બેનોજ જે અર્થમાં

આપણે ' ન્યાયશાસ્ત્ર ' ને સમજીએ છીએ તેમા સમાવેશ થાયછે તેઓમાં **વ્યાપ્તિ, પગમર્શ, હેત્વાભાસ અગર અનુમાનદોષ** વિગેરે સઘળાનો સમાવેશ થાયછે શોધને લગતા કુન્નરના બીજા પેટા ભાગમા તો **બેકને** માત્ર કેટલીક વ્યવહારોપયોગી સૂચનાઓજ કરી છે અને તેઓનો ન્યાયશા સ્ત્રમાં સમાવેશ થઇ શકે નહિ સ્મરણશક્તિ ઉપર તેણે જે કઇ લખ્યુ છે તે માત્ર સ્મરણશક્તિ વધારવાના કેટલાક નિયમો છે અને તેઓનો માનસિક તત્વજ્ઞાન સાથે કઇ સબધ નથી.

નીતિશાસ્ત્રના **પરમ સુખ અને મનની કેળવણી** એવા બેભાગ પાડ્યાછે પહેલામા સુખના સ્વરૂપ વિષે અને બીજામા એ સુખ મેળવવા માટે કયા નિયમોના આધારે મનુષ્યની ઇચ્છાને દોરવી જોઇએ તે વિષે વિવેચન કરવામા આવેછે મનુષ્ય-શાસ્ત્રનો બીજો મોટો ભાગ જે **સામાજિક** તત્વજ્ઞાન તેના જનસમૂહ સાથે મનુષ્યના ત્રણ મુખ્ય કાર્યોને અનુસરીને વ્યાવહારિક જ્ઞાન, ધધાને લગતુ જ્ઞાન અને રાજ્યનીતિનું જ્ઞાન એવા ત્રણ ભાગ કર્યાછે, કારણકે જનસમૂહના સસર્ગમાં રહેવાથી માણસ ત્રણ પ્રકારના સુખ મેળવવાની ઇચ્છા રાખેછે (૧) બીજાઓના સહવાસથી મળતો દિલાસો (૨) કામકાજમા સહાય, અને (૩) દુ ખમાથી રક્ષણ વૈશ્વિક ન્યાયનો સમાવેશ **બેકને** ત્રીજામા કર્યો છે

ડી ઓગમેન્ટીસના છેલ્લા અગર નવમા પુસ્તકમા **બેકને** પવિત્ર જ્ઞાન અગર ઇશ્વર પ્રેરિત ઇશ્વરજ્ઞાનનુ વર્ણન કર્યુ છે 'આ ઇશ્વરપ્રેરિતજ્ઞાન અગર ઇશ્વરોક્ત શાસ્ત્રમાથી મળતુ જ્ઞાન સૃષ્ટિજન્યઇશ્વરજ્ઞાનથી તદ્દન જુદુ છે આ વિષયના તેણે શરૂઆતમા જે વિભાગ કર્યા હતા તેમા પાછળથી બીજા વધાર્યો નથી, પણ આમા પૂરવણી તરીકે તે ધર્મની બાબતમા વિચારશક્તિનો વાસ્તવિક ઉપયોગ 'મતાન્તરરક્ષમા', અને ' ધર્મપુસ્તકોના અમુક ભાગ ઉપર ટીકા સાથે કરેલુ વિવરણ ' એવા ત્રણ વિષયો દાખલ કરે છે

આ પ્રમાણે **બેકને** શાસ્ત્રોના વિભાગો કર્યા છે જોકે જે ધોરણે તેણે આ વર્ગીકરણ ક્યુ છે તે ભૂલભરેલુ છે અને તે ઉપરાત તેણે કરેના મુખ્ય ભાગોના કેટલાક વિશેષ પેટા વિભાગો અપૂર્ણ અગર ખામી ભરેલા

છે, તોપણ એ કાળની સ્થિતિને અનુકૂળ આવે એવો સ્વતંત્ર ધોરણે જ્ઞાનનો નકશો તૈયાર કરવામાં તેણે જે હિમ્મત ધરી છે તેના માટે તેને ધન્યવાદ ઘટે છે. આ નકશો જોકે જોઇએ તેટલો ચોક્કસ નથી તોપણ તેમાં આપેલી કેટલીક હકિકત સવિસ્તર હોવાથી નવીન શોધ કરનારને તેમાંથી ઘણી સારી મદદ મળી શકે એમ છે હવે **બેકન**ના પહેલાં અને તેના પછી બીજા લેખકોએ પોતપોતાના સ્વતંત્ર ધોરણે જે વર્ગીકરણ કર્યાં છે તેઓના સાથે જો આપણે **બેકન**ના વર્ગીકરણને સરખાવીશું તો આપણે તેના શ્રમની યથાર્થ બૂજ કરી શકીશું. **એરીસટોટલ**ના અનુગામીઓએ કરેલું વર્ગીકરણ નીચે મુજબ હતું–પહેલો મુખ્ય વિભાગ જે **કાલ્પનિક જ્ઞાન** તેના **પ્રકૃતિશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર** અને **ઈશ્વરજ્ઞાન** એવા ત્રણ પેટા ભાગ પાડવામાં આવ્યા હતા; બીજો વિભાગ જે વ્યવહારોપયોગી જ્ઞાન તેમાં નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને રાજનીતિ એ ત્રણનો સમાવેશ કર્યો હતો; અને ત્રીજા મુખ્ય વિભાગના **તર્કશાસ્ત્ર, કાવ્ય** અને **અલંકારશાસ્ત્ર** અગર **વાક્પાટવ** એવા ત્રણ ભાગ કર્યા હતા ગણિતશાસ્ત્રના પણ સાધારણ રીતે **અંકગણિત, ભૂમિતિ** અને **ખગોળવિદ્યા** એવા ત્રણ અંતર પેટા ભાગ કરવામાં આવ્યા હતા.

**બેકને** કરેલા વર્ગીકરણની ઉત્તમતા વિષે મોટામાં મોટી ઐતિહાસિક સાબિતી એ છે કે **ડી એલમ્બર્ટે** સહેજસાજ ફેરફાર કરીને **ફ્રાન્સ**ના વિધાયક ઉપર પોતાના સંભાષણમાં એજ વર્ગીકરણને પસંદ કર્યું હતું તેણે જે ફેરફારો કર્યા હતા તે નીચે મુજબ હતા. કલ્પનાશક્તિ અને વિચારશક્તિની અર્થાત્ કાવ્ય અને તત્વજ્ઞાનની જગ્યાઓ તેણે એવી રીતે બદલી હતી કે એની પોતાની યોજનામાં કાવ્ય છેલ્લું આવે છે. **ડી એલમ્બર્ટ**ના ધારવા પ્રમાણે કલ્પનાશક્તિ વિચારશક્તિ કરતાં વધારે પરિપકવ હોય છે અને તેથી તેને સંપૂર્ણ રીતે ખીલતાં વધારે વખત લાગે છે. ઇશ્વરોક્ત શાસ્ત્રમાંથી મળતા ઇશ્વરજ્ઞાનને તેણે મનુષ્ય તત્વજ્ઞાનમાંથી જુદું પાડવાના બદલે તત્વજ્ઞાનના એક ભાગ તરીકે ગણ્યુ છે. આત્મતત્વવિદ્યાને તે ત્રણ અર્થમાં વાપરે છે. ( ૧ ) સામાન્ય આત્મતત્વવિદ્યા જે **બેકન**ના પ્રધાન તત્વજ્ઞાનને મળતી આવે છે; ( ૨ ) વિશેષ આત્મતત્વવિદ્યા જે માત્ર આત્માને લગતું શાસ્ત્ર છે; ( ૩ ) પદાર્થ તત્વવિદ્યા અગર સામાન્ય પ્રકૃતિશાસ્ત્ર.

ગણિતશાસ્ત્રને માત્ર પૂરવણી તરીકે નહિ ગણતાં તેણે એ શાસ્ત્રને પ્રકૃતિ-વિજ્ઞાનના એક મુખ્યભાગ તરિકે ગણ્યું છે. વૈદક અગર માણસના શરીરની સંભાળને લગતાં શાસ્ત્રોને તેણે પ્રકૃતિ-વિજ્ઞાનમાં દાખલ કર્યા છે, નીતિશાસ્ત્રના સામાન્ય અને વિશેષ એવા બે ભાગ કર્યા છે, પહેલામાં ઇષ્ટ અને અનિષ્ટનો અગર મારાસારનો વિચાર કરવામાં આવે છે અને બીજામાં માણસ જ્યારે એકલો હોય, કુટુંબમા હોય અગર બીજા માણસોના સહવાસમા હોય ત્યારે તેની વિશેષ ફરજો શી શી છે તે વિષે વિવેચન કરવામાં આવે છે કવિતામા માત્ર શુદ્ધ કાવ્યનોજ નહિ પણ માનસિક શ્રમસાધ્ય સઘળા ઉંચા પ્રકારના હુન્નરોનો સમાવેશ કરવામા આવ્યો છે.

બેકનના વર્ગીકરણની મોટામા મોટી ભૂલ એ હતી કે તેણે એ વર્ગીકરણ માનસિક શક્તિઓના કલ્પિત તફાવતોના ધોરણે કર્યું હતુ. પ્રથમ-દર્શનિક આપણે જોઇ શકીએ છીએ કે અવલોકન કરવાની ટેવનો સમાવેશ સ્મરણશક્તિમા થઇ શકે નહિ બીજી વાત એ છે કે કલ્પનાશક્તિને **સંસ્થાપકશક્તિ** અગર **કારકશક્તિ** એવા વિશેષ અને મર્યાદિત અર્થમા સમજવી જોઇએ. પૃથક્કરણ કરવાની અને સામાન્ય નિયમો ઘડવાની ક્રિયાઓને વિચારશક્તિની ક્રિયાઓમા સમાવવી જોઇએ, પણ આવા વાંધા ઉઠાવ્યા ઉપરાત સહેજ વિચાર કરતા આપણને જણાય છે કે કોઇ જરાતરા લાંબી અગર ગુંચવણ ભરેલી ક્રિયામા આ સઘળી માનસિક ક્રિયાઓ સામટી એવી રીતે સામેલ હોય છે કે અમુક ક્રિયા અમુક શક્તિનો વિષય હશે એમ આપણાથી ખાતરીપૂર્વક કહી શકાતુ નથી. ઉદાહરણ તરીકે ઇતિહાસ લખતી વખતે આપણે દરેક હકિકત જે રૂપમાં બની હોય તેજ રૂપમા કહેવી પડે છે એટલુંજ નહિ, પણ ઘણીવાર આપણે એક પંક્તિ એક એમ હારબંધ વિચારો કરવા પડે છે અને અમુક બનાવ શા કારણથી બન્યો હશે, અગર તે વખતે મુખ્ય પાત્રોના ઉદ્દેશો કેવા હશે એ વિગેરે જાણવા માટે જુદી જુદી જાતની ગુંચવણ ભરેલી ઘણી બાબતો વિષે કલ્પના કરવાની આપણને ફરજ પડે છે, તેમજ સ્મરણશક્તિની મદદ વગર આપણે કોઇ જાતનુ અનુમાન કરી શકતા નથી, અગર કોઇ અમુક બે વિચારોને જોડી શકતા નથી એ વાત સુપ્રસિદ્ધ છે આવા દુર્ઘટ વિષય ઉપર નિયમો આપવા એ કામ અલબત્ત કઠિન છે, તોપણ

આટલું તો કહી શકાય કે વર્ગીકરણ કરતી વખતે માનસિક શક્તિઓના ધોરણે ન ચાલતા જો આપણે જુદા જુદા શાસ્ત્રોના ધર્મો અગર ગુણોના ધોરણે ચાલીએ તો બેશક આપણે વધારે સારૂ વર્ગીકરણ કરી શકીએ બેકનના વર્ગીકરણ ઉપર સવિસ્તર ટીકા કરનારને તરતજ જણાઇ આવે છે કે જ્યા ત્યા પૂરવણી આપવાની એની રીત પસંદ કરવા લાયક નથી માણસના શરીરને લગતી બાબતોનો સમાવેશ પ્રકૃતિશાસ્ત્રમા નહિ કરતા તેઓને તે નીતિશાસ્ત્રના એક ભાગ તરીકે ગણે છે એ પણ આશ્ચર્ય જેવુ છે પ્રકૃતિશાસ્ત્રના તેણે જે વિભાગો કર્યા છે તેમાના કેટલાક અનિશ્ચિત અને અયોગ્ય છે પરન્તુ આવી ટીકા કરતા આપણે ખાસ ધ્યાનમા લેવા જેવી બાબત એ છે કે **બેકન** તો માત્ર આ દિશામા રસ્તો બતાવનારજ હતો અને તેથી એને દોષ આપવાના હેતુથી એના વર્ગીકરણમા જ્યા ત્યા ભૂલો બતાવવાનો પ્રયત્ન કરવો એ બરાબર કહેવાય નહિ, પણ બીજાઓને ખરે રસ્તે દોરવાના હેતુથી તેણે યથાશક્તિ જે પ્રય ન કર્યો છે તેના માટે આપણે તેનો આભાર માનવો જોઇએ

**બેકનના** પછી **હેગલ, કૉન્ટે** અને **હરબર્ટ સ્પેન્સર** આ ત્રણ તત્વવેત્તાઓએ જુદા જુદા ધોરણે શાસ્ત્રોના વર્ગીકરણ કરવાના પ્રયત્ન કર્યા છે **હરબર્ટ સ્પેન્સરે** પોતાનુ વર્ગીકરણ **વિભિન્ન** અને **અવિભિન્ન** અગર **મૂર્ત** અને **અમૂર્ત** વચ્ચેના તફાવતના ધોરણે કર્યુ છે, પણ પાછળથી તેણે **વિભિન્નાવિભિન્ન** એવો ત્રીજો ભાગ આપ્યો છે. મી **બેઇને** પોતાના ન્યાયશાસ્ત્રના પરામર્શખંડમા આ વર્ગીકરણ ઉપર ટીકા કરીછે અને એજ પુસ્તકની પ્રસ્તાવનામા તેણે એનો પોતાનો વિચાર દર્શાવ્યો છે. ઇન્ગલેન્ડના પ્રખ્યાત નૈયાયિક **જૉન સ્ટુઅર્ટ મીલે** કેટલાક ફેરફાર સાથે **કૉન્ટેના** વર્ગીકરણને સ્વીકાર્યુ છે કૉન્ટેના કહેવા પ્રમાણે પ્રાણીવિદ્યા જેવા મૂર્તશાસ્ત્રો હજુ બરાબર તૈયાર થયા નથી અને તેથી તે ફક્ત અમૂર્ત શાસ્ત્રોનુ વર્ગીકરણ તેઓના દશ્યમાનના વધતા ઓછા સયુક્તપણાના-ગુચ-વણના ધોરણે કરે છે, આ પ્રમાણે દરેક શાસ્ત્રનો આધાર પોતાના ઉપરના શાસ્ત્રના જ્ઞાન ઉપર હોય છે, તોપણ તે આ જ્ઞાનમા પોતાની કેટલીક વિશેષ બાબતો ઉમેરે છે આ ધોરણે ચાલવાથી કૉન્ટેનુ વર્ગીકરણ નીચે પ્રમાણે છે—( ૧ ) ગણિતશાસ્ત્ર ( આ શાસ્ત્રના પહેલા અકગણિત, ભૂમિતિ

અને યંત્રશાસ્ત્ર આવે છે ), ( ૨ ) ખગોળવિદ્યા ( ગુરૂત્વાકર્ષણના નિયમને લાગુ પાડવાની વિદ્યા ), ( ૩ ) પ્રકૃતિશાસ્ત્ર જેમા ભાર, ઉષ્ણતા, ધ્વનિ, વિજળી વિગેરેને લગતી વિદ્યાઓનો સમાવેશ થાય છે, ( ૪ ) રસાયણશાસ્ત્ર જેના જીવ સાધન વિષયક અને જડપદાર્થવિષયક એવા બે પેટા ભાગ કરવામાં આવ્યા છે, ( ૫ ) સર્વેન્દ્રિયશાસ્ત્ર અથવા પ્રાણી તથા વનસ્પતિની સઘળી ઇન્દ્રિઓ તથા તેઓના ધર્મ મ્હેનારૂ શાસ્ત્ર ( ૬ ) જનસમૂહને લગતુ શાસ્ત્ર જેમા માણસની પોતાની, પોતાના કુટુંબની અને જનસમૂહની નીતિનો સમાવેશ થાય છે કૉન્ટે વાયુચક્રવિદ્યા, ભુસ્તરવિદ્યા, ધાતુવિદ્યા, પ્રાણીવિદ્યા વિગેરે કેટલાક મૂર્તશાસ્ત્રોને ગણાવે છે પણ આ સિવાય આ ભાગમાં ન્યાયશાસ્ત્ર, આત્મવિવેક અગર મનુષ્યના આત્માની શક્તિ અને તેના ધર્મ વિષેનુ શાસ્ત્ર ઇશ્વરજ્ઞાન અને અર્થશાસ્ત્ર વિગેરે ઉમેરવાની જરૂર છે અર્થશાસ્ત્ર કૉન્ટેની ભૂલમા રહી ગયુ હતુ એમ નહોતુ પણ તેણે ઇરાદાપૂર્વક એ શાસ્ત્રનો ત્યાગ કર્યો હતો. વળી આ વર્ગીકરણમા અક્ષરવિદ્યા અને હુન્નરના વિભાગો જોવામા આવતા નથી આવા દરેક વર્ગીકરણના સબંધમા ટુંકામાં આપણે આ પ્રમાણે કહી શકીએ કે એકે એવુ નહિ મળી આવે કે જે સામા પક્ષની ટીકામાથી સમૂળગુ મુક્ત થઇ શકે પણ આ ઠેકાણે આપણે બેકનની લોકપ્રિય મ્હેવત યાદ લાવવી જોઇએ—કે જેમ જેમ નવીન શોધો થતી જાયછે તેમ તેમ શોધ કરવાનો હુન્નર પણ વૃદ્ધિ પામે છે આ નિયમના આધારે વર્ગીકરણ કરવાનો હુન્નર પણ જે જ્ઞાનનુ આપણે વર્ગીકરણ કરવુ હોય તેની વૃદ્ધિના પ્રમાણમા વધવોજ જોઇએ

હજુ સુધી આપણે માત્ર જુદા જુદા શાસ્ત્રોના બેકને કરેલા વિભાગોજ તપાસ્યા છે, પણ એડવાન્સમેન્ટ અને ઑર્ગમેન્ટીસનો એક ઘણોજ રમુજી ભાગ હજુ તપાસવાનો રહી જાય છે આ ભાગમા તે પોતાના વખતમા વિવિધ શાસ્ત્રોમા જે ખામીઓ હતી તે બતાવે છે. તે કહે છે કે વિદ્યાના સબંધમા આપણે મુખ્ય ત્રણ બાબતો વિષે વિચાર કરવાનો છે—( ૧ ) વિદ્યાનુ સ્થાન, ( ૨ ) પુસ્તકો અને ( ૩ ) શિક્ષકો આ ઠેકાણે વિદ્યાને સાચવી રાખવા સારૂ પુસ્તકો અને પાઠશાળાઓની જરૂર છે પાઠશાળાઓને વાર્ષિક ખરચ માટે બક્ષીસો તેમજ એ ઉપરાંત બીજા કેટલાક વિશેષ હક આપવા જોઇએ પુસ્તકો મોટા જથ્થામા એમાં

કરવાં જોઈએ. પાઠશાળાઓના સંબંધમાં **બેકન** મુખ્ય છ ખામીઓ બતાવે છે. (૧) સઘળી પાઠશાળાઓ વિદ્યાર્થીઓને વિશેષ ધંધાઓ માટે લાયક બનાવે છે પણ એકે પાઠશાળા સામાન્ય જ્ઞાન ઊપર ધ્યાન આપતી નથી. જેવો સંબંધ શરીર અને પેટ વચ્ચે છે તેવોજ સંબંધ સામાન્ય અને વિશેષ હુન્નર વચ્ચે છે, તેથી કરીને જેવી રીતે ભૂખ્યા રહેવાથી–અર્થાત્–પેટને ખોરાક નહિ આપવાથી શરીરને નુકશાન પહોંચે છે, તેવીજ રીતે સામાન્ય જ્ઞાન ઉપર ધ્યાન નહિ આપવાથી સઘળા હુન્નરોને નુકશાન થાય છે–(૨) અધ્યાપકોને સારો પગાર આપવો જોઈએ, નહિ તો વિદ્વાન શિક્ષકો મળી આવશે નહિ અને તેથી કરીને જેમ લશ્કરના મોદીખાનાના અધિકારીને પૂરતું ખરચ નહિ આપવાથી પરિણામે લશ્કરની સ્થિતિ બગડે છે તેમ પાઠશાળાઓના અધ્યાપકો જેઓનું મુખ્ય કામ વિદ્યાર્થીઓને વ્યવહારોપયોગી કામકાજ માટે તૈયાર કરવાનું છે તેઓને જો પેટપૂરતુ આપવામાં નહિ આવશે. તો તેઓ પોતાની ફરજ બરાબર બજાવી શકશે નહિ; (૩) પ્રકૃતિશાસ્ત્રનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ માટે રસાયણ–પ્રયોગ શાળાઓ ઊઘાડવી જોઈએ; (૪) પાઠશાળાના સત્તાધીશો, રાજાઓ અને હાકેમોએ વખતોવખત ભેગા થઇ ચાલતી પદ્ધતિમાં કંઇ ફેરફાર કરવો અવશ્યનો જણાય તો તે વિષે યોગ્ય તજવીજ કરવી જોઇએ ઊદાહરણ તરીકે નાના છોકરાઓને તેઓની બુદ્ધિ ખીલ્યા પહેલાં ન્યાયશાસ્ત્ર અને અલંકારશાસ્ત્ર જેવા વિષયો શિખવવા એ બરાબર નથી; (૫) પાઠશાળાઓએ બીજા ધંધાઓને લગતી મંડળીઓનુ અનુકરણ કરીને એક બીજાને સહાય કરવાની જરૂર છે; (૬) કેટલાક માણસોને ખાસ નવીન શોધો કરવાના કામ ઉપર નિમવાની આવશ્યકતા છે.

આ પ્રમાણે પોતાના વખતની પાઠશાળાઓની ખામીઓ બતાવતાં **બેકને** જે સૂચનાઓ કરી છે તેમાની ઘણીખરી હાલના વખતમા અમલમાં આવી ગઇ છે. જુદા જુદા શાસ્ત્રોના સંબંધમા **બેકને** જે જે ખામીઓ બતાવી છે તે બધો અહીં આપવાથી લંબાણ થવાની ધાસ્તી રહે છે, તેથી તેમજ એમાંની ઘણીખરી હાલના વખતને લાગુ પડે એવી નહિ હોવાથી આપણે અહીં માત્ર કેટલીક મહત્વની ખામીઓનીજ નોંધ લઇશું વિદ્યાના સંપૂર્ણ અને જેમાં સર્વે વિષયોનો સમાવેશ થાય એવા ઇતિહાસની મોટી

ખોટના સંબંધમાં બોલતાં તે કહે છે કે આવા ઈતિહાસમાં દુનિયાના જુદા જુદા સમયોમાં કેવા પ્રકારના હુન્નરો ચાલતા હતા, સામાન્ય વિદ્યાની સ્થિતિ કેવી હતી, વિવિધ હુન્નરોની ઉત્પત્તિ અને નાશ કેવી રીતે થયાં, તેમાંના કયા કયા હજુ હયાત છે, તેઓની ઉત્પત્તિ પ્રાચીન કાળમાં હોવા છતાં હજુ સુધી તેઓ કેવી રીતે ટકી રહ્યા છે, જુદા જુદા સમયોમાં લોકોની શિખવાની પદ્ધતિ કેવી હતી, લોકોમાં કેટલી જાતો હતી, તેઓની રીતભાત કેવી હતી, તે વખતમાં નિશાળો અને પાઠશાળાઓ હતી કે નહિ, વિદ્યાની શાખાઓ કેવી અને કેટલી હતી, તેઓના આગેવાનો કોણ હતા, જુદા જુદા વખતની પ્રજાનું સ્વાભાવિક વલણ વિદ્યા તરફ હતું કે નહિ, તેઓના ધર્મો અને કાયદાઓ કેવા હતા, તેઓમાં વિશેષ પ્રખ્યાત માણસો કોણ હતા, વિગેરે બાબતોનો સમાવેશ થાય છે આજ વિષયને લગતી બીજી ખામી બેકન એ બતાવે છે કે યાંત્રિક હુન્નરોને લગતા ઇતિહાસની મોટી ખોટ છે, કારણકે પ્રકૃતિ–વિજ્ઞાન માટે આવા ઈતિહાસની ખાસ જરૂર છે. આમાંથી તાત્કાળિક ફાયદો એ થાય છે કે એક હુન્નરના અનુભવો, પ્રયોગો, અને અવલોકન સહેલાઇથી બીજા હુન્નરોના ઉપયોગમાં આવે છે અને તેથી નવીન વસ્તુઓની શોધ કરવાનું સુગમ પડે છે. બીજો મોટો લાભ એ થાય છે કે આવા ઇતિહાસથી આપણે વસ્તુઓનાં કારણો જાણવાને તેમજ વિવિધ હુન્નરોને લગતા કેટલાક પ્રત્યક્ષ નિયમો ઘડી કહાડવાને શક્તિમાન થઇએ છીએ જેવીરીતે માણસનો ખરો સ્વભાવ એને ચીડવ્યાથી જણાઇ આવે છે તેવીજ રીતે કુદરત ઉપર પણ જ્યારે હુન્નરોના પ્રયોગોરૂપી દબાણ મૂકવામાં આવે છે ત્યારેજ તે પોતાનું ખરું સ્વરૂપ પ્રકાશે છે. આજ વિષયને લગતી ત્રીજી એક ખોટ બેકન એ બતાવે છે કે આજ સુધીમાં માણસો જે જે શોધો કરવાને ફતેહમંદ થયા હોય તેની એક નોંધ કરી રાખવાની ખાસ જરૂર છે કે જેથી ભવિષ્યમાં કોઇ માણસ પુનઃ એની એ વસ્તુ માટે માથાફોડ કરે નહિ.

વળી મુખસામુદ્રિક અગર ચ્હેરા ઉપરથી સ્વભાવની પરીક્ષા કરવાની વિદ્યાનો એક ભાગ ખૂટે છે, " એરીસટોટલે ગતિરહિત શરીરના બંધારણ વિષે વિવેચન કર્યું છે પણ તેણે ગતિમાન શરીરનાં બધારણ —અર્થાત્— અંગ ચેષ્ટાઓ અગર ચાળાઓ વિષે કંઇ લખ્યું નથી."

સાપેક્ષશરીરછેદનવિદ્યાની ખાસ આવશ્યકતા છે. બેકન કહે છે કે શુધ્ધ શરીર છેદન વિદ્યા સારા પાયા ઉપર આવી છે પણ એવી સાપેક્ષ વિદ્યાની ખોટ છે, કારણ કે પહેલામાં શરીરના કેટલાક ભાગો, તેઓના આકાર અને સ્થિતિ વિષે યોગ્ય તપાસ થાય છે, પણ એજ ભાગોના આકાર અગર સ્થિતિ બીજા માણસના શરીરમાં જુદાજ પ્રકારનાં હોય માટે સાપેક્ષ-વિદ્યાની ખાસ જરૂર છે. આજ વિષયના સંબંધમાં બીજી એક ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે પ્રાણીઓના ગુણ અને ધર્મો જાણવાના હેતુથી કોઇ જીવના અવયવો કાપવામા આવે છે એ ખરેખર નિર્દય અને ધિક્કારવા જેવું કૃત્ય છે; પણ બેકન કહે છે કે માત્ર મુડદા ઉપર પ્રયોગ કરવાથી શરીરના કેટલાક ભાગની ચોક્સ તપાસ થઇ શક્તી નથી, તેથી આ શાસ્ત્રના ફળ અને દયા બન્નેને ધ્યાનમાં લઇ જીવતાં પ્રાણીઓના અવયવો છેદવાના હુન્નરને છેક બંધ કરવાની જરૂર નથી પણ તેના પ્રયોગો મનુષ્ય શિવાય બીજા પ્રાણીઓ ઊપર કરવા.

ખગોળવિદ્યાના સંબંધમાં બેકનની સૂચનાઓ ઘણીજ સ્તુતિપાત્ર છે. તે કહે છે કે ખગોળવિદ્યાથી આપણને માત્ર તારાઓની સંખ્યા, તેઓની સ્થિતિ,ગતિ વિગેરે બાહ્ય બાબતોનીજ માહિતી મળે છે,પણ આટલાજ જ્ઞાન ઉપરથી તેઓનું પ્રાકૃતિક કારણ સમજાતુ નથી, તેથી ખગોળવિદ્યાના કેટલાક સર્વમાન્ય વિચાર અગર અનુમાન વિગેરેના આધારે એવો કોઇ નિયમ ઘડી કહાડવો જોઇએ કે જે સઘળા દ્રશ્યમાન માટે ચોકસ ખુલાસો આપવા સાથે આકાશના સઘળા પદાર્થોની ગતિ અને અસર વિષે ખરી માહિતી આપી શકે. આ ઉપરથી આપણને જણાય છે કે બેકનના ધારવા પ્રમાણે પૃથ્વીના અને આકાશના દ્રશ્યમાનોનો અભ્યાસ જુદો નહિ કરતાં એક સાથે કરવાની જરૂર છે અહીં આપણે જોવુ જોઇએ કે સર આઇસેક ન્યુટન પાછળથી ખગોળવિદ્યાના સંબંધમા જે જે શોધો કરવાને ફતેહમદ થયો હતો તેઓ માટે બેકને આગળથીજ સૂચનાઓ કરી હતી.

સંયુક્ત ગણિતશાસ્ત્રની શાખાઓ પાછળથી ઘણી વધી જશે એ વિષે પણ બેકને પ્રમાણે કર્યો હતો

ડીઓગ્મેન્ટીસ ।। છઠ્ઠા પુસ્તકમા બેકન બાબાઓનો સાપેક્ષ અભ્યાસ કરવાનું સૂચવે છે. આવા અભ્યાસથી મોટો લાભ એ થાય છે કે આપણે જુદા જુદા લોકોની વિલક્ષણતા સહેજમા સમજી શકીએ છીએ.

સાતમા પુસ્તકમા તે મનુષ્ય-મનની કેળવણી વિષે સૂચનાઓ કરે છે માણસની ઇચ્છાનુસાર પરમ સુખની શોધ થઇ શકે તેના માટે જે નિયમો ઘડવામા આવે તેઓનો સમાવેશ આ વિષયમા થાય છે બેકન કહે છે કે આ હુન્નરમા જુદા જુદા માણસોના સ્વભાવ, સ્નેહ, અને ટેવો વિષે વિચાર કરવામા આવે છે અને એ સ્વભાવ અને ટેવોમા ગમે તેવો તફાવત હોય તોપણ મનુષ્યની જીદગી સુખી કરવા માટે આપણે અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ. આ વિષય ઉપર હજુ સુધી કોઇએ ધ્યાન આપ્યુ નથી એ જોઇને બેકન આશ્ચર્ય પામે છે આઠમા પુસ્તકમા બેકને જે ખામીઓ બતાવી છે તે સામાન્ય ન્યાય ઉપર એક સભાષણના રૂપમા છે પાછળથી તેણે આ સભાષણને જુદુ છાપીને પ્રસિદ્ધ કર્યુ હતુ આનો મુખ્ય ઉદ્દેશ ન્યાયનુ મૂળસ્થાન અને પ્રજાના સુખ અગર સગવડ ઉપર નજર રાખીને ન્યાયનો એવો નમુનો આપવાનો છે કે જેના આધારે જુદા જુદા રાજ્યોના વિશેષ કાયદાઓની પરીક્ષા થઇ શકે ઇ. સ ૧૬૦૫ની સાલમા જ્યારે એનું 'એડવાન્સમેન્ટ' બહાર પડ્યુ ત્યારથીજ આ વિચાર બેકનના મનમા આવ્યો હતો 'એડવાન્સમેન્ટ'ના છેવટના ભાગમા તે કહે છે કે રાજ્યના જાહેર ભાગના સબધમા મારે એક ખામી બતાવવાની છે અને તે એ છે કે જે લોકોએ કાયદાઓ ઘડ્યા છે તેઓએ તત્વવેત્તાઓ અગર કાયદાના હિમાયતીઓ જેવા કાયદા ઘડે તેવા ઘડ્યા છે પણ કોઇએ જેવા કાયદા કોઇ રાજનીતિજ્ઞ પુરુષ ઘડે તેવા ઘડ્યા નથી હવે તત્વવેત્તાઓ માટે પૂછો તો તેઓ કલ્પિત પ્રજા માટે કલ્પિત કાયદાઓ ઘડે છે અને તેઓના ભાષણો તારાઓ જેવા છે-તે ઘણા દૂર હોવાથી પૂરતો પ્રકાશ આપી શકતા નથી કાયદાના હિમાયતીઓ જે રાજ્યમા પોતે રહે છે તેનીજ અનુકૂળતા અગર સગવડ ઉપર આધાર રાખીને કાયદાઓ બનાવે છે અને તેથી એ કાયદાઓ આવશ્ય કરીને જે રૂપમા હોવા જોઇએ તે રૂપમા આવી શકતા નથી, કારણ કે કાયદા ઘડનારાનું અને કાયદાના હિમાયતીનુ ડહાપણ તદ્દન જુદાજ પ્રકારનુ હોય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

---

## શાસ્ત્રીય પદ્ધતિમાં બેકને કરેલો સુધારો.

સાક્ષરમડળમા બેકન મુખ્યત્વે કરીને એના નિબંધોથી પ્રખ્યાત થયો છે પણ વિદ્યા, હુન્નર અને મુખ્યત્વે કરીને ન્યાયશાસ્ત્ર અને તત્વશાસ્ત્રના સબધમા એની ખ્યાતિનો ઘણો આધાર શાસ્ત્રીય પદ્ધતિમા તેણે કરેલા સુધારા ઉપર છે બેકનનો સુધારો, બેકનની પધ્ધતિ, બેકનના તત્વજ્ઞાનનો જુસ્સો વિગેરે ઉપનામોથી તેના સઘળા વાચનારાઓ માહિતગાર છે આ પ્રકરણમા આપણે જે સુધારા સાથે તેનુ નામ જોડાયલુ છે તે કેવા પ્રકારનો હતો, એમા તે કેટલે દરજ્જે ફતેહ પામ્યો હતો, અને તેના અપૂર્વ પ્રયત્ન છતા એમા શી શી ખામીઓ રહી ગઈ હતી તે વિષે કેટલીક હકિકત ટુકાણમા આપીશુ આ હકિકત બરાબર સમજી શકાય એટલા માટે આપણે એના બે ભાગ કરી એકમા એના લખાણનો સારાશ અને બીજામા એ લખાણ ઉપર વિદ્વાન માણસોએ કરેલી ટીકાનો સક્ષિપ્ત હેવાલ આપીશુ.

મધ્ય યુગમા અને બેકનના જમાના સુધી જે પધ્ધતિ ચાલતી હતી તેને સાધારણ રીતે **પરામર્શપદ્ધતિ** એનુ નામ આપવામાં આવે છે પરામર્શ એ ન્યાયશાસ્ત્રનો એક મુખ્ય અને અનિવાર્ય ભાગ છે; પણ તેનો મુખ્ય આધાર અતિમ અગર સામાન્ય નિયમો ઉપર છે આ સામાન્ય નિયમો વિષે ખાતરી કરવી હોય તો તે પરામર્શના આધારે થઇ શક્તી નથી, તેથી એવા નિયમોની સત્યતાનો નિર્ણય કરવા સારૂ બીજી કોઈ નવી પધ્ધતિ—વ્યાપ્તિ—શોધવાની ખાસ જરૂર છે **એરીસટોટલ**ના વખતથીજ તત્વવેત્તાઓએ સામાન્ય નિયમોની ખાતરી કરવા સારૂ વ્યાપ્તિ એજ સુવ્યવસ્થિત અને યોગ્ય સાધન છે એમ માન્યુ હતુ, અને વ્યવહારમા સાધારણ માણસો પણ દુનિયાની શરૂઆતથી વિશેષ વાતો ઉપરથી સામાન્ય વાતનો નિશ્ચય કરતા આવ્યા છે—અર્થાત્—તેઓ વ્યાપ્તિનો ઉપયોગ કરતા હતા પણ તેઓ એ વ્યાપ્તિ નિયમાનુસાર કરતા હતા કે કેમ તે વિષે તેમને જ્ઞાન નહોતું. વિશેષ વાતો ઉપરથી

સામાન્ય નિયમ વિષે અનુમાન કરવુ–વ્યાપ્તિ–અગર સામાન્ય નિયમને વિશેષ વાતમા લાગુ પાડવો–પરામર્શ–આ બન્ને પધ્ધતિઓ દરેક પ્રકારને વિચાર કરવામા એટલી બધી અવશ્યની છે કે તેઓની ગેરહાજરીમા માણુસે કઇ જ્ઞાન સપાદન કર્યું છે, અગર એ જ્ઞાનને બીજાઓને સમજાવવાને તે શક્તિમાન છે એવુ ભાગ્યેજ કહી શકાય આટલા ઉપરથી આપણને જણાય છે કે જો કે બેકને વ્યાપ્તિના સબધમા પોતાની અપૂર્વ બુધ્ધિ અને મોત્સાહ શ્રમથી આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે, પણ વ્યાપ્તિની શોધ કરનાર એજ હતો એમ આપણાથી કહી શકાય નહિ કોઇ પણ યુગ અગર સમય એવો નહોતો કે જેમા માણુસો વ્યાપ્તિથી તદ્દન અજાણ્યા હતા બેકનના વખતના લોકો વાસ્તવિક હકિકત શોધવાનો પ્રયત્ન ન હોતા કરતા એમ તેનુ કહેવુ નથી, પણ તેનું કહેવુ એટલુંજ છે કે તેઓ આડી અવળી કેટલીક હકિકત મેળવ્યા પછી તેના વિષે પૂરતી તપાસ કર્યા શિવાય, અગર કોઇ ચોકસ નિયમને અનુસર્યા વગર એકદમ સામાન્ય નિયમો ઉપર આવી જતા આ પ્રમાણે તેઓ સામાન્ય નિયમોની સત્યતા વિષે ખાતરી કરવાની દરકાર કરતા નહિ અને કોઇ પ્રાચીન પ્રમાણુ ઉપર અગર પોતાના દુરાગ્રહ અગર પૂર્વ–કલ્પનાઓ ઉપર સપૂર્ણ વિશ્વાસ રાખી સખ્યાબધ અનુમાનો કરતા, પણ જે સાધનોના આધારે તેઓ આવાં અનુમાન કરતા તે જો ભૂલ ભરેલા હશે તો પોતાનો શ્રમ ફોગટ જશે એ વિષે તેઓ વિચાર કરતા નહિ

બેકનનો મુખ્ય ઉદ્દેશ ઉપરની ખામીઓ દૂર કરવાનો હતો અને તેથીજ તેણે પોતાના ગ્રથને **નોવેમ ઓરગેનમ**–નવુ સાધન–એવું નામ આપ્યુ છે આ ગ્રથ તે પૂરો લખી શક્યો નહોતો તેના પહેલા પુસ્તકમા બેકને વાચનારનો ઉત્સાહ વધારવાના હેતુથી પોતાના વખતમાં ચાલતી પદ્ધતિની નિષ્ફળતા ઉપર, સત્ય શોધવામા જે અસદ્ભ્યાસથી માણુસ ભૂલાવામા પડે છે તેના ઉપર, અને લાબા વખત સુધી માણુસો અજ્ઞાનમા રહ્યા તેના, અને ભવિષ્યમા જ્ઞાનની વૃદ્ધિ થવાના કારણો ઉપર કેટલાંક સૂત્રો આપ્યાં છે એ ગ્રથના બીજા પુસ્તકમા તે પોતાની નવી પદ્ધતિ આપવાનુ શરૂ કરે છે અને તે કે એનો ચોથો ભાગ પણ પૂરો થયા પહેલાં એ પુસ્તક બધ થાય છે, તોપણ એટલાજ ઉપરથી કુદરતનું વિવરણ કરવાના

શાસ્ત્રનો પાયો નાખવામાં તે ફતેહમંદ થયો છે. જેવી રીતે પરામર્શ એરીસ્ટોટલના હાથેજ સંપૂર્ણ કળાએ પહોંચ્યું હતું તેવીજ રીતે સાધારણ રીતે માણસો વ્યવહારમાં જે વ્યાપ્તિનો ઉપયોગ કરે છે તેને બાજુએ મૂકીએ તો આપણાથી આટલું કહી શકાય કે વ્યાપ્તિના આધારે આપણને જે સાબિતી મળે છે તેનું નિયમિત અને વ્યવસ્થાપૂર્વક પૃથક્કરણ કરવાનું માન બેકનનેજ ઘટે છે.

બેકન કહે છે કે ' માણસ કુદરતનો દાસ અને વિવરણ કર્તા છે.' પણ જેવી રીતે યાંત્રિક કાર્યમાં કોઈપણ જાતના હથિયાર અગર સાધન વગર એકલો હાથ કામ લાગતો નથી તેવીજ રીતે વિચારશક્તિનું કાર્ય પણ નિયમો રૂપી સાધન શિવાય બુધ્ધિમાત્રથી થઈ શકતું નથી. આવા નિયમો આપવાનું કામ ન્યાયશાસ્ત્રનું છે, પણ હાલમાં ચાલતા ન્યાયશાસ્ત્રમાંથી જે નિયમો મળી આવે છે તેઓના આધારે આપણે મૂળ-તત્વરૂપ વિચારોની પરીક્ષા કરવાને શક્તિમાન થઇ શકતા નથી અને તેથી આપણે સત્યને શોધી શકતા નથી જો શરૂઆતથીજ આપણે ખોટે રસ્તે જઇએ તો જેમ જેમ દૂર જઈએ તેમ તેમ જે જગ્યાએ જવાનો આપણો ઇરાદો હોય તે વધારે દૂર જાય છે જે મૂળ સાધનો ઉપર પરામર્શનો પાયો રચવામાં આવે છે તેઓની સત્યતા વિષે આપણને ખાતરી નહિ હોવાથી અનુમાન ઉપર પણ આપણે ભરૂંસો મૂકી શકતા નથી. તેથી યથાર્થ જ્ઞાન મેળવવાનો ખરો રસ્તો એજ છે કે આપણે ન્યાયશાસ્ત્રમાં સુધારો કરવો જોઈએ-અર્થાત્—વ્યાપ્તિના આધારે સામાન્ય નિયમોની પરીક્ષા કરતાં શિખવું જોઇએ. પણ આ ખોટ પૂરી પાડવા માટે પોતાના 'નવા સાધનની' રચના બતાવ્યા પહેલાં બેકન કેટલાક વખત સુધી પોતાના વખતના જ્ઞાનની સ્થિતિનાં અને પ્રાચીનકાળની ભૂલોનાં તેમજ ભવિષ્યની આશાઓનાં કારણો ઉપર ઉતરે છે.

નોવેમ ઓરગેનમના જે ભાગમાં તે મનુષ્ય-ચિત્તના અસદ્‌ભાસ વિષે વિવેચન કરે છે તે ઘણું કરીને બીજા બધા કરતાં વધારે ઉપયોગી છે. આ વિષય ઉપર બોલતા તે કહે છે કે જે અસદ્‌ભાસ અને અસત્ય વિચારો હાલમાં માણસની બુદ્ધિ ઉપર અમલ કરે છે અને જેઓએ ત્યા ઘણાં ઉંડાં

મૂળ ઘાલ્યા છે તે માણસના ચિત્તને એટલી બધી ગુચવણમા નાખે છે કે તેથી સત્યના દ્વારમાં પ્રવેશ કરવાનુ કામ વધારે અઘરૂં થાય છે એટલુ જ નહિ, પણ કદાચ સ ય પોતાની મેળે પોતાનો રસ્તો કરી લે, તોપણ જો માણસો આગળથી એ અસદ્ભાસ અને અસત્ય વિચારોના ભયથી માહિતગાર હોવા છતા તેઓના દૂમલા સામા ટકી રહેવાને બનતો પ્રયત્ન નહિ કરે તો તેઓને શાસ્ત્રોની સ્થાપના કરતી વખતે તે પાછા નડ્યા વગર રહેશે નહિ " આવા અસદ્ભાસ ચાર પ્રકારના છે—( ૧ ) મનુષ્ય પ્રકૃતિના અસદ્ભાસ, ( ૨ ) ગુફાના અસદ્ભાસ, ( ૩ ) બજારના અસદ્ભાસ, ( ૪ ) અને રંગભૂમિના અસદ્ભાસ પહેલા પ્રકારના અસદ્ભાસોની ઉત્પત્તિ મનુષ્ય પ્રકૃતિમાજ હોવાથી તેઓ સઘળા માણસોને સામાન્ય છે " કારણકે પદાર્થોનુ માપ લેવાનું સાધન અગર પ્રમાણ ઇન્દ્રિયો છે એમ કહેવુ ખોટુ છે. આયના રૂપ મનુષ્યની બુદ્ધિમા વસ્તુઓના કિરણો આડકતરા પડે છે અને તે પોતાની પ્રકૃતિને પદાર્થની પ્રકૃતિ સાથે ભેળસેળ કરે છે તેથી પદાર્થનું ખરૂં સ્વરૂપ જણાઈ આવતુ નથી " પહેલા પ્રકારના અસદ્ભાસ જોકે મનુષ્ય જાતને સામાન્ય છે તોપણ તેઓના દૃષ્ટાન્તો આપવાનુ કામ બહુ ભારે નથી. ઉદાહરણ તરીકે પહેલા પ્રકારમાં નીચેના વિષયોનો સમાવેશ થાય છે—જે જગ્યાએ કોઇ પણ પ્રકારની સમાનતા અગર સાદૃશ્ય ન હોય તેવી જગ્યાએ સમાનતા અગર સાદૃશ્ય છે એમ માનવા તરફ વલણ—અર્થાત્—અભાવસૂચક દૃષ્ટાન્તો કરતા ભાવસૂચક દૃષ્ટાન્તો ઉપર વધારે વજન આપવા તરફ માણસનુ જવુ, આકસ્મિક અને સમકાલીન બનાવોની અસરને સહેલાઇથી તાબે થઈ જવુ, મનુષ્ય બુદ્ધિની મર્યાદા બહારની વસ્તુઓના કારણો અને પ્રકૃતિ શોધવાની બેચેની ભરેલી ઉત્કંઠા, ઇત્યાદિ

( ૨ ) જેને બેકન ગુફાના અસદ્ભાસ કહે છે તેઓની ઉત્પત્તિ દરેક માણસના વિશેષ માનસિક અગર શારીરિક બ ધારણમા હોય છે ઉદાહરણ તરીકે કેટલાક માણસની અમુક શાસ્ત્રો અગર અમુક વિદ્યા ઉપરજ પ્રીતિ હોય છે અને કેટલાકનુ વલણ માત્ર સાદૃશ્ય ગ્રહણ કરવા તરફજ હોય છે અને વસ્તુઓના ભિન્નભાવ ઉપર તેઓ જરા પણ ધ્યાન આપતા નથી કોઈક માત્ર ભિન્નભાવ ઉપરજ નજર રાખે છે, જ્યારે કેટલાકનો માત્ર પુરાતન ઉપરજ ભાવ હોય છે ત્યારે બીજા કેટલાક નૂતનતા પાછળ દોડે છે

(૩) બજારના અસદ્ભાસ જેઓની ઊત્પત્તિ નામ અને શબ્દોનો વસ્તુઓ સાથે સયોગ થવાથી થાયછે તેઓ બીજા બધા કરતા વધારે નડે છે તે બે પ્રકારના હોયછે-કાતો તેઓ કોઇ કલ્પિતવસ્તુઓ જેઓનુ અસ્તિત્વ ખરૂ જોઇએ તો હોતુ નથી તેઓના નામ હોયછે, અગર તેઓ કોઇ વસ્તુઓ અગર ગુણો જે વાસ્તવિકરીતે અસ્તિત્વમા હોયછે, તેઓને અયોગ્ય અગર ભૂલ ભરેલી રીતે સૂચવનાર શબ્દો હોય છે પહેલા પ્રકારના દૃષ્ટાન્તો તરીકે બેકન નસીબ અગર પ્રારબ્ધ, આકાશીય પદાર્થાના ગોળાકાર વિગેરે આપેછે બીજા પ્રકારના દૃષ્ટાન્તો માટે તે પૃથ્વી, હવાપાણી, બિગાડ, ભારે, હલકુ, જાડુ, અપૂર્વ વિગેરે શબ્દો આપેછે.

શબ્દો અને વસ્તુઓ વચ્ચે પરસ્પર જોઇએ તેવી યોગ્યતા નહિ હોવાથી આ દોષોનો વિષય મનુષ્યબુદ્ધિ ઉપર ઉતરેછે અને તેથી તેના ઉપર તત્વજ્ઞાનીઓએ તેમજ હાલના ઘણા વિદ્વાન લેખકોએ ચર્ચા કરીછે અને ચોક્કસરીતે વિચાર કરવાની ઇચ્છા રાખનાર દરેક પુરૂષને તે ઉપયોગી થઇ પડયા વગર રહેશે નહિ. બેકન કહેછે કે “ મનુષ્યો એમ ધારેછે કે તેઓની વિચારશક્તિ શબ્દો ઉપર અમલ કરેછે પણ તેના સાથે આ પણ ખરૂ છે કે શબ્દોનો બુદ્ધિ ઉપર પ્રત્યાઘાત થાયછે અને આજ કારણના લીધે તત્વજ્ઞાન અને બીજા શાસ્ત્રો પ્રવૃત્તિરહિત અને ભ્રમયુક્ત થયાછે હવે સાધારણ રીતે શબ્દોની ઉત્પત્તિ અને ઉપયોગ સામાન્ય માણસોની શક્તિ પ્રમાણે થતા હોવાથી તેઓના વિભાગો પણ સામાન્ય બુદ્ધિને સહેલાઇથી સુઝી આવે એવાજ ધોરણે કરવામા આવેછે, અને જ્યારે કોઇ વધારે તીક્ષ્ણ બુદ્ધિથી અગર વધારે કાળજીપૂર્વક કરેલા અવલોકનના આધારે પ્રથમનુ ધોરણ બદલી પ્રકૃતિના ખરા વિભાગોને મળતુ આવે એવુ બીજુ કોઇ ધોરણ પકડવામા આવેછે તો આ ફેરફારની વિરૂદ્ધ શબ્દો મોટી તકરાર ઉઠાવેછે આ ઉપરથી પરિણામ એ આવેછે કે વિદ્વાન માણસોના મોટા અને ગભીર વાદવિવાદોનો છેડો માત્ર નામ અને શબ્દોની તકરારમા આવેછે, આ પ્રમાણે (શબ્દ અને નામથી) શરૂ કરવુ અને વ્યાખ્યાઓ આપી એવી તકરારોનો અત આણવો એ સારૂ છે તોપણ જ્યારે આપણે પ્રાકૃતિક અને જડ વસ્તુઓ વિષે વિચાર કરીએ છીએ ત્યારે વ્યાખ્યાઓથી આપણી ગરજ સરતી નથી વ્યાખ્યાઓ પણ શબ્દોનીજ બનેછે અને શબ્દો શબ્દો ઊત્પન્ન કરેછે,

તેથી કરીને જે વિશેષ દૃષ્ટાન્તો યોગ્ય વ્યવસ્થાપૂર્વક અને ક્રમાનુસાર હોયછે તેઓના ઉપર જવાનું આપણને આવશ્યક જણાયછે." વળી જ્યારે આપણે એક શબ્દને કોઇ ચોક્કસ અને શાસ્ત્રીય અર્થમાં વાપરવાનું નક્કી કરીએ છીએ ત્યારે પણ એ શબ્દ હમેશાં એજ અર્થમા વપરાશે કે કેમ એ બાબતની મોટી શંકા રહેછે. વિશેષમા વળી જેમ જેમ વખત જાયછે તેમ તેમ જે શબ્દને આપણે પ્રાકૃતિક કારણો અને રૂઢિના આધારે જે કોઇ અમુક અર્થ આપ્યો હોય છે તેમાંથી તે ખશી જઇ આપણાથી જોવામાં ન આવે એવી રીતે ધીમે ધીમે બીજા અર્થમાં વપરાવા લાગેછે.

ચોથા પ્રકારના અસદ્ભાસને રંગભૂમિના અસદ્ભાસ એવું નામ આપવામાં આવ્યું છે તેનુ કારણ એ છે કે જેવી રીતે રંગભૂમિમા નાટકનાં પાત્રો એક બીજા પછી વારાફરતી આવે છે તેવીજ રીતે તેઓ પણ એક બીજા પછી અનુક્રમમાં આવે છે. તેઓ તત્વજ્ઞાનની અસત્ય શાખાઓમાંથી અગર પ્રતિપાદન કરવાના નિયમોનો ખોટો ઉપયોગ કરવાથી ઊપસ્થિત થાય છે પહેલા ભાગમાં બુદ્ધિવાદીઓ અગર આભાસવાદીઓ, વહેમી માણસો અને માત્ર અનુભવ ઉપર આધાર રાખનારાઓનો સમાવેશ થાય છે. બુદ્ધિવાદીઓ પોતાના અનુભવમાંથી યોગ્ય તપાસ કર્યા વગર તેમજ તેઓની કાળજીપૂર્વક પરીક્ષા અગર તુલના કર્યા સિવાય જુદી જુદી જાતના કેટલાક સામાન્ય દૃષ્ટાન્તો પસંદ કરે છે અને બાકીનું બધું ચિન્તન અને બુધ્ધિના વ્યાપાર ઉપર નાખી દે છે. તેઓ અનુભવ ઉપર પૂરતુ ધ્યાન આપતા નથી—તેઓનો ઘણો આધાર માત્ર વિચાર અને કલ્પના ઉપર છે આ શાખાના પ્રતિનિધિ તરીકે એરીસ્ટોટલનું નામ આપવામાં, તેમજ તેના ન્યાયશાસ્ત્રથી પદાર્થવિજ્ઞાનને ખરાબ કરવાનો એના ઉપર દોષ મૂકવામા બેકન ખરેખર અન્યાય કરે છે. પ્રયોગસિદ્ધ શાખાના (આ લોકોને ઊટંગવાદીઓ કહીશું તો અયોગ્ય ગણાશે નહિ) અનુગામીઓ થોડા ઘણા પ્રયોગો ઉત્સાહ અને કાળજીપૂર્વક કરે છે અને પાછળથી માત્ર તેઓના આધારેજ મારી મચડીને આખી અને સંગત વ્યવસ્થા કરવાની હિમ્મત ધરે છે.

આ શાખાનો લગભગ સઘળો આધાર પ્રયોગો ઉપર હોય છે પણ એ પ્રયોગોની મર્યાદા એટલી બધી ટુંકી હોય છે કે તેઓના આધારે

જે નિયમો ઘડવામા આવે છે તે શાસ્ત્રના કેટલાક દુર્ઘટ પ્રશ્નો ઉપર પ્રકાશ પાડી શકે એટલા તેજવાળા હોતા નથી આ શાખામા ક્રિમિયાગરોની ગણતરી થાય છે અને આશ્ચર્ય જેવું એ છે કે એના પ્રતિનિધિ તરીકે **બેકન** વિજળી અને લોહચુમ્બકના સંશોધક **ગીલ્બર્ટ**નુ નામ આગળ ધરે છે એક જગ્યાએ તે **ગીલ્બર્ટ** વિષે બોલતા કહે છે કે "તે એના પોતાના વિશેષ અભ્યાસમા એટલોમગ્ન લીન થઇ ગયો છે કે તે પોતેજ લોહચુમ્બક જેવો બની ગયો છે " પોતાના પૂર્વે થઈ ગયેલા તેમજ પોતાના સમકાલીન પુરૂષો વિષે **બેકન** જે જે ટીકાઓ કરે છે તે અતિશયોક્તિ ભરેલી છે તેનો આ દાખલો વિશેષ ધ્યાનમા રાખવા જેવો છે છેલ્લી જે વ્હેમી શાખા છે તેમા જે લોકો આ સ્થાને પરવશ થઇ પોતાના તત્વજ્ઞાનને દંતકથા અને ઇશ્વર જ્ઞાન સાથે ભેળસેળ કરે છે તેઓનો સમાવેશ કરવામા આવે છે **બેકન** કહેછે કે જૂઠો થવાના જે એકંદર કારણો છે તે સઘળામા વ્હેમ અને ઈશ્વરજ્ઞાનના મિશ્રણથી તત્વજ્ઞાનની વિશેષ ખરાબી થાય છે "મનુષ્યની બુધ્ધિ જેટલી કલ્પનાશકિતની અસરને વશ છે તેના કરતા સામાન્ય તર્કને ઓછી આધીન નથી. આભાસ વાદથી બુધ્ધિ સપડાય છે—ગુલામ જેવી બની જાય છે, પણ વ્હેમથી તે ઉંચે રસ્તે ચઢી જાય છે મોટા સમર્થ અને બુધ્ધિશાળી પુરૂષોમા જેવી રીતે બુધ્ધિનો લોભ હોય છે તેવીજ રીતે ઇચ્છાનો પણ હોય છે, ઇત્યાદિ" પ્રાચીન ગ્રીક ગ્રંથકારોમા આ જાતના લોકોના દૃષ્ટાન્ત તરીકે **બેકન પાઈથેગોરાસ** અને **પ્લેટોનાં** નામ આપે છે વળી તે કહે છે કે તત્વજ્ઞાનની બીજી શાખાઓ જેઓમા અમૂર્તરૂપો, હેતુકારણો, અને પ્રથમ કારણો વિગેરે ઉપર વિવેચન કરવામા આવે છે પણ જેઓમા મધ્યના કારણો વિષે તપાસ કરવામા આવતી નથી તેઓમા પણ ઉપરના જેવુ જ અનિષ્ટ જોવામા આવે છે

પ્રતિપાદન કરવાના નિયમો વિષે બોલતા **બેકન** કહે છે કે "સિધ્ધાન્તોનુ આશ્રયસ્થાન પ્રતિપાદન કરવાની જૂની ભરેલી રીતો છે, અને ન્યાયશાસ્ત્રના સામાન્ય પુસ્તકોમા જે રીતો આપવામા આવે છે તેઓનાથી બાહ્ય દુનિયા મનુષ્યના વિચારને આધીન થઇ જાય છે, અને મનુષ્ય વિચાર શબ્દોને વશ થાય છે પ્રતિપાદન કરવાની જુદી જુદી રીતો એજ વસ્તુત તત્વજ્ઞાન અને શાસ્ત્રોની ભિન્ન ભિન્ન શાખાઓ છે, કારણ કે જેવી એ રીતો

સારી અગર ખોટી હોય તેવીજ રીતે તેઓના આધારે તત્વજ્ઞાનની જે શાખાઓ નિકળે છે તે સારી ખોટી હોય છે. હવે ઇન્દ્રિયબોધ અને વિશેષ વાતોમાંથી સામાન્ય નિયમો અને અનુમાન ઉપર જવાની વિધિમાં આપણે પ્રતિપાદન કરવાની જે રીતીનો ઉપયોગ કરીએ છીએ તે અપૂર્ણ અને ભૂલાવામાં નાખે એવી હોય છે. "આ વિધિના ચાર વિભાગો છે અને તેમાં ભૂલો પણ ચાર પ્રકારની હોય છે. હવે તે આ ચાર ભૂલો ગણાવે છે. (૧) ઇન્દ્રિઓ આપણને વારંવાર ભૂલાવામાં નાંખે છે; (૨) ઇન્દ્રિઓથી થતી અસરોમાંથી જે ધારણાઓ બાંધવામાં આવે છે તે ગોટાળા ભરેલી હોય છે અને તેઓની વ્યાખ્યાઓ આપવામાં આવતી નથી, (૩) સામાન્ય નિયમો ઉપર આવવાના હેતુથી સાધારણ રીતે જે વ્યાપ્તિનો ઉપયોગ કરવામાં આવે છે તેમાં માત્ર દૃષ્ટાન્તો ભેગાં કરવામાં આવે છે પણ તેમાં અમુક દૃષ્ટાન્તોને પસંદ કરવાની તેમજ અયોગ્ય દૃષ્ટાન્તોને પડતાં મૂકી માત્ર યોગ્ય દૃષ્ટાન્તોનેજ ગ્રહણ કરવાની પદ્ધતિ ઉપર ધ્યાન આપવામાં આવતું નથી; (૪) ઉત્તરોત્તર ચઢતા નિયમોમાં થઇને ધીમે ધીમે વધારે બહોળા સામાન્ય નિયમો ઉપર આવ્યાના બદલે માણસો એકદમ સામાન્ય નિયમો ઉપર આવે છે અને તેઓની સત્યતા વિષે ખાતરી કર્યા શિવાય જાણે તે વિષે જરા પણ શક ન રહ્યો હોય તેમ તેઓમાંથી બીજા ગૌણ નિયમો ઘડી કહાડે છે.

આ પ્રમાણે આમદૃષ્ટાન્તનું વિવેચન કર્યા પછી બેકન પ્રાચીન તત્વજ્ઞાનની નિર્બળતા અને અપૂર્ણતાના પાંચ ચિન્હો બતાવે છે. પહેલાની ઉત્પત્તિ ગ્રીક લોકોમાં છે તે કહે છે કે એ લોકો સ્વભાવે તકરારી હતા, તેઓનું સ્વાભાવિક વલણ ગપાટા મારવા તરફ તેમજ માત્ર શબ્દવાદ કરવા તરફ હતું, અને સત્ય ઉપર તેઓને સાચી પ્રીતિ નહોતી. તેનું આ કહેવું અતિશયોક્તિ ભરેલું છે એ વાત સુપ્રસિધ્ધ છે. ગ્રીક લોકોનો સ્વભાવ તકરારી હોવાથી તેઓ વખતે સત્યની શોધ બરાબર કરી શક્યા નહિ હોય એ વાત ખરી છે, પણ વાસ્તવિક રીતે તેનાં એ સ્વભાવનું મૂળ સત્ય જાણવાની સાચી ઇચ્છામાંજ હતું, અને જો તેઓનું સ્વાભાવિક વલણ આવું નહોત તો જુદાં જુદાં શાસ્ત્રો, કળાઓ વિગેરે હાલ જે સ્થિતિમાં આવ્યાં છે તેમાં આવી શકત કે કેમ એ શક ભરેલું થઈ પડે છે.

નિર્બળતાનું બીજું ચિન્હ નિષ્ફળતા છે. બેકન કહે છે કે "ફળ અને શોધ એ બે તત્વજ્ઞાનના જામીન અને ખાતરી આપનાર જેવાં છે." આગળ જતાં તે કહે છે કે ગ્રીક દેશના તત્વજ્ઞાનની વિવિધ શાખાઓમાં અને તેઓના વિસ્તાર રૂપી થયેલાં વિશેષ શાસ્ત્રોમાં મનુષ્યનું દુ:ખ ઓછું કરે અગર તેઓની સ્થિતિ સુધારે એવો એક પ્રયોગ આટલાં બધાં વર્ષ થયાં જોવામાં આવ્યો નથી. આ પ્રમાણે કહેવામાં પણ અતિશયોક્તિ છે. (૩) ત્રીજું ચિન્હ શાસ્ત્રોની સ્થાયી સ્થિતિ છે; કારણ કે 'જેની ઉત્પત્તિ પ્રકૃતિના આધારે છે તે ઉગે છે અને વધે છે, પણ જેનો આધાર માત્ર અભિપ્રાય ઉપર છે તે જુદું પડે છે અને વૃદ્ધિ પામતું નથી. તેથી જો ગ્રીક લોકોના સિદ્ધાન્તો પ્રકૃતિશાસ્ત્રને વળગી રહ્યા હોત અને પોતાને જોઈતો ખોરાક એમાથીજ લીધો હોત તો આજ બે હજાર વર્ષ થયાં જે શોકજનક પરિણામ આવ્યું છે તે આવત નહિ—અર્થાત્—શાસ્ત્રો મૂળ સ્થિતિમાં રહ્યાં છે તે રહેત નહિ, તેઓમા કંઈ જાણવા યોગ્ય વૃદ્ધિ થઈ નથી તે પણ થઈ હોત, અને કેટલાંક શાસ્ત્રો જે ઉત્તરોત્તર નબળી સ્થિતિમાં આવી ગયાં છે તે આવત નહિ. યાંત્રિક કળાઓનો આધાર કુદરત અને અનુભવના પ્રકાશ ઊપર હોવાથી જ્યા સુધી તેઓ લોકપ્રિય હોય છે ત્યાં સુધી તેઓ દિવસે દિવસે વૃદ્ધિ પામતી જાય છે

નિર્બળતાનાં ચિન્હો આપ્યા પછી બેકન ભૂલ થવાનાં પંદર કારણો આપે છે. પહેલું કારણ એ છે કે લગભગ ૨૫ સૈકામા ભાગ્યેજ ૬ સૈકા શાસ્ત્રોની ઉન્નતિ અને વૃદ્ધિ માટે યોગ્ય માલમ પડ્યા છે. માણસોએ બીજી વિદ્યા ઉપર ધ્યાન આપ્યું છે, પણ તેઓએ પ્રકૃતિશાસ્ત્ર ઉપર નજર રાખી નથી, જ્ઞાનનું જે ખરું લક્ષ્ય સ્થાન—નવીન શોધો કરી મનુષ્યોની સ્થિતિ સુધારવાનો ઉદ્દેશ—તે તેઓ ભૂલી ગયા છે. તેઓ સુવ્યવસ્થિત અનુભવના આધારે ન દોરાતા બીજાના અભિપ્રાય, સાધારણ ન્યાયશાસ્ત્ર અગર કાચા અનુભવથી દોરાઈ ખોટે રસ્તે ચઢી ગયા છે, આપણો જમાનોજ ખરું જોઇએ તો દુનિયાની વૃધ્ધાવસ્થા છે એ વાત ભૂલી જઇ તેઓ પ્રાચીન લોકોના અભિપ્રાય અને આપ્ત વચનોથી મોહ પામી ગયા છે, છેક નામર્દાઇથી, અત્યંત વહેમ ભરેલી ધાસ્તીથી, અત્યાર સુધીમાં જે કંઈ સંપાદન કરવામા આવ્યું છે તેની અતિશયોક્તિ ભરેલી

સ્તુતિ કરવાથી, અને જે જે કહેવામાં આવે તે અશક્ય છે એમ માનવાથી તેઓ પ્રકૃતિશાસ્ત્રમાં કંઈ યોગ્ય અને મોટું સાહસ કરી શક્યા નથી.

હવે બેકન ભવિષ્યના માટે સારી આશા રાખવાનાં કારણો ગણાવે-છે. પ્રથમ આશા એ છે કે પ્રયોગ સિદ્ધ શક્તિઓ અને માનસિક શક્તિઓ વચ્ચે આજ સુધી નહિ થયો હોય એવો વધારે ઘાડો સંબંધ થવો અવશ્યનો છે. આ બાબતના સંબંધમાં તે જણાવેછે કે "જે લોકોએ શાસ્ત્રો ઉપર વિવેચન કર્યુંછે તેઓ કાં તો પ્રયોગો ઉપર આધાર રાખનારા છે અગર સ્વમતાગ્રહી છે પ્રયોગ ઉપર આધાર રાખનારા કીડીઓ જેવા છે. તેઓ માત્ર ભેગું કરેલું વાપરે છે. વિચારકો કરોળીઆને મળતા આવેછે; તેઓ પોતાના શરીરમાંથી—પોતાની સત્તામાંથીજ—જાળો વણેછે, પણ મધમાખ વચલો રસ્તો લેછે, તે બાગ અને જંગલના ફૂલોમાંથી પોતાનાં સાહિત્યો ભેગાં કરેછે પણ તે પોતાની શક્તિથી તેઓનું રૂપ બદલેછે. તત્વજ્ઞાનનો ખરો રસ્તો મધમાખના રસ્તાને મળતો આવેછે; કારણકે તે મુખ્યત્વે કરીને માનસિક શક્તિઓ ઉપર આધાર રાખતો નથી, તેમજ તે જે સાહિત્યો ભેગાં કરેછે તેઓને પદાર્થ-વર્ણન અગર યાંત્રિક પ્રયોગોમાંથી લઇને જેવાં હોયછે તેવાંજ સ્મરણશક્તિને સ્વાધીન કરતો નથી, પણ તેઓનું રૂપ બદલીને અને તેઓને પરિપક્વ કરીને બુદ્ધિને સ્વાધીન કરેછે." આશા રાખવાનાં બીજાં કારણો પદાર્થ-વિજ્ઞાનને માફક આવે એવા અને પ્રયોગ અને અવલોકનથી ભરપૂર પદાર્થ-વર્ણનમા, એવા પ્રયોગો અને અવલોકનમાંથી જે બુદ્ધિને ઉપયોગી થઇ પડે—કારણો શોધવામાં જેઓ વિશેષ મદદ કરી શકે—તેઓના સંગ્રહમાં, પ્રયોગો સિધ્ધ કરવાની નવીન પધ્ધતિ દાખલ કરવાના કાર્યમાં, અને વિશેષ વાતોમાંથી વ્યાપ્તિના આધારે ગ્રહણ કરેલા નિયમોમા છે આ કારણો ગણાવતી વખતે બેકન એ વખતમાં ચાલતી પધ્ધતિ ઉપર ટીકા કરેછે અને ટીકા કરવામાજ તેઓની ખામીઓ દૂર કરવાના રસ્તા બતાવેછે, દાખલા તરીકે વિશેષ વાતો ઉપરથી એકદમ બહોળા સામાન્ય નિયમ ઉપર જવાના રિવાજ ઊપર ટીકા કરતા તે જણાવેછે કે આવા પ્રસંગે કેટલાક મધ્ય-નિયમોનો નિશ્ચય કરવાની ખાસ જરૂર છે. માત્ર જેવાં મળી આવે તેવાજ કેટલાક દૃષ્ટાન્તો ભેગા કરીને જે વ્યાપ્તિ કરવાની પધ્ધતિ ચાલતી હતી તેનો બેકન ઘણોજ તિરસ્કાર કરેછે તે કહેછે કે" આ પધ્ધતિ

છેક છોકરવાદ જેવી છે; તેમાથી જે અનુમાન કરવામાં આવેછે તે અસ્થિર હોયછે અને એક પણ વિરૂધ્ધ દૃષ્ટાન્તથી તેને તૂટી જવાનો ભય રહેછે; અને ઘણું કરીને તે ઘણીજ થોડી હકિકત ઉપરથી અને જે હકિકત પોતાના નજીક મળી આવે એવી હોયછે તેના આધારેજ નિશ્ચય ઉપર આવેછે." પછી તે આ ભૂલભરેલી અને અશાસ્ત્રીય પદ્ધતિ સાથે યોગ્ય વ્યાવૃત્તિ અને અપનયનથી પ્રકૃતિનું પૃથક્કરણ કરવાની પોતાની **વ્યાપ્તિ–પદ્ધતિને** સરખાવતાં કહેછે કે એવી વ્યાપ્તિનું સંસ્થાપન કરવામાટે ઘણી વસ્તુઓનો આગળથી નિર્ણય કરવો અવશ્યનો છે. ખરેખર એનું કહેવું સત્ય છે કે આ નવા પ્રકારની વ્યાપ્તિમાજ આપણી પ્રથમ અને મુખ્ય આશા છે અને જે માણુસોને નાઉમેદ થવાનો પ્રસંગ આવે તેઓએ તેનોજ દાખલો લઇ હિમ્મત રાખવી જોઇએ

આ પ્રમાણે ભવિષ્યમાં આશા રાખવાનાં કારણો બતાવ્યા પછી **બેકન** પ્રકૃતિનું વિવરણ કરવાનો પોતાનો નિયમ બતાવ્યા પહેલા કેટલીક સૂચનાઓ કરે છે અને કેટલીક શંકાઓ આગળથી દૂર કરે છે. કોઇ માણુસ એવો પ્રશ્ન કરે કે તમે તમારી નવીન પદ્ધતિ માત્ર પ્રકૃતિશાસ્ત્રના સવાલોનેજ લાગુ પાડવા ધારોછો કે ન્યાય, નીતિ, રાજ્યનીતિ વિગેરે શાસ્ત્રોને લગતા સવાલોને પણ લાગુ પાડવા ધારોછો તેના જવાબમા તે કહે છે કે "જેવી રીતે સામાન્ય ન્યાયશાસ્ત્ર જેનો આધાર **ન્યાય** ઉપર છે તે એકલા પ્રકૃતિશાસ્ત્રને નહિ પણ તમામ શાસ્ત્રોને લાગુ પડે છે, તેવીજ રીતે મારૂ ન્યાયશાસ્ત્ર જેનો આધાર વ્યાપ્તિ ઊપર છે તે પણ સઘળા શાસ્ત્રોને લાગુ પડે છે, કારણ કે જેવી રીતે હું ઉષ્ણતા, પ્રકાશ, વનસ્પતિ વિગેરે માટે શોધ કરવાના કોઠા અને ઇતિહાસ તૈયાર કરૂ છુ તેવીજ રીતે શરમ, બ્હીક, ગુસ્સો, વિગેરે માટે, તેમજ રાજકીય બાબતો અને સ્મરણશક્તિના માનસિક વ્યાપાર વિષે પણ તૈયાર કરૂ છુ" બેકનનુ આ કહેવું ખાસ ધ્યાનમાં રાખવા જેવુ છે તે અહીંઆ સ્પષ્ટ રીતે જણાવે છે કે તેની નવી પધ્ધતિ એકલા પ્રકૃતિશાસ્ત્રને નહિ પણ જ્ઞાન માત્રને લાગુ પાડવી જોઇએ તેણે જે જે દૃષ્ટાન્તો લીધા છે તેઓનો ઘણો ભાગ બાહ્ય વિશ્વના અભ્યાસમાથી લીધો છે, તોપણ એના નવા તત્વજ્ઞાનમાં જનસમૂહના અભ્યાસનો સમાવેશ થાય છે, તેમજ એ અભ્યાસની વૃધ્ધિ પણ તેની નવી પધ્ધતિ લાગુ પાડવાથી થઇ શકે એમ છે એમ બતાવનાર વાક્યોની ખોટ નથી બેકનના

સ્તુતિ કરવાથી, અને જે જે કહેવામાં આવે તે અશક્ય છે એમ માનવાથી તેઓ પ્રકૃતિશાસ્ત્રમાં કંઈ યોગ્ય અને મોટું સાહસ કરી શક્યા નથી.

હવે બેકન ભવિષ્યના માટે સારી આશા રાખવાનાં કારણો ગણાવે-છે. પ્રથમ આશા એ છે કે પ્રયોગ સિદ્ધ શક્તિઓ અને માનસિક શક્તિઓ વચ્ચે આજ સુધી નહિ થયો હોય એવો વધારે પાકો સંબંધ થવો અવશ્યનો છે. આ બાબતના સંબંધમાં તે જણાવેછે કે "જે લોકોએ શાસ્ત્રો ઉપર વિવેચન કર્યુંછે તેઓ કાં તો પ્રયોગો ઉપર આધાર રાખનારા છે અગર સ્વમતાગ્રહી છે. પ્રયોગ ઉપર આધાર રાખનારા કીડીઓ જેવા છે. તેઓ માત્ર ભેગું કરેલું વાપરે છે. વિચારકો કરોળીઆને મળતા આવેછે; તેઓ પોતાના શરીરમાંથી—પોતાની સત્તામાંથીજ—જાળો વણેછે; પણ મધમાખ વચલો રસ્તો લેછે; તે બાગ અને જંગલનાં ફૂલોમાંથી પોતાનાં સાહિત્યો ભેગાં કરેછે પણ તે પોતાની શક્તિથી તેઓનું રૂપ બદલેછે. તત્વજ્ઞાનનો ખરો રસ્તો મધમાખના રસ્તાને મળતો આવેછે; કારણકે તે મુખ્યત્વે કરીને માનસિક શક્તિઓ ઉપર આધાર રાખતો નથી, તેમજ તે જે સાહિત્યો ભેગાં કરેછે તેઓને પદાર્થ-વર્ણન અગર યાંત્રિક પ્રયોગોમાંથી લઇને જેવાં હોયછે તેવાંજ સ્મરણશક્તિને સ્વાધીન કરતો નથી, પણ તેઓનું રૂપ બદલીને અને તેઓને પરિપક્વ કરીને બુદ્ધિને સ્વાધીન કરેછે." આશા રાખવાનાં બીજાં કારણો પદાર્થ-વિજ્ઞાનને માફક આવે એવા અને પ્રયોગ અને અવલોકનથી ભરપૂર પદાર્થ-વર્ણનમાં, એવા પ્રયોગો અને અવલોકનમાંથી જે બુદ્ધિને ઉપયોગી થઇ પડે—કારણો શોધવામાં જેઓ વિશેષ મદદ કરી શકે—તેઓના સંગ્રહમાં, પ્રયોગો સિદ્ધ કરવાની નવીન પધ્ધતિ દાખલ કરવાના કાર્યમાં, અને વિશેષ વાતોમાંથી વ્યાપ્તિના આધારે ગ્રહણ કરેલા નિયમોમાં છે આ કારણો ગણાવતી વખતે બેકન એ વખતમાં ચાલતી પધ્ધતિ ઉપર ટીકા કરેછે અને ટીકા કરવામાંજ તેઓની ખામીઓ દૂર કરવાના રસ્તા બતાવેછે; દાખલા તરીકે વિશેષ વાતો ઉપરથી એકદમ બહોળા સામાન્ય નિયમ ઉપર જવાના રિવાજ ઉપર ટીકા કરતાં તે જણાવેછે કે આવા પ્રસંગે કેટલાક મધ્ય-નિયમોનો નિશ્ચય કરવાની ખાસ જરૂર છે. માત્ર જેવાં મળી આવે તેવાંજ કેટલાંક દ્દષ્ટાન્તો ભેગાં કરીને જે વ્યાપ્તિ કરવાની પધ્ધતિ ચાલતી હતી તેનો બેકન ઘણોજ તિરસ્કાર કરેછે. તે કહેછે કે" આ પધ્ધતિ

એના તત્વજ્ઞાનમા એ શબ્દનુ મહત્વ શુ છે તે બતાવવુ જોઇએ, કારણ કે એ જાણ્યા સિવાય **નોવેમ ઓરગેનમનુ** રહસ્ય સમજી શકાતુ નથી

**એડવાન્સમેન્ટના** બીજા પુસ્તકમા તેણે પ્રકૃતિશાસ્ત્ર અને આત્મ-તત્વવિદ્યાનો તફાવત બતાવ્યો છે વસ્તુકારણ અને શકિતકારણ એ બે પહેલાના અને રૂપકારણ અને હેતુકારણ એ બે બીજાના વિષયો છે વસ્તુઓના યથાર્થ તફાનતો—અર્થાત્—તેઓના તત્વો શોધવાનુ કામ બેકનના વખતમા અશકર ગણાતું હતુ તે પોતે કહેછે કે તત્વો શોધવાનુ કામ જો શકય હોયતો બીજા બધા જ્ઞાન કરતા તે વધારે ઉપયોગી થઇ પડેછે "શકયતા માટે પૂછો તો જે લોકો માત્ર સમુદ્ર વગર બીજુ કઇ જોઇ શકતા ન હોય તેઓ એમ કહે કે જમીન નથી તો તેઓ ખરા શોધકો કહી શકાય નહિ " વળી તે કહેછે કે **પ્લેટોએ** આ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કર્યો હતો પણ પદાર્થવિજ્ઞાન અને ઇશ્વરજ્ઞાનને ભેળસેળ કરવાથી તે જોઇએ તેટલી ફતેહ મેળવી શક્યો નથી પણ જો કોઇ માણસ જ્ઞાનના ખરા કાર્ય અને ઉપયોગ ઉપર અસ્ખલિત, જાગૃત અને તીક્ષ્ણ નજરથી ધ્યાન આપે તો તે તત્વો અગર કારણો જેની માહિતી મનુષ્યની સ્થિતિને ઊપયોગી અને ફળદાઇ છે તેનુ સ્વરૂપ સમજી શકશે.' હવે બેકનના ધારવા પ્રમાણે વસ્તુઓના તત્વો અગર કારણો શોધવાનું કામ વધારે કઠિન છે માટે તેઓને નિરવયવ અગર શુદ્ધ પ્રકૃતિના તત્વો જાણતા સુધી આપણે પડતા મૂકવા જોઇએ નિરવયવ અગર શુધ્ધ પ્રકૃતિના તત્વો જાણ્યા પહેલાં અવયવ ઘટિત વસ્તુઓના તત્વો શોધવાનુ કામ શરૂ કરવુ તે જે ધ્વનિઓના સયોગથી શબ્દો બનેછે તે ધ્વનિઓના તત્વો શોધવાના કામ કરતાવધારે સભવિત નથી પણ જે ધ્વનિઓના સયોગથી સાદા અગર પ્રથમ અક્ષરો બનેછે તેઓના તત્વો શોધવાનુ પ્રથમ શરૂ કરીએ તો તે સહેલાઇથી સમજી શકાયછે શબ્દો અક્ષરોના બનેલા હોયછે તેથી અક્ષરોના તત્વો પ્રથમ જાણવાથી શબ્દોના તત્વો પાછળથી સમજી સકાયછે તેવીજ રીતે સિંહ, સોનુ, પાણી, હવા વિગેરેના તત્વો જાણવાનુ કઠિન છે, પણ ઐચ્છિક ગતિ, વનસ્પતિ, રગ, ગુરૂત્વ, ઉષ્ણતા અને બીજા ગુણો જેઓ અક્ષરોની માફક સખ્યામા ઘણાં નથી, તેઓના તત્વો વિષે તપાસ કરવાનું કામ એટલુ બધુ કઠિન નથી આ પ્રમાણે શાસ્ત્રનુ પ્રથમ અને મુખ્ય કામ નિરવયવ અને શુધ્ધ

જમાના પછી આ વિષયનું અધ્યયન કરવામાં વ્યાપ્તિ પધ્ધતિનો ઘણો ઉપયોગ કરવામાં આવ્યો છે અને હજીપણ આવે છે, એ વાત સૌની જાણમાં હશે. માનસિક, નૈતિક અને જનસમૂહવિષયક શાસ્ત્રોની પ્રથમ સ્થિતિમાં હાલના વખતમાં વ્યાપ્તિનો ઉપયોગ સાધારણ રીતે એટલો બધો આવશ્યક ગણાય છે કે આ વિષયો ઉપર લખનારના વિચારોનો આધાર જો અવલોકન ઉપર ન હોય અગર અવલોકનથી તેઓને જોઇતી પુષ્ટિ ન મળતી હોય તો તેઓના ઉપર બરાબર ધ્યાન આપવામાં આવતું નથી.

જે વાક્યથી નોવિમઓરગેનમનું પહેલું પુસ્તક પૂરૂં થાય છે તે નોંધવા યોગ્ય છે. " આપણે આપણા મનને માત્ર એની શક્તિઓનેજ ઉદ્દેશીને નહિ પણ વસ્તુઓ સાથે એના સંબંધમાં પણ લઇએ છીએ તેથી આપણે એમ માનવું જોઇએ કે જેમ જેમ શોધો વધતી જાય છે તેમ તેમ શોધ કરવાની કળા પણ પ્રમાણમાં વૃદ્ધિ પામે છે. " આ વાક્ય અર્થયુક્ત અને સત્ય છે. શાસ્ત્રની અને શાસ્ત્રીય પદ્ધતિની વૃધ્ધિ એક સાથેજ થવી જોઇએ. શાસ્ત્રીય વિચારનું પૃથક્કરણ કરી શકીએ તે પહેલાં પૃથક્કરણ કરવા માટે કાંઇ શાસ્ત્રીય વિચાર હોવો જોઇએ. તેના સાથે આ પણ ખરૂં છે કે જ્યારે આવું પૃથક્કરણ કરવામાં આવે છે અને જ્યારે શુદ્ધ અને અશુધ્ધ વિચારો પારખવાના નિયમો ઘડવામાં આવે છે ત્યારે નવા શોધકોને અગર વિદ્યાર્થીઓને વધારે સુગમ પડે છે.

આ પ્રમાણે પહેલા પુસ્તકમાં પ્રસ્તાવનાના રૂપમાં કેટલીક ટૂંકી હકિકત આપ્યા પછી બેકન બીજા પુસ્તકમાં પોતાની નવીન પધ્ધતિનું સવિસ્તર અને વ્યવસ્થાપૂર્વક વિવેચન કરે છે. પહેલા દસ સૂત્રોમાં તેણે શાસ્ત્રના ઉદ્દેશ ઉપર પોતાના સામાન્ય વિચારો, તત્વ અથવા કારણ જાણવાની આવશ્યકતા અને જ્ઞાનની કાલ્પનિક અને ક્રિયાવિષયક શાખાઓનો સંબંધ વિગેરે જણાવ્યું છે. અગિયારમા સૂત્રમાં પુસ્તકનું ખરૂં કાર્ય શરૂ થાયછે અને આ અને બીજાં એ સૂત્રો જેમાં તેણે દૃષ્ટાન્તોની વ્યાવૃત્તિ અગર અપનયન કરવાના પોતાના પ્રખ્યાત કોઠા આપેલાછે તે તત્વ અગર કારણનું જ્ઞાન મેળવવા માટે તેનાં મુખ્ય સાહિત્યો છે. આ જગ્યાએ 'Form' (તત્વ અગર કારણ) એ શબ્દ બેકન કેવા અર્થમાં વાપરેછે અને

એના તત્વજ્ઞાનમાં એ શબ્દનું મહત્વ શું છે તે બતાવવું જોઇએ, કારણ કે એ જાણ્યા શિવાય નોવેમ ઓરગેનમનું રહસ્ય સમજી શકાતું નથી.

એડવાન્સમેન્ટના બીજા પુસ્તકમાં તેણે પ્રકૃતિશાસ્ત્ર અને આત્મતત્વવિદ્યાનો તફાવત બતાવ્યો છે. વસ્તુકારણ અને શક્તિકારણ એ બે પહેલાના અને રૂપકારણ અને હેતુકારણ એ બે બીજાના વિષયો છે વસ્તુઓના યથાર્થ તફાવતો—અર્થાત્—તેઓનાં તત્વો શોધવાનું કામ બેકનના વખતમાં અશક્ય ગણાતું હતું. તે પોતે કહેછે કે તત્વો શોધવાનું કામ જો શક્ય હોયતો બીજા બધા જ્ઞાન કરતાં તે વધારે ઉપયોગી થઇ પડેછે. "શક્યતા માટે પૂછો તો જે લોકો માત્ર સમુદ્ર વગર બીજું કંઇ જોઇ શકતા ન હોય તેઓ એમ કહે કે જમીન નથી તો તેઓ ખરા શોધકો કહી શકાય નહિ" વળી તે કહેછે કે પ્લેટોએ આ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કર્યો હતો પણ પદાર્થવિજ્ઞાન અને ઇશ્વરજ્ઞાનને ભેળસેળ કરવાથી તે જોઇએ તેટલી ફતેહ મેળવી શક્યો નથી પણ જો કોઇ માણસ જ્ઞાનના ખરા કાર્ય અને ઉપયોગ ઉપર અસ્ખલિત, જાગૃત અને તીક્ષ્ણ નજરથી ધ્યાન આપે તો તે તત્વો અગર કારણો જેની માહિતી મનુષ્યની સ્થિતિને ઉપયોગી અને ફળદાઇ છે તેનુ સ્વરૂપ સમજી શકશે.' હવે બેકનના ધારવા પ્રમાણે વસ્તુઓનાં તત્વો અગર કારણો શોધવાનું કામ વધારે કઠિન છે માટે તેઓને નિરવયવ અગર શુદ્ધ પ્રકૃતિનાં તત્વો જાણતાં સુધી આપણે પડતાં મૂકવાં જોઇએ. નિરવયવ અગર શુધ્ધ પ્રકૃતિનાં તત્વો જાણ્યા પહેલાં અવયવ ઘટિત વસ્તુઓના તત્વો શોધવાનું કામ શરૂ કરવું તે જે ધ્વનિઓના સયોગથી શબ્દો બનેછે તે ધ્વનિઓના તત્વો શોધવાના કામ કરતાંવધારે સંભવિત નથી. પણ જે ધ્વનિઓના સંયોગથી સાદા અગર પ્રથમ અક્ષરો બનેછે તેઓના તત્વો શોધવાનુ પ્રથમ શરૂ કરીએ તો તે સહેલાઇથી સમજી શકાયછે. શબ્દો અક્ષરોના બનેલા હોયછે તેથી અક્ષરોનાં તત્વો પ્રથમ જાણવાથી શબ્દોનાં તત્વો પાછળથી સમજી સકાયછે. તેવીજ રીતે સિંહ, સોનું, પાણી, હવા વિગેરેના તત્વો જાણવાનુ કઠિન છે, પણ ઐચ્છિક ગતિ, વનસ્પતિ, રગ, ગુરૂત્વ, ઉષ્ણુતા અને બીજા ગુણો જેઓ અક્ષરોની માફક સખ્યામાં ઘણાં નથી, તેઓનાં તત્વો વિષે તપાસ કરવાનું કામ એટલુ બધુ કઠિન નથી. આ પ્રમાણે શાસ્ત્રનું પ્રથમ અને મુખ્ય કામ નિરવયવ અને શુધ્ધ

પ્રકૃતિઓના તત્વો જાણવાનુ છે અને જ્યા સુધી આ જાણ્યાં નથી ત્યા સુધી અવયવ ઘટિત અસખ્ય પદાર્થોનો ખુલાસો આપવાની આશા રાખવી એ ફોગટ છે જેવી રીતે અક્ષરોના સયોગથી શબ્દો બનેછે તેવીજ રીતે ગુણોના સયોગથી પદાર્થો બને છે અને જ્યારે આપણે કોઇ પદાર્થનુ તેના ગુણોમા પૃથક્કરણ કરીએ છીએ ત્યારેજ આપણે તેનો સપૂર્ણ ખુલાસો આપી શકીએ છીએ, અને તેથી કરીને આવો સંપૂર્ણ ખુલાસો આપવા માટે આપણે શક્તિમાન થઇએ એટલા સારૂ જુદાજુદા દરેક ગુણનુ તત્વ જાણવાની જરૂરછે

જ્યારે બેકનના શાસ્ત્રીય વિચારમાં તત્વ અગર કારણની શોધ આટલી બધી અગત્યની છે ત્યારે એવો સવાલ ઉપસ્થિત થાય છે કે તત્વ અગર કારણ એટલે શુ ? અને નિરવયવ અગર શુધ્ધ પ્રકૃતિનું તત્વ શી રીતે શોધી કઢાય ? " Form ' (ફોર્મ) એ શબ્દને બેકન જે અર્થમા વાપરે છે તેને એરીસટોટલના રૂપકારણ અગર તત્વ સાથે સબધ છે. એ શબ્દનુ ઐતિહાસિક વૃત્તાન્ત આપવાની અહીં જરૂર નથી આપણે તો માત્ર તેનો અર્થજ જાણવાનો છે. જે જે ઠેકાણે તેણે આ શબ્દ વાપર્યો છે તે બધાને સરખાવતાં તેના એક બીજાથી જુદા એવા બે અર્થ મળી આવે છે એક અર્થમાં એ શબ્દના પર્યાય તરીકે તત્વ, તફાવત, વ્યાખ્યા, વિગેરે શબ્દો મૂકી શકાય છે અને બીજામાં નિયમ, કારણ એવા શબ્દ મૂકાય છે પહેલા અર્થમા તે પ્રથમ ધર્મોનો સમૂહ છે જેમાથી જેમ કારણમાથી કાર્ય ઉત્પન્ન થાય છે તેમ બીજા ધર્મો ઉપન્ન થાય છે બીજા અર્થમાં તે એક નિયમ છે જેના આધારે પ્રકૃત દશ્યમાન પૂર્વભૂત ઉપાધિઓમાથી ખીલી નિકળે છે અગર એ ઉપાધિઓને સમજ઼ લઇએ તો તેઓ એનુ કારણ કહેવાય છે પણ વ્યવહારમાં આ બન્ને અર્થોમાથી ઘણું કરીને એકજ પરિણામ આવે છે જો કેટલાક પ્રથમ ધર્મો આપ્યા હોય છે તો તેઓમાંથી અમુક દશ્યમાન ઉત્પન્ન કરી શકાય છે જો પૂર્વભૂત ઉપાધિઓ અને તેઓની વૃધ્ધિનો નિયમ વિગેરે આપ્યા હોય તો ( આપણામાં તેઓની વૃધ્ધિ કરવાની શક્તિ છે એમ માની લઇએ તો ) અમુક કાર્ય ઉપન્ન કરી શકીએ છીએ. આ પ્રમાણે વ્યવહારોપયોગી કામકાજ માટે ' તત્વનું જ્ઞાન' અગર ' કારણનું જ્ઞાન ' એ શબ્દોથી એકજ અર્થ સમાનવ છે ઉષ્ણના અમુક પ્રકારની ગતિ

છે તેથી આપણે તેની વૃધ્ધિનો નિયમ અગર તેનું ઉત્પત્તિ કારણ જાણી શકીએ છીએ. વસ્તુસ્થિતિ આવી હોવાથી જો આપણે બેકનના 'ફૉર્મ' એ શબ્દ માટે 'કારણુ' અગર 'તત્વ' એ બેમાંથી ગમે તે શબ્દ વાપરીશું તો અયોગ્ય ગણાશે નહિ.

હવે આપણે આવા કારણ અગર તત્વ શોધવાની બેકનની રીત તપાસીએ પોતાના વખતમા ચાલતી વ્યાપ્તિપધ્ધતિની અપૂર્ણતા વિષે ટીકા કરવાને તે જરા પણ કંટાળતો નથી. આ પધ્ધતિમાં પ્રકૃત દશ્યમાનને લાગુ પડે એવાં દૃષ્ટાન્તો તેઓને પસદ કરવાના કોઈ જાતના નિયમ અગર ધોરણ વગર એમને એમ ભેગાં કરવામાં આવતાં. જો બીજુ કોઇ દશ્યમાન આના સાથે નિત્ય સંબંધ ધરાવનારૂં માલમ પડે તો માત્ર આટલાજ ઉપરથી વધારે તપાસ કર્યા શિવાય એ બીજા દશ્યમાનને પહેલાના કારણ અગર કાર્ય, અગર કાર્યકારણ ભાવથી કોઈ રીતે એના સાથે સબંધ ધરાવનારૂં કહેવામાં આવતું. બેશક દૃષ્ટિમર્યાદામાં જો કોઈ અમુક બે ત્રણ ધર્મોનો નિયત સયોગ જોવામા આવેતો એટલા ઉપરથી કારણત્વનું અનુમાન કરી શકાય છે પણ અનુભવમા વધારો થવાથી વખતે આ અનુમાન સહેજમા ખોટું પડી જાય છે. આ પ્રમાણે થોડા વખત ઉપર મધ્ય આફ્રિકાના કોઈ વતનીએ એમ ધાર્યું હશે કે સઘળા માણસો કાળા છે. આવી ભૂલ ભરેલી વ્યાપ્તિના બદલે એક નિયમિત અને શાસ્ત્રીયપદ્ધતિ દાખલ કર્યાનું માન બેકનને ઘટે છે. આ પધ્ધતિને સંપૂર્ણ કરવા સારૂ તેણે ઘણો શ્રમ લીધો છે અને એમા તે કેટલેક અંશે કૃતેહ પણ પામ્યો છે આ નવી પધ્ધતિમા અમુક દૃષ્ટાન્તોને પસદ કરવામાં આવે છે અને કેટલાંકનો ત્યાગ કરવામા આવે છે અને આ પ્રમાણે પ્રતિપાદક વિચાર–સંકલનાથી અમુક કાર્યનું કારણ અગર અમુક કારણનુ કાર્ય શોધવામાં આવેછે. આ પધ્ધતિને બેકન **અપનયન—વ્યાવૃત્તિપદ્ધતિ** કહે છે. એના નવા ન્યાયશાસ્ત્રની અપૂર્વતા અને વિશેષ લક્ષણ આમાજ સમાયેલાં છે. જે પ્રતિજ્ઞાઓ ઉપર તેની વ્યાવૃત્તિપદ્ધતિનો આધાર છે તેમાંની કેટલીક ખોટી અગર સંદેહ ભરેલી માલમ પડશે પણ જો આપણે તેના ઉપર તેના અનુસંધ સાથે વિચાર કરીશુ તો તે તેની અસાધારણ બુધ્ધિની નિશાની છે એમ આપણને લાગ્યા વગર રહેશે નહિ, અને શાસ્ત્રીય

પધ્ધતિના ઇતિહાસમા તે એક નવા સૈકાની શરૂઆત તરીકે ગણાશે. આપણે આગળ જોઈ ગયા છીએ કે બેકનના ધારવા પ્રમાણે પૃથક્કરણ કરવાથી આપણે અમુક ધર્મો અગર શુધ્ધ, નિરવયવ પ્રકૃતિઓ શોધી શકીએ છીએ અને ભાષાના અક્ષરો અને શબ્દો વચ્ચે જેવો સબધ છે તેવોજ આ શુધ્ધ પ્રકૃતિઓ અને અવયવઘટિત પદાર્થો વચ્ચે છે આ શુધ્ધ પ્રકૃતિઓ સખ્યામા થોડી છે અને તેથી તે સઘળી શોધી કઢાય એમ છે હવે બેકન એમ ધારતો હતો કે આમાની કેટલીક પ્રકૃતિઓનો આધાર બીજી પ્રકૃતિઓ ઉપર છે—અર્થાત્–તેઓ બીજાના કાર્યો છે અને જો આપણે આ બીજી પ્રકૃતિઓ જેઓના ઉપર તેમનો આધાર છે તેઓને શોધી શકીએ તો તેઓના સાધનથી આ પ્રકૃતિઓને ઉત્પન્ન કરી શકીએ એક શુધ્ધ પ્રકૃતિ જેના ઉપર બીજી શુદ્ધ પ્રકૃતિનો આધાર છે ( કારણ કે આવી એકજ પ્રકૃતિ છે એમ માની લેવામા આવે છે ) તે એનું તત્વ અગર કારણ કહેવાય છે તેના તત્વ અગર કારણને શોધવા માટે આપણે માત્ર શુધ્ધ પ્રકૃતિઓની નોધ તપાસવાની છે ( જે સખ્યામા ઘણી થોડી છે એમ માની લેવામા આવે છે ) અને અવલોકન અગર પ્રયોગ અગર બન્નેની સરખામણીના આધારે જ્યા સુધી માત્ર એક શુધ્ધ પ્રકૃતિ રહે ત્યા સુધી પહેલા એકનો અને પછી બીજાનો એ રીતે અધવી પ્રકૃતિઓનો ત્યાગ કરવો પડે છે આ પ્રમાણે કરવાથી જે કારણની શોધમા આપણે ફરતા હોઈએ તે આખરે મળી આવે છે

બેકનની આ રીત સામા ઘણા વાધા ઊઠાવી શકાય એમ છે–( ૧ ) નિરવયવ શુદ્ધ પ્રકૃતિઓમાં ઓછામાં ઓછી એક તો અતિમ હોવીજ જોઇએ અને તેથી તેનુ કારણ હોતુ નથી—શોધી શકાતુ નથી. આના જવાબમા બેકન એમ કહી શકે કે અમુક પ્રકૃતિ છેવટની છે કે નહિ તે એની પોતાની પદ્ધતિનોજ બરાબર ઉપયોગ કરવાથી જણાઇ આવે છે, કારણ કે જો બીજી બધી શુધ્ધ પ્રકૃતિઓનો ત્યાગ કરવામા આવે તો પ્રકૃત પ્રકૃતિને અમર જે ઉવર રહે તે પ્રકૃતિને બાધ્ય કારણ હોય નહિ ( ૨ ) બીજો વાધો એ છે કે દરેક શુધ્ધ પ્રકૃતિનુ એકજ કારણ હોય છે એમ તે માની લે છે હવે જો એના 'ફૉર્મ' એ શબ્દનો અર્થ તત્વ લઇએ તો એનો બચાવ થઇ શકે છે, કારણ કે દરેક પ્રકૃતિનુ તત્વ તો એકજ હેતુ જોઇએ, પણ જો

આપણે એ શબ્દને કારણના અર્થમાં સમજીએ તો નૈયાયિક મી. મીલની પરિભાષામાં તે કારણ–બહુત્વ લક્ષમાં નહિ રાખ્યાની ભૂલ કરે છે, કારણ કે એકજ કાર્ય એક વખતે અમુક કારણથી અને બીજા વખતે બીજા કારણથી ઉત્પન્ન થાય છે. ( ૩ ) ત્રીજો વાંધો ઉપરના બે કરતાં વધારે સ્પષ્ટ છે. જ્યારે આપણે બીજી ગૌણ પધ્ધતિઓ જે બેકન પોતે સૂચવે છે તેઓના આધારે ટુંકે રસ્તે અમુક બે પ્રકૃતિઓ વચ્ચેનો સંબંધ નક્કી કરી શકીએ છીએ ત્યારે આપણે એક પછી એકનો ત્યાગ કરતાં કરતાં શુધ્ધ પ્રકૃતિઓની આખી નોંધ શા માટે તપાસવી જોઇએ ? હાલની નવી વ્યાપ્તિ–પધ્ધતિઓના નિયમોથી જો કોઇ બે દૃશ્યમાનોનો સંબંધ જાણી શકાય તો બીજી બધી પ્રકૃતિઓને ધ્યાનમા લીધા શિવાય અગર તેઓને વ્યાવૃત્ત કર્યા વગર આપણે એ બેનો કાર્ય કારણ ભાવ નક્કી કરી શકીએ. વધારામાં વળી આપણા જ્ઞાનની ચાલુ સ્થિતિમાં આપણે ગમે તેટલી પ્રકૃતિઓને વ્યાવૃત્ત કરીએ તોપણ આપણે માત્ર એક શિવાય બીજી બધીને વ્યાવૃત્ત કરી છે એવી ખાતરી ભાગ્યેજ થઈ શકે. વખતે આવી ખાતરી મળે તોપણ બાકી રહેલી એક પ્રકૃતિજ પ્રકૃત પ્રકૃતિનું કારણ છે એના માટે શો પુરાવો છે ? વખતે છેવટે જે બે પ્રકૃતિઓ રહે તે જડાવ અને ગુરુત્વ જેવી બે છેવટની પ્રકૃતિઓ હોય; અગર છેવટ રહેલી પ્રકૃતિ પ્રકૃત પ્રકૃતિનું કારણ હોવાના બદલે વખતે તેનું કાર્ય પણ હોય.

ન્યાયશાસ્ત્રના વ્યાપ્તિ–ખંડના ઇતિહાસમાં બેકનની વ્યાવૃત્તિ–પધ્ધતિ કરતાં એ પધ્ધતિનાં સાહિત્યો વધારે ઉપયોગી છે, કારણ કે તેઓ ભાવસૂચક અને અભાવસૂચક બન્ને જાતના પરિણામ લાવવામાં કામ લાગે છે. આ સાહિત્યોમા મુખ્ય કેટલાક કોઠા અને તેઓનાં પરિણામની સરખામણી છે. ઉદાહરણ તરીકે પહેલા કોઠામાં તે ઉષ્ણતાને લે છે, અને તેનુ કારણ શોધવા માટે જે દૃષ્ટાન્તો બીજી બધી રીતે ગમે તેવાં વિજાતીય હોય, પણ જેઓમા ઉષ્ણતા આવવાના કારણો જણાયેલાં હોય તેવાં સઘળાં દૃષ્ટાન્તો ભેગાં કરે છે. માત્ર ઉષ્ણતાના ગુણમાં મળતાં આવે એવાં દૃષ્ટાન્તો ભેગાં કરવામાં બેકને જે પદાર્થો આપણી ઇન્દ્રિઓમાં ઉષ્ણતાનો બોધ કરે છે અને જેઓ જાતે ખરેખર ઉષ્ણ હોય છે તેઓને ભેળસેળ કર્યાં છે, તોપણ જે ધોરણે તેણે આવા દૃષ્ટાન્તો ભેગાં કર્યા છે તે ધોરણ દોષરહિત

છે. જો કોઇ માણસ જુદી જુદી જાતનાં સંખ્યાબંધ એવાં દૃષ્ટાન્તો ભેગાં કરી શકે કે તેઓમાં પ્રકૃત પ્રકૃતિ શિવાય બીજી વધારે ફક્ત એકજ બાબત સામાન્ય હોય તો એ વધારાની બાબતનો પ્રકૃત પ્રકૃતિ સાથે કોઇ રીતે કાર્યકારણ ભાવનો સબંધ હોય એવું અનુમાન થઇ શકે છે, અને જો તે કોઇ કોઇવાર પ્રકૃત પ્રકૃતિના પહેલાં આવતી દેખાય અને પ્રકૃત પ્રકૃતિ કોઇ દિવસ એના પહેલાં આવતી ન દેખાય તો એને કારણ અને પ્રકૃત પ્રકૃતિને કાર્ય તરીકે ગણી શકાય આવા પ્રસંગે મીલની સાદૃશ્યપદ્ધતિની સઘળી સરતો સચવાય છે

બીજા કોઠામાં તે એવા દૃષ્ટાન્તો ભેગા કરે છે કે જેઓ પહેલા કોઠાના દૃષ્ટાન્તોને બીજી બધી રીતે લગભગ મળતાં આવે છે પણ માત્ર ઉષ્ણતાના ગુણમાં તેઓ જુદા પડે છે ઉદાહરણ તરીકે સૂર્યના કિરણો જે ઉષ્ણ હોય છે તેઓના સામા ચન્દ્રનાં કિરણો જે ઉષ્ણ હોતાં નથી તેઓને મૂકવામાં આવે છે અહીંઆ પણ દૃષ્ટાન્તોની ન્યાયાનુસાર પરીક્ષા કરતાં જો એક સાદૃશ્યપદ્ધતિના અને બીજા અસાદૃશ્યપદ્ધતિના દૃષ્ટાન્ત વચ્ચે એવો સબંધ માલમ પડે કે તેઓ બીજી બધી રીતે સરખાં હોય પણ પહેલામાં ઉષ્ણતા અને તે સાથે એક બીજી ઉપાધિ હોય અને બીજામાં ઉષ્ણતાની ગેર હાજરીમાં તે બીજી ઉપાધિ પણ ન હોય તો આપણે ચોક્કસરીતે કહી શકીએ કે ઉષ્ણતા અને એ ઉપાધિ એ બેમાં એક કારણ ( અગર કારણનો આવશ્યક ભાગ ) અને બીજું કાર્ય છે બીજા શબ્દોમાં કહીએ તો અહીં નૈયાયિક મી. મીલની અસાદૃશ્યપદ્ધતિની સઘળી સરતો સચવાય છે

ત્રીજા કોઠામાં અમુક પ્રકૃતિનાં દૃષ્ટાન્તો ભેગાં કરવામાં આવે છે અને તેઓમાં જે તફાવતો હોય છે તે માત્ર વધતા ઓછા પ્રમાણુમાંજ હોય છે હવે બીજું એવું કોઈ દૃશ્યમાન શોધી કઢાય કે જેમાં ઉષ્ણતાના વધારા ઘટાડા સાથે પ્રમાણમાં વધારો ઘટાડો થાય છે તો એ દૃશ્યમાન ઉષ્ણતાનું કારણ અગર કાર્ય હોવું જોઈએ, અગર એ બે વચ્ચે કોઇ રીતનો કાર્યકારણભાવ હોવો જોઇએ આ ઠેકાણે મી મીલની આનુષંગી વિકાર પદ્ધતિના નિયમો સચવાય છે. વધારામાં વળી જો આપણે એવું બતાવી શકીએ કે માત્ર એ દૃશ્યમાન અને ઉષ્ણતા બન્નેમાંજ આનુષંગી

વિકાર થાય છે તો એ દૃશ્યમાન કારણ અગર કાર્ય છે એમ ચોક્કસ રીતે કહી શકાય પહેલા ત્રણ નિયમો સબધમા મારે કહેવુ જોઇએ કે જે જે નિયમો સચવાયાથી આપણે ખરૂ અનુમાન કરી શકીએ છીએ એમ જે ઉપર કહ્યુ છે તે નિયમો **બેકને** આપ્યા હતા તેવાજ રૂપમા અહી આપ્યા નથી પણ તેઓ હાલના વખતમા ઉપયોગી થઇ પડે તેના સ્વરૂપમા આપેના છે. જરા આગળ જતા વળી **બેકન** કહે છે કે સઘળા દૃષ્ટાન્તો તપાસતા વખતે કોઇ એવુ દૃશ્યમાન પણ મળી આવે છે કે જે આપેલી પ્રકૃતિ હાજર હોય ત્યા હાજર રહે, એ નાશ પામે ત્યાં નાશ પામે અને એમા વધારો ઘટાડો પણ એ પ્રકૃતિના પ્રમાણમાજ થાય જો આ પ્રમાણે થાય તો મી **મીલની મિશ્રપદ્ધતિના** નિયમો બરાબર અમલમા આવે છે વિશેષમા વળી આવા પ્રસગે **કારણબહુત્વનો** દોષ પણ નિર્મૂળ કરી શકાય છે

આટલેથી બેકન અટકે છે અને ફરી પાછો પોતાની વ્યાવૃત્તિ-પદ્ધતિનો ઉપયોગ કરવાની ચોક્કસ રીત બતાવવાનું શરૂ કરે છે. ન્યાયાનુસાર વ્યાપ્તિમા પ્રથમ જોવાનુ એ છે કે, જો કોઇ દૃષ્ટાન્તમા જ્યા પ્રકૃત પ્રકૃતિ હાજર હોય ત્યા બીજી જે કોઇ પ્રકૃતિઓ ગેરહાજર હોય, અગર જ્યા પ્રકૃત પ્રકૃતિ ગેરહાજર હોય ત્યા જે બીજી પ્રકૃતિઓ હાજર હોય, અગર કોઇ દૃષ્ટાન્તમા જ્યા પ્રકૃત પ્રકૃતિ ઘટતી હોય ત્યા જે બીજી પ્રકૃતિઓ વૃદ્ધિ પામતી હોય અગર તે વધતી હોય ત્યા તેઓ ઘટતી હોય તો તેના દૃષ્ટાન્તનો ત્યાગ કરવો જોઇએ કારણબહુત્વના દોષની ધાસ્તીના લીધે બીજી પ્રકૃતિઓને ત્યાગ કરવાનું આ ધોરણ બરાબર ઉપયોગી થઇ પડે એવુ નથી કારણ કે જ્યા બીજી કોઇ પ્રકૃતિ પ્રકૃત પ્રકૃતિને ઉત્પન્ન કરનાર કારણો પૈકી એક હોય ત્યા તેની ગેરહાજરીમા પણ પ્રકૃત પ્રકૃતિ હાજર હોઇ શકે છે, અગર તે ઘટતી હોય ત્યા પ્રકૃત પ્રકૃતિ વૃધ્ધિ પામી શકે છે માટે આ ધોરણે વ્યાવૃત્તિ કરવી એ ન્યાયાનુસાર છે એમ કહેવાય નહિ વધારામા વળી આ વાત પણ આપણે ધ્યાનમા રાખવી જોઇએ કે ખરૂં જે એકજ કારણ હોય તેને શોધવાના હેતુથી બેકનની પધ્ધતિનો ઉપયોગ કરવામા આપણે બીજાં સઘળા કારણો તપાસવા જોઇએ-અર્થાત્-વ્યાવૃત્તિ સપૂર્ણ કરવી જોઇએ અને આપણા હાલના જ્ઞાનની સ્થિતિ જોતા આ પ્રમાણે બનવુ ઘણા ભાગે અસભવિત છે માટે બેકનની પધ્ધતિ સાથે

બીજી કોઈ બાહ્ય મદદની જરૂર છે. આજ કારણથી તે કુદરતનું વિવરણ કરવામાં યથાર્થ અને સંપૂર્ણ વ્યાપ્તિમાં ઉપયોગી થઇ પડે એવી નવ પ્રકારની ગૌણ પધ્ધતિઓ આપે છે તે આ નવેનું સંપૂર્ણ વર્ણન નહિ આપતાં માત્ર કેટલાક સાધિકાર દૃષ્ટાન્તો ( Prerogative Instances ) વિષે સવિસ્તર હકિકત આપે છે સર જોન હર્શલ કહે છે કે " આ ( દૃષ્ટાન્તો) કુદરતમાં દેખાતા પરચુરણ બનાવોના મોટા સમૂહમાંથી ચૂંટી કહાડેલાં કેટલાક વિલક્ષણ દૃશ્યમાન છે અને તેઓ પોતાની મોટી સંખ્યા, અસ્પષ્ટતા અને ગુંચવણના લીધે વ્યાપ્તિના કેટલાક સામાન્ય વિભાગો અને કારણોની શોધમાં આપણને રસ્તો બતાવ્યાના બદલે ઉલટા ગુંચવણમાં નાખે છે. આવી રીતે ચુંટી કહાડેલા જે દૃશ્યમાન આપણી વિચારશક્તિ ઉપર ભારે વેગથી કંઇ વિશેષ અસર કરે છે અને જે કારણભાવ અગર સામાન્ય નિયમ ઉપર આવવાના કોઈ પ્રકારના વિશેષ વલણનો આપણા મનને બોધ કરે છે તેઓને બેકન વ્યાજબી રીતે એક પ્રકારના વિશેષાધિકારયુક્ત, વૈભવવાળાં અને પ્રાકૃતિક શોધમાં આપણું ધ્યાન ખેંચવાનો ખાસ હક ધરાવનારાં ગણે છે. "

આમાંનાં કેટલાંક દૃષ્ટાન્તો જેવાં કે કસોટી કહાડે એવાં દૃષ્ટાન્તો, સ્પષ્ટ અગર ખુલ્લા દૃષ્ટાન્તો, ગુપ્ત દૃષ્ટાન્તો વિગેરે ઘણી વખત વપરાતાં જોવામાં આવે છે. વિવિક્ત દૃષ્ટાન્તો એવાં છે કે જે પ્રકૃત પ્રકૃતિને માત્ર અમુક પદાર્થોમાંજ બતાવે છે અને એ પદાર્થોને બીજા બધા પદાર્થો સાથે સરખાવતાં જેઓમાં પ્રકૃત પ્રકૃતિ શિવાય બીજું કંઇ સામાન્ય હોતું નથી, અગર જે પદાર્થોમાં પ્રકૃત પ્રકૃતિ ગેરહાજર હોય છે તેઓ બીજા બધા પદાર્થોથી દરેક બાબતમાં ભિન્ન હોય છે અને માત્ર પ્રકૃત પ્રકૃતિ નહિ હોવામાંજ મળતાં આવે છે "આ જાતના દૃષ્ટાન્તોથી વ્યાવૃત્તિની વિધિ જલદીથી થઈ શકે છે અને તેથી તે થોડાં હોય તો પણ ઘણાંની ગરજ સારે છે." આપણે વિશેષ ધ્યાન આપવા જેવી બાબત એ છે કે વિવિક્ત દૃષ્ટાન્તોના એ વિભાગ મી. મીલની સાદૃશ્ય અને અસાદૃશ્ય પધ્ધતિઓને મળતા આવે છે. ' જો આપણે રંગની પ્રકૃતિની શોધમાં હોઇએ તો વિવિક્ત દૃષ્ટાન્તો દગધન અગર પાસામાં અગર સ્ફટિક મણિમાં મળી આવે છે. આ પદાર્થો જાતે રંગ વાળા દેખાવડે એટલુંજ નહિ પણ તેઓનો રંગ બહારથી બીજા

ઉપર પણ જણાયછે. આ પદાર્થો અને ફૂલ, ધાતુ વિગેરેમાં રંગ શિવાય બીજું કંઇ સામાન્ય નથી. આ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે કોઇ પદાર્થનો રંગ તે પદાર્થ ઉપર પ્રકાશનું જે પ્રતિબિંબ પડે છે તેના રૂપાન્તર શિવાય બીજુ કંઇ નથી.

ફરતાં દૃષ્ટાન્તો એવાં હોય છે કે જેઓમાં આપણે જે પ્રકૃતિની શોધ કરતા હોઇએ તે એક બિંદુથી બીજા બિંદુ તરફ ફરતી દેખાયછે–અર્થાત્–જો તે પહેલા બિન્દુ આગળ અસ્તિત્વમાં ન હોય તો બીજા આગળ અસ્તિત્વમાં આવતી દેખાય છે, અથવા પ્રથમ અસ્તિત્વમાં હોય તો નાશ પામતી જણાયછે, અગર તેમા વધારો ઘટાડો થતો જણાય છે. આના દૃષ્ટાન્ત તરીકે બેકન કાગળને આપેછે. કાગળ સૂકો હોયછે ત્યારે ધોળો હોયછે પણ જ્યારે તે ભિનો હોયછે ત્યારે તેની ધોળાશ ઓછી થાયછે અને તે લગભગ પારદર્શક જેવો બની જાયછે. સ્પષ્ટ અગર અસરકારક દૃષ્ટાન્તો એ છે કે જેમાં આપણે જે પ્રકૃતિની શોધમાં હોઇએ તે પોતાની મેળે ઉઘાડી જણાઇ આવે છે, અને તે દરેક જાતની ઉપાધિમાંથી મુક્ત થઇ પોતાની સંપૂર્ણ સ્થિતિમાં દેખાયછે. આ જાતનું એક ઘણુજ સરસ દૃષ્ટાન્ત ઉષ્ણમાન છે જે ઉષ્ણતાની વૃધ્ધિ પામવાની શક્તિ સ્પષ્ટરીતે બતાવી આપેછે. આના જેવુ બીજું દૃષ્ટાન્ત જોઇએ તો તે વાયુભારમાપક યંત્ર છે.

ગુપ્ત દૃષ્ટાન્તો ઉપરના સ્પષ્ટ દૃષ્ટાન્તોથી ઉલટા હોયછે તેઓમાં જે પ્રકૃતિની શોધમાં આપણે હોઇએ તે છેક અપૂર્ણ સ્થિતિમા જણાયછે–તેનો આરંભજ થતો હોય એમ દેખાય છે. ઉદાહરણ તરીકે બેકન દ્રવોમાં જે સ્નેહાકર્ષણ જોવામાં આવે છે તેને આપે છે. આ જાતનાં બીજાં દૃષ્ટાન્તોની જરૂર હોય તો બુદ્ધિના સબંધમાં છોકરા અગર બીજાં હલકા પ્રાણીઓ, અને ધંધાના સંબંધમાં સાહું કરવાનો રિવાજ આપી શકાય સંગ્રાહક દૃષ્ટાન્તો વાસ્તવિક રીતે જોતાં ગૌણ વ્યાપ્તિઓ જેવાં છે અને તેઓમાં વિવિધ પ્રકારનાં સત્યોનો સંગ્રહ થાય છે. તેઓ એક જાતના હલકા વર્ગના નિયમો છે જેમાથી સર્વ સામાન્ય નિયમ ઘડી કહાડવામાં આવે છે. આ જાતનાં ઉદાહરણો બેકન મનુષ્યની સ્મરણશક્તિ અને સ્વાદેન્દ્રિયમાંથી લે છે.

સમાન અગર અનુરૂપ દૃષ્ટાન્તો જે પદાર્થો અગર ગુણો ઘણી બાબતોમાં જુદા હોવા છતાં તેઓમાં જે સમાનતા હોય તે બતાવી આપે

છે વાસ્તવિક રીતે જોતા તેઓ માત્ર સાદશ્ય છે બીજા કેટલાક ઉદાહરણો સાથે બેકન આપનો, આંખ, કાનની રચના, અને પડઘો પાડનારી જગ્યા, વૃક્ષના મૂળ અને શાખાઓ વિગેરે આપે છે સાદશ્ય ઉપરથી અનુમાન કરવાની પદ્ધતિ આધુનિક કાળમા માત્ર પ્રકૃતિશાસ્ત્રવેત્તાઓનેજ નહિ, પણ નીતિજ્ઞ પુરૂષોને, વ્યવહારશાસ્ત્રવેત્તાઓને અને ભાષાશાસ્ત્રીઓને કેટલી ઉપયોગી થઇ પડે છે તે સૌ કોઇની જાણમા હશે

વિચિત્ર દૃષ્ટાન્તોમા જે બનાવો જોવામા આવે છે તે એ જાતના બીજા બનાવો સાથે મળતા નહિ આવતા સામાન્ય ક્રમમાથી બહાર ગયેલા જણાય છે તારાઓમા બેકન સૂર્ય અને ચન્દ્રના ઉદાહરણ, પથ્થરના સબધમા લોહચુમ્બક, અને ધાતુઓમા પારો વિગેરે આપે છે બીજા ઉદાહરણ તરીકે આપણે ધૂમકેતુ, ધરતીકપ જ્વાળામુખી વિગેરે અને નીતિ વિચારના સબધમા સતી થવાનો અને દ્વદ્વયુદ્ધ વિગેરેના રિવાજ આપી શકીએ ગુપ્ત દૃષ્ટાન્તોની માફક વિચિત્ર દૃષ્ટાન્તો પણ પ્રકૃતિની સીમા વિસ્તૃત કરવામા ઉપયોગી થઇ પડે છે

'કસોટી કહાડે એવુ અગર નિશ્ચય કરાવે એવુ દૃષ્ટાન્ત'—વ્યાપ્તિ વિષયક ન્યાયશાસ્ત્રના આ શબ્દો બીજા બધા કરતા વધારે વપરાતા જોવામા આવે છે જો કોઇ બાબતમા આપણે છુટા હોઇએ તો કયા રસ્તે જવુ તે પ્રકૃત અવલોકન અગર પ્રયોગ નક્કી કરે છે બેકન કહે છે કે "જ્યારે કોઇ પ્રકૃતિની શોધમા આપણે આવી સ્થિતિમાં આવી જઇએ કે બે ત્રણ પ્રકૃતિઓમાંથી પ્રકૃત વિષયનુ કારણ કયુ હશે તે ખાતરીથી ન કહી શકીએ તો કસોટી કહાડે એવા દૃષ્ટાન્તો ઉપરની બે ત્રણ પ્રકૃતિઓમાની એક સાથેનો પ્રકૃત વિષયનો સબધ ચોક્કસ અને તૂટી ન જાય એવો છે અને બીજા સાથેનો જુદો કરી શકાય એવો અનિશ્ચિત છે એમ બતાવી આપે છે, અને આ પ્રમાણે પ્રશ્નનો નિર્ણય થાય છે—આપણે પહેલાને કારણ તરીકે સ્વીકારીએ છીએ અને બીજાનો ત્યાગ કરીએ છીએ' ન્યાયશાસ્ત્રની જુદી જુદી પધ્ધતિઓના વર્ગીકરણમા કસોટી કહાડે એવા દૃષ્ટાન્તો સાદશ્ય પધ્ધતિ જેવા ગણી શકાય આવા દૃષ્ટાન્તોનો ઉપયોગ રસાયણશાસ્ત્રમા ઘણો થાય છે વ્યવહારમા પણ આપણે જ્યારે કોઈ માણસની સત્યતા, પ્રમાણિકપણુ અગર નિયમિતપણુ એ વિગેરે માટે ખાતરી કરવી હોય છે

ત્યારે આપણે વારવાર આવાજ દૃષ્ટાન્તો વાપરીએ છીએ જે પ્રયોગ વડે **પાસ્કલે** હવાનું વજન નક્કી કર્યું હતું તેમાથી આ જાતના દૃષ્ટાન્તોનું ઐતિહાસિક ઉદાહરણ મળી આવે છે. જે વાતનો તેને નિશ્ચય કરવાનો હતો તે આ હતી કે પાણી કોઇ સામાન્ય નળીમા અમુક ઊંચાઈ ઉપર વધી શકશે, અગર વાયુભારમાપકમાં પારો અમુક ઊંચાઇ ઉપર જઇ શકશે નહિ. આ વાતનો ખુલ્લાસો બે રીતે કરવામા આવતો હતો—(૧) શૂન્યતાનો તિરસ્કાર કરવાની પ્રકૃતિની શક્તિ અમુક બિન્દુથી આગળ જઇ શકતી નથી, (૨) થોડા વખત ઉપર **ટોરીસેલી**એ એવુ નક્કી કર્યું હતુ કે પાણી અગર પારાનો સ્તંભ સરખા વજનની હવાના સ્તંભના વધારાના દબાણની બરોબર હોય છે **ટોરીસેલી**ના વાયુભારમાપક યત્રના સ્તંભમા રોજ ફેરફાર થતો હતો તે ઉપરથી એવુ અનુમાન કરવામાં આવતું હતુ કે તેનાથી હવાના વજનનું માપ લઇ શકાશે નહિ, પરન્તુ **ટોરીસેલી**ના મરણથી આ પ્રયોગ આટલેથી અટકી પડ્યા. હવે **પાસ્કલ**ના જોવામાં એવી રીતે આવ્યું કે જો **ટોરીસેલી**એ કહેલી હકિકત ખરી હોય તો વાયુભારમાપકના સ્તંભની ઉચાઇમાં પૃથ્વીની સપાટી ઉપરની ઊંચાઇના જુદા જુદા અશના પ્રમાણમા ફેરફાર થવો જોઇએ, તેમજ અમુક પ્રયોગ પર્વત ઉપર અગર જમીન ઉપર કરવામા આવ્યો છે એ વાતનો શૂન્યતાનો તિરસ્કાર કરવાની પ્રકૃતિની શક્તિ સાથે ભાગ્યેજ કંઇ સંબધ હોઇ શકે. તેથી કરીને ઇ સ ૧૬૪૮ના સપ્ટેમ્બર માસની ૧૯મી તારીખે **પાસ્કલે** એક પ્રયોગ કરાવ્યો ઘણા માણસોના દેખતા વાયુભારમાપક યત્રને પર્વત ઉપર લઇ જવામા આવ્યુ અને તે વખતે જેમ જેમ ઊંચાઇ વધતી ગઇ તેમ તેમ સ્તંભ ઊતરવા લાગ્યો વધારામા વળી પર્વતના શિખર ઉપર સ્તંભની જે સ્થિતિ હતી તેમા અને તેજ વખતે નીચે **ક્લેરમોન્ટ**ના બાગમા એના જેવુજ યત્ર રાખવામા આવ્યુ હતુ તેના સ્તભની સ્થિતિમા ઘણોજ તફાવત માલમ પડ્યો હતો આના કરતા વધારે સારી કસોટી કહાડે એવું દૃષ્ટાન્ત ભાગ્યેજ મળી આવે

આ પ્રમાણે **બેકન**ના **નોવેમ ઓરગેનમ**નો અગર તેની શાસ્ત્રીય પધ્ધતિનો સંક્ષિપ્ત હેવાલ છે હવે આપણે તેના મુખ્ય ગુણ દોષ ઉપર વિચાર કરવો જોઇએ જુદા જુદા લેખકોએ એની પધ્ધતિ સામા જે જે

વાંધા ઉઠાવ્યા છે તેઓમાં કેટલી સત્યતા છે તે પણ આપણે તપાસવી જોઇએ. ન્યાયશાસ્ત્ર, પ્રકૃતિશાસ્ત્ર, તત્વશાસ્ત્ર, વિગેરે ઉપર **નોવેમ ઓરગેનમથી** જે અસર થઇ છે તેમાજ એની બુદ્ધિનું ઐતિહાસિક ઉપયોગીપણું રહેલું છે. **લોર્ડ મેકોલે** કહે છે કે "**બેકને** બુદ્ધિઓને જાગૃત કરી અને તેઓએ દુનિયાને જાગૃત (ગતિમાન) કરી છે" **નોવેમ ઓરગેનમના** મુખ્ય ગુણો તરફ નજર કરતા તેઓના બે ભાગ થઈ શકે છે—(૧) બુદ્ધિને ચેતવણી આપવામાં, ઉશ્કેરવામાં અને કેળવણી આપવામા એની સામાન્ય અસર; અને (૨) હાલના વખતમાં પણ ઉપયોગી થઇ પડે એવા ન્યાયશાસ્ત્ર ઉપર તેના ચોકકસ વિચારો અને નિયમો. (૧) જુવાન વાચનારને સોત્સાહ કરવામાં અગર સ્વતંત્રપણે અને કાળજીપૂર્વક શોધ કરવાની ટેવને જન્મ આપવામા **નોવેમ ઓરગેનમના** પહેલા પુસ્તક જેટલું અસરકારક પુસ્તક બીજું ભાગ્યેજ મળી આવશે. **બેકન પ્લેટોના** માટે જે કહે છે તે ખરેખર એને પોતાનેજ લાગુ પડે છે—"તે (પ્લેટો) અપૂર્વ ઉત્કૃષ્ટ બુધ્ધિવાળો પુરૂષ હતો અને તે દરેક વસ્તુ તરફ જાણે ઊંચી ટેકરી ઉપરથી નજર નાખતો." અપૂર્વ બુધ્ધિથી ભરપૂર હોય એવા ગ્રંથોના સંબંધમા આવવાથી વિદ્યાર્થીઓને જેટલો ફાયદો થાય છે તેટલો બીજા કશાથી થતો નથી. કોઇ ખરા બુધ્ધિશાળી અને અનુભવી માણસ પાસે રહેવું એ પણ કેળવણીજ છે. 'માણસ પ્રકૃતિનો દાસ અને વિવરણ કર્તા છે.' 'માનુષિકજ્ઞાન અને માનુષિક શક્તિ એકજ જગ્યાએ મળે છે; સત્યને આપ્તવચનની નહિ, પણ કાળની પુત્રી કહી છે તે વ્યાજબી છે,' ભૂલને વળગી રહેવું એ ખરાબમા ખરાબ છે,'—આ વિગેરે સૂત્રો **નોવેમ ઓરગેનમના** પાને પાને જોવામા આવે છે, તે આપણી સ્મરણશક્તિમાં વાસ કરે છે અને આપણને જણાય નહિ એવી રીતે આપણી વિચારશક્તિ ઉપર ગુપ્ત અસર કરે છે. એની ભાષા, એના ઉચ્ચારણની વિચિત્ર ઢબ અને સમજુતી આપવાની એની શક્તિ એકદમ વાંચનારના મનને પકડી રાખે છે, અને આ બાબતમાં શેકસપીયર સિવાય બીજો કોઇ લેખક ભાગ્યેજ એના સાથે બરોબરી કરી શકે છે. પણ તે એવી કેવી શિખામણ આપે છે કે તેના તરફ વાંચનારનું ચિત્ત આટલુ બધુ આકર્ષાય છે? એ વાતની સાબિતી આપણે જાતે મેળવી શકીએ એમ હોય તેવી કોઇ વાત કોઇના કહેવા ઉપરથી કબુલ રાખવી નહિ, સામાન્ય નિયમોની સત્યતા વિષે બારીક તપાસ કરવી, અસ-

ક્યાસ અગર દુરાગ્રહથી, આપણા પોતાના ઉદ્દેશ અને સ્વાર્થથી, માત્ર શબ્દવાદથી અને જુદી જુદી શાખાઓની તકરારોથી ખોટે રસ્તે નહિ દોરાવાની કાળજી રાખવી, કોઈ પણ જાતના અનુમાન ઉપર આવ્યા પહેલા સંપૂર્ણ વિચાર કરવો, અને પાછળથી એ અનુમાનને પ્રકૃતિ અને વ્યવહારની વાસ્તવિક હકિકત સાથે સરખાવવા માટે તત્પર રહેવું, જે પ્રશ્નોનો ખુલાસો આપવાનુ આપણી શક્તિ બહાર ન હોય તેઓને લગતીજ બાબતોની શોધ કરવાનો બનતા સુધી પ્રયત્ન કરવો, જનસમૂહના સુખ ઉપર પ્રથમ વિચાર કરવો—આ વિગેરે બાબતો **બેકન** વારવાર વાચનારના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરે છે અને પ્રસગોપાત્ તેઓમાં સહેજસાજ અતિશયોક્તિ માલમ પડે છે, તોપણ તેઓ સાધારણ રીતે આવશ્યક અને ઉપયોગી છે એમ કોઇથી ના કહેવાય તેમ નથી

( ૨ ) **નોવેમ ઓરગેનમ**મા ન્યાયશાસ્ત્રને લગતું **બેકને** જે ચોક્કસ શિક્ષણ આપ્યુ છે તે બાબત ઘણા મતભેદ છે અને વખતે ભૂલભરેલા વિચારો જોવામા આવે છે મુખ્યત્વે કરીને **બેરન લીબીગે** જે ટાઢ્યુ કર્યુ છે તે સાક્ષરમડળમા ચાલતી દ્વેષબુદ્ધિનો એક નમુનો છે. સારા ભાગ્યે આવી દ્વેષબુદ્ધિ હાલના વખતમા જોવામાં આવતી નથી. **બેરન લીબીગ** કહેછે કે ન્યાય ઉપર **બેકન**નુ સઘળું શિક્ષણ રદ બાતલ અને નિરૂપયોગી છે શાસ્ત્રીય પદ્ધતિમા **બેકને** કરેલા સુધારા વિરૂધ્ધ જે જે વાધા ઊઠાવવામા આવ્યા છે તેઓની સત્યતા વિષે આપણે હમણાજ તપાસ કરીશુ, પણ તે પહેલા આપણે તેના વિશેષ ગુણો તરફ નજર ફેરવીએ વ્યાપ્તિવિષયક ન્યાયશાસ્ત્ર ઉપર **નોવેમ ઓરગેનમ** એ એક સંપૂર્ણ ગ્રથ નથી, અને એમા આપેલા નિયમો વિષે ખુલાસો આપવાની અગર તપાસણી કરવાની જરૂર છે એ વાત કબૂલ કરવી પડે છે પણ આપણે ધ્યાનમા લેવુ જોઇએ કે એ ગ્રથ લગભગ અઢીસો વર્ષ ઉપર લખાયો હતો અને તેથી એના ઉપર ટીકાની જરૂર છે તત્વજ્ઞાનનો અભ્યાસ કરનારે **એરીસ્ટોટલ** અને **પ્લેટો**ના ગ્રથોથી શરૂ કરવુ જોઇએ એ વાત આપણે જે ધોરણે સ્વીકારીએ છીએ તેજ ધોરણે આપણે એમ પણ માનવુ જોઇએ કે શાસ્ત્રીય પધ્ધતિમા વ્યાપ્તિના વિષયના અભ્યાસ કરનારે **નોવેમ-ઓરગેનમ**થી શરૂ કરવું જોઇએ આ ગ્રથના વિશેષ ગુણો નીચે પ્રમાણે છે—

(૧) કલ્પના અગર દુરાગ્રહના મોહ અને ભ્રાન્તિમાંથી અને આપ્ત વચનોની ભૂલાવામાં નાખે એવી અસરમાંથી મુક્ત થવા માટે બાહ્ય સૃષ્ટિની વાસ્તવિક હકિકતનું યથાર્થ જ્ઞાન મેળવવું જોઇએ. "પ્રકૃતિને તાબે કરવાની ઈચ્છા રાખનારે પ્રથમ તેને તાબે થવું જોઇએ" આટલાજ માટે પદાર્થ–વર્ણનની આવશ્યકતા છે આમાં મનુષ્યને અગર બાહ્ય સૃષ્ટિને લગતી તમામ હકિકત જે પદાર્થ–વિજ્ઞાનમા ઉપયોગી થઈ પડે તે બધીનો સમાવેશ થાય છે

(૨) બીજી જે વાત બેકન વારંવાર વાચનારના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરે છે તે એ છે કે કોઈ પ્રશ્નોના ચોકસ જવાબ મેળવવા હોય તો માત્ર અવલોકનથી સંતોષ નહિ માનતા જ્યાં આપણાથી બની શકે ત્યા આપણે કૃત્રિમ પ્રયોગો કરવાને ચૂકવું નહિ, "કારણ કે જેવી રીતે માણસનો સ્વભાવ, એના મનના ગુપ્ત વ્યાપાર, સ્નેહભાવ વિગેરે જ્યારે એને ચીડવવામાં આવે છે ત્યારેજ જણાઈ આવે છે, તેવી રીતે પ્રકૃતિની ગુપ્ત વાતો પોતાના મેળે દેખાવ આપે છે તેના કરતા જ્યારે એને કળાના સતાપમા ઊતારીએ છીએ ત્યારે તે વધારે સહેલાઇથી આપણી નજર તળે આવે છે. નોવમ ઓરગેનમમાં તેમજ એના નાના ગ્રંથોમાં ઘણા પ્રયોગોની સૂચનાઓ કરવામાં આવી છે પણ તે બધા અપૂર્ણ રહી ગયા છે. ઉદાહરણ તરીકે પાણી સંકોચનીય છે કે અસંકોચનીય છે તે જોવા માટે બેકને શીસાના ગોળામાં પાણી ભરીને પાછળથી એ ગોળાને અત્યંત દબાણ તળે મૂક્યો હતો. આ પ્રયોગ તેણે જાતે શોધી કહાડ્યો હતો; પણ તેને અપૂર્ણ રહેવાનું મુખ્ય કારણ એટલુંજ હતું કે ધાતુના વેહમાંથી જે પાણી નિકળી જતુ હતુ તેની નોંધ લેવામાં આવી નહોતી પણ આટલાજ ઉપરથી એ પ્રયોગની અપૂર્ણતા કંઈ ઓછી ગણી શકાય નહિ. બેકન એવા નિશ્ચય ઉપર આવ્યો હતો કે પાણી સંકોચનીય છે અને આ વાત ઘણા લોકોએ માન્ય રાખી છે.

(૩) માત્ર અમુક પ્રકારનાં દૃષ્ટાન્તો ભેગાં કરી જે વ્યાપ્તિ કરવામાં આવતી હતી તેના બદલે બેકન જુદી જુદી હકિકતના સંપૂર્ણ પ્રાકૃતિક સંબંધના આધારે શાસ્ત્રીય વ્યાપ્તિનો પાયો નાખવાનું કહેછે. દૃષ્ટાન્તો પસંદ કરીને, અને બાહ્યતિના આધારે, જે શાસ્ત્રીય વ્યાપ્તિ કરવામાં આવે છે તેની

વિધિ વિષે યથાર્થ માહિતી ન્યાયશાસ્ત્ર અને તત્વજ્ઞાનના અભ્યાસ કરનારે મેળવવી જોઇએ બેકનની વ્યાપ્તિ–પદ્ધતિ અને તેના માટે તેણે આપેલા કોઇ ગુચવણમા નાખે એવા છે તેમજ જે રૂપમા તેઓને તેણે આપેલા છે તે રૂપમા તે બહુ ઉપયોગી થઇ પડે એવા નથી, તોપણ તેઓને સુધારી સરળ કરવાનું કામ અવરૂં નથી પણ આ ભાગ કરતા એના **સાધિકાર** દૃષ્ટાન્તો વધારે ઉપયોગી છે તેણે આપેલા કેટલાક શાસ્ત્રીય ઉદાહરણો જોકે નજીવાં અને ભૂલ ભરેલા છે તોપણ આપણે તો માત્ર તેઓમા ન્યાયશાસ્ત્રને લગતી જે હકિકત છે તેના ઉપરજ ધ્યાન આપવાનુ છે.

(૪) વ્યાપ્તિ અને પરામર્શ વચ્ચેનો યોગ્ય સબંધ બતાવી આપવામાં પણ **બેકને ચૂક કરી નથી** વારે વારે તે વ્યાપ્તિમા સુધારો કરવાની અને તેનો વિશેષ ઉપયોગ કરવાની આવશ્યકતા જણાવે છે. તે ઉપરથી કોઇ કોઇ વાર એમ કહેવામા આવેછે કે શાસ્ત્રીય વિચાર કરવાના એક સાધન તરીકે તે પરામર્શનો તિરસ્કાર કરતો હતો અને એમ માનતો હતો કે સત્યની શોધ કરવામા એકલી વ્યાપ્તિજ ખમ છે પણ ખરી હકિકત આ પ્રમાણે નથી તેનુ કહેવું માત્ર એટલુજ હતુ કે જે નિયમોના આધારે પરામર્શવિધિ કરવામા આવેછે તેઓની સત્યતા વિષે પરામર્શથી નિશ્ચય થઇ શકતો નથી. પણ જ્યારે અનુભવના આધારે તેઓની સત્યતા વિષે વ્યાપ્તિથી ખાતરી થાયછે ત્યારે તેઓના ઉપરથી ચોક્કસ અનુમાન ઉપર આવી શકાય છે આવા બહોળા નિયમોનો નિશ્ચય પ્રથમ વ્યાપ્તિથી થયા પછી તેઓનાં ન્યાયાનુસાર પરિણામ જોવા સારૂ તેઓની સપૂર્ણ ખીલવટ પરામર્શથી થાય છે અને પાઠગથી જો બની શકે તો વ્યવહારમા તેઓનો ઉપયોગ કરવામા આવેછે વધારે વૃદ્ધિ પામેલા શાસ્ત્રોમા પરામર્શવિધિ ગણિતશાસ્ત્રની વિધિ જેટલી પૂર્ણ થાય છે એ વાત પણ બેકનની નજર બહાર રહી ગઇ નહોતી

(૫) બેકન બરાબર સમજતો કે કારણોની શોધ કરવી એજ શાસ્ત્રનો ખરો અને મુખ્ય ઉદ્દેશ છે "કારણોના જ્ઞાન ઉપરથી જે જ્ઞાન મેળવવામા આવેછે તેજ ખરૂ જ્ઞાન કહેવાય' આટલાજ માટે તે તત્વ અગર કારણના જ્ઞાનને સૌ કરતા વધારે ઉપયોગી ગણેછે

( ૬ ) પ્રકૃતિ અને શાસ્ત્રની ઐક્યતા વિષે તેણે કરેલી સૂચના ખરેખર અમૂલ્ય છે તે કહે છે કે પ્રકૃતિ સક્રમ અને અવિચ્છિન્ન છે તેમાં કોઇ જાતની તૂટ અગર અપવાદ નથી બહારથી એક બીજા સાથે અત્યંત વિરૂધ્ધ દેખાતા પદાર્થો અને ગુણો વખતે એકજ નિયમને માન્ય કરતા જણાય છે, અને જે માણસ પ્રકૃતિના જુદા જુદા રસ્તાથી સારી પેઠે માહિતગાર હોય છે તે તેના અપવાદ અગર ભૂલચૂક પણ સમજી શકે છે. કોઇ અમુક શાસ્ત્ર યથાર્થરીતે જાણવાની, ઇચ્છા રાખનારે સઘળા શાસ્ત્રોની સામાન્ય હકિકત અને મુખ્ય નિયમો જાણવા જોઇએ, કારણ કે જુદાં જુદાં શાસ્ત્રો એક વૃક્ષની ડાળીઓ જેવા છે, અને તેઓ એક થડમાં મળે છે. માટે જો તેઓને એક બીજાથી જુદા પાડીએ તો દરેકને નુકશાન પહોંચે છે. બેકનના છેલ્લા સૂત્ર ઉપર બહુ ભાર મૂકવાનું કારણ નથી, કારણ કે એમ કર્યાથી આપણું જ્ઞાન માત્ર ઉપર ઉપરનું અને અનિશ્ચિત થવાની ધાસ્તી રહે છે

( ૭ ) અનુમાન દોષનું બેકને જે વર્ગીકરણ કર્યું છે તે અપૂર્વ છે અને એનાથી તેણે ન્યાયશાસ્ત્રના એ ભાગમાં બેશક અમૂલ્ય વધારો કર્યોછે

• હવે શાસ્ત્રમાં અને શાસ્ત્રીય પધ્ધતિમાં સુધારો કરવાની બેકનની શક્તિ તેમજ તેની નવી શાસ્ત્રીય પધ્ધતિ વિરૂધ્ધ જે વાંધા ઉઠાવવામાં આવ્યા છે તે આપણે તપાસવા જોઇએ. પહેલો વાંધો એવો છે કે બેકનનો વ્યાપ્તિ—સિધ્ધાન્ત હદ ઉપરાંત યાન્ત્રિક છે અને તેમાં નિયમો અને સંજ્ઞાઓનું મહત્વ જોઇએ તે કરતાં વધારે છે ( ૨ ) તે પ્રતિજ્ઞા અગર સિધ્ધાન્તાશ્રય ઉપર પૂરતું લક્ષ આપતો નથી. ( ૩ ) છેક થોડાજ અંશે મર્યાદિત હોય એવા નિયમોમાંથી ધીમે ધીમે ઘણા અંશે સબળિત હોય એવા મોટા સામાન્ય નિયમો ઉપર જવાનું બેકન જેમ કહે છે તેમ શાસ્ત્રીય તપાસની ખરી વિધિમાં કરવામાં આવતું નથી તેમજ તે કહે છે તે પ્રમાણે ચાલીએ તોપણ વિશેષ ફાયદો થવાનો સંભવ નથી. આ ત્રણે વાંધાનો વિચાર આપણે બેગોજ કરીશું, કારણ કે તેઓની સત્યતા અગર અસત્યતાનો આધાર વ્યાપ્તિની યથાર્થ વિધિ ઉપર છે આ ત્રણેમાં અને મુખ્ય કરીને પહેલા બેમાં કેટલીક સત્યતા છે પણ તેઓની ખરી કિંમત સમજવા માટે હાલના

વખતમાં ચાલતી બે વિરૂદ્ધ પ્રકારની વ્યાપ્તિઓ તપાસવાની જરૂર છે. પહેલા પ્રકારમા આપણે કાં તો કેટલીક હકિકતનું અવલોકન કરીએ છીએ અગર કેટલીક નવીન વાતો આપણા પોતાના માટે આપણે પ્રયોગથી સિદ્ધ કરીએ છીએ અને પછીથી તેઓનો ખુલાસો કરવાના હેતુથી આપણે કેટલીક પ્રતિજ્ઞાઓ માન્ય કરીએ છીએ. જો આ પ્રતિજ્ઞાઓથી આપણી જાણીતી વાતોનો સંપૂર્ણ ખુલાસો થઇ શકેછે તો તેઓને આપણે તરતના માટે ખરી છે એમ માનીએ છીએ પણ જેનાથી એ પ્રતિજ્ઞાઓની સત્યતા વિષે વધારે સાબિતી મળે અગર જેનાથી તે તદન ખોટી છે એમ ઠરે, અગર જેના લીધે તેઓને પરિમિત કરવાની જરૂર જણાય એવી નવી હકિકત આપણે વખતો વખત શોધવી જોઇએ. જો આપણી મૂળ પ્રતિજ્ઞા અગર પાછળથી પરિમિત થયેલી પ્રતિજ્ઞા આવી કસોટી સામા ટકી રહે તો તેના આધારે કરેલી ગણતરી ઉપરથી આપણે ભવિષ્ય વરતી શકીએ, અને વધારામાં જો એનાથી આપણે શરૂઆતમા જે બનાવોના આધારે એ પ્રતિજ્ઞા માન્ય કરી હતી તેના જેવાજ માત્ર બીજા બનાવો નહિ પણ તદન વિજાતીય-જુદીજ જાતના બનાવો વિષે ખુલાસો આપી શકીએ તો આપણે એ પ્રતિજ્ઞાને ખરી અગર લગભગ ખરી વ્યાપ્તિ તરીકે ગણી શકીએ. વ્યાપ્તિનો આ સિધ્ધાન્ત દા **હ્યુવેલે** આપ્યો છે દા **હ્યુવેલ** અને પ્રોફેસર **જીવન્સ**ના મતમા તફાવત માત્ર એટલોજ છે કે દા **હ્યુવેલ** એ વ્યાપ્તિને ખરી માને છે અને પ્રોફેસર **જીવન્સ** તેને લગભગ ખરી માને છે. બન્ને જણ કબૂલ કરે છે કે આનાથી વધારે સખત અગર ચોક્કસ બીજી કોઇ પધ્ધતિ મળી શકે એમ નથી આ પ્રમાણે જો પ્રોફેસર **જીવન્સ**નું કહેવું ખરૂં હોય તો વ્યાપ્તિના આધારે આપણે જે અનુમાન ઉપર આવીએ તે માત્ર સભવિત હોઇ શકે પણ તે ચોક્કસ અગર સત્ય છે એમ આપણાથી ખાતરીપૂર્વક કહી શકાય નહિ પણ જો આ પ્રમાણે હોય તો ભુસ્તરવિદ્યા યત્રશાસ્ત્ર, અને રસાયણશાસ્ત્રના નિયમો પણ વખતે અનિશ્ચિત થવાની ધાસ્તી રહે છે, અને આ વાત શાસ્ત્રના બીજા શોધકો મંજુર રાખશે નહિ

વ્યાપ્તિનો બીજો સિદ્ધાન્ત મી **મીલે** આપ્યો છે આ સિદ્ધાન્ત પ્રમાણે વ્યાવૃત્તિ-પદ્ધતિનો વધારે સભાળપૂર્વક અને બારીકાઇથી ઉપયોગ કરવાથી આપણે વ્યાપ્તિથી પ્રાપ્ત થયેલી અનુમિતિને ન્યાયાનુસાર પ્રતિ

પાદિત સિધ્ધાન્તનું બળ આપી શકીએ અને અમુક વસ્તુસ્થિતિમા આવી પધ્ધતિની સઘળી સરતો સાચવી શકાય છે આ સિધ્ધાન્તમા પ્રતિજ્ઞાનું મહત્વ ઓછુ છે એમ નથી પણ જ્યાં સુધી કોઇ અમુક પ્રતિજ્ઞાનો જોયેના અગર સૂચવેલા બનાવો વિષે ખુલાસો આપ્યા કરતા પણ આગળ જઇ પ્રતિપાદન કરવાના વધારે સખત નિયમોને માન્ય કરી શકે નહિ ત્યા સુધી એ પ્રતિજ્ઞા ન્યાયાનુસાર વ્યાપ્તિ છે એમ કહેવાય નહિ હવે આવા નિયમો ઘડી કહાડવાનું કામ અશક્ય નથી એમ બેકને પણ જણાવ્યુ હતું, તેમજ એના સાધિકાર દૃષ્ટાન્તો આ કામમા કેટલા ઉપયોગી થઇ પડે છે અગર તેઓમા આ નિયમો કેવી ગર્ભિતરીતે સમાયેલા છે તે આપણે જોઇ ગયા છીએ પણ જ્યારે બેકન કહે કે કે એની પોતાની નવી પધ્ધતિથી વધતી ઓછી બુદ્ધિવાળા સઘળા માણસો એક સરખી રીતે ન્યાયાનુસાર ખરા અનુમાન ઉપર આવી શકશે ત્યારે તે આ એક અનભિમત વિચાર પ્રદર્શિત કરે છે એટલુજ નહિ પણ તે એક ભ્રાન્તિમય અને નુકશાનકારક કલ્પના કરે છે જેના વડે કોઈ પણ જાતના તફાવત વગર સાધારણ બુધ્ધિવાળા માણસો પણ અસાધારણ અને વિલક્ષણ બુદ્ધિવાળા માણસો સાથે એક સરખી રીતે નવી કળાઓ શોધી શકે અગર બીજી કોઈ નવીન શોધો કરી શકે એવી શોધ કરવાની યાન્ત્રિક પદ્ધતિ હોયજ નહિ

પ્રકૃતિની ગુંચવણ અગર મિશ્રતા અને સૂક્ષ્મતા વાસ્તવિક રીતે છે તેના કરતાં બેકન વધારે સરળ સમજતો હતો, તોપણ ઉપર બનાવેલી યાન્ત્રિક પધ્ધતિની અશક્યતાનુ કારણ માત્ર પ્રકૃતિની સૂક્ષ્મતામાં અગર ગુંચવણમા અને વિચાર કરવાની કેટલીક માથાકૂટ ભરેલી અને સયુક્ત વિધિમાજ છે એમ નથી પણ દરેક શાસ્ત્રીય શોધમા કલ્પનાશક્તિનો જે અનિવાર ભાગ છે તેની સાથે એનો ઘણો સબધ છે આ ઉપરથી આ પણને જણાય છે કે બેકનના ઉપર પોતાનો વ્યાપ્તિ સિધ્ધાન્ત ઇ. ઉપરાત યાન્ત્રિક કર્યાના જે દોષ મૂકવામા આવે છે તેનો આધાર માત્ર ઉપર કહેલા કેટલાક અતિશયોક્તિ ભરેલા લખાણ ઉપર છે તેથી કલ્પનાશક્તિ પણીજ તીક્ષ્ણ અને ઉત્કૃષ્ટ હતી તેમ છતા તે નોવમ ઓર્ગેનમમા એ કલ્પના-શક્તિના વ્યાપારને જ્યા ત્યા દબાવી પાડે છે આ/વાજ કારણથી એના પ્રયોગમા સિધ્ધાન્તાશ્રય વિષે થતુજ થોડુ વિવેચન જોવામા આવે છે એના

વખતમા બીજા શાસ્ત્રીય લેખકો કલ્પનાશક્તિનો ઘણી છુટથી ઉપયોગ કરતા હતા તેથી સ્વાભાવિક રીતે જે સામાન્ય નિયમો અને સિદ્ધાન્તોને વાસ્તવિક હકિકતથી સપૂર્ણ ટેકો ન મળી શકતો હોય તેઓના વિરૂધ્ધ પ્રત્યાઘાત થયો હતો બેશક આ પ્રત્યાઘાતના લીધેજ બેકન વારવાર કહે છે કે વ્યાપ્તિમા આપણે જુદી જુદી વિશેષ વાતો ઉપરથી પ્રથમ ઘણાજ ટુકા નિયમો ઉપર જવુ જોઇએ અને પછીથી ધીમે ધીમે વચના સઘળા નિયમોમા થઇને વધારે બહોળા સામાન્ય નિયમ ઉપર છેવટે જવુ જોઇએ, કારણ કે એકદમ કૂદી પડવાથી આપણે આવા નિયમ ઉપર કોઇ દિવસ આવી શકીએ નહિ પ્રકૃતિનુ વિવરણ કરવામા જે લોકો ઘણાજ સ્નેહમંદ થયા છે તેઓએ આ પદ્ધતિનો સ્વીકાર કર્યો નથી, અને જો સઘળા શોધકો એને વળગી રહે તો શાસ્ત્રની વૃધ્ધિ થવાના ઘણોજ વિલબ થયા વગર રહે નહિ જો કોઇ ચાલાક શોધક એકદમ કોઇ મહોટા નિયમ ઉપર આવી શકે એમ હોય તો તે વ્યાપ્તિના વચલા પગથિયા કૂદી જાય છે એટલાજ ઉપરથી તેણે કરેલુ અનુમાન ભૂલ ભરેલુ હશે એમ કહેવાય નહિ માત્ર તેણે પાછળથી પોતાના સિધ્ધાતની સખત પરીક્ષા કરવી જોઇએ અને પોતાનુ અનુમાન છેવટનુ અને સત્ય છે એમ માન્યા પહેલા તેણે એના માટે ઘણીજ મજબૂત સાબિતી મેળવવી જોઇએ. આ પધ્ધતિ સપૂર્ણ રીતે ન્યાયાનુસાર છે અને તેના આધારે મેળવેલા સામાન્ય નિયમોને સાબીત કરતા આપણને જણાય છે કે તેઓનો આધાર બેકનની પધ્ધતિ પ્રમાણે વચના નિયમો ઉપર અને એ વચલા નિયમોનો આધાર તેઓનાથી ઉતરતા નિયમો ઉપર હોય છે

બેકનની પદ્ધતિ સામા બીજો જે એક વાધો વારવાર લેવામા આવે છે તે એ છે કે તેણે પરામર્શ ઉપર જોઈએ તેટલુ ધ્યાન આપ્યુ નથી. આ વાધો પાયા વગરનો છે તે આપણે જોઈ ગયા છીએ, તેમજ કારણ બહુત્વના દોષ ઉપર પણ આપણે વિચાર કરી ગયા છીએ વધારામા આપણે ધ્યાનમા રાખવુ જોઈએ કે જો આપણે બેકનના " Form " (ફૉર્મ) એ શબ્દનો અર્થ 'કારણ નહિ લેતા 'તત્વ' એવો અર્થ લઈએ તો આ દોષ તેને બિલકુલ લાગુ પડતો નથી.

બેકનના મતનું એક વિશેષ લક્ષણ એ છે કે તે વસ્તુકારણ, શક્તિ-

જમાનામા પણ એ વિષય ઉપર જે વિવેચન કરવામા આવતુ હતું તે અસન્ત મનસ્વી, વિચિત્ર અને મૂર્ખાઈ ભરેલુ હોવાથી થોડા વખત સુધી હેતુકારણ ની શોધ બધ કરવાની જરૂર હતી

આ પ્રમાણે બેકનની પધ્ધતિ સામા જે મુખ્ય તકરારો લેવામા આવીછે તે આપણે જોઇ ગયા હવે માત્ર બીજી બે તકરારો રહેછે આ બે તકરારો એટની બધી મહત્વની નથી તોપણ તેમના વિષે થોડુ ઘણુ કહેવુ અવશ્યનુ છે કોઇ કોઇ વાર એમ કહેવામા આવેછે કે બેકનની પધ્ધતિ નવી-અપૂર્વ નહોતી હવે આ પદ્ધતિની અપૂર્વતાના સબધમા કેટલાક લેખકો કહેછે કે બેકનેજ વ્યાપ્તિ શોધી મ્હાડી હતી અને તેના ગ્રથો પ્રસિદ્ધિમા આવ્યા તે પહેલા પ્રયોગસિદ્ધ તત્વજ્ઞાન હતુજ નહિ આવી વિવેકરહિત પ્રશસાથી જે પ્રત્યાઘાત થયો તે પણ એના જેટલોજ અતિશયોક્તિ ભરેલો હતો અમુક પ્રકારની વ્યાપ્તિ અને તેથી કરીને વાસ્તવિક હકિકતનો સગ્રહ અને પરીક્ષા કરવાની ટેવ મનુષ્યની વિચારશક્તિના જેટલીજ પુરાતન છે એમ આપણે આ પ્રકરણની શરૂઆતમા જોઇ ગયા છીએ, તેમજ પ્રથમ નિયમોની સત્યતા વિષે ખાતરી કરવા માટે વ્યાપ્તિ એજ યોગ્ય પધ્ધતિ છે એવુ એરીસ્ટોટલના વખતથીજ તત્વજ્ઞાનીઓ જાણતા આવ્યા છે વધારામા વળી આપણે જોઇ ગયા છીએ કે એરીસ્ટોટલ પોતાના દૃષ્ટાતો પસદ કરવામા વ્યવહારમા ઘણીજ ચતુરાઇ બતાવેછે એટલુજ નહિ પણ એના ગ્રથોના કેટલાક છૂટક છૂટક ભાગોમાથી એવુ અનુમાન થઇ શકે છે કે આવૃત્તિ-પધ્ધતિની શોધ કરવાનો પણ તેનો વિચાર હતો પણ આ ભાગો એટના બધા ટુકડા છે અને તેઓમા આપેની હકિકત એટલી બધી અનિયમિત અને અપ્રધાન છે કે માત્ર દૃષ્ટાન્તોનો સગ્રહ કરવાના વ્યાપ્તિના પ્રકાર શિવાય બીજા કોઇ પ્રકારથી એરીસ્ટોટલ માહિતગાર નહોતો એમ જે વારવાર કહેવામા આવેછે તેને બાધ આવતો નથી તેણે જાતે પ્રયોગો ક્વચિતજ કર્યા હતા તોપણ પ્રયોગનુ મહત્વ તે સારી પેઠે સમજતો હતો આત્મવિવેકને લગતો તેનો સિદ્ધાન્ત-જ્ઞાનની મૂળ ઉત્પત્તિ ઇન્દ્રિય બોધમા છે-અને તેનો ન્યાયનો સિધ્ધાન્ત-વ્યાપ્તિ સાધન અગર પ્રધાન સાધનનો આધાર પહેલાની વ્યાપ્તિઓ ઉપર છે-આ બે સિધ્ધાન્તો ઉપરથી એવુ અનુમાન થાયછે કે પ્રાકૃતિક વસ્તુઓના અવલોકન અને સગ્રહનું મહત્વ

એના પોતાના તેમજ એના અનુગામીઓના લક્ષ બહાર નહિ હોય. આ શિવાય મધ્ય યુગમાં બીજા ઘણા લોકો સત્યની છેવટની કસોટી તરીકે અનુભવને માનતા હતા અને વ્યાપ્તિવ્યાપારની પ્રશંસા કરતા હતા. પરન્તુ મધ્ય યુગમાં શરૂઆતથી તે આખર સુધી વિચારકોની સામાન્ય પધ્ધતિ એટલી બધી આગ્રહી, ગૂઢ અને પૃથક્ હતી અને આપ્ત વચનો માટે તેઓ એટલું બધું માન ધરાવતા કે ઉપરનાં સૂત્રો આત્મતત્વવિદ્યા અગર ઇશ્વરજ્ઞાન તળે દંકાઇ ગયાં અને તેથી તેઓમાંથી કંઇ ફળ આવ્યું નહિ. વિદ્યાના પુનરૂજ્જીવન વખતે આવાં આપ્ત વચનો સામે સખત પ્રત્યાઘાત થવાથી જ્યાં ત્યાં **એરીસટોટલનું** તત્વજ્ઞાન ચર્ચાવા લાગ્યું અને એ મહાત્માના સામા **રેમસ** નામના માણસે ભારે હુલ્લડ મચાવ્યું. આ વખતના ઘણા લેખકો આપ્ત વચનોનો અનાદર કરી વાચનારને પોતાની ઇન્દ્રિઓ, અનુભવ અને પ્રકૃતિ ઉપરજ વિશ્વાસ રાખવાનું કહેછે. **વિલીયમ ગીલ્બર્ટ** જેવા કેટલાક પ્રકૃતિશાસ્ત્રને લગતી શોધ કરનારા માત્ર કલ્પનામાંજ નહિ પણ વ્યવહારમા કૃત્રિમ પ્રયોગોનો ઉપયોગ કરવાની ભલામણ કરેછે. પણ બેકનના વખત સુધીમા આ વિષય ઉપર કોઇ ગ્રંથકાર અગર લેખકે તેના જેટલા જુસ્સા અને બળથી લખ્યું હોય અગર પોતાના લખાણથી પ્રજાની લાગણી જેટલી તેણે ઉશ્કેરી હતી તેટલી ઉશ્કેરી હોય એમ જોવામાં આવતું નથી, તેમજ તેની શાસ્ત્રીય પદ્ધતિના સંબંધમાં બીજા કોઇ ગ્રંથકારમાં એવી કાંઇ હકિકત જોવામાં આવતી નથી કે જેના આધારેજ તેણે **નોવેમ ઓરગેનમમા** પોતાની સૂચનાઓ કરી છે એમ આપણાથી કહી શકાય.

બીજી તકરાર એવી છે કે બેકનને તેના સમકાલીન શાસ્ત્રનું જ્ઞાન એટલું બધું ઓછુ હતુ કે તે શાસ્ત્રનો અગર શાસ્ત્રીય પધ્ધતિનો સુધારક થવાને લાયક નહોતો. આ તકરારના જવાબમાં ઉપરના જેટલો સંતોષકારક ખુલાસો આપી શકાય એમ નથી તેના બચાવમાં આપણે કંઇ કહી શકીએ એમ છે, તોપણ વાસ્તવિક રીતે જોતાં તો ઉપરનો દોષ વ્યાજબી છે એમ આપણને કબૂલ કરવું પડે છે **નોવેમ ઓરગેનમ** પ્રસિધ્ધિમાં આવ્યું તે પહેલાં હારવેએ લોહીના ફરવા સંબંધી શોધ કરી હતી તોપણ એ વિષે બેકન કઇ પણ લખતો નથી. પણ આપણે ધ્યા-

નમાં લેવું જોઇએ કે હાર્વેના સમકાલીન પુરૂષોમાંના ઘણાખરા એના નવા સિધ્ધાન્ત વિષે સારો મત ધરાવતા નહોતા. ભૂસ્તરવિદ્યાના સંબંધમાં કેપ્લરની નવી શોધો વિષે તેણે સાંભળ્યું હતું તોપણ તે જૂના મતને વળગી રહ્યો હતો. આ શિવાય એ વખતના ગણિતશાસ્ત્ર અને યાંત્રિકશાસ્ત્રોના સિદ્ધાન્તો વિષે તેને બિલકૂલ માહિતી નહોતી. ગેલીલીઓના પ્રયોગો વિષે તે કંઈ જાણતો નહોતો. બેકનના બચાવમાં આપણે કહેવું જોઇએ કે હાલમાં નવા ગ્રંથો જેટલી ઝડપથી પ્રસિધ્ધિમાં આવે.છે તેટલી ઝડપથી એ વખતમાં આવતા નહોતા, તેમજ બીજી કોઇ રીતે પણ નવીન ખબર અંતરનો ફેલાવ હાલના જેટલી ઝડપથી થતો નહોતો. ધાતુઓનાં રૂપાન્તર થઇ શકે છે એ વાતને બેકન આસ્થાપૂર્વક માનતો હતો. આ સિધ્ધાન્ત ગમે તેવો ભૂલ ભરેલો હોય તોપણ પાછળથી બૉઇલ અને ફેરેડે બન્નેએ એમ માન્યું હતું કે બેકનના ટીકાકારો ધારે છે એટલે દરજ્જે એ સિધ્ધાન્ત અશક્ય નથી. સીલવા સીલવેરમ નામનો ગ્રંથ જેને તે પોતે પણ પ્રગટ કરવાને ખુશી નહોતો તેમાં કેટલીક કલ્પનાઓ એટલી બધી મૂર્ખાઇ ભરેલી છે કે હાલના વખતમાં કોઇ સાધારણ માણસ પણ તેઓનો સ્વીકાર કરશે નહિ. પણ આવી કલ્પનાઓમાંજ ગુંથાઇ રહેવું એ તે યુગનું એક વિશેષ લક્ષણ હતું અને બેકન પણ એમાંથી સંપૂર્ણ રીતે મુક્ત થઈ શક્યો નહોતો. પણ એની શાસ્ત્રીય ભૂલોમાંથી સૌથી વધારે મહત્વની અને જેના માટે તેનો બચાવ ઘણોજ થોડો થઇ શકે એમ છે તે એ છે કે તે વારંવાર અને આગ્રહપૂર્વક કોપરનીકન—સિદ્ધાન્તનો ત્યાગ કરતો હતો. જે માણસ શાસ્ત્રોમાં મોટા સુધારા કરવાનું માન ધરાવતો હતો તે ઘણા વખતથી લોકોની જાણમાં આવેલા આ મોટા સુધારાને સ્વીકારે નહિ એ ખરેખર વિચિત્ર છે. પણ જ્યાં સુધી નવા સિધ્ધાન્ત સામા લીધેલા વાંધાનો સંપૂર્ણ ખુલાસો ન મળે ત્યાં સુધી મોટા વિદ્વાન માણસો પણ જૂના મતને વળગી રહે એમાં બહુ નવાઇ જેવું નથી; અને કોપરનીકન સિધ્ધાન્ત વિષે તમામ જાતની શંકાઓ ન્યુટનના શિક્ષણથીજ દૂર થઇ હતી.

જુદા જુદા વિષયોને લગતી બેકનની ગંભીર ખામીઓ આપણે જોઈ ગયા હવે આપણે બીજી બાજૂએ ફરવું જોઇએ ડી ઑગ્મેન્ટીસમાં

તેણે કયા અને કેટલા વિષયો ઉપર નજર ફેરવી છે તેમજ **નોવેમ ઓરગેનમ**માં દૃષ્ટાન્તો આપી સમજાવવાની એની શકિત કેટલી છે તે ઉપર વિચાર કરતાં આપણને સ્પષ્ટ જણાય છે કે એ વખતમાં આ બાબતોમાં એની બરોબરી કરી શકે એવો બીજો કોઇ ગ્રંથકાર ભાગ્યેજ મળી આવશે. દરેક વિષયમાં તે ઊંડો ઉતર્યો હોય એમ જોવામાં આવતું નથી, પણ આપણે યાદ રાખવું જોઇએ કે કોઇ વિશેષ વિષયમાંજ ઊંડા ઉતરવું એ તેનો ઉદ્દેશ નહોતો. પોતાનો મુખ્ય સંબંધ માત્ર તત્વજ્ઞાન અને ન્યાય સાથેજ છે એમ તે સમજતો હતો. તે જાતેજ શાસ્ત્રોની વૃધ્ધિ કરવામાં ફતેહમંદ થશે એવી તેને આશા નહોતી. આ કામમાં બીજા માણસોને ખરે રસ્તે દોરવા અને તેઓને જોઇતાં સાધનો પૂરાં પાડવાં એજ પોતાનું મુખ્ય કર્તવ્ય છે એમ તે માનતો હતો. આમ છતાં પણ પ્રસંગોપાત વિશેષ શાસ્ત્રોમાં તેણે જે સૂચનાઓ કરી છે તે ઓછી મહત્વની નથી. આ બાબતનાં કેટલાક દૃષ્ટાન્તો આપણે આજ પ્રકરણમાં જોઇ ગયા છીએ. અને **નોવેમ ઓરગેનમ**માંથી એવાં બીજાં ઘણાં મળી શકે એમ છે. તત્વજ્ઞાન અને નીતિ ઉપર એના વિચારો જોતાં એવું અનુમાન થાય છે કે જોકે તે જાતે કોઇ નવીન શોધ કરી શકયો નહોતો, તેમજ પોતાના સમકાલીન પુરૂષોએ કરેલી શોધોથી તે તદ્દન ભિન્ન માહિતગાર હતો, તોપણ એટલાજ ઉપરથી એના ટીકાકારો ધારે છે એટલે દરજ્જે શાસ્ત્રીય પધ્ધતિમાં સુધારો કરવાની એનામાં શકિત નહોતી એમ આપણાથી કહી શકાય નહિ. હવે ચાલતા સૈકામાં નૈયાયિક અગર તત્વજ્ઞાની તરીકે બેકનની આબરૂને નુકશાન પહોંચાડવાના હેતુથી કેટલાક લેખકો તરફથી પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ લેખકોનાં માત્ર નામ આપીશું તોજ બસ થશે. તેના ઉપર આ સૈકામાં પ્રથમ ઇ. સ. ૧૮૩૬ માં **જોસેફ ડી મેઇસ્ટરે** હૂમલો કર્યો હતો. તેણે કરેલી ટીકા માત્ર ધર્મને લગતી બાબતની ચર્ચા કરવાના હેતુથીજ લખાઇ હોય એમ જણાય છે. તે કહે છે કે **ડી ઑગ્મેન્ટીસ** તદ્દન ધિક્કારવા લાયક પુસ્તક છે અને **નોવેમ ઓરગેનમ** તેના કરતાં પણ વધારે ખરાબ છે. **મેઇસ્ટર પછી સર ડેવીડ બ્રુસ્ટર, લેસન્ અને લીબીગ** એ ત્રણ લેખકોએ અને મુખ્યત્વે કરીને છેલ્લાએ દ્વેષ બુદ્ધિથીજ સખત ટીકા કરી હોય એમ જણાય છે.

બેકનની પધ્ધતિ અને એના ગુણદોષ જોયા પછી એના લખા-

જે સત્તરમા સૈકા પછી અંગ્રેજી વિચારનું એક વિશેષ લક્ષણ છે—તે જોકે સ્પષ્ટ રીતે દેખાતું નથી, તોપણ વાસ્તવિક રીતે જોતાં બેકનનાજ લખાણનું ફળ છે.

(૪) માણસો સ્વતંત્રપણે વાસ્તવિક હકિકતનો અભ્યાસ કરી શકે એટલા માટે લાંબા વખતથી જે નુકશાનકારક સત્તાને તેઓ તાબે થઈ ગયા હતા તેમાંથી તેઓને મુક્ત કરવાની ખાસ આવશ્યકતા હતી. બેકન ખાતરીપૂર્વક માનતો હતો કે જ્યાં સુધી આ હરકત દૂર થાય નહિ ત્યાં સુધી મનુષ્ય-સ્થિતિ કોઈ દિવસ સુધરે નહિ. આ વાત ઉપર વખતો વખત વિશેષ ભાર મૂકવા જતાં એના લખાણમાં કોઈ કોઈ વાર અતિશયોક્તિ જોવામાં આવે છે.

(૫) વિચારશક્તિને કલ્પનાશક્તિના મોહપાશમાંથી છોડવવા માટે તેણે જે પ્રયત્ન કર્યો હતો તે ઓછો મહત્વનો નથી. વિચારશક્તિનો વિષય માત્ર અનુમિતિની પરીક્ષા કરવાનોજ નથી—સાધનોની પરીક્ષા પણ તેણે કરવી જોઇએ. તેથી કરીને જેની ઘણી જરૂર હતી તે નવું ન્યાયશાસ્ત્ર-વ્યાપ્તિવિષયક ન્યાયશાસ્ત્ર—હતું. આપેલાં સાધનોમાંથી કરેલી અનુમિતિ નિયમાનુસાર છે કે નહિ એટલુંજ તપાસીને સંતોષ માનવાનોનથી; આપણે સાધનોની સત્યતા વિષે પણ પરીક્ષા કરવી જોઇએ જો આ પ્રમાણે કરવામાં ન આવે તો સત્ય શોધવાને બદલે ઊલટા આપણે ભૂલમાંજ વધારો કરતા જઇએ.

(૬) વ્યાપ્તિ સંબંધી તેણે જે હકિકત આપી છે તે ઓછી કિંમતની અગર છેક કિંમત વગરની છે એમ નથી. આપણે માત્ર દૃષ્ટાન્તો ભેગાં કરીનેજ બેસી રહેવાનું નથી પણ તેઓમાંથી આપણા કામમાં આવે એવાં પસંદ કરવા જોઇએ. આ વાતને તે વારવાર વાંચનારના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરે છે અને બેશક વ્યાપ્તિનો ઘણો આધાર એનાજ ઉપર છે. હવે આ દૃષ્ટાન્તો આપણે કયા નિયમોના ધોરણે પસંદ કરવાં જોઇએ અને તે કામ પૂરતાં મળી આવ્યાં છે કે નહિ તે વિષે શાના આધારે આપણી ખાતરી થાય એ વિગેરે પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાયછે, પણ આ બાબતમાં બેકનના લખાણથી *શી* અસર થઈ હતી તેનો નિશ્ચય તેના પછી

તરતજ સર રૉબર્ટ હુક અને આપણા વખતમા મી મીલે જે નિયમો આપ્યા છે તેઓમા તેના નિયમો કેવી ગર્ભિત રીતે સમાયેલા છે એ જોવાથી થાય છે

(૭) શાસ્ત્રીય શોધોનો વ્યવહારમા કેવી રીતે ઉપયોગ કરવો, મનુષ્ય સ્થિતિ કેવી રીતે સુધારવી, એ વિગેરે પ્રશ્નો ઉપર તેણે જે લખ્યું છે તેનાથી પછીના જમાના ઉપર ઘણીજ મજબૂત અને સ્થાયી અસર થઇ હતી વખતો વખત તેના વિચાર માત્ર એકજ બાજૂ ઉપર નજર રાખીને કરેલા હોય એવા, અગર અતિશયોક્તિ ભરેલા જણાય છે પણ આ બાબત એને ઠપકાપાત્ર ગણ્યા પહેલા આપણે એ કાળની સામાન્ય સ્થિતિ ધ્યાનમા લેવી જોઈએ



# પ્રકરણ ૧૧ મું.



## બેકનના નીતિવિચાર અને તત્વજ્ઞાન.

શાસ્ત્રીય પદ્ધતિમાં બેકને શા ફેરફાર કર્યો હતો, એની પોતાની નવીન પદ્ધતિ કેવી હતી, તે વ્યવહારોપયોગી થઈ પડે એવી હતી કે નહિ, તેમજ એ શિવાય એના બીજા ગુણ દોષ શા શા હતા તે આપણે જોઈ ગયા. પણ આ સઘળી હકિકત વાસ્તવિક રીતે જોતાં સઘળાં શાસ્ત્રોને અને મુખ્યત્વે કરીને પ્રકૃતિશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રને લગતી હતી; તેથી આ પ્રકરણમાં આપણે શુદ્ધ તત્વશાસ્ત્ર, ચેતનશાસ્ત્ર, પરમાર્થશાસ્ત્ર, અને નીતિશાસ્ત્ર ઉપર એના વિચાર કેવા હતા તે વિષે વિચાર કરીશું. બેકન ઇન્ગલેન્ડના મોટા તત્વવેત્તા તરીકે ઓળખાય છે પણ એને આવું માન આપવાનો સઘળો આધાર ગયા પ્રકરણમાં આપેલી હકિકત ઉપર અને ઉપર બતાવેલાં શાસ્ત્રોના સંબંધમાં તેણે જે કંઇ વિશેષ વિચાર દર્શાવ્યા હોય તે ઉપર છે. તે જડવાદી હતો કે બ્રહ્મવાદી હતો, અને તત્વજ્ઞાનની કોઈ નવી શાખા સ્થાપવાનો તેણે વિચાર કર્યો હતો કે કેમ એ વિગેરે આપણે અહીં તપાસવાનું છે. આઠમા પ્રકરણમાં આપેલા તત્વજ્ઞાનના સંક્ષિપ્ત ઇતિહાસ ઉપરથી એ વિષય સાથે તેનો સંબંધ કેવો હતો તે સહેજસાજ વાચનારના સમજવામાં આવ્યો હશે. તેનો જન્મ વિદ્યાના પુનરૂજ્જીવન વખતે થયો હતો અને તેણે જૂના વિચારોનો ત્યાગ કરી પોતાના નવા વિચારો પ્રજાના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કર્યો હતો, તેથી ઇતિહાસની શરૂઆતમાં જેમ પ્લેટો અને એરીસ્ટોટલનાં, અને મધ્ય યુગમાં સ્કૂલમેનોના નામ આપવામાં આવે છે તેમ આ કાળમાં એનું નામ આપવામાં આવે છે ચાલતા યુગના સુધારાની શરૂઆત એનાથી થાય છે એમ માનવામાં આવે છે. આપણે પાછળ જોઈ ગયા છીએ કે મનુષ્યનું ચિત્ત સ્વાભાવિક રીતે અદશ્ય કરતા દશ્ય પદાર્થ તરફ વધારે દોરાય છે અને આજ કારણથી શરૂઆતમાં જડવાદનો ફેલાવ સંપૂર્ણ જોસમાં થયો હતો. પણ માણસનું ચિત્ત અત્યંત ચંચળ છે, અમુક સ્થિતિએ પહોંચ્યા પછી અગર અમુક વસ્તુ મેળવ્યા પછી તે સંતોષથી

બેશી રહેતું નથી. આ પ્રમાણે આગળ વધવાનો પ્રયત્ન કરતાં તે શૂન્યવાદમા ઉતરી પડયુ, પણ જ્યારે આવા એક બીજાથી વિરૂદ્ધ એવા બે વાદથી મનુષ્યનું મન માને નહિ ત્યારે તે શકા—સંદેહમા વિશ્રાન્તિ લે એ સ્વાભાવિક છે. જ્યારે સદેહ આત્મઘાતી, પાયા વગરનો, અને ટકી ન શકે એવો નિવડે ત્યારે પણ બીજુ કોઇ આશ્રયસ્થાન તો જોઇએજ,અને આવા પ્રસંગે આસ્થા કરતા વધારે સારૂં સ્થાન બીજુ કયુ મળી આવે? આ પ્રમાણે તત્વવિવેક અને ધર્મ ભેળમેળ થવા લાગ્યા અને તત્વવિવેકનેદાસીપદ સ્વીકારવુ પડયુ.

આ રીતે મોટા પરાક્રમી અને સમર્થ વિદ્વાનોના પ્રયાસ પછી પણ મનુષ્યની સ્થિતિ હતી તેવીજ રહી, તેઓ સત્ય શોધી શકયા નહિ, અને તેઓના સુખમાં વધારો થયો નહિ વસ્તુસ્થિતિ આવી હોય તો પછી ઉપરના જેવા દુર્ઘટ વિષયો પાછળ વખત ગુમાવવો એ નકામું અગર નિષ્ફળ છે એમ કેટલાક માણસોના મનમા આવે એમા કંઈ નવાઇ જેવું નથી. આ જગ્યાએ પ્રાચીન તત્વવેત્તાઓના અને બેકનના વિચારમાં મુખ્ય તફાવત શો હતો તે સ્પષ્ટ જણાઇ આવે છે. બેકનના તત્વજ્ઞાનનું એક વિશેષ લક્ષણ એ છે કે તેનો ઉદ્દેશ પ્રાચીન તત્વવેત્તાઓના ઉદ્દેશથી તદન જુદો હતો એના પોતાના શબ્દોમા કહીએ તો એનો ઉદ્દેશ 'ફળ' મેળવવાનો હતો. એનો સર્વોપરી વિચાર જગતકર્તાની કીર્તિ વધારવાનો અને મનુષ્યની સ્થિતિ સુધારવાનો હતો ઉપયોગીપણું અગર ફળ અને વૃદ્ધિ એ બે શબ્દોથી એના મનની ખરી કુચી મળી આવે છે પ્રાચીન તત્વવેત્તાઓ આ લોકના સુખનો અનાદર કરી પરલોકના સુખને શોધતા હતા તેઓ વધારે સદ્ગુણી થઇ પોતાના આત્માની અપૂર્ણતા દૂર કરવાને મથતા હતા. હવે બેકનનું ધારવુ એવુ હતું કે જે વસ્તુ હલકામાંહલકા પ્રાણીના પણ સુખદુઃખમાં વધારો ઘટાડો કરવાને નકામી ગણાતી નથી તે વસ્તુ મહા પુરૂષની—તત્વવેત્તાની નજર બહાર રહેવી જોઇએ નહિ આટલાજ કારણથી તત્વશાસ્ત્રમા સૉક્રેટીસે જે ઊથલપાથલ કરી હતી તેના તરફ બેકન કડી નજરથી જુએ છે, અને ગૉર્ડીઆસ પરેતી થઈ ગયેલા ડેમોક્રાઇટસ જેવા પરમાણુવાદીઓની પ્રશંસા કરે છે આ ઉપરથી આપણને જણાય છે કે બેકનનો મુખ્ય વિચાર મનુષ્યના સુખમા વધારો કરવાનો હોવાથી, તેણે પ્રાચીન તત્વે

ત્તાઓએ જે વિષય પાછળ પોતાના વખત અને બુદ્ધિનો વ્યય કર્યો હતો તે એ સુખની વૃદ્ધિ કરવામા અનુકૂળ થઇ પડે એવો ન હોવાથી તે પોતાના પહેલાના બન્ને કાળ સાથેનો સઘળો સબંધ તોડી નાખવા માગતો હતો વખત પણ એના વિચારને અનુકૂળ થઇ પડે એવો આવ્યો હતો જે જૂના વિચારો લગભગ બે હજાર વર્ષથી રાજ્ય કરતા હતા તેઓની સત્તા સામા વાંધો ઊઠાવવા સારૂ લોકો હવે તૈયાર થયા હતા તેઓના સામાન્ય વિચારો હવે ફરવા લાગ્યા હતા **એરીસ્ટોટલનુ** માન ઘટી ગયું હતુ અને આ સાથે વિદ્યાનુ પુનરૂજ્જીવન શરૂ થયુ હતુ પ્રાચીન તત્વવેત્તાઓએ પ્રકૃતિ-શાસ્ત્ર ઉપર ધ્યાન નહોતુ આપ્યુ એમ નહોતુ પણ એ વિષય શિખવામા અગર એનો ફેલાવ કરવામા તેઓનો હેતુ મનુષ્યનુ સુખ વધારવાનો નહોતો તેથી કરીને આપણે સમજી શકીએ છીએ કે જે શાસ્ત્ર ઉપર **બેકન** વિશેષ ભાર મૂકે છે તેને **પ્લેટો**એ નકામું ગણેલુ હોવુ જોઇએ. મનુષ્યોને પૂર્ણ કરવાનુ તો બેકનના ખ્યાલમાજ આવ્યુ નહોતુ એનો ઉદ્દેશ તો માત્ર **અપૂર્ણ માણસને સુખી કરવાનો હતો.** તત્વજ્ઞાનને **પ્લેટો** સૌથી શ્રેષ્ઠ માનતો હતો પણ **બેકન** તેને માત્ર સાધન તરીકે ગણતો હતો અર્થાત્-મનુષ્યોનો ઘણો ભાગ જે તત્વજ્ઞાની થઇ શકે એમ નથી તેઓનુ દુ ખ ઓછુ કરી તેઓના સુખમા વધારો કરવાનો જે એનો મુખ્ય ઉદ્દેશ હતો તેના સાધન તરીકે તે તત્વજ્ઞાનને માનતો હતો ટુકામા કહીએ તો પ્રાચીન તત્વવેત્તાઓનો ઉદ્દેશ માણસને દેવ જેવો બનાવવાનો હતો અને બેકનનો ઉદ્દેશ માણસને માણસનીજ સ્થિતિમા રહેવા દઇ તેને જે જોઇએ તે પૂરૂ પાડવાનો હતો **પ્લેટો**એ નજીવી આવશ્યકતાઓનો ત્યાગ કરવાનુ શિખવ્યુ છે અને બેકને એ ખોટ પૂરી પાડવાનો રસ્તો બતાવવાનો પ્રયત્ન કર્યો છે આ બેમાનો કયો ઉદ્દેશ વધારે સ્તુતિપાત્ર છે તેનો વિચાર વાચનારેજ કરી લેવો

આ પ્રમાણે પ્રાચીન તત્વજ્ઞાન સાથે **બેકન**નો સબંધ બતાવ્યા પછી આપણે તેના વિશેષ વિચાર તરફ નજર કરીએ તેણે તત્વજ્ઞાનની કોઇ નવી શાખા સ્થાપી નથી એના પોતાના શબ્દો ઉપરથીજ માલમ પડે છે કે તેણે આવો વિચાર પણ કર્યો નહોતો "પ્રથમ મારે સર્વ લોકને જણાવવુ જોઇએ કે પ્રાચીન ગ્રીક લોકો અને **ટેલીસીયસ, પ્રેટીસીયસ, સેનેનીનસ** જેવા આ યુગના માણસો ાા વિનાજ મુજબ તત્વજ્ઞાનના ગ્રથમાં કે હ

નવીન શાખા સ્થાપવાનો મારો ઇરાદો નથી" જોકે આ પ્રમાણે તેણે કોઇ નવીન શાખા સ્થાપી નહોતી, તોપણ એની નવીન—સુધારેલી પદ્ધતિ અને એના ગ્રંથોમાંના કેટલાક છુટા છવાયા લખાણો ઉપરથી આપણને જણાય છે કે અંગ્રેજી તત્વજ્ઞાનની જે શાખા પ્રયોગવિશિષ્ટ શાખાના નામથી ઓળખાય છે તેની ઉત્પત્તિ અને વૃધ્ધિ ઘણા ભાગે એનાથીજ થઇ હતી આમ છતાં પણ ચેતનશાસ્ત્ર, પરમાર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના કેટલાક દુર્ઘટ અને તકરારી પ્રશ્નો ઉપર એના વિચાર જાણવાનો પ્રયત્ન ઓછો રમુજી થઇ પડશે નહિ હવે જડ પદાર્થ અને ચેતનની ઉત્પત્તિ, તેઓની પ્રકૃતિ અને તેઓના એક બીજા સાથે સબંધ વિષેના પ્રશ્નો જેને આપણે સામાન્ય રીતે પરમાર્થશાસ્ત્રને લગતા પ્રશ્નો તરીકે ગણીએ છીએ તેઓના તરફ તો બેકને માત્ર ઔદાસ્ય ધારણ કર્યું હતું. તે કહે છે કે 'આ મારો વિષય નથી અને હું ધારૂં છું કે એના વિષે કલ્પનાઓ કરવાથી મનુષ્યની સ્થિતિમાં ઝાઝો ફેરફાર થઇ શકતો નથી" ખરેખર આવી કલ્પનાઓ કરવી એ નિષ્ફળ છે એમ બેકન એકલાએજ ધાર્યું નહોતું, પણ એ વખતના તત્વજ્ઞાનનું આ એક સામાન્ય લક્ષણ હતું, અને જો કોઇ તત્વવેત્તાઓ એ વિષે વિવેચન કરતા તોપણ એમ કરવામાં તેઓનો હેતુ માત્ર એટલુંજ બતાવવાનો હતો કે એ વિષય મનુષ્યબુધ્ધિની મર્યાદા બહાર છે

બેકન વખતો વખત પરમાણુવાદીઓના સિદ્ધાન્તો તરફ નજર ફેરવે છે પણ વાસ્તવિક રીતે જોતાં આ પ્રશ્નો તો પ્રકૃતિશાસ્ત્રના છે—પરમાર્થશાસ્ત્રના નથી બ્રહ્મવાદ, જડવાદ, દ્વૈતવાદ વિગેરે વિવિધ વાદોમાં માહોમાહે લાંબા વખતથી જે તકરાર ચાલતી હતી તેના વિષે એના ગ્રંથોમાં કંઇ વિવેચન જોવામાં આવતું નથી માત્ર એક જગ્યાએ—ઘણું કરીને શુદ્ધભાવથી—તે વિશ્વની ઉત્પત્તિ અભાવ અગર શૂન્યમાંથી પરમાત્માની અગાધશક્તિ વડે થઇ છે એવો ખ્રિસ્તિ ધર્મનાં પુસ્તકોમાં આપેલો સિદ્ધાન્ત સ્વીકારે છે "આ પ્રશ્નનો નિર્ણય આસ્થાપૂર્વક આપણે માત્ર ત્રણ રીતે કહી શકીએ એમ છે પહેલી રીત એ છે કે જડપદાર્થની ઉત્પત્તિ અભાવમાંથી થઇ છે. બીજી એ છે કે વિશ્વ રચનાની વૃદ્ધિ સર્વ-શક્તિત્વ એ શબ્દથી થઇ છે અને જડપદાર્થ જે રૂપમાં જોવામાં આવે છે તે રૂપમાં તેની ઉત્પત્તિ મહાભૂતની અપંચીકૃત (અસ્તાવ્યસ્ત—ગોટાળા ભરેલી) સ્થિતિમાંથી થઇ નથી ત્રીજી રીત એ છે કે (માણસની પડતી

પહેલાં ) આ આકાર તેજ જડપદાર્થ માટે સર્વોત્તમ આકાર હતો...... તેથી કરીને આ પ્રશ્નોના સંબંધમાં આપણે આસ્થા ઉપર આધાર રાખવો જોઇએ." ખરૂ જોઇએ તો બેકનનો જન્મ એવે વખતે થયો હતો કે એનાથી પરમાર્થશાસ્ત્રને લગતા પ્રશ્નોમાં ભાગ લઇ શકાય એમ નહોતું. એ પ્રશ્નોને **સ્કૂલમેનો**ના હાથે જે રૂપ આપવામાં આવ્યું હતું તે કેવળ શબ્દવાદ જેવું હોવાથી તેના ઉપરથી લોકોનો ભરૂસો ઊઠી ગયો હતો; અને બેકન પછીના બે સૈકામાં તેઓનું બારીક વિવેચન જે રૂપમાં કરવામાં આવ્યું હતું તેના ઉપર હજી **ડેકાર્ટ**ની છાપ પડી નહોતી. સાધારણ રીતે બેકન પણ ચેતન અને જડપદાર્થનો તફાવત સ્વીકારી લે છે. તે માને છે કે માણસ યોગ્ય સંભાળ અને કેળવણીથી બાહ્ય વિશ્વનું જ્ઞાન સંપાદન કરી શકે છે; પણ મને જે મારાથી ભિન્ન છે તેનું જ્ઞાન શી રીતે થઇ શકે, તેમજ જે જોનાર છે અને જે જોવાનું છે તેઓનો છેવટનો અર્થ અને સંબંધ કેવા પ્રકારનો છે એ વિગેરે પ્રશ્નો વિષે માથાફોડ કરવાની તેણે જરા પણ દરકાર કરી નથી.

હવે જો આપણે પરમાર્થશાસ્ત્રને બાજૂએ મૂકીએ અને માત્ર ચેતનશાસ્ત્ર ઉપર વિચાર કરીએ તો એ વિષયને લગતું વિવેચન બેકનના ગ્રંથોમાં પ્રમાણમાં સારૂં નજરે પડે છે. **ડી ઓગ્મેન્ટીસ**માં તે જણાવે છે કે મનુષ્ય–આત્મા બે પ્રકારનો છે. આત્માનો પહેલો પ્રકાર જેને તે બુધ્ધિવિશિષ્ટ આત્મા એવું નામ આપે છે તે મનુષ્યનો વિશેષ આત્મા છે અને તેની ઉત્પત્તિ પરમાત્મામાથી થઈ છે. બીજા પ્રકારનો આત્મા જે મનુષ્ય અને બીજાં પ્રાણીઓને સામાન્ય છે અને જેને તે બુધ્ધિરહિત આત્મા એવું નામ આપે છે તેની ઉત્પત્તિ તત્વોમાંથી થઈ છે. ટૂંકામાં કહીએ તો આત્માના બે ભાગ કરી તે એકને મનુષ્ય–આત્મા અને બીજાને પશુ–આત્મા તરીકે ગણે છે પણ જરા આગળ જતાં તે કહે છે કે મનુષ્ય–આત્મામાં પશુ–આત્માના ગુણ કરતા કેટલાક વધારે અને ઊંચી પંક્તિના ગુણ રહેલા છે. આ વાત જડવાદીઓ પણ કબૂલ કરે છે. હવે બેકન કહે છે કે જ્યારે બે આત્માના ગુણોમાં આવો ફેરફાર છે ત્યારે તેઓ વચ્ચે કોઇ વિશેષ તફાવત હોવો જોઇએ. આટલું કહ્યાપછી તે એવા અનુમાન ઉપર આવે છે કે મનુષ્ય–આત્મા અને પશુ–આત્મા વચ્ચે માત્ર અંશનોજ તફાવત છે એમ જે કેટલાક માને છે તેઓની ભૂલ છે. જેવી રીતે સર્વ બીજા તારા-

નવીન શાખા સ્થાપવાનો મારો ઇરાદો નથી " જોકે આ પ્રમાણે તેણે કોઇ નવીન શાખા સ્થાપી નહોતી, તોપણ એની નવીન—સુધારેલી પદ્ધતિ અને એના ગ્રંથોમાના કેટલાક છૂટાં છવાયાં લખાણો ઉપરથી આપણને જણાય છે કે અંગ્રેજી તત્વજ્ઞાનની જે શાખા પ્રયોગવિશિષ્ટ શાખાના નામથી ઓળખાય છે તેની ઉત્પત્તિ અને વૃદ્ધિ ઘણા ભાગે એનાથીજ થઇ હતી આમ છતા પણ ચેતનશાસ્ત્ર, પરમાર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના કેટલાક દુર્ઘટ અને તકરારી પ્રશ્નો ઉપર એના વિચાર જાણવાનો પ્રયત્ન ઓછો રમુજી થઇ પડશે નહિ. હવે જડ પદાર્થ અને ચેતનની ઉત્પત્તિ, તેઓની પ્રકૃતિ અને તેઓના એક બીજા સાથે સંબંધ વિષેના પ્રશ્નો જેને આપણે સામાન્ય રીતે પરમાર્થશાસ્ત્રને લગતા પ્રશ્નો તરીકે ગણીએ છીએ તેઓના તરફ તો બેકને માત્ર મૌન્ય ધારણ કર્યું હતું. તે કહે છે કે ' આ મારો વિષય નથી અને હું ધારૂ છું કે એના વિષે કલ્પનાઓ કરવાથી મનુષ્યની સ્થિતિમા ઝાઝો ફેરફાર થઇ શકતો નથી " ખરેખર આવી કલ્પનાઓ કરવી એ નિષ્ફળ છે એમ બેકન એકલાએજ ધાર્યું નહોતુ, પણ એ વખતના તત્વજ્ઞાનનુ આ એક સામાન્ય લક્ષણ હતુ, અને જો કોઇ તત્વવેત્તાઓ એ વિષે વિવેચન કરતા તોપણ એમ કરવામા તેઓનો હેતુ માત્ર એટલુજ બતાવવાનો હતો કે એ વિષય મનુષ્ય બુધ્ધિની મર્યાદા બહાર છે

બેકન વખતો વખત પરમાણુવાદીઓના સિદ્ધાન્તો તરફ નજર ફેરવે છે પણ વાસ્તવિક રીતે જોતા આ પ્રશ્નો તો પ્રકૃતિશાસ્ત્રના છે— પરમાર્થશાસ્ત્રના નથી બ્રહ્મવાદ, જડવાદ, દ્વૈતવાદ વિગેરે વિવિધ વાદોમાં માહોમાહે લાબા વખતથી જે તકરાર ચાલતી હતી તેના વિષે એના ગ્રંથોમા કઇ વિવેચન જોવામા આવતુ નથી માત્ર એક જગ્યાએ—ઘણુ કરીને શુદ્ધભાવથી—તે વિશ્વની ઉત્પત્તિ અભાવ અગર શૂન્યમાથી પરમાત્માની અગાધશક્તિ વડે થઇ છે એવો ખ્રિસ્તિ ધર્મના પુસ્તકોમા આપેલો સિદ્ધાન્ત સ્વીકારે છે " આ પ્રશ્નનો નિર્ણય આસ્થાપૂર્વક આપણે માત્ર ત્રણ રીતે કહી શકીએ એમ છે પહેલી રીત એ છે કે જડપદાર્થની ઉત્પત્તિ અભાવમાથી થઇ છે. બીજી એ છે કે વિશ્વ રચનાની વૃદ્ધિ સર્વશક્તિત્વ એ શબ્દથી થઇ છે અને જડપદાર્થ જે રૂપમા જોવામા આવે છે તે રૂપમા તેની ઉત્પત્તિ મહાભૂતની અપંચીકૃત (અસ્તવ્યસ્ત—ગોટાળા ભરેલી) સ્થિતિમાથી થઇ નથી ત્રીજી રીત એ છે કે (માણુસની પડતી

ઓમાથી જુદો પડે છે તેવીજ રીતે માત્ર મનુષ્ય-આત્મા પશુ-આત્મામાથી જુદો પડે છે એમ નથી—અર્થાત્-એ બન્ને આત્મામા માત્ર અશનો તફાવત નહિ છતા જાતનો તફાવત છે—તેઓ વિજાતીય છે પશુ-આત્માની ઉત્પત્તિ જડ પદાર્થમાથી છે એમ કહેતી વખતે બેકનનુ વલણ જડવાદ તરફ છે એમ ક્રેગલાક લેખકો માને છે, પણ આ વાત જો તેને કહેવામા આવી હોત તો તે એને કદી સ્વીકારત નહિ એના સિધ્ધાન્તમાથી ન્યાયાનુસાર આવુ પરિણામ આવશે એ વાતનો એનો ખ્યાલ નહોતો વાસ્તવિક રીતે જોતા તો જે જગ્યાએ એનું વલણ જડવાદ તરફ જોવામા આવે છે તે જે જગ્યાએ તે પરમાણુવાદીઓની પ્રશસા કરે છે તેજ છે એના ધારવા પ્રમાણે બુધ્ધિ-રહિત આત્મા અગ્નિ અને હવાનો બનેલો છે અને મનુષ્યમા તે બુદ્ધિ-વિશિષ્ટ આત્માના સાધન તરીકેજ રહે છે.

આ બુદ્ધિ-વિશિષ્ટ આત્માની શક્તિઓમા તે બુદ્ધિ અગર સમજશક્તિ, વિચારશક્તિ, કલ્પનાશક્તિ, સ્મરણશક્તિ, ઇચ્છા વિગેરેને ગણાવે છે અહીઆ તે એક એવી ભલામણ કરે છે કે—અને આ ભલામણ ખરેખર સ્તુતિપાત્ર છે—આ શક્તિઓની ઉત્પત્તિ વિષે ચેતનશાસ્ત્રદ્વારા તપાસ કરવી જોઇએ તેણે વિદ્યાના ઇતિહાસ, કાવ્ય અને તત્વજ્ઞાન એવા જે ત્રણ સામાન્ય વિભાગ કર્યા છે તેઓનો આધાર સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને વિચારશક્તિ ઉપર છે બુધ્ધિને તે ' વિચાર કરવાના પ્રથમ નિયમો પૂરી પાડનાર શક્તિ એવા વિશેષ અર્થમા વાપરતો નથી, પણ તેને સામાન્ય અર્થમા વાપરી કલ્પનાશક્તિ, સ્મરણશક્તિ અને વિચારશક્તિ એ ત્રણેનો એમા સમાવેશ કરે છે ઇન્દ્રિઓને તે બુધ્ધિના દ્વાર તરીકે માને છે અને કહે છે કે ઇન્દ્રિઓથી થયેલી અસર ઉપર પાછળથી જે માનસિક વિધિ કરવામા આવે છે તેના સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને વિચારશક્તિ એવા ત્રણ ભાગ પાડવામા આવેછે વિચારશક્તિ અને ઇચ્છા વચ્ચે કલ્પનાશક્તિ કાસદ અગર દલાલનુ કામ કરે છે " કારણ કે ઇન્દ્રિ દરેક જાતની કલ્પનાઓને કલ્પનાશક્તિ તરફ મોકલે છે અને તેઓના વિષે વિચારશક્તિ પોતાની પસદગીથી જે ઠરાવ કરે છે તેને અમલમા મૂકવા સારૂ તેઓને તે પાછી કલ્પનાશક્તિ તરફ મોકલે છે " પણ કલ્પનાશક્તિને માત્ર આટલુ જ કામ કરવાનુ નથી. કોઇ કોઇ ઠેકાણે તે પોતાની સ્વતત્ર સત્તા ચલાવે છે

ઉદાહરણ તરીકે આસ્થા અને ધર્મને લગતી બાબતોમાં વિચારશક્તિ કરતાં કલ્પનાશક્તિ વધારે બળવાન હોય છે, તેમજ વાક્પાટવમાં એ શક્તિની સત્તા કેટલી છે અને સાભળનારાઓના મન ઉપર તે વખતો વખત કેવી અસર કરે છે તે સર્વને વિદિત છે. **નોવેમ ઓરગેનમમા બેકન** કલ્પનાશક્તિનુ મહત્વ જેટલુ ઓછું કરે છે તેટલુ જ અહી તે વધારે છે એ વાત વાચનારે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

હવે પશુ-આત્માની શક્તિઓ માત્ર બે અગર ત્રણજ છે—**ઐચ્છિક ગતિ, ઇન્દ્રિયબોધ અને પ્રત્યક્ષ.** ઇન્દ્રિયબોધ અને પ્રત્યક્ષ વચ્ચે **બેકને** જે તફાવત બતાવ્યો છે તે બીજા તત્વવેત્તાઓએ જે તફાવત કહાડયોછે તેનાથી તદ્દન જુદો છે સચેત અગર જડપદાર્થના આતરકાર્ય અગર પ્રત્યાઘાતને **બેકન** પ્રત્યક્ષ કહે છે ઉદાહરણ તરીકે જડપદાર્થમા લોહચુમ્બકનું આકર્ષણ અને સચેતમા અંતઃકરણ અને નાડીનો ધબકારો, ખોરાકનો પચાવ વિગેરે છે ઇન્દ્રિયબોધ એટલે લાગણીનો આપણને જે બોધ થાય છે તે એવો અર્થ કરવામા આવ્યોછે. આપણે ધ્યાનમા રાખવું જોઈએ કે મનની શક્તિઓ અને તેઓના જુદા જુદા વ્યાપાર એમ બોલવાથી વખતે ભૂલ થવાનો સંભવ રહેછે, કારણ કે આ ઉપરથી એવું માનવામા આવેછે કે જુદી જુદી શક્તિઓ પોતાનુ કાર્ય સ્વતન્ત્રપણે કરેછે તેઓના વ્યાપાર પણ તદ્દન જુદા છે, અને તેઓને એક બીજા સાથે કશો સંબંધ નથી. આવી ભૂલ ન થાય એટલા માટે ઉપરના શબ્દો વાપરતાં ઘણી કાળજી રાખવાની જરૂર છે. વળી બીજી એક ભૂલ જે ખાસ ધ્યાનમા રાખવા જેવી છે તે એ છે કે આપણા માનસિક વ્યાપાર સાધારણ રીતે આપણે ધારીએ છીએ તેના કરતા વધારે ગુચવણ ભરેલા છે આપણા કેટલાક માનસિક કાર્યો જે દેખીતા ઘણાં સાદા લાગેછે તેઓનુ જ્યારે પૃથક્કરણ કરવામા આવે છે ત્યારે તેઓમા વખતે બે ત્રણ અગર ચાર જુદા જુદા કાર્યોનો સયોગ જોવામા આવે છે. ઉદાહરણ તરીકે હુ રસ્તામા એક પદાર્થને જોઉ છું અને તે ઘોડો છે એવા નિશ્ચય ઉપર આવુ છું પૃથક્કરણ કરતા મને જણાયછે કે આ એક કાર્ય જે દેખીતુ આટલુ બધુ સાદું અને તાત્કાલિક લાગેછે તેમા ઇન્દ્રિયબોધ, પ્રત્યક્ષ, સ્મરણ, સાદશ્ય વિગેરેનો સંયોગ થયેલો છે. બેકન કહેછે કે આ (ચેતનશાસ્ત્ર) શિવાય માનસિક શક્તિઓના ઉપયોગ અને ઉદ્દેશને લગતા ન્યાયશાસ્ત્ર

અને નીતિશાસ્ત્ર એવા બીજાં બે શાસ્ત્રો છે બુધ્ધિ અને વિચારશકિત એ બે ન્યાયશાસ્ત્રના વિષયો છે, અને નીતિશાસ્ત્રના વિષયમા ઇચ્છા, વાસના અને મનોવિકારનો સમાવેશ થાય છે. ન્યાયશાસ્ત્રને તે ઘણા બહોળા અર્થમા વાપરેછે, અને તેમા શોધ કરવાની કળા, સિધ્ધ કરવાની કળા, સ્મરણશકિત અને વાક્પાટવ વિગેરેનો સમાવેશ કરેછે

આપણા સાધારણ જ્ઞાનની ઉત્પત્તિ માત્ર અનુભવમાથીજ થાય છે એમ બેકન માની લેછે, પણ તેણે પોતાના એક ગ્રથમાં એ અનુભવનુ પૃથક્કરણ કરવાનો પ્રયત્ન કર્યો નથી; અને તે કહેછે કે આપણને બુદ્ધિવિશિષ્ટ આત્મા અને નૈતિક નિયમો સબધી જે જ્ઞાન મળે તે ઇશ્વરપ્રેરિત છે. તોપણ ઘણા ભાગે એનુ માનવુ એવુ છે કે હમેશના માટે અને એકજ વખતે આ પ્રેરણા જે ઇશ્વરે બાઈબલમા કરેલી છે તેજ છે, અને ઇશ્વર વખતો વખત કોઈ અમુક માણસને પ્રેરણા કરતો નથી આમ છતાં પણ ડી ઓગ્મેન્ટીસમા આપેલી નીચેની હકિકત ખાસ ધ્યાનમા લેવા જેવી છે "આપણે કબૂલ કરવુ જોઇએ કે ( ધર્મના પુસ્તકોમા બતાવેલા ) નૈતિક નિયમોનો ઘણો ભાગ પ્રકૃતિનો પ્રકાશ પહોચી શકે તેના કરતા પણ વધારે ઊચા પ્રકારનો છે, તોપણ એમ કહેવામા આવે છે કે માણસને પ્રકૃતિના નિયમો અને પ્રકાશથી સદ્ગુણ, દુર્ગુણ, ન્યાય, અન્યાય, ઇષ્ટ અને અનિષ્ટ સબધી કંઇક ભાસ મળે છે એ વાત ખરી છે, પણ આપણે યાદ રાખવુ જોઇએ કે "પ્રકૃતિનો પ્રકાશ" એને બે જુદા જુદા અર્થમા વાપરવામા આવેછે-(૧) જે પ્રકાશ (જ્ઞાન) આપણને આકાશ અને પૃથ્વીના નિયમોના આધારે ઇન્દ્રિય બોધ, વ્યાપ્તિ, વિચાર અને વાદદ્વારા મળી આવેછે તે, અને (૨) જ્ઞાન એ છે કે જે આતર ચેતનના નિયમને અનુસરીને આતર પ્રેરણાથી મનુષ્યના મનમા ચમકારાની માફક એકદમ ઉતરી જાયછે આ આંતરચેતન જાણે મનુષ્યની પુરાતન અને આરંભની શુદ્ધતાનો કણગો અગર શેષ હોય એમ લાગે છે; અને મુખ્યત્વે કરીને આ બીજા અર્થમાજ આપણા આત્માને કેટલુંક જ્ઞાન મળેછે જેના આધારે તે નૈતિક નિયમોની પૂર્ણતા જોઈ શકેછે અને તપાસી શકેછે, પણ આ જ્ઞાન જોઇએ તેટલુ શુદ્ધ નથી. તે આપણને કેટલેક અશે દુર્ગુણ વિષે ખાતરી કરી આપેછે પણ તે આપણા કર્તવ્ય વિષે સંપૂર્ણ માહિતી આપી શકતુ નથી." શરૂઆતમા તેણે કહ્યું હતુ કે આપણુ જ્ઞાન ઇન્દ્રિયબોધ અગર અનુભવ અને

અને ઇશ્વર પ્રેરણામાથી ઉદ્દભવે છે પણ આપણે જોઇ શકીએ છીએ કે ઉપરના વાકોમા તે બટલર જેવા બીજા તત્વવેત્તાઓ જેને આતરચેતન કહેછે તેનો સ્વીકાર કરેછે. ઇશ્વર અગર વિશ્વચેતન તેના તત્વજ્ઞાનના તળીએ છેજ અને તેનાજ આધારે તે કહેછે કે માણસ સત્ય શોધવાને શક્તિમાન છે પરમેશ્વરે વિશ્વને મનુષ્યના હૃદયમા મૂકેલુ છે અને તેથી મનુષ્યે તેનો અભ્યાસ કરવો જોઇએ

કેટલાક લેખકો તરફથી બેકન ઉપર એવો આરોપ મૂકવામા આવે છે કે તેણે તત્વશાસ્ત્રને પોતાની ઉચ્ચ સ્થિતિમાથી ઉતારી અધમ સ્થિતિમા મૂક્યુ છે—અર્થાત્–તેણે મનુષ્યને પોતાની જાતને ઓળખતા અગર મોટામા મોટુ સત્ય શોધતા શિખવ્યુ નથી, પણ તેણે માત્ર આ લોકના સુખ ઉપરજ નજર રાખવાનો આગ્રહ કર્યો છે તે ફક્ત સાસારિક વૈભવ અને માત્ર બાહ્ય–દૃશ્ય પદાર્થ—ટુકામા જે આ દુનિયાનુજ છે—તેના સાથેજ સબધ રાખે છે, પણ જે વિચાર કરે છે, અગર જેને ઇચ્છા થાય છે તે કોણ છે, જે શક્તિઓના આધારે માણસ કંઇ પણ જ્ઞાન મેળવી શકે છે, તેમજ પોતાના અને બીજાઓ વિષે ખરા વિચાર બાધી શકે છે તેઓની ઊત્પત્તિ કયાથી થઇ છે અગર એ શક્તિઓના આધારે માણસ ખરૂં જ્ઞાન મેળવે છે તેની ખાતરી શી રીતે આપી શકાય એમ છે, કાળ, દિક્, આતરચેતન, કારણ, નૈતિક નિયમો, વિગેરે શબ્દો જેઓનો સવળા માણસો ઉપયોગ કરે છે પણ જેના વિષે તેઓ યોગ્ય ખુલાસો આપી શકતા નથી તેઓનો ખરો અર્થ શો છે, આ અને એના બીજા દુર્ઘટ પ્રશ્નો વિષે તેણે કઇ વિવેચન કર્યું નથી, અને જો કોઇ જગ્યાએ તેણે સહેજસાજ વિવેચન કર્યું છે તો તે માત્ર ઉપર ઉપરનુજ છે. બેશક, બેકન પરમાર્થશાસ્ત્રજ્ઞ નહોતો, તેમજ એક વિચારક તરીકે પણ તે ચોક્કસ અને સ્પષ્ટ હોય એમ જણાતુ નથી એનુ સહજ જ્ઞાન વખતો વખત ચમત્કાર ભરેલુ જણાઇ આવતુ, પણ કેટલાક વધારે ઊંડા અને અઘરા પ્રશ્નોનો નિર્ણય કરવા માટે એની શક્તિ જોઇએ તેટલી તીક્ષ્ણ અને મજબૂત નહોતી. તેમજ એની કલ્પનાશક્તિ પણ આવા વિષય ઉપર વિચાર કરનારમા જેટલી બળવાન હોવી જોઇએ તેટલી નહોતી જે પ્રશ્નોમા પરમાર્થશાસ્ત્રવેત્તાઓ આનદ માનતા હતા તેઓમાં તેને જરા પણ આનદ મળતો નહોતો.

પહેલા સૂત્રમાં સમાયલો છે. **બેકન** કહી ગયો છે કે વ્યાપ્તિપધ્ધતિનો ઉપયોગ માત્ર પદાર્થ-વિજ્ઞાનમાંજ નહિ પણ નીતિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર વિગેરે શાસ્ત્રોમાં પણ કરવો જોઇએ અને **લૉક**ના ગ્રંથોમાં પણ આજ વાતનું પુનઃકથન થયું હોય એમ જણાય છે પોતાના વખતના ન્યાયશાસ્ત્રની અપૂર્વતા વિષે બોલતા **લૉક** સ્પષ્ટરીતે જણાવે છે કે એના પોતાના અભિપ્રાયનો આધાર **બેકન**ના અભિપ્રાય ઉપર છે. હવે **લૉકને** ચેતનશાસ્ત્રની અંગ્રેજી અને ફ્રેંચ શાખાના સ્થાપન કર્ત્તા તરીકે ગણવામાં આવે છે અને તેથી એના સાથે **બેકન**નો સંબંધ બતાવી આપવો તે **બર્કલી, હ્યુમ, રીડ,** બન્ને **મીલ** ( બાપ અને દિકરો ) વિગેરે સાથે તેનો સંબંધ બતાવવા બરોબર છે. વળી **હોબ્સ, કમ્બરલેન્ડ, બટલર, બેન્થામ** જેવા નીતિશાસ્ત્રજ્ઞ પુરૂષો ઉપર પણ **બેકન**ની પધ્ધતિ અને વિચારથી થોડી અસર થઇ નથી. તેઓના સિધ્ધાન્તોમાં બીજી ઘણી બાબતોમા તફાવત હતો પણ મનુષ્ય વર્તનના નિયમોનો આધાર મનુષ્ય-પ્રકૃતિના નિયમો અને મનુષ્યના કૃત્યોના પરિણામની વ્યાપ્તિદ્વારા થયેલી પરીક્ષા ઉપર છે, એમ કહેવામાં તેઓ મળતા આવે છે. અંગ્રેજી તત્વવેત્તાઓમાંના ઘણાખરામાં **બેકન**નો ઉદ્દેશ, **બેકન**નો જુસ્સો અને **બેકન**ની પધ્ધતિ જોવામાં આવે છે આશ્ચર્ય જેવું એટલુજ છે કે **હૉબ્સ** જોકે ઘણા વખત સુધી **બેકન**નો કારભારી હતો, તોપણ તે પોતાના ગ્રંથોમા તેની જાતના વિષે તેમજ તેની પધ્ધતિ વિષે કંઇપણ લખતો નથી.

હવે આપણે નીતિશાસ્ત્ર ઉપર **બેકન**ના વિચાર તપાસીએ. આ વિષય ઉપર તેને જે જે કહેવાનું છે તે સઘળું તેણે **એડવાન્સમેન્ટ**ના બીજા ભાગમા અગર **ડી ઓગમેન્ટીસ**ના સાતમા પુસ્તકમાં આપેલુ છે. જેવી રીતે ન્યાયશાસ્ત્રનો વિષય બુધ્ધિ છે તેવી રીતે નીતિશાસ્ત્રનો વિષય ઇચ્છા છે આ બે શાસ્ત્રોના ઉદ્દેશોને **બેકન** નીચે પ્રમાણે સરખાવે છે. " બુધ્ધિને ફસાવવાના નહિ, પણ તેને સારે રસ્તે દોરવાના હેતુથી ન્યાયશાસ્ત્રનો ઉદ્દેશ વાદવિવાદ કરવાનુ શિખવવાનો છે, તેવીજ રીતે નીતિશાસ્ત્રનો ઉદ્દેશ મનોવૃત્તિઓને એવી રીતે ગોઠવવાનો છે કે તેઓ વિચારશક્તિની તરફેણમા લડે અને તેના સામા હૂમલો કરે નહિ " નીતિશાસ્ત્રના તેણે બે ભાગ કર્યા છે—( ૧ ) પહેલા ભાગમા તેણે સુખનું સ્વરૂપ બતાવ્યું છે

કર્તવ્ય, અને ( ૨ ) પોતાના ધંધા, જગ્યા અગર સ્થિતિના આધારે દરેક માણસનું વિશેષ કર્તવ્ય. જે શાસ્ત્રમાં દોષાદોષનો વિવેક કરવામાં આવે છે અગર જેમાં ધર્માધર્મ અને કાર્યા–કાર્ય અગર સાપેક્ષ કર્તવ્યનો નિર્ણય કરવામાં આવે છે તેનો પણ બેકન નીતિશાસ્ત્રમા સમાવેશ કરે છે. હવે કોઇ માણસ એવો સવાલ કરે કે આપણે પાછળથી ઘણા સારાં કામ કરી શકીએ એટલા માટે શરૂઆતમાં કેટલાક નઠારા કૃત્યો કરીએ તો એ વ્યાજબી કહેવાય કે કેમ તો તેના જવાબમાં બેકન કહે છે કે એ વ્યાજબી કહેવાય નહિ, **" કારણ કે હાલ તરતનો ન્યાય આપણા હાથમાં છે, હવે પછી જે થનાર છે તેના વિષે ખાતરીપૂર્વક કહેવાનું આપણી પાસે સાધન નથી. "**

હવે જનસમૂહનું સુખ માણસના પોતાના સુખ કરતાં ચઢિયાતું છે એમ કહ્યા પછી એ ઉપરથી બેકન એમ સાબીત કરવા માગે છે કે ખ્રિસ્તિ ધર્મ ઇશ્વરોક્ત છે. " કોઇ કાળમા કોઇ એવું તત્વશાસ્ત્ર, શાખા, ધર્મ, નિયમ અગર કેળવણી થયેલી જોવામા આવતી નથી કે જેણે ખ્રિસ્તિ ધર્મના જેટલી જનસમૂહના સુખની પ્રશંસા કરી તેને ઉચ્ચ સ્થિતિએ મૂકયું હોય અને માણસના પોતાના સુખને હલકુ ગણ્યુ હોય; આટલા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જેણે જડ પદાર્થોને પ્રકૃતિના નિયમો આપ્યા છે અને માણસને ક્રાઇસ્ટનો નિયમ આપ્યો છે તે એકજ પરમેશ્વર હોવો જોઇએ " ઉપરના વાકયોમાં તે પોતાના નૈતિક સિદ્ધાન્તનો આધાર ખ્રિસ્તિ ધર્મ ઉપર છે એમ બતાવ્યાના બદલે આપણામાં સ્વાભાવિક રીતે જે કેટલાક નૈતિક વિચારો જોવામા આવે છે તેઓના આધારે ખ્રિસ્તિ ધર્મ ઇશ્વરોક્ત છે એમ સાબીત કરવાનો પ્રયત્ન કરે છે તે ઉપરથી આપણને જણાય છે કે નીતિશાસ્ત્રને તે એક સ્વતંત્ર શાસ્ત્ર તરીકે ગણે છે—અર્થાત્—નીતિશાસ્ત્રની ઉત્પત્તિ ધર્મમાંથી નહિ પણ મનુષ્ય પ્રકૃતિમાંથી થાય છે એમ તે માનતો હોય એમ જણાય છે; પણ જ્યારે તે ઇશ્વરજ્ઞાન અને નીતિશાસ્ત્ર વચ્ચેનો સબંધ બતાવે છે ત્યારે તે નીતિશાસ્ત્રને ઇશ્વરજ્ઞાનના તાબામા મૂકે છે નીતિશાસ્ત્રનો કેટલોક વ્યાપાર સ્વતંત્ર છે પણ એ વ્યાપાર તે પોતાના ઉપરીની આજ્ઞામા રહીનેજ ચલાવે છે; " કારણ કે ધર્મસૂત્રમાં કહ્યું છે કે દાસીની આંખો નિરંતર પોતાની

શેઠાણીના હાથ તરફ ફરે છે અને એમ છતા પણ ઘણી વસ્તુઓ દાસીના વિચાર અને સભાળ ઉપર રાખવામા આવે છે, આજ પ્રમાણે નીતિશાસ્ત્ર એ દરેક બાબતમાં ઈશ્વરજ્ઞાનને વળગતા રહેવુ જોઇએ અને તેની શિખામણ ઉપર ધ્યાન આપવુ જોઇએ, તોપણ તેને એની પોતાની હદમા કેટલીક જાતની ઉપયોગી અને સારી શિખામણ આપવાની છુટ છે ' આ પ્રમાણે આપણે જોઇ શકીએ છીએ કે પરાપૂર્વથી ચાલતા આવેલા શિક્ષણના દમાણથી બેકન નીતિશાસ્ત્ર અને ઈશ્વરજ્ઞાનને સપૂર્ણ રીતે જુદા પાડી શકયો નથી.

નીતિના કેટલાક મુખ્ય પ્રશ્નો જેવા કે અમુક કાર્ય સત્ય અગર વ્યાજબી છે તે શા આધારે કહી શકાય તે કાર્ય વ્યાજબી છે એમ હુ પોતે શી રીતે જાણી શકુ દુષ્ટ કામ નહિ કરતા મારે સારૂ કામ શા માટે કરવુ જોઇએ, એ વિગેરે વિષે બેકન સીધી રીતે કઈ ખુલાસો આપતો નથી ઘણુ કરીને આ પ્રશ્નો ઉપર આપેલા રૂપમા કોઇ દિવસ તેના મનમા આવ્યા હોય એમ જણાતુ નથી પણ જો આ સવાલો તેને પૂછવામા આવ્યા હોત તો તેઓ વિષે તેણે નીચે પ્રમાણે ખુલાસા કર્યા હોત એમ એના છુટા છવા યા લખાણ ઉપરથી ધારી શકાય છે—કોઇ કૃત્ય ખરૂ અગર વ્યાજબી છે કારણ કે તે સારૂ છે—અર્થાત્ તે એ કૃત્ય કરનારના પોતાના અગર બીજાઓના હિતમા સારૂ છે જ્યા થોડા માણસોના અને ઘણા માણસોના હિત નો સવાલ હોય ત્યા જે કૃત્યથી વધારે માણસોના સુખની વૃધ્ધિ થાય તે સાધારણ રીતે વ્યાજબી અગર પસદ કરવા લાયક ગણાય છે હવે અમુક કૃત્ય વ્યાજબી છે કે નહિ તે હુ ત્રણ રીતે જાણી શકુ છુ—(૧) મારા પોતાના કૃત્યના તેમજ તેના જેવા બીજા માણસોના કૃત્યોના પરિણામો ઉપર વિચાર કરવાથી (૨) મારી પોતાની આતર પ્રેરણાના અગર મારા આતર ચેતનના ફરમાનના આધારે, (કારણ કે આતર ચેતન તે મનુષ્યની પુરાતન શુધ્ધતાનો શેષ છે,) અને (૩) ઇશ્વરોક્ત ધર્મના આધારે જ્યારે હું જોઉ છુ કે અમુક કૃત્ય વ્યાજબી છે ત્યારે તે કરવાનું મને મન થાય છે તેનુ કારણ એટનુજ છે કે એમ કરવાથી હુ માનુ છુ કે હુ પરમેશ્વરની ઇચ્છાને, એના તરફથી સારૂ ફળ મેળવવાની આશાને અને એના તરફથી ભવિષ્યમાં થવાની શિક્ષાની ધાસ્તીને તાબે થાઉ છુ, તેમજ અનિષ્ટનો ત્યાગ કરી ઇષ્ટ

શોધવાની મને જે સ્વાભાવિક ઇચ્છા થાય છે તેને તૃપ્ત કરવાનો હું પ્રયત્ન કરું છું. આ પ્રમાણે જવાબ આપવામા બે ત્રણ વિરૂધ્ધ મતો ભેળસેળ થઇ જાય છે એ વાત ખરી છે, પણ નીતિના દુર્ઘટ પ્રશ્નોના સબંધમાં માત્ર **બેકનનાજ** તરફથી નહિ પણ એ વખતના સઘળા લેખકો તરફથી આના કરતાં વધારે સ્પષ્ટતા મેળવવાની આશા રાખવી એ કેટલેક દરજ્જે અસંભવિત હતું. પરમાર્થશાસ્ત્રને લગતા પ્રશ્નોનો નિર્ણય કરવાને **બેકન** શક્તિમાન નહોતો એ વાત એના નીતિશાસ્ત્રના વિવેચન ઉપરથી જણાઈ આવે છે આધુનિક પરમાર્થશાસ્ત્રની એ વખતમા શરૂઆત થઈ નહોતી, પણ જે પ્રાચીન શાખાઓના સિધ્ધાન્તોથી તે વાકેફગાર હતો તેઓમાથી પણ તે નાશી છૂટવાનો પ્રયત્ન કરે છે, **એરીસટોટલ** અને **સ્ટોઈક્સ**ના સબંધમાં બોલતા ઇચ્છા-સ્વાતંત્ર્ય ઉપર તેઓએ જે બારીક વિવેચન કર્યું છે તેના ઉપર તે જરા પણ ધ્યાન આપતો નથી. તે કહે છે કે બીજા માણસો સાથે આપણે આપણા વ્યવહારમા જ્યારે પરોપકાર બુદ્ધિથી અગર સખાવતથી ચાલીએ છીએ ત્યારે આપણે ઇશ્વર જેવા હોઇએ છીએ; અને આટલાજ કારણથી તે **પીરહો** અને **એપીકટેટસ** વિગેરે-એ સદ્ગુણની જે વ્યાખ્યા આપી છે તેના સામો વાંધો ઉઠાવે છે. માણસે કબૂતરના નિરપરાધીપણા અગર નિષ્કપટ સાથે સર્પનુ ડહાપણ જોડી દેવુ એ સારું છે એવો જે **પ્લેટો**નો અભિપ્રાય છે તેને તે પસદ કરે છે—" તેથી કરીને **મેકીયાવેલી** અને બીજા લેખકો જેઓ માણસોએ જે કરવું જોઇએ તેનુજ નહિ પણ તેઓ જે કરે છે તેને ઉઘાડેછોક જાહેરમા મૂકી તેનુ વર્ણન કરે છે તેઓના આપણે બહુ આભારી છીએ... કારણ કે પ્રમાણિકપણાની ઉત્પત્તિ અજ્ઞાનમાથી છે એમ માનવા તરફ નઠારા માણસોનુ વલણ હોય છે **" જ્યાંસુધી તમે એના અંતઃકરણમાં જે વાત હોય તે ન કહી આપો ત્યાં સુધી મૂર્ખ માણસ ડાહ્યા પુરૂષની શિખામણ મન ઉપર ધરતો નથી. "**

નીતિશાસ્ત્રનો બીજો ભાગ જે મનને કેળવણી આપવાનો છે તેના સબંધમાં બોલતા **બેકન** કહે છે કે **એરીસટોટલે** પરમ ઉત્કૃષ્ટતાનો સારો ચિતાર આપ્યો છે પણ તેણે મનોવૃત્તિઓનું પૃથક્કરણ કર્યું નથી. જો કે આ પ્રમાણે તે **એરીસટોટલ**ને ઠપકાપાત્ર ગણેછે તોપણ તે જાતે એવું

પૃથકરણ નહિ કરતા માત્ર કેટલીક વ્યવહારોપયોગી શિખામણના વચનો કહી સંતોષ માને છે એના આ વચનોમાંનાં કેટલાંક ધ્યાનમાં રાખવા જેવા છે ઉદાહરણ તરીકે આપણુ વર્તન સુધારવાનો પ્રયત્ન કરતા આપણે આપણી શક્તિમા અને શકિત બહાર શુ છે તે જોવુ જોઇએ, આપણે જૂની કથાઓમાં અગર વ્યવહારમા મળી આવતા અનુકરણ કરવા જેવા માણસોના નામ આપણી નજર આગળ રાખવા જોઇએ—( આ જ્ઞાન આપવામા કવિઓ અને ઇતિહાસ લખનારાઓ સૌથી સારા વૈદો છે ), આપણે કોઇ દિવસ ઘણુ મહાભારત કામ જેનાથી આપણે નાઉમેદ થઇએ અગર છેક હલકુ કામ જેનાથી આપણી શકિત નિબળ થાય તેવુ ઉપાડવુ નહિ જેમા ઉપર આપણું દિલ ચોટયુ હોય તેના વિરૂદ્ધ છેડે જવાનો બનતો પ્રયત્ન કરવો જોઇએ ઇત્યાદિ પણ જરા આગળ જતા તે કહે છે કે મનને સદ્ગુણી કરવાનો સૌથી સારો રસ્તો એ છે કે દરેક માણસે પોતાની જીદગી અને કૃત્યોના સારા અને સદ્ગુણી ઉદ્દેશો પસંદ કરી તેઓને વખતો વખત પોતાના મનમા લાવવા આપણે ધ્યાનમાં રાખવુ જોઇએ કે બેકન અહીંઆ પરોપકારબુધ્ધિ સખાવત અને દયાભાવ ઉપર બીજા બધા સદ્ગુણો કરતા વધારે ભાર મૂકે છે

નીતિશાસ્ત્ર ઉપર બેકનના સામાન્ય વિચાર તરફ નજર ફેરવતાં આપણને જણાય છે કે નમીમનો ઘડનાર ' અગર ' જીદગીનો ઊત્કર્ષ કરવાનુ જ્ઞાન એ વિષય ઉપર તેણે જે બોધ કર્યો છે તેના ઉપર ઘણીજ સખત ટીકા કરવામા આવી છે હવે જે પુસ્તક તે મુખ્યત્વે કરીને વ્યવહારના ઉપયોગ માટેજ લખતો હતો તેમા આ વિષયનો સમાવેશ કરવામા આવે એ સ્વાભાવિક છે દુનિયાનો પાકો અનુભવી અને નિન્દક લખાણ લખવામા મ હોશી ધરાવનાર તે પોતાના વાચનારને જણાવે છે કે સંપૂર્ણ નિષ્પક્ષપાતપણુ અગર નિખાલસપણુ રાખવુ એ હમેશા સારૂ હોતુ નથી આ તો સ્પષ્ટ છે કે જે માણસ પોતાના મનના પૈડાને નસીબના પૈડાં સાથે સમમધ્યબિન્દુવાળા અને ફરતાં કરવા ઇચ્છા રાખતો હોય,( અને ) જેનો મુખ્ય ઉદ્દેશ સારી રીતે રહેવાનો હોય તે તો પોતાના મનની બધી વાત બહાર કહાડે નહિ, પોતાના કામમા કોઇની સલાહ લે નહિ તેમજ નિભાગી માણસો સાથે જો તે સબંધ ન રાખે તો તે નઠારૂ કરે છે એમ

કહેવાય નહિ; આવા માણસે નમ્રતા સાથે દૃઢતા અને નિર્ભયપણું રાખવું જોઇએ, અને બીજાના કામમાં હદ ઉપરાંત વચમાં પડવાનું બંધ કરવું જોઇએ; તેણે એકદમ આગળ પડવું નહિ અને ધીમે ધીમે યુક્તિથી બીજાના પેટમાં પેશી જવું; જે વસ્તુ પોતાનાથી બની શકે એમ ન હોય તેને ધિક્કારવાનો તેણે ડોળ કરવો; પોતાનામાં જો કોઇ દુર્ગુણ હોય તો તેને એની નજીકના સદ્‌ગુણનું રૂપ આપવાનો તેણે પ્રયત્ન કરવો; ઉદાહરણ તરીકે જો તે આળસુ હોય તો ગંભીરતાનો અને બ્હીકણ અગર બાયલો હોય તો તેણે શાન્ત અગર નમ્ર હોવાનો ડોળ કરવો; વળી તેણે સ્પેઇન દેશની કહેવત પ્રમાણે જૂઠું કહીને પણ સામા માણસ પાસેથી સત્ય કઢાવવું." બેકનનાં આવાં કેટલાંક વચનો સ્વીકારતાં આપણું મન પાછું હઠે છે અને તેણે જાતે પણ પાછળથી આ બાબતના ખુલાસા તરીકે ડી ઑગ્મેન્ટીસમાં નીચેની હકિકત આપી છે—

"આમ છતાં પણ ઉપર પ્રમાણે પોતાનું નસીબ ઘડનારના કૃત્યને વિદ્યા એક હલકા કૃત્ય તરીકે ગણે છે, કારણ કે કોઇ માણસનું નસીબ તેને પરમાત્માએ આપેલી બક્ષીસને યોગ્ય હોય એવો તેનો ઉદ્દેશ હોઇ શકે નહિ; અને ઘણી વાર જોવામા આવે છે કે સારા માણસો પોતાને બીજા સારાં અને ઊંચા પ્રકારનાં કૃત્યો કરવા સારૂ અવકાશ મળી આવે એટલા માટે તેઓ પોતાના નસીબનો ખુશીથી ત્યાગ કરે છે. ઇત્યાદિ" "જે દિવ્ય દર્પણમાં આપણે આપણી જાતને જોવી જોઇએ તે પરમેશ્વરનો શબ્દ છે; પણ રાજકીય દર્પણ તો માત્ર દુનિયાની સ્થિતિ અગર જે કાળમાં આપણે રહીએ છીએ તે શિવાય બીજું કંઇ નથી." બીજે ઠેકાણે તે કહે છે કે "પ્રત્યેક સદ્‌ગુણને સદ્‌ગુણમાંજ તેનો યોગ્ય બદલો મળે છે અને દરેક દુર્ગુણને દુર્ગુણમાંજ તેની યોગ્ય શિક્ષા મળે છે.

વ્યવહાર તરફ બેકનનું વલણ કંઇ જુદાજ પ્રકારનું છે, તેમજ નીતિશાસ્ત્ર ઊપર લખવાની તેની ઢબ બીજા ન્યાયશાસ્ત્રવેત્તાઓની ઢબ કરતાં તદ્દન જુદી છે. ગમે તે વિષય ઊપર તે લખતો હોય, ગમે તેવી લાગણી તે ધરાવતો હોય અગર ગમે તેવા કૃત્યો તે કરતો હોય,-તોપણ તે એક રાજનીતિજ્ઞ પુરૂષ હતો—રાજકીય વિચારો કોઇ દિવસ એના

વધારે આહોશી મેળવે છે." ખ્રિસ્તિ લોકોની નીતિની કુંચી નીચેની શેકસપીયરની લીટીઓમાંથી મળે છે—'નઠારી વસ્તુઓમાં પણ સારાપણાનો ગુણ રહેલો હોય છે; માત્ર તેને શોધી કહાડવાની માણસમાં શક્તિ હોવી જોઇએ." પણ બેકનમાં આવી શ્રદ્ધા નહોતી અને તેથી એનામાં આવી શક્તિ પણ આવી નહોતી. આમ હોવાનુ કારણ એટલુંજ હતુ કે તે વસ્તુઓને જે રૂપમાં જોતો તેજ રૂપમાં તેઓ વિષે વિચાર કરતો—તેઓ કેવી હોવી જોઇએ એ વિષે તે માથાફોડ કરતો નહિ. મનુષ્યમાં જે કંઇ ઉમદા અગર ઉત્કૃષ્ટ છે તે ઉપર તેણે ધ્યાન આપ્યું નહોતું, કારણ કે ઉપર ઉપરથી જેનાં તે નજરે પડતું નથી. આ બાબતમાં તેણે બારીક તપાસ કરીજ નહોતી. માણસોની નીતિ ઉપર ઉમ્મર અને દુઃખથી અગર પ્રસંગની કસોટીથી, સ્ત્રી અને છોકરાં તરફ તેઓ જે સ્વાભાવિક પ્યાર અને પ્રીતિ ધરાવે છે તેનાથી, અને માબાપ અગર વહાલા મિત્રોના મરણ વિગેરે વિવિધ કારણોથી વખતો વખત કેવી અને કેટલી ઊંડી અને સુધારક અસર થાય છે એ તેની નજર બહાર રહી ગઇ હતી, કારણ કે એને પોતાને એવી અસરનો અનુભવ કર્યાનો વખત આવ્યોજ નહોતો. ટુંકામા કહીએ તો જનસમૂહના સામાન્ય હિતમાં તે એટલો બધો લીન થઇ ગયો હતો કે પ્રત્યેક જુદા જુદા માણસ ઉપર વિચાર કરવાનો તેને વખત મળ્યો નહોતો. વૃદ્ધાવસ્થા ઉપર તેને આટલો બધો તિરસ્કાર આવે છે તેનુ કારણ સમજવા માટે આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે તે પોતે ઘડપણમાં પોતાની જુવાનીની ભૂલો સુધારી શક્યો નહોતો, અને વૃદ્ધાવસ્થામા સુધર્યાના બદલે ઉલટ તે પોતાની યુવાવસ્થાની શક્તિઓ અને નાનપણની તૈયારીઓનો ખોટો ઉપયોગ કરી જે કામના માટે તે લાયક હતો તેમાથી નિકળી જઇ બીજે રસ્તે ચઢી ગયો હતો.

આટલા માટે સત્ય અને સત્યાવતની તે ગમે તેવી સ્તુતિ કરતો હોય તોપણ તે માત્ર મનની કલ્પનાજ છે અને તે હમેશા કલ્પનાના રૂપમાંજ રહેવાની, કારણ કે તે કહે છે કે જે માણસ પોતાની જીંદગી આનંદમા અને સુખશાન્તિમાં ગાળવાની ઇચ્છા રાખતો હોય તેણે એ કલ્પનાની બહુ નજીક જવાનો પ્રયત્ન કરવો નહિ. મનના સઘળા ગુણો અને વૈભવ કરતા બેકન કહે છે કે સારાપણાનો ગુણ ચઢિયાતો છે અને આ ગુણની ગેરહાજરીમાં

માણસ તદ્દન નકામો છે—હલકા જીવડા કરતાં પણ ઉતરતો છે. પણ તરતજ તે પાછો કહે છે કે જે માણસો પોતાના ઉપરી ઉપર અગર દેશ ઉપર અત્યંત પ્રીતિ રાખે છે તે સુખી થઇ શકેજ નહિ. આજ પ્રમાણે શુદ્ધ અને ચોખ્ખો વ્યવહાર રાખવો એ મનુષ્યના માટે માન ભરેલું છે પણ થોડો ઘણો છળભેદ રાખવો એ ખોટું નથી. એક ઠેકાણે તે કહે છે કે લુચ્ચા માણસો ડાહ્યા માણસો તરીકે ખપે છે એનાથી રાજ્યમાં જેટલું નુકશાન થાય છે તેના કરતાં વધારે બીજા કોઇ કારણથી થતું નથી. આમ છતાં પણ સત્ય ઉપર પોતાના નિબંધમાં તે કબૂલ કરે છે કે જૂઠનો ભેગ કરવો તે સોનારૂપાના સિક્કામાં ભેગ કરવા બરોબર છે; આવો ભેગ કરવાથી એ ધાતુની કિંમત ઘટી જાય છે પણ વ્યવહારમા તે વધારે સારી ઉપયોગી થઇ પડે છે. તેને પોતાને પણ વ્યવહારમાં આવો ભેગ કરવાની જરૂર જણાઈ હતી.

•

**બેકન**માં દયાભાવ વિશેષ છે, પણ આ દયાભાવે કોઇ દિવસ શુધ્ધ સ્નેહનું રૂપ ધારણ કર્યું નહોતું પોતાના જાતિભાઇઓ સાથે તે લડતો નથી, તેઓને ઠપકો આપતો નથી. તેઓના ઉપર તે ઘોર કૃત્ય કર્યાનો અગર અધમ દુષ્ટતાનો આરોપ મૂકતો નથી માત્ર જેના માટે તે માણસોને દુષિત ગણેછે તે તેઓની માનસિક નિર્બળતા, મૂર્ખાઇ, અજ્ઞાન અને પરિણામે સ્વાર્થ સામા ટક્કર ઝીલવાની અશક્તિ છે. પણ તે કહેછે કે આવી મૂર્ખાઇ-માથીજ અનીતિ નિપજેછે. આવા ગરીબ પ્રાણીઓ ઉપર ગુસ્સો કરવો એ વ્યાજબી નથી. આ પ્રમાણે તે મનુષ્યોની અનીતિ માટે દિલગીરી જાહેર કરેછે પણ તેને સુધારવાની તે જરા પણ આશા રાખતો નથી. માણસોના શારીરિક અને માનસિક બંધન છોડવવાના ઉપાય એની પાસે ઘણા છે પણ તેઓના નૈતિક દુઃખનું નિવારણ કરવા માટે તેઓએ ધર્મના શરણે જવું એ એકજ રસ્તો છે, પણ નિર્ભાગ્યે તેણે પોતાના વ્યવહારોપયોગી ગ્રંથોમાંથી ધર્મને બાતલ કર્યોછે રાજકીય હિતના સંબંધમાં બોલતાં તેણે 'ધર્મની ઐક્યતા' એ વિષય ઉપર નિબંધ લખ્યોછે પણ વ્યવહારમાં મનુષ્યોના વર્તન ઉપર ધર્મ કેવી અસર કરેછે એ વિષે તેણે પોતાના નિબંધોમા કંઇ પણ લખ્યું નથી. માત્ર સહેજસાજ સૂચના તેણે ડીઓગ્મેન્ટીસમાં કરીછે. આ જગ્યાએ મનની કેળવણી વિષે બોલતા તે ધર્મને દાખલ કરેછે તે આપણે પાછળ જોઇ ગયા છીએ. પોતાના નિબંધોમાં પણ તે પરોપકાર બુદ્ધિ, સખા-

પત, દયાભાવ, ભલમનસાઇ વિગેરે ગુણોની પ્રશંસા કરેછે પણ આવા ઉત્તમ ગુણવાળો માણસ ભૂલ ન કરે એટલા માટે તેને એ જણાવેછે કે અત્યંત ભલમનસાઇ રાખવાથી આ દુષ્ટ દુનિયામાં માણસને નુકશાન થવાનો સંભવ રહેછે. વળી તે જણાવેછે કે બીજા માણસો ઉપર આપણે જે પ્રીતિ રાખવી જોઇએ તેનો ઇશ્વરે નિર્માણ કરેલો નમુનો આપણી પોતાની જાત ઉપર આપણે જે પ્રીતિ રાખીએ છીએ તેજ છે અને તેથી પરોપકારને સ્વાર્થનો ભોગ આપતાં આપણે સાવધ રહેવું જોઇએ. '**જનસમૂહના અગર આખા દેશના ઊત્કર્ષનો આધાર જુદાજુદા કુટુંબોની શુદ્ધ જીંદગી ઊપર છે**'—આ સિધ્ધાન્ત વિષે પણ તેણે કંઇ લખેલું જણાતું નથી. બીજી જીંદગીની અગર પરલોકની આશાઓ અને ધાસ્તી વિષે પણ તે કંઇ વિવેચન કરતો નથી. માત્ર આ વિચારોના સંબંધમાં તે એટલુંજ જણાવેછે કે મરણનું ચિન્તન કરવું–એક જીંદગીમાંથી બીજી જીંદગીમાં જવાની તૈયારી કરવી–એ એક પવિત્ર અને ધાર્મિક કર્મ છે. આટલું કહ્યાપછી તે પાછો ફરેછે અને કહેછે કે આ જીંદગીનું સંરક્ષણ કરવું એ ઘણુંજ મહત્વનું છે. "જોકે મનુષ્યની જીંદગી માત્ર પાપ અને દિલગીરીનો સંગ્રહ છે અને જે લોકો અનંત સ્થિતિની આશા રાખેછે તે આ જીંદગીને છેક હલકી ગણેછે તોપણ આપણે ખ્રિસ્તિઓએ પરોપકારનાં કામ જારી રહે એ તરફ તિરસ્કાર બતાવવો નહિ." હવે **બેકન** એની પોતાની બાબતમાં આ જીંદગીને છેક હલકી ગણતો હતો એમ માનવાને સબળ કારણ નથી. ઊલટું આપણે જાણીએ છીએ કે જ્યારે તે ભયંકર મંદવાડમાં હતો ત્યારે પણ તેમાંથી ઉઠવાને તે ઘણો ખુશી હતો.

મનુષ્ય પ્રકૃતિ ઉપર વિચાર કરતા **બેકને** કેટલીક સહેલાઇથી સમજી ન શકાય એવી ગૂઢ બાબતો ધ્યાનમાં લીધી નથી. તેણે એ પ્રકૃતિના ગુચવણ ભરેલા ભાગ ઉપર લક્ષ આપ્યું નથી, તેમજ મનોવિકારનાં મૂળ તત્વો વિષે વિચાર કર્યો નથી. સ્નેહ અગર પ્રીતિ એ શબ્દનો યથાર્થ અર્થ શો છે તે એ શિખ્યો નહોતો. આટલાજ કારણથી તેણે મનુષ્યોને માત્ર યંત્રો જેવાં ગણ્યાં છે અને આટલાજ માટે તે મનુષ્યો માટે લાંબી આશા રાખી શક્યો નહોતો. આટલાજ માટે જો સર્વોત્તમ વસ્તુ ન મળી આવે તો જે વસ્તુ મેળવી શકાય એવી હોય તેનાથી સંતોષ માનવાનું તે કહે છે. આટ-

લાજ માટે અસાધ્ય વસ્તુ વિષે આશા રાખવાનો અને વખતો વખત ના ઉમેદ થઇએ તોપણ છેવટ વિજય મળશે એવી આશા રાખી પ્રયત્ન કરવાનો રસ્તો તેણે પસંદ કર્યો નહોતો.

અહીં આં બેકનના નીતિવિચારનો સારાંશ પૂરો થાય છે. તત્વશાસ્ત્ર, ચેતનશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર વિગેરે વિષયો ઉપર પણ આપણે તેના વિચાર જોઇ ગયા. એની નવીન પધ્ધતિ અને તેના ગુણ દોષ પણ આપણે પાછલા પ્રકરણમાં તપાસી ગયા. હવે આ સઘળા વિષયો ઉપર તેના લખાણો વિષે સામટો વિચાર કરતાં આપણે છેવટ કેવા નિશ્ચય ઉપર આવીએ છીએ તેજ માત્ર જોવાનું રહે છે. આપણે ધ્યાનમા રાખવું જોઇએ કે તેની કીર્તિનો આધાર તત્વશાસ્ત્ર ઉપર તેણે જે શિક્ષણ આપ્યુ છે તેના ઉપર નથી. તેનો વિશેષ ગુણ તેણે દાખલ કરેલી નવીન પદ્ધતિની આવશ્યકતા બતાવવામાં, નવા નવા વિષયોનો અભ્યાસ કરવાનું જણાવવામાં, અને નવીન શોધો કરવા માટે પ્રજાને ભારે ઉશ્કેરણી કરવામાં રહેલો છે. જ્ઞાનની ઉત્પત્તિ, અનુભવનું પૃથક્કરણ, વિગેરે દુર્ઘટ પ્રશ્નો સાથે તે કંઇ સંબંધ રાખતો નથી. તેનો સબંધ તો વ્યવહારમાં માણસોને જે કંઇ ઉપયોગી થઇ પડે તેના સાથેજ છે. 'નૈયાયિક' એ શબ્દને આપણે ગમે તેવા બહોળા અર્થમાં લઇએ તોપણ તેમા બેકનનો સમાવેશ થાય છે. ન્યાયશાસ્ત્રના સંબંધમા તેણે જે શ્રમ લીધો છે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. પણ હાલના વખતમાં 'તત્વજ્ઞાની' એ શબ્દને આપણે જે અર્થમાં વાપરીએ છીએ તે અર્થમાં તે તત્વજ્ઞાની નહોતો. તત્વવેત્તાઓમાં પોતાની ગણતરી કરાવવા માટે તે આશા પણ નહોતો રાખતો એ વાત તેના પોતાના શબ્દો ઉપરથી સિદ્ધ થાય છે આમ છતાં પણ એના લખાણથી એના જમાના પછીના બે સૈકામાં માત્ર ઇંગ્લેન્ડમાંજ નહિ પણ આખા યુરોપખંડના તત્વશાસ્ત્ર ઉપર મજબૂત અને ગુણકારી અસર થઈ હતી એ હકિકત આપણા લક્ષ બહાર જવી જોઇએ નહિ. જ્યાં સુધી નોવમ ઓરગેનમ અને ડી ઑગ્મેન્ટીસ હયાત છે ત્યા સુધી એની કીર્તિ અમર રહેશે અને આખી દુનિયાને તેણે જે ઉપકારના બોજા તળે મૂકી છે તે કોઇ કૃતઘ્ની માણસ ભૂલનાર નથી વાસ્તવિક રીતે કહીએ તો એજ દુનિયા પોતાના ઉપર થયેલા ઉપકારના બાબે જે ખામીઓ જોવાયેલી હતી તેઓને ભૂલી તો નહિ જાય,

પણ જે અગવડ ભરેલી સ્થિતિમાં તે ઉપકારો કરનાર વખતો વખત આવી પડ્યો હતો તેને ધ્યાનમાં લઇ તેના ઉપર રહેમ નજર રાખશે, અને હલકા માણસો ઉપર જે દયાભાવ તે રાખતો હતો, સાધારણ રીતે સઘળા માણસો તરફ જે પરોપકાર બુદ્ધિથી તે જોતો હતો, જે સ્વાર્થરહિત અને ઉંચા પ્રકારના ઉદ્દેશને તે મરણ પર્યંત દૃઢતાથી વળગી રહ્યો હતો અને છેવટના ભાગમાં શુદ્ધ અંતઃકરણથી જે પશ્ચાતાપ તેણે જાહેર કર્યો હતો તે ઉપર વિચાર કરી તેને એક મહા પરાક્રમી અને સમર્થ માણસ તરીકે માનશે.



# પ્રકરણ ૧૨ મું.

## બેકનની રાજનીતિ.

બેકને પોતાની જીંદગીનો ઘણો ભાગ રાજ્યકારભારમાં અને રાજ ખટપટમાં ગાળ્યો હતો. એનું સ્વાભાવિક વલણ એકાન્તમાં બેસી પુસ્તકો લખવા તરફ હતું, પણ બાલ્યાવસ્થાથીજ પૈસાની તંગી અને બીજી કેટલીક અડચણોના લીધે એને જાહેરમાં આવવાની ફરજ પડી હતી. તે પોતે કબૂલ કરે છે કે " મારો આત્મા ખુશીથી રહે નહિ એવે ઠેકાણે લાંબા વખત સુધી રહેવાની મને ફરજ પડી છે " પણ આપણે જોઇ ગયા છીએ કે થોડા વખત પછી તેણે જાહેર કામમાંથી છુટવાનો વિચાર માંડી વાળ્યો હતો. તે એલીઝાબેથના દરબારમાં ઉછર્યો હતો, નાનપણમાં સરકારી વકીલ સાથે ફ્રાન્સમાં ફર્યો હતો અને પાછળથી તેણે પોતાની જીંદગી જેમ્સની કચેરીમાંજ પૂરી કરી હતી. તે કાયદાનું સારૂં જ્ઞાન ધરાવતો હતો, અને એ સંબંધી તેણે કેટલીક અગત્યની સૂચનાઓ કરી છે. હવે એની રાજનીતિ કેવી હતી અને રાજ્ય બંધારણ વિષે તે કેવો વિચાર ધરાવતો હતો, તેજ જોવાનું રહે છે. આ વિષય સબંધી માહિતી મેળવવાના સાધનો માત્ર એના બે ત્રણ નિબંધો અને એડવાન્સમેન્ટના બીજા પુસ્તકનું ૨૩ મું પ્રકરણ છે. એડવાન્સમેન્ટનો છેવટનો ભાગ ઉતાવળથી લખાયેલો છે તેથી આ પ્રકરણમાં અપૂર્ણતાના ચિન્હો જણાય છે. રાજ્યબંધારણ માટે તેણે કોઈ સિદ્ધાન્ત આપ્યો નથી. માત્ર રાજ્યની હયાત સ્થિતિને જાળવવા માટે તેણે રોમ, ગ્રીસ વિગેરેના દષ્ટાંતો આપી કેટલીક સૂચનાઓ કરી છે. તે કહે છે કે દરેક કાર્યમાં માણસના અમુક ઉદ્દેશમાં બીજા ઉદ્દેશો એવી રીતે સમાયેલા હોવા જોઇએ કે જો તે પોતાની ઈચ્છા સંપૂર્ણ રીતે પાર પડી શકે એમ ન હોય તો બીજા અગર ત્રીજા ઉદ્દેશમાં પણ ફતેહ પામીને શાન્ત થઈ શકે, કારણ કોઇ અમુક એકજ કાર્ય ઉપર આશા રાખીને બેશી રહેવું એના કરતાં વધારે ખોટું બીજું કંઈ નથી. તે કહે છે કે ' કુદરતમાં એકે કાર્ય નકામું જોવામાં આવતું નથી માટે તેનું અનુકરણ કરો. ' આજ વિચારને અનુસરીને તે હમેશાં અગ્રેજી રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે

લખે છે—રાજ્ય બંધારણ કેવું હોય તો તે સંપૂર્ણ કહેવાય એ વિષે તે કઇ કલ્પના કરતો નથી. તે જણાવે છે કે લોકોનો સ્વભાવ, પ્રજાની સામાન્ય સ્થિતિ, તેઓની આવશ્યકતાઓ, તેઓના કજીયા, દ્વેષ, અસંતોષ વિગેરે રાજ્યાધિકારીને જાહેર થવા જોઇએ, પણ રાજ્યની હકિકત ગુપ્ત રહેવી જોઇએ આપણે જોઈ શકીએ છીએ કે બેકનના સિદ્ધાન્તનો પાછલો ભાગ હાલના વખતમાં ભાગ્યેજ કોઇ સ્વીકારશે. એડવાન્સમેન્ટમાં આટલું કહ્યા પછી તે કહે છે કે ઇન્ગલેન્ડનું રાજ્ય જેમ્સ પહેલાં જેવા બાહોશ રાજાના હાથ તળે હોવાથી ઘણી સારી સ્થિતિમાં છે માટે તે વિષે હું કઇ વિશેષ ટીકા કરવા માગતો નથી. માત્ર અંગ્રેજી કાયદામા કેટલોક સુધારો વધારો કરવાની સૂચના કરીને તે બંધ કરે છે.

હવે એની રાજનીતિ સબંધી વિશેષ માહિતી મેળવવાનો આધાર માત્ર એના નિબંધો, જેમ્સની કચેરીમા એના કેટલાક કૃત્યો અને એના છુટા છવાયા લખાણ ઉપર છે ધર્મને તેમજ રાજ્યને લગતી બાબતોમાં એનો મુખ્ય ઉદ્દેશ રાજ્યની અગર જનસમૂહની ઐક્યતા સાચવવાનો હતો. જ્યા રાજા સ્વતંત્ર હોય છે, જ્યા એની એકલાનીજ સત્તા ચાલે છે, અગર જેને આગણે એકાધિપત્ય કહીએ છીએ સા જો ઉમરાવો અને સરદારો ન હોય તો એ રાજ્યને બેકન ટર્કીના રાજ્ય સાથે સરખાવી તેને પ્રજાને પીડનાર અગર જૂલમી રાજ્ય તરિકે ગણે છે એક ઠેકાણે તે કહે છે કે એકાધિપત્ય કરતા પ્રજાસત્તાક રાજ્ય સારૂ હોઇ શકે, પણ આવા પ્રશ્નો સાથે તે બિલકુલ સબધ ધરાવતો નથી વ્યવહારોપયોગી રાજનીતિ સાથે સરખાવતા એને આ સવાલો તદ્દન નકામા જેવા જણાય છે અને આટલાજ કારણથી એના પોતાના ધારવા પ્રમાણે રાજ્યનુ સૌથી સરસ બધારણ કેવુ હોવુ જોઇએ એ વિષે તે આપણને કઈ માહિતી આપતો નથી પરમેશ્વરે રાજ્યના એકાધિપત્ય, પ્રજાસત્તાક વિગેરે જુદા જુદા રૂપો નિર્માણ કર્યા છે, જેવુ રાજ્યનુ બધારણ, તેવી તેની રાજનીતિ હોવી જોઇએ. માટે ઇન્ગલેન્ડની હયાત સ્થિતિ ઉપર વિચાર કરીએ તો તેની રાજનીતિ પણ અગ્રેજી હોવી જોઇએ મેકીયાવેલીના માફક નિષ્પક્ષપાતપણે અને શાન્ત ચિત્તથી વાસ્તિક રાજનીતિ ઉપર કોઇ ગ્રંથ લખવાનું બેકનનુ કામ નથી કે જેમાથી રાજ્યમા સર્વોપરી અને સ્વતંત્ર

સત્તા મેળવવાના નિયમો મળી આવે, તે તો રાજા, ઉમરાવો, પ્રજા મંડળી અને ધર્માધ્યક્ષોને અંગ્રેજી રાજ્યસંધારણના મુખ્ય અવયવો તરીકે સ્વીકારી રાજ્યની આબાદી કરવાના ઉદ્દેશથી જે લખે છે તે એક અંગ્રેજી રાજ્યનીતિજ્ઞ પુરૂષ તરીકેજ લખે છે પ્રજાપીડન અગર જૂલમને તે જરા પણ ટેકો આપનાર નથી, અને તેણે બુદ્ધિપૂર્વક અને જાણી જોઇને રાજ્યના બીજા અવયવોને નુકશાન પહોંચે એવી રીતે રાજાની સત્તા વધારવાનો વિચાર કર્યો નથી. જોકે વ્યવહારમાં પ્રસંગોપાત્ તેણે આ પ્રમાણે કર્યું હશે, તોપણ તે એના સિદ્ધાન્ત તેમજ એની પ્રકૃતિના વિરૂદ્ધ હતુ. વ્યવહારમા નીતિના સબંધમા તેણે જે ભૂલો કરી હતી તેવીજ આ ભૂલ હતી—અર્થાત્—તે માત્ર અપવાદ જેવી હતી ઉમરાવો અને પ્રજામંડળ સાથે ઇન્ગલેન્ડના રાજ્યને તે તારાસહ આકાશ જોડે સરખાવે છે જેવી રીતે આકાશમા એક પ્રધાનગતિ બીજી બધી વસ્તુઓને ગતિમાન કરે છે અને તેમ છતા દરેક ગ્રહને પોતાની જુદી અને વિશેષ ગતિ હોય છે, તેવીજ રીતે રાજ્યમાં રાજા પ્રધાન ગતિ છે, અને તે બીજા બધા અવયવોને ગતિમાન કરે છે

હવે ઉમરાવો અને પ્રજામડળને નુકશાન પહોચે એવી રીતે રાજાની સત્તા વધારવા તરફ એનુ સ્વાભાવિક વલણ નહોતુ એની સાબિતી એ છે કે તે વખતો વખત પાર્લામેન્ટને બોલાવવા માટે જેમ્સને ભલામણ કરતો હતો. કોઇ વખત પાર્લામેન્ટને બોલાવવાની રાજાની મરજી ન હોય તોપણ તેની મરજી વિરૂધ્ધ જઇ તે પાર્લામેન્ટને બોલાવવાની તજવીજ કરતો હતો ઘણી વખત તેનો ધારેલો વિચાર પાર પડતો નહોતો તોપણ તેણે પાર્લામેન્ટની યોગ્યતા અને ઉપયોગીપણા વિષે પોતાના અભિપ્રાયમા બિનકૂલ ફેરફાર થવા દીધો નહોતો જે પાર્લામેન્ટના હાથે એની પડતી થઇ હતી તેને પણ એનીજ સલાહ અને એનાજ આગ્રહથી બોલાવવામા આવી હતી, કારણ કે પાર્લામેન્ટને તે એક કુદરતી મંત્રીસભા તરીકે ગણતો હતો આ મંત્રીસભા યથાર્થ સલાહ લેવાનુ ઠેકાણું હતુ—એ કાંઈ બજારની દુકાન જેવી નહોતી કે જ્યાં રાજા પોતાના કેટલાક નજીવા અધિકાર માટે પ્રજાના પૈસાનુ સાટું કરે. આવા અયોગ્ય વિચારને જેમ તેમ કરીને દૂર કરવા એજ બેકનનો હેતુ હતો પાર્લામેન્ટનો ખરો સિદ્ધાન્ત એ છે કે રાજાએ નિયમિત વખતે

ઉમરાવો, પ્રજામંડળ, અને ધર્માધ્યક્ષો વિગેરેને બોલાવવા અને જેનાથી રાજ્યની આબાદીમા અને પ્રજાની સુખશાન્તિમા વૃધ્ધિ થાય એવી પોતાની યોજનાઓ તેમના આગળ મૂકવી અને પછીથી એ વિષે તેઓને છુટથી ચર્ચા કરવા દેવી અને જો તેઓને કોઇ નવીન યોજનાઓ અગર સૂચનાઓ કરવાની હોય તો તેમ કરવાની પણ તેઓને રજા આપવી ધર્મને લગતી બાબતો પાર્લામેન્ટમા નહિ લાવવા માટે તે પાદરીઓને ઠપકો આપતો પણ આપણે જોઇ ગયા છીએ કે તે જાતે પણ ઘણીવાર જાહેર કામને લગતી વાત પડતી મૂકી વખતે રાજા અને પ્રજા વચ્ચે ચાલતી તકરારમા ઉતરી પડતો તે કહેછે કે પાર્લામેન્ટનુ કામ ચાલતું હોય તેમામા જો કોઇ સ્વતત્ર અને પ્રમાણિક માણસ રાજાના વાર્ષિક ખરચના સબધમા કઇ વાત ઉપાડે તો તે ઠીક છે, પણ આવી વાતનો સબધ મુખ્યત્વે કરીને માત્ર રાજાની સાથેજ હોવાથી રાજ્યના સામાન્ય હિતને લગતી વાત કરતા એને વિશેષ હક્ક મળવો જોઇએ નહિ– અર્થાત્-પાર્લામેન્ટમા પ્રથમ રાજ્યના હિતની વાત કરવી જોઇએ અને રાજ્યના વાર્ષિક ખરચ જેવી ગૌણ બાબતો પ્રમગોપાત વખત મળે વિચારવી જોઇએ રાજાએ પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે "જે વાતનો સબધ આપણી પોતાની સાથે છે તેને છેલ્લી મૂકવી જોઇએ." જો પાર્લામેન્ટનુ ખરું કર્તવ્ય આજ હોય તો પછી ગુપ્ત બક્ષીસો આપીને અગર સત્તાના જોરથી સભાસદોને દાબમા રાખીને કોઇ અમુક પ્રશ્નનો ફેંસલો કરાવી લેવાની વાતજ શી?

રાજ્યના મુખ્ય અવયવોમા માહોમાહે તકરાર અને ખટપટ થાય તે બેકનને પસંદ નહોતુ, કારણ કે તે ફક્ત એલીઝાબેથ અગર જેમ્સ જેવા રાજ્યાધિકારીના રાજ્યમાટે લખતો હતો– તે કોઇ પ્રજાસત્તાક રાજ્યમાટે લખતો નહોતો. તે રાજાને આકાશ સાથે સરખાવતો હતો અને ત્યા પ્રધાન ગતિ એકજ હોવાથી તકરાર અગર ખટપટનો જન્મ થાય એમ નહોતુ મત્રી સભા અગર પાર્લામેન્ટની અદર અને બહાર રાજ્યના પ્રત્યેક અવયવને પોત પોતાનુ વિશેષ કર્તવ્ય હતુ, "મોટા અને સમર્થ ઉમરાવમંડળથી રાજાના વૈભવમા વધારો થાય છે પણ તેની સત્તા ઓછી થાય છે, અને એવાજ ઉમરાવ મડળથી પ્રજા સચેત થાય છે અને તેઓમા જુસ્સો આવે છે પણ પૈસેટકે તેઓ સકોચમા આવી પડે છે" સદ્‌ગ્રહસ્થનું લક્ષણ

રાજનીતિનો પાયો લશ્કર ઉપર છે. જેવી રીતે આપણા શરીરની સ્થિતિ સાચવવા સારૂ કસરતની જરૂર છે તેવીજ રીતે રાજ્યની સ્થિતિ સાચવવા સારૂ યુદ્ધની જરૂર છે. પોતાના નિબંધોમાં તે કહે છે કે "વ્યાજબી અને પ્રતિદિન યુધ્ધ એજ રાજ્યના માટે ખરી કસરત છે. માહોમાંહે લડાઇ થાય તે તો તાવની ઉષ્ણતા જેવી છે, પણ બીજા દેશ સાથે જે લડાઇ થાય તે કસરતની ઉષ્ણતા જેવી છે અને તે શરીરને (રાજ્યને) આરોગ્ય-રાખે છે, કારણ કે આળસથી ભરેલા એવા શાન્તિના વખતમાં હિમ્મતનો નાશ થાય છે અને રીતભાતમાં બિગાડ થાય છે" લશ્કરી સિપાઇનું બેકને જે લક્ષણ આપ્યું છે તેમા ભાડુતી સિપાઇનો સમાવેશ થતો નથી 'ઈન્ગ્લેન્ડનું લશ્કર' એનો અર્થ જ્યારે ઇન્ગલેન્ડના સંરક્ષણ માટે તૈયાર થયેલા હથિયારબંધ અંગ્રેજો એટલોજ થાય છે ત્યારે જે માણસો નાનપણથી આજ ધંધામાં ઉછરે છે તેઓના તરફ બેકન મેકીયાવેલીની માફક કરડી નજરથી જોતો નથી. યુદ્ધ તરફ તેનું ખાસ વલણ હતું એ વાત તેનાં સ્વપ્નાં ભાષણો અને ગ્રંથોમા સ્પષ્ટ જણાઈ આવે છે.

ઈ. સ. ૧૬૦૬-૭ માં વસ્તી વધી જવાથી નિપજતા ભયને હઠી કહાડતાં સરહદ વધારવા માટે યુદ્ધની આવશ્યકતા બતાવ્યા પછી તે કહે છે કે "અને બેશક હું ધારૂ છુ કે માગ ખોલવાથી આપને (અધ્યક્ષને) કંઇ માઠું નહિ લાગે—જો કોઇ વખત આપણને યોગ્ય કારણ મળી આવે તો, કાં તો આપણા જૂના હક્ક પાછા મેળવવા માટે, કાં તો આપણને થયેલા નુકશાનનું વેર વાળવા માટે, કાં તો આપણા પૂર્વજોની આબરૂ ફરી સંપાદન કરવા માટે, અગર આપણા વારસોના વારસામા વધારો કરવા માટે, આપણે આપણી જાતને યોગ્ય માનતા હોઇએ તો, આ પ્રમાણે મોટાઇ અને વિસ્તારના વિચાર આપણે કહાડી નાખવા ન જોઇએ, અને લાભ અને હિસાબ વિગેરેની ગણતરી કરની જે પાર્લામેન્ટ અને મોટા રાજ્યોનુ નહિ, પણ ખાનગી માણસોનુ કામ છે તેની ખટપટમા પડવુ જોઇએ નહિ" આ પ્રમાણે જોકે બેકન યુદ્ધની તરફેણમા હતો તોપણ પ્રજા ઉપર જૂલમ કરવા તરફ એનુ વલણ નહોતુ જોકે રાજાના વિશેષાધિકારને તે વખતોવખત ટેકો આપતો હતો, તોપણ એમ કરવામા પ્રજાના હકમા નુકશાન કરવાનો તેનો હેતુ નહોતો વ્યવહારમા તે રાજાના વિશેષાધિકારને ટેકો આપ્યા કરતા પણ આગળ જતો. રાજા સાથે તે નજીકનો સંબંધ ધરાવતો હતો, રાજાની મહે-

રખાની ઉપર તેનો સઘળો આધાર હતો, રાજ્યમા મોટા હોદ્દાની જગ્યા મેળવવાની તે આશા રાખતો હતો, તેમજ જેમ્સની જાત માટે પણ તે ઘણો સારો વિચાર ધરાવતો હતો—આ વિગેરે કારણોથી વ્યવહારમા તે રાજાની તરફેણમા રહેતો હતો તોપણ ઇન્ગલેન્ડના સ્વાતન્ત્યનો નાશ કરવાનો અગર જેમ્સને સર્વ સત્તાધીશ બનાવી પ્રજા ઉપર જુલમ કરાવવાનો તેનો વિચાર નહોતો

હવે રાજાના અધિકાર અને પ્રજાના હક્ક વચ્ચે જે તકરાર ચાલતી હતી તે એવી હતી કે તેમા જો પ્રમાણિક અને ડાહ્યા રાજનીતિજ્ઞ પુરૂષો ભાગ લે તો તેથી પરિણામે કઇ નુકશાન થાય એમ નહોતુ આ લોકોને જોવાનુ એટલુજ હતુ કે એ તકરારના પરિણામ અન્તે એક પક્ષકારના હક્કમા એટલો બધો ફાયદો થવો ન જોઇએ કે જેથી બીજાની સત્તામા મહત્વનો ફેરફાર થઇ જાય હવે બેકન એમ ધારતો હતો કે પૈસાના સબધમા રાજા ઘણા સકટમા હતો, તેથી જો રાજ્યના પૈસા ઉપર પ્રજા મડળની સત્તા વધી પડે તો વખત ગયે રાજાના હક્કમા મોટુ નુકશાન થાય અને તેથી વખતે રાજ્યને પણ ધોકો લાગે. આવા ભયને હાલના વખતમા તો કોઇ ગણતુ નથી પણ બેકનને તો તે એક મહત્વનો સવાલ થઈ પડ્યો હતો વિશેષમા વળી તે એમ ધારતો હતો કે જેમ્સને જો પૈસાની ઘણી જરૂર પડશે તો તે એક પછી એક એમ પોતાના સઘળા અધિકાર પૈસાના સાટામા છોડી દેશે અને જો એમ થાય તો રાજ્યમા ભારે ઉથલપાથલ થયા વગર રહે નહિ આવાજ કારણથી તે વખતો વખત રાજાને તેની ભૂલ ભરેલી વર્તણુક માટે સૂચનાઓ કરે છે તે આજીજી સાથે જેમ્સને વિનતિ કરે છે કે તમારે તમારૂ માન મૂકી દેવુ ન જોઇએ,[1] પાર્લામેન્ટમા સામા સામા બાણો ન ફરવા માટે તે જેમ્સને જણાવે છે અને વધારામાં કહે છે કે તેણે પોતાના દેવા માટે જરા પણ ધાસ્તી રાખવી નહિ આમ છતા પણ રાજા પ્રજામડળથી છેક સ્વતન્ત્ર બની જાય એટલે રાજા એને પૈસા દાન કરવાની બેકનની ઇચ્છા નહોતી આવી સ્વતન્ત્રતા માટે તો વિચારજ કરવાનો નહોતો કારણ કે રાજા અને પાર્લામેન્ટ જુદાથઇ શકે એમ નહોતુ પણ જો પ્રજામડળના હક્ક સાચવવા સાથે રાજાના વિશેષાધિકાર પણ સચવાય તો એમા કઈ ખોટુ નહોતુ બખત ઘણો નાજુક હતો—રાજા

અને પ્રજા વચ્ચે લડાઈ જાગ્યા વગર રહે એમ નહોતું. જો બન્ને પક્ષકારો વચ્ચે સલાહ થવાનો પ્રસંગ આવે તોપણ એ સલાહ એવી રીતે થવી જોઇએ કે જેથી પરાપૂર્વથી ચાલતા આવેલા રાજાના હક્કને નુકશાન પહોંચે નહિ.

ઊપરની હકિકત ધ્યાનમાં લેતાં આપણને જણાય છે કે રાજાનો પક્ષ ધરવામાં બેકનનો વિચાર ઈન્ગલેન્ડના સ્વાતંત્ર્ય વિરૂદ્ધ જવાનો નહોતો; કારણ કે જે વખતમાં તે રાજાનો પક્ષ લેવાનું કહે છે તેમાંજ તે એક ઘડી ભાર પણ પ્રજામંડળની મહેરબાની બહાર નહિ જવા માટે માન ધરાવે છે તોપણ પાછળથી તે રાજાનો પક્ષ એટલી બધી હઠીલાઇથી ધસ-વવા લાગ્યો કે એના સમકાલીન પુરૂષો પણ એના નવા વિચાર જોઇને વિસ્મય પામવા લાગ્યા. ન્યાયાધીશોને તે નીચે પ્રમાણે સમજ આપે છે— " તમારે રાજાના વિશેષાધિકારને ટેકો આપવો જોઇએ: રાજાનો વિશેષાધિ-કાર એજ કાયદો છે—કાયદાનો મુખ્ય ભાગ છે." ન્યાયાધીશો માત્ર અહો જેવા છે અને પ્રથમગતિ જે તેઓનો રાજા છે તેની ગતિના આધારે તેઓએ ગતિમાન થવું જોઇએ—અર્થાત્—રાજાની મરજી વિરૂદ્ધ જતાં તેઓએ બહુ વિચાર કરવો જોઇએ. રાજામાં ઇશ્વરનો અંશ છે, માટે રાજ્યમાં તેનો ભારબોજ પડવોજ જોઇએ. રાજા રૈયતના હાથે પૂજાવો જોઇએ અને રાજ્યમાં ગમે તેવી ગેરવ્યવસ્થા ચાલે, તોપણ રાજાની સત્તા પડાવી લેવાનો કોઇને અધિકાર નથી. કહેવાની જરૂર નથી કે બેકનના આ વિચાર હાલના વખતમાં ઘણા ભાગે કોઇ સ્વીકારશે નહિ.

પ્રજાની ગરીબ સ્થિતિથી જો તેઓમાં અસંતોષ થવાનો સંભવ હોય તો તેને શાન્ત કરવા માટે વ્યાપાર રોજગાર વધારવો જોઇએ અને નવાં કારખાનાં કહાડવાં જોઇએ. ઉદાહરણ તરીકે જો અમુક માણસોને લુગડાં બહાર ગામ ચઢાવવાનો હક્ક આપવામાં આવે તો એ હક્ક એવી સરતે આપવો જોઇએ કે એ લુગડાંને રંગવાનું કામ ઇન્ગલેન્ડમાંજ થઇ શકે. આવી સરત કરવાનું કારણ એટલુંજ હતું કે એ ધંધો ઇન્ગલેન્ડના હાથમાં રહે. વધારામાં વળી આળસનો નાશ કરવા માટે, બિગાડ થતો અટકાવવા માટે, અમુક વસ્તુઓની કિંમતોનું

ધોરણ બાંધવા માટે, અને કરવેરા વિગેરે નિયમિત કરવા માટે, નવાકાયદા બનાવવા જોઇએ પૈસાનો ફેલાવ થવો જોઇએ કારણ કે જો એમ ન થાય તો પૈસો તદ્દન નકામો થઈ પડેછે. હવે આ પ્રમાણે પૈસાનો ફેલાવ થવાને દર-કત ન થાય એટલા માટે બેકન કહેછે કે ૯૯ ઉપરાત વ્યાજ લેવાના ધંધા ઉપર સરકારે સખત જાપ્તો રાખવો જોઇએ. કોઇને વધારે સત્તા ધારણ કરવાનો હક્ક આપવો ન જોઇએ, તેમજ ઢોર ચરાવવાની જગ્યાઓ પણ ૯૯ ઉપરાંત મોટી હોવી ન જોઇએ. દેશના જુદા જુદા પક્ષોમાં વિભાગ કરી પછી તેના ઉપર રાજ્ય કરવું એ મૂર્ખાઇભરેલું છે, તોપણ પ્રજામંડળે એવી રીતે રાજાની તરફેણમાં રહેવું જોઇએ કે જો કોઇ વખતે ઉમરાવો તરફથી તોફાન કરવામા આવે તો રાજા મુશ્કેલીમાં આવી પડે નહિ દુઃખ અને અસંતોષ સમાવવા માટે ઉપાય શોધવા જોઇએ, કારણ કે એમ ન થાય તો વખતે એ અસંતોષ વધીને ભયંકર રૂપ પકડે એવી ધારતી રહે છે. ઊંચી પંક્તિના ઉમરાવોને આઘા રાખવા પણ તેઓને દાબી દેવાની જરૂર નથી. બીજી પંક્તિના ઉમરાવોને ઉત્તેજન આપવું જોઇએ, કારણકે તેઓ બે કામમા ઉપયોગી થઇ પડે છે—(૧) તેઓ ઊંચી પંક્તિના ઉમરાવોની વિરૂદ્ધ અને રાજાની તરફેણમા રહે છે. અને (૨) સામાન્ય લોકો સાથે તેઓની સત્તા અને સંબંધ નજીકના હોવાથી તેઓ જનસમૂહના તોફાનને જલદીથી દાબી શકે છે. વ્યાપારીવર્ગ ઉપર જેમ બને તેમ ઓછો કર નાખવો જોઇએ કારણકે તેઓના ઉપર કર નાખવાથી રાજાને જેટલું મળે છે તેટલું, બલકે તેનાથી પણ વધારે, રાજ્યને નુકસાન પહોચે છે. પ્રજામં-ડળના ધર્મ, રિવાજ, રીતભાત અને આજીવિકાના સાધનોની બાબતમાં પડતા પહેલા રાજાએ બહુજ વિચાર કરવો અગત્યનો છે. બેકન એમ માને છે કે જો પ્રમત્તાપાત્ પ્રજાના ઉપર સહેજસાજ જુલમ કરવામાં આવે તો એટ-લાજ ઉપરથી પ્રજાની પ્રીતિમા ઘટાડો થતો નથી આ એ જુલમ જો લાંબા વખત સુધી કાયમ રહે અને તે એવા પ્રકારનો હોય કે એનાથી રાજાના દરેક ભાગના અને દરેક દેશના લોકોને, ગરીબ તેમજ તવંગર બધાને દમેજના માટે અડચણ થાય એમ હોય તોજ એનાથી રાજ્યની ઉથલપાથલ અને પડતીના બીજ રોપાય છે. માટે જો ઉપરની બાબતોમાં જુલમ નહિ થશે તો પ્રજાને ખાતરી આપવામા આવે તો પછી રાજ્યાધિ-કારીએ કોઇ પણ પ્રકારની ધાસ્તી રાખવાનું કારણ નથી.

લશ્કરી સિપાઇઓના સંબંધમાં બોલતાં બેકન કહે છે કે તેઓને લાંબા વખત સુધી એકઠા રાખવા નહિ, મોટા સમૂહમાં તેઓને કેળવવા નહિ, અને તેઓને પગાર આપવો નહિ. આટલા ઉપરથી આપણને જણાય છે કે જો વગર પગારના અને ટુંકી ટુંકી સંખ્યામાં કેળવાયલા લશ્કરી સિપાઇઓને જુદે જુદે ઠેકાણે રાખવામાં આવે તો તેઓનાથી દેશનું રક્ષણ સારી રીતે થઇ શકે છે અને તેઓના તરફથી બીજી કોઇપણ જાતની ધાસ્તી રાખવાનું કારણ રહેતું નથી. કામ પડે તો લડવું, નહિ તો પોતપોતાનો ધંધો કરવો એ સરતે રાખેલું લશ્કર જેને શિરબંદી લશ્કર કહે છે તેને મોટી સંખ્યામાં રાખવા માટે બેકન મજબૂત ભલામણ કરે છે તેનો યુદ્ધપ્રવૃત જુસ્સો વખતે એટલો બધો ઉભરાઇ જાય છે કે તે દેશના ધંધા રોજગાર અને બીજા હુન્નરોને યુદ્ધની સાથે સરખાવતાં પ્રમાણમાં હલકા ગણે છે. તે કહે છે કે "સૌથી વધારે રાજ્ય અગર મોટાઇ માટે દરેક દેશે હથિયારને પોતાના મુખ્ય માન અભ્યાસ અને ધંધા તરીકે ગણવાં જોઇએ. આટલાજ કારણથી જે ધંધા અને નાજુક હુન્નરો ઘરમાં બેસીને કરવાના છે અને જેનાથી લડાયકવૃત્તિને નુકશાન પહોંચે છે તેઓના કરતાં ખેતીને વધારે ઉત્તેજન આપવાની જરૂર છે. આજ ઉદ્દેશથી તે કહે છે કે આવા બેઠાગરા ધંધા પરદેશીઓને અને પ્રજાના છેક હલકાવર્ગને સોંપવા જોઇએ. જો આજ મુદ્દા સાચવવાનો હોય તો પછી પરદેશીઓને સ્વદેશના હક્ક આપવામાં હરકત નથી. નવાં સંસ્થાનો સ્થાપવામાં પણ બેકનનો આજ હેતુ છે. સંસ્થાનો સ્થાપવામાં તાત્કાળિક લાભ હાનિનો વિચાર કરવાનો નથી, તેમજ થોડા ઘણા સાહસ કરનારાઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ જઇને રહે એટલે સંસ્થાન સ્થાપવાનો હેતુ પાર પડયો એમ સમજવાનું નથી. સંસ્થાનો સ્થાપવામાં પ્રાચીન ગ્રીક અને રોમન લોકોનું અનુકરણ કરવું જોઇએ કે જેથી છેવટે આખા રાજ્યને ફાયદો થાય. ઇન્ગલેન્ડની વૃદ્ધિ બીજા દેશોના આધારે નહિ, પણ બીજા દેશોની વૃધ્ધિ ઈન્ગલેન્ડના આધારે થવી જોઇએ.

હવે બેકનનું વલણ યુદ્ધ તરફ આટલું બધું શા કારણથી હતું તે આપણે તપાસવું જોઇએ. 'પ્રકૃતિનું વિવરણ' એ નામના પુસ્તકની પ્રસ્તાવનામાં તે જણાવે છે કે આખા યુરોપનાં રાજ્યોમાં માંહોમાંહે લડાઇઓ

થવાનો ભય છે મુખ્યત્વે કરીને તે આ ભય ઇન્ગલેન્ડમા વધારે જોતો હતો. રાજા અને પ્રજામડળ વચ્ચે ચાલતી તકરાર ઉપરથી તે એમ માનતો હોવો જોઇએ કે ઇન્ગલેન્ડમા લડાઇ જાગ્યા વગર રહેશે નહિ જો આ પ્રમાણે તે ખાતરીપૂર્વક માનતો હોય તો પોતાના સ્વદેશમા માહોમાંહે લડાઇ થતી અટકાવવાના હેતુથી તે બીજા દેશો સાથે લડાઇ કરવાની ઉશ્કેરણી કરે એ સ્વાભાવિક છે આટલાજ માટે તે જેમ્સને પોતાના રાજ્યની નજીવી તકરારોમા જીવ ન ઘાલવા માટે સૂચના કરે છે. તે કહે છે કે જેમ્સે મહાન ગૌરવયુક્ત રાજનીતિનો અનુગ્રહ કરવો જોઇએ-તેણે ઈન્ગલેન્ડના માટે સોનેરી યુગ સ્થાપવાની તજવીજ કરવી જોઇએ આ પ્રમાણે ઈન્ગલેન્ડની મોટાઇ વધારવાના હેતુથી તે કહે છે કે રાજા અને પ્રજા વચ્ચે સપ રહેવાની, આયર્લેન્ડને સુધારવાની, સ્કોટલેન્ડના જગલી ભાગની નવા સંસ્થાનોમા વ્યવસ્થા કરવાની, અને નીચાણમા આવેલા પ્રદેશોને ઇન્ગલેન્ડના રાજ્ય સાથે જોડી દેવાની જરૂર છે રોમના વહેમને ઇન્ગલેન્ડમા દાખલ થવા દેવો નહિ, અને ઇન્ગલેન્ડે 'સ્વાતત્ર્યનુ રક્ષણ કરનાર' એ માનવતી પદ્વી ધરાવવી જોઇએ "હુ સર્યને પશ્ચિમમા ઉગતો જોઉં છું,—આ શબ્દોમા બેકન પાશ્ચાત્ય રાજ્યોમા ઇન્ગલેન્ડને સૌથી મોટુ બનાવવા વિષે પોતાની કલ્પના જાણે ફળીભૂત થવાની તૈયારીમા હોય એમ જેમ્સને જણાવે છે સ્પેન્સર, શેકસપીયર અને મીલ્ટન જેવા સમર્થ કવિઓ પણ ઇન્ગલેન્ડના માટે આવીજ આશા રાખતા હતા આ ત્રણેનો અભિપ્રાય પણ એવોજ હતો કે લડાઈ વગર ઇન્ગલેન્ડ પોતાની મોટાઇ અગર માન સાચવી શકશે નહિ ઇન્ગલેન્ડના શૂરવીરો 'પ્રખ્યાત' થવા જોઇએ અને બીજા લોકોએ તેઓની 'ધાસ્તી' રાખવી જોઇએ ઇન્ગલેન્ડની જે "પ્રાચીન અને મગરૂર હથિયારબંધ રાજ્યમા" ગણતરી થઇ છે તે હમેશના માટે કાયમ રહેવી જોઇએ

જો વસ્તુસ્થિતિ આવી હોય, જો યુદ્ધપ્રવૃત્ત જુસ્સો એ ઇન્ગલેન્ડનું એક સ્વાભાવિક લક્ષણ હોય, જો તેના મોટા સમર્થ કવિઓના અભિપ્રાય પણ આવાજ હોય તો પછી બેકનને ઠપકાપાત્ર ગણવો એ વ્યાજબી ગણાય નહિ વધારામાં વળી આપણે યાદ રાખવુ જોઇએ કે જે લડાઇને માટે તે આટલા બધા ઉત્સાહ અને આગ્રહથી કહેતો હતો તે એવી નહોતી

કે જેનાથી ઈન્ગલેન્ડને શરમાવુ પડે એ લડાઈ માત્ર સત્તા અને કીર્ત્તિ વધારવાનાજ હેતુથી નહિ, પણ સ્વાતંત્ર્ય અને સત્યના અર્થે ચલાવવાની હતી માત્ર કયા પ્રસગે અને કેના કારણથી લડાઇ કરવી એ વિષે બેકનનો અભિપ્રાય જોઇએ તેટનો મજબૂત નથી આશ્ચર્ય જેવુ એ છે કે તેણે વૃદ્ધ વયમા પોતાનો વિચાર થોડો ઘણો ફેરવ્યો હતો જેમ્સ સનાહસપને જેટલું ચહાતો હતો તેના કરતા લડાઇને તે વધારે ધિક્કારતો હતો ખરૂં કહીએ તો નજીવી બાબતો તરફ તેનુ વલણ વધારે હોવાથી લડાઇથી તે ખરેખર બ્હીતો હતો તેથી કરીને બેકન પણ હવે સલાહશાન્તિ વિષે તેના અભિપ્રાયને ટેકો આપવા લાગ્યો ઉદાહરણ તરીકે તે એવુ કહેવા લાગ્યો કે જો સ્પેઇન દેશ સાથે લગ્નનો સબધ જોડાય તો આખા યુરોપની લડાઈઓ શમી જવાનો પ્રસગ આવે આમ છતા પણ મરણ પર્યન્ત તેણે યુદ્ધનો વિચાર છેક મૂકી દીધો નહોતો હજી ટર્કી સાથે લડાઇ કરવાનો પ્રસગ હતો, અને "ધર્મયુદ્ધ ઉપર સવાદ" એ નામના એના અપૂર્ણ રહી ગયેલા પુસ્તક ઉપરથી સમજાય છે કે જો એ સંવાદ પૂરો લખાયો હોત તો ટર્કી સાથે લડાઇ કરવાનો તેનો અભિપ્રાય સ્પષ્ટ જણાઇ આવત મુસલમાનો સાથે લડાઇ કરવાનુ મુખ્ય કારણ એ હતુ કે તેઓ આખા ખ્રિસ્તિમડળના વિરૂદ્ધ હતા. માત્ર તેઓ ખ્રિસ્તિધર્મ નહોતા માનતા એ એકજ કારણ નહોતુ

'રાજ્ય' ઉપર એના નિબધો સાથે 'ડી ઓગ્મેન્ટીસ' વિગેરે એના બીજા પુસ્તકોમાના લખાણને સરખાવતા આપણને જણાય છે કે યુદ્ધ તરફ એના સ્વાભાવિક વલણમા માત્ર થોડો ઘણો ફેરફાર થયો હતો તે એમ માનતો હતો કે લડાઇમાથી માઠા પરિણામ આવે છે પણ તે સાથે બીજા ઘણા ફાયદા થાય છે ઇન્ગલેન્ડને તે જે બોધ કરે છે તે તો એનો એજ છે- "નિર્ભયપણાથી રાજ્યનુ રક્ષણ બરાબર થઇ શકતુ નથી, દરિઓ એજ આપણો કોટ છે અને વહાણ આપણા રક્ષણનુ સાધન છે ..... . હુ મારી પ્રકૃતિથી અને ધધાથી શાન્તિને ચાહુ છુ,.... . દેશમા એનુ સરક્ષણ ન્યાયથી ઘણીજ સારી રીતે થાય છે અને બહારથી એને હરકત ન થાય એટલા માટે લડાઇની તૈયારી કરી રાખવી એજ ઉત્તમ રસ્તો છે"

પ્લેટોની માફક બેકન પણ પ્રજાની શારીરિક અને માનસિક

કેળવણી રાજ્યની સત્તા નીચે મૂકે છે. જુદા જુદા દેશોનાં રાજ્યબંધારણ પ્રજાની સામાન્ય સ્થિતિ અને સુધારાને અનુસાર હોય છે એમ કહેવામાં તે એરીસ્ટોટલના મતને મળે છે મોટા કોટ અને મજબૂત દિવાલો અને હથિયાર વિગેરે લડાઇના સરસામાન, ઘોડાની સરતો, યુદ્ધના રથ અને હાથી વિગેરે જો પ્રજા શૂરવીર ન હોય તો નકામાં છે. જો લોકો બ્હીકણ અગર નિર્બળ હોય તો પછી લશ્કરની સંખ્યા ગમે તેટલી લાંબી હોય તોપણ તેનાથી બહુ ફાયદો થતો નથી, કારણ કે વરજીલ કહે છે તેમ "ઘેટાં કેટલાં છે તેની સિંહ દરકાર રાખતો નથી." થોડા પણ હિમ્મત બહાદૂર માણસોએ મોટી સખ્યાના નિર્બળ લશ્કર ઉપર જીત મેળવ્યાના દાખલા ઘણા છે જ્યાં બાયલા અને શક્તિહીન માણસોના હાથે કામ લેવાનુ હોય છે ત્યા પૈસો પણ નકામો થઇ પડે છે. લડાઇનું વીર્ય પૈસો નહિ પણ બાહુબળ છે. ભાડુતી સિપાઇઓ ઉપર વિશ્વાસ રાખવો એ બરોબર નથી, માટે દરેક રાજાએ પોતાની રૈયતને કેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. રાજ્યની હદ વધારવા માટે બેકનની એકદર સૂચનાઓ નીચે પ્રમાણે છે- (૧) શહેરમા મજબૂત કિલ્લાઓ હોવા જોઇએ, કામ પડે લડવાને તૈયાર થાય એવી રૈયત હોવી જોઇએ, તેમજ યુદ્ધનાં બીજાં સઘળાં સાહિત્યો પણ તૈયાર રાખવાં જોઇએ (૨) રૈયતના ઉપર કર જેમ બને તેમ ઓછા નાખવા જોઇએ, (૩) લડાઇમાં પાયદળ ઘણુ ઉપયોગી થઇ પડે છે અને પાયદળનો ઘણો ભાગ ખેડૂત વર્ગમાથી મળે છે માટે એ વર્ગને ઉત્તેજન આપવાની તેમજ તેઓની સખ્યા વધારવાની જરૂર છે, (૪) થોડા ઘણા બહારના માણસો આવે તેથી રાજ્યને કંઇ નુકશાન થતુ નથી, માટે પરદેશીઓને રાજ્યના હક આપતા પાછા પડવુ નહિ; (૫) બેઠાગરા ધધા માણસોને શક્તિહીન કરે છે માટે એ ધધા જેમ બને તેમ પરદેશીઓના હાથમા રાખવા, (૬) હથિયાર એજ પ્રજાનો મુખ્ય ધધો હોવો જોઇએ, (૭) પ્રજાની સામાન્ય લાગણી એટલી બધી તીવ્ર હોવી જોઇએ કે તે જરા પણ નુકશાન અગર અપમાન સહન કરી શકે નહિ, અને દેશના રિવાજો અને કાયદા એવા હોવા જોઇએ કે સહેજસાજ બ્હાનાથી પણ લડાઇ કરવાની રજા મળે, (૮) મોટુ કાયમનું લશ્કર રાખવું જોઈએ; (૯) પ્રજાએ સમુદ્ર ઉપર સત્તા મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ; (૧૦) શૂરવીરોને ભારે માન અને ઇનામ આપીને ઉત્તેજન આપવુ જોઇએ.

રાજાની સ્થિતિ એવી દુખદાયક હોય છે કે એ સ્થિતિમા એવી વસ્તુઓ ઘણીજ થોડી મળી આવે છે કે જેના માટે તે ઇચ્છા રાખે તોપણ તેને બીજી ઘણી વસ્તુઓની ધાસ્તી રાખવી પડે છે આના કારણથી રાજાના મનની વાત જાણી શકાતી નથી આ પ્રમાણે રાજાને જ્યારે કોઇ પ્રધાન ઇચ્છા હોતી નથી ત્યારે તેનું મન નજીવી વસ્તુઓ તરફ દોરાય છે કોઇ વખત એને મહેલ બાધવાની, તો કોઈ વખત નવો હુકમ કહાડવાની, કોઈ વખત કોઇ માણસને બ્હડતી આપવાની તો બીજે વખતે કોઇ કળા હુન્નર અગર હસ્તક્રિયામા માન મેળવવાની તેને ઇચ્છા થાય છે રાજાઓને કામ કાજમા ઘણી અને મોટી અડચણો નડે છે પણ મોટામા મોટી અડચણ તેઓની પોતાની ચિત્તવૃત્તિમાજ હોય છે તેઓને એકજ વખતે જુદી જુદી જાતની ઘણી બાબતો ઉપર ધ્યાન આપવુ પડે છે, તેથી જો સભાળ અને સાવચેતી રાખવામા ન આવે તો તેઓ મોટા ભયમા આવી પડે છે આટલા માટે તેઓએ સભાળ રાખવી જોઈએ કે પોતાના પડોશીઓની સત્તા પોતાને હેરાન કરે એટલે દરજ્જે વધી જાય નહિ પોતાની સ્ત્રીઓ તરફથી રાજાઓને બે વખત ધાસ્તી રાખવી પડે છે—(૧) જ્યારે એ સ્ત્રીઓ મુખ્યત્વે કરીને પોતાના છોકરાને ગાદી ઉપર બેસાડવાની ઇચ્છા રાખતી હોય અને (૨) જ્યારે તેઓ બદચાલની હોય પોતાના પુત્રો તરફથી પણ રાજાઓને સતાપ થવાના ઘણા દૃષ્ટાન્તો છે અને વિશેષત જ્યારે તેઓ પોતાના છોકરા માટે વહેમમા પડે છે ત્યારેજ આવુ પરિણામ આવે છે પોતાના ઉમરાવો, પ્રજામડળ વ્યાપારીવર્ગ અને લશ્કર તરફથી રાજાઓએ ક્યા પ્રસગે અને કેવી રીતે સાવચેતીમા રહેવુ જોઇએ તે આપણે પાછળ જોઇ ગયા છીએ

**સોલોમને** કહ્યુ છે કે સલાહ લેવામા દક્ષતા અગર સ્થાયીપણુ રહેલુ છે, માટે ડાહ્યા રાજાઓએ વિદ્વાન માણસોની સલાહ લેવાથી પોતાનુ માન ઘટી જશે એમ માનવુ નહિ એક પ્રાચીન દતકથાના આધારે **બેકન** કહે છે કે રાજાઓએ પોતાના મત્રીઓ સાથે નીચે પ્રમાણે કામ લેવુ શરૂઆતમા તેઓએ અમુક વાત ઉપર પોતાના મત્રીઓનો ખુલાસો અગર અભિપ્રાય માગવો પણ જ્યારે તેઓનો અભિપ્રાય નક્કી થાય, અને તેને અમલમા મૂકવાનો વખત આવે ત્યારે રાજાઓએ સભાળ

રાખવી જોઇએ કે છેવટનો જે હુકમ કરવાનો હોય તે મંત્રીઓના હાથે નહિ પણ પોતાનાજ હાથે થાય. આ પ્રમાણે કરવાનું કારણ એટલુંજ છે કે છેવટનો હુકમ કરવાની સત્તા પોતાના હાથમાંજ છે એ વાતની પ્રજાને ખાતરી થાય. પણ બીજે ઠેકાણે તે કહે છે કે રાજાઓએ માત્ર કેટલીક મુદ્દાની વાતોજ પોતાના હાથમાં રાખવી. તેઓએ ઝીણી અગર નજીવી બાબતોમાં નજર નહિ ઘાલતાં તેઓના સબંધમાં સપૂર્ણ સત્તા જે તે ખાતાના મુખ્ય અધિકારીઓને આપી દેવી જોઇએ.

હવે બેકન મંત્રીઓ તરફથી ત્રણ જાતનાં જે માઠાં પરિણામ આવવાની ધાસ્તી રહે છે તે અને તેઓના ઉપાયો ગણાવે છે-( ૧ ) મંત્રીઓથી ગુપ્ત રાખવા જેવી કેટલીક વાતો ઉઘાડી પડી જાય છે; ( ૨ ) તેઓની સલાહ લેવાથી વખતે એમ મનાય છે કે રાજાના પોતાનામાં પૂરી પહોચ નથી અને તેથી તેની સત્તા ઓછી થાય છે; ( ૩ ) વખતે મંત્રીઓ નિમકહરામ થઇને રાજ્યના હિતની નહિ, પણ તેઓના પોતાના હિતની સલાહ આપે છે—પહેલી અડચણ દૂર કરવાનો ઉપાય બતાવતાં બેકન કહે છે કે રાજાઓ સઘળી વાતો બધા મંત્રીઓને કહેવા બંધાયલા નથી; તેઓને અમુક મંત્રીઓને પસંદ કરવાની સત્તા છે. તેમજ જ્યારે કોઇ માણસ તેણે શું કરવુ એ બાબત કોઇની સલાહ લે છે ત્યારે તે પોતે જે કરવા ઇચ્છતો હોય તે બીજાને જણાવવા માટે બધાયલો નથી. ( ૨ ) પોતાની સત્તા ઓછી થવાની ધાસ્તી રાજાઓએ રાખવાનું કંઇ કારણ નથી. ઉલટા જ્યારે તેઓ મંત્રીઓની સભા વચ્ચે બેસે છે ત્યારે તેઓનું માન વધે છે. જ્યારે મંત્રીઓનો ઘણો ભાગ આગળથી સપ કરી એક મત થઇ જાય, અગર જ્યારે એક મંત્રીની સત્તા બીજાઓની સત્તા કરતાં હદ બહાર વધી પડે ત્યારેજ ધાસ્તી રાખવી પડે છે. પણ આ વાત થોડા વખતમાં ઊઘાડી પડી જાય છે અને તેથી તેનો ઉપાય લેવાનું સુગમ પડે છે. ( ૩ ) મત્રીઓ વખતે પોતાનું ખાનગી હિત સાધે એના સબધમાં એટલુજ કહેવાનું છે કે બધા માણસો એક સરખા હોતા નથી જો કેટલાક નિમકહરામ હોય છે તો બીજા શુદ્ધ અંતકરણના અને નિમકહલાલ હોય છે. માટે રાજાઓએ આવા પ્રમાણિક અને ડાહ્યા માણસોની પસંદગી કરવી જોઇએ વધારામાં વળી સાધારણ રીતે એક મંત્રી બીજાનાં કૃત્યો ઉપર

ચોક્કસ નજર રાખે છે, તેથી ઘણા ભાગે તેઓમાં ખરાબ ઉદ્દેશથી સંપ થવાનો સંભવ હોતો નથી, અને તેથી જો કોઇ એકાદ મંત્રી પોતાનો સ્વાર્થ સાધતો હોય તો એ વાત રાજાના કાને જતાં વાર લાગતી નથી. સૌથી સરસ ઉપાય એ છે કે રાજાઓએ પોતાના મંત્રીઓને અને મંત્રીઓએ પોતાના રાજાને સારી પેઠે ઓળખવો જોઇએ. મંત્રીઓનું ખરૂં કર્તવ્ય એ છે કે તેઓએ પોતાના રાજાનો સ્વભાવ પારખવામાં નહિ, પણ તેનું કામકાજ કરવામાં તત્પર રહેવું જોઇએ. આવું હોય ત્યારેજ મંત્રી રાજાને ખુશ કરવાનો નહિ, પણ તેને યોગ્ય શિખામણ આપવાનો યત્ન કરે છે જો રાજાઓ પોતાના મંત્રીઓનો અભિપ્રાય એક વખત બધાને ભેગા બોલાવીને અને બીજી વખત એક એકને જુદો બોલાવીને લેવાનો રિવાજ રાખે તો સારૂં થાય, કારણ કે એકાન્તમાં જે અભિપ્રાય આપવામાં આવે છે તે વધારે સ્વતંત્ર હોય છે, અને બીજાના દેખતાં જે અભિપ્રાય આપવામાં છે તે વધારે માન આપવા જેવો હોય છે.

આ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ કે જે બેકન તત્વજ્ઞાની હતો તેજ બેકન રાજનીતિજ્ઞ પુરૂષ હતો. કહેવાનું તાત્પર્ય એ છે કે તત્વજ્ઞાની તરીકે એના વિચારમાં અને એની વ્યાવહારિક રીતભાતમાં જે વિરોધ જોવામાં આવતો હતો તેજ વિરોધ અહીં પણ જોવામાં આવે છે. ઇન્ગલેન્ડની રાજનીતિ માટે એક અંગ્રેજી રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે તેણે જે વિચાર દર્શાવ્યા હતા તે સાધારણ રીતે સારા હતા એમ કહેવાને હરકત નથી. નીચાણમા આવેલા પ્રદેશોને જીતી લેવા માટે તેણે જે સૂચના કરી હતી તેથી ઇન્ગલેન્ડને નાહક લડાઇ ટંટામાં ઉતરવું પડત, પણ એમ થયેથી જો કોઇ બીજો ડાહ્યો રાજા હોત તો રાજા અને પ્રજા વચ્ચેની તકરાર સમી જાત અને ચાર્લ્સ પહેલાના રાજ્યમાં થયેલી રાજ્ય–લડાઇ બંધ થઇ હોત પણ તેની પ્રકૃતિ એવી હતી કે તે ઘણીવાર સેહેજમા પોતાના વિચારનો ત્યાગ કરતો અને ભૂલ ભરેલા પગલા ભરતો આટલાજ કારણથી એના વિચાર વ્યવહારમાં ઉપયોગી થઇ પડતા નહોતા જે માણસ પાશ્ચાત્ય રાજ્યોમા ઈન્ગલેન્ડને સૌથી શ્રેષ્ટ કરવા માગનો હતો તેજ માણસ રાજા તરફથી કોઈ માણસને મળેલા ગેરવ્યાજબી હક્ક વિરૂદ્ધ વાંધો લેનાર કોઇ વીર પુરૂષના ઉપર ચંડે કાળજે અને કોઇ પણ રીતે માન ભંગ થયાની

દરકાર રાખ્યા વગર કામ ચલાવે, અગર જેમ્સના 'સોનેરી યુગમા' જો કોઇ સ્વતન્ત્ર ન્યાયાધીશ મળી આવે તો તેનુ અપમાન કરે અને પાછળથી પાછી એવી આશા રાખે કે "રાજ્ય અને ન્યાય માટે મારા પ્રમાણિક અને સત્ય વિચારના લીધે અને મારા ઘણી ઉપર મારા સ્નેહના લીધે ઇન્ગ્લેન્ડના સઘળા સર ન્યાયાધીશોમા હુ છેક ખરાબ નથી" એ ખરેખર દિલગીર થવા જેવુ છે એકજ ઠેકાણે તે ઘડીમા તત્વજ્ઞાનનો અભ્યાસ કરનારની પ્રશસા કરે છે અને તરતજ પાછો તે જે માણસ રાજનીતિમા પ્રવીણ હોય તેને વખાણે છે, તોપણ આ બન્નેમાથી કયી જીદગી તરફ લખનારનુ પોતાનુ' વલણ હતુ તે આપણે સારી રીતે સમજી શકીએ છીએ. રાજનીતિનો બચાવ કરતા તે કહે છે કે "**વિશ્વની દરકાર પરમેશ્વરને છે; તમે તમારા દેશની દરકાર રાખો**" હવે જે માણસ "મનુષ્ય જાતની સેના કરના માટે જન્મ્યો હતો" તેના વિચારને તો ઉપરનો અભિપ્રાય અનુકૂળ પડવો જોઇએ નહિ પણ તત્વજ્ઞાન વિષે બોલતા તે કહે છે કે "મનના ચક્રને વિશ્વના ચક્ર સાથે સમમધ્યબિન્દુમા રાખવુ એ કેવુ ઉત્તમ છે?" અહીજ બેકન જાતે બોલતો હોય એમ લાગે છે, આજ શબ્દો તેના અન્તઃકરણમાથી નિકળતા હોય એમ જણાય છે, અને જે વ્યવસાય તરફ તેનું સ્વાભાવિક વલણ હતુ અને જેમાથી તે પરમ સુખ મેળવવાની આશા રાખતો હતો તે આજ હતો એનો નિશ્ચય આજ વખતે થાય છે



# પ્રકરણ ૧૩ મુ.

## એકનના ધર્મ વિચાર.

એકનના ધર્મવિચાર જાણવાના સાધનો **નોવેમ ઓરગેનમ, એડવાન્સમેન્ટનુ** છેલ્લું પ્રકરણ, અને **ડી ઓગમેન્ટીસ** સિવાય 'ધર્મની ઐકયતા' અને 'વહેમ અને નાસ્તિકપણુ' એ વિષયો ઉપર એના નિબંધો છે તેનો ધર્મ કેવો હતો, તે ઇશ્વરને માનતો હતો કે નહિ, અને બાઈબલને તે ખ્રિસ્તિ ધર્મના પ્રમાણભૂત ગ્રંથ તરીકે સ્વીકારતો હતો કે નહિ એ વિગેરે બાબતો આપણે અહીં તપાસવાની છે.

**નોવેમ ઓરગેનમના** ૮૯ મા સૂત્રમા અત્યાર સુધી શાસ્ત્રોની વૃદ્ધિ શા કારણથી થઈ નથી એ વિષે બોલતા તે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય જણાવે છે—" આ કારણ પણ આપણે આપણી નજર બહાર જવા દેવુ ન જોઇએ કે પદાર્થવિજ્ઞાનને સઘળા યુગોમા એક કટ્ટો દુસ્મન નડતો આવ્યો છે આ દુસ્મન કે જેના સામા ફાવી શકવું કઠિન છે તે વહેમ (મિથ્યા ધર્મ) અને ધર્મના માટે વિવેકશૂન્ય અને અમર્યાદિત ઉત્સાહ છે " છેવટમા તે કહે છે કે " પણ જે માણસ આ વિષય ઉપર વાસ્તવિક રીતે વિચાર કરશે તેને જણાશે કે મિથ્યા ધર્મનો નાશ કરવા માટે સૌથી સારો ઉપાય, તેમજ શ્રદ્ધા માટે ઘણોજ પસંદ કરવા લાયક ખોરાક પદાર્થવિજ્ઞાનજ છે, અને આટલાજ કારણથી પદાર્થવિજ્ઞાનને ધર્મની વિશ્વાસુ દાસી તરીકે ગણી છે, કારણ કે એકના ઉપરથી ઇશ્વરની ઇચ્છા અને બીજા ઉપરથી તેની શક્તિ જણાઈ આવે છે ' બીજી જગ્યાએ તે કહે છે કે " ઇશ્વરજ્ઞાન અને તત્ત્વશાસ્ત્રને વગર વિચારે ભેળસેળ કરવાથી પરિણામે પાખંડ મત અને જૂઠું તત્વજ્ઞાન નિપજે છે " આ વાક્યો ઉપરથી આપણને સ્પષ્ટ જણાય છે કે બેકન ઇશ્વર જ્ઞાનને બીજા શાસ્ત્રોથી તદ્દન નિરાળુ રાખવાને કહે છે એના ધર્મવિચાર સબંધી ઘણા લેખકોના વિવિધ મત જોવામા આવે છે, પણ તેને યથાર્થ રીતે સમજવાની ખરી કુંચી ઉપરનાં વાક્યોમાથી મળી આવે છે એજ વાક્યો ઉપરથી આપણને

એમ પણ જણાય છે કે જે માણસે ઉપરના વિચાર દર્શાવવાની હિમ્મત ધરી હશે તેની અંદરખાનેથી ધર્મ ઉપરથી થોડી ઘણી આસ્થા ઊઠી ગયેલી હોવી જોઇએ, તેમજ એ વાક્યોમાની માત્ર ધર્મને લગતી બાબત ઉપરજ વિચાર કરીને કેટલાક એમ જણાવે છે કે બેકન શુદ્ધ અંતઃકરણથી ધર્મમા માનતો હતો એટલુજ નહિ, પણ એના પોતાના વખતમા ખ્રિસ્તિ ધર્મના મુખ્ય સિદ્ધાન્તો ઉપર જે શિક્ષણ આપવામા આવતુ હતુ તેમાથી પણ તે મહત્વની બાબતોમા જુદો પડતો નહોતો

એના લખાણનુ ન્યાયાનુસાર પરિણામ ગમે તેવુ આવે તોપણ આટલી વાત તો નિઃસન્દેહ છે કે તત્વશાસ્ત્ર ઉપર એના વિચારો શુદ્ધ હતા તેમજ એની જીંદગીના વિવિધ પ્રસંગે એના મનમા જે જે લાગણી થતી હતી તે ધાર્મિક હતો—તે ગંભીરતાથી અને શુદ્ધતાથી ધર્મમા શ્રદ્ધાપૂર્વક માનનો હતો પ્રકૃતિશાસ્ત્રના સત્ય અને મહત્વ વિષે એને જેટલી ખાતરી હતી તેટલીજ ખાતરી એને ધર્મના સત્ય અને મહત્વ વિષે પણ હતી ધર્મ અને પ્રકૃતિનો સંબંધ એવો ગાઢો છે કે તેઓને જુદા પાડી શકાય એમ નથી, તોપણ તેઓનો અભ્યાસ એક એકને જુદાં લઇને સ્વતન્ત્રપણે કરવાનો છે તેઓને ભેગાસેળ નહિ કરવા માટે તે વખતો વખત કહે છે તોપણ તે બન્નેના હક્ક શા શા છે એ તે બરાબર સમજે છે આ વાત ખરી છે કે ખ્રિસ્તિ ધર્મને તે જેવો જુએ છે તેવોજ સ્વીકારી લે છે એ ધર્મમા શા માટે માનવુ જોઇએ તેના કારણો, અને શ્રધ્ધા અને ન્યાયબુધ્ધિ વચ્ચેનો સંબંધ તે જાણવા માગતો નથી તેમજ અનાદિ અનંત અને અદૃશ્ય વિષે મનુષ્યને જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તેના આધાર વિષે ઉંડી તપાસ પણ તેણે કરી નથી જેને આપણે ધર્મ-તત્વજ્ઞાન કહીએ છીએ તે સબંધી એના ગ્રંથોમા કંઇ જોવામા આવતું નથી વાસ્તવિક રીતે જોઈએ તો આવા પ્રશ્નોનો નિર્ણય કરવાની શક્તિ એનામા નહોતી. એ પ્રશ્નોનો ખુલાસો કરવાનો પ્રયત્ન સરખો પણ તેણે કર્યો હોય એમ જોવામા આવતુ નથી પણ જે પ્રશ્નો બીજાઓએ પૂછ્યા છે અને તેણે પૂછ્યા નથી, અને જે પ્રશ્નો જેમ દરેક માણસની નજર આગળ ભમે છે તેમ તેની નજર આગળ પણ ભમતા હોવા જોઇએ અગર જેઓનો યથાશક્તિ ખુલાસો આપવા માટે બીજા તત્વવેત્તાઓએ પ્રયત્ન કર્યો છે અને તેણે કર્યો નથી, તેઓનાજ ઉપરથી એવુ અનુમાન કરવુ કે તેણે ધર્મ વિષે એના પોતાના ખપ પૂરતી તપાસ નહિ કરી હોય,

અગર ધર્મ ઉપર એની પોતાની શ્રધ્ધા ચોટે એટલી ખાતરી એને નહિ થઈ હોય એ બરાબર કહેવાય નહિ. એનો ધર્મ માત્ર આડો અવળો વિચાર અગર અનિશ્ચિત તર્ક નહોતો ને લક્ષ દઇને વિચાર કર્યાનું ફળ હતું.

આમ છતાં પણ એના ધર્મવિચારમાં કેટલીક ખામીઓ તો છેજ. ધર્મને વધારે ચોક્કસ કરવા જતા તેણે એનુ મહત્વ ઓછું કરી નાખ્યું છે. બીજાં શાસ્ત્રો તરફથી ધર્મને કઈ ધાસ્તી રાખવાની નથી એમ સાબીત કરવા જતા તે શ્રધ્ધા અને વિચારશક્તિને જુદા કરી નાખે છે બન્નેના વિષય જુદા જુદા છે માટે શ્રધ્ધા ઉપર વિચારશક્તિની સત્તા ચાલી શકે એમ નથી જો બન્નેની વચ્ચે કોઇ વખત તકરાર થાય તો વિચારશક્તિએ માર્ગ મૂકવો જોઇએ શ્રધ્ધાની કેટલીક ગુપ્ત વાતો ન્યાયબુધ્ધિથી જોતાં આપણને યોગ્ય ન લાગે તોપણ તેઓને આપણે સ્વીકારવી જોઇએ. જેવી રીતે સેત્રંજના નિયમો વિષે કોઇ તકરાર કરતું નથી તેમ ધર્મના મુખ્ય સિધ્ધાન્તો વિષે કોઇએ તકરાર કરવી નહિ તેઓ જે રૂપમાં છે તેજ રૂપમા તેઓને સ્વીકાર્યા બાદ તેમાથી આપણે જે અનુમાન ઉપર આવીએ એજ માત્ર ચર્ચાનો વિષય છે કોઇ કોઇ ઠેકાણે નીતિશાસ્ત્રને ધર્મની દાસી તરીકે ગણવાની બેકન સૂચના કરે છે, તોપણ જગત્કર્તાના કાર્યો વિષે જેમ જેમ આપણું જ્ઞાન વધતું જાય તેમ તેમ વિશ્વની વ્યવસ્થા અને વૃધ્ધિ વિષે જો આપણને વિશેષ માહિતી મળતી જાય તો કોઇ કાળે આપણે તેની ઇચ્છા વિષે કઇ પણ જ્ઞાન મેળવી શકીએ કે કેમ એ વાત એના વિચારમાં આવી હોય એમ જણાતું નથી. '**મનુષ્ય વિશ્વને જોઇ શકે એટલા માટે પરમાત્માએ વિશ્વને મનુષ્યના હૃદયમાં મૂકયું છે**' આ સત્ય વાચનારના મન ઉપર ઠસાવવા માટે તે વખતો વખત પ્રયત્ન કરે છે હવે વિશ્વમાં પશુ, પક્ષી, પથ્થર તથા બીજાં પ્રાણીઓ સાથે મનુષ્યનો પણ સમાવેશ થાય છે. માટે પરમેશ્વરને ઓળખવાનાં સાધનોમા બીજા પ્રાણીઓ અને પદાર્થો સાથે મનુષ્યની ગણતરી પણ થવી જોઇએ આમ છતા પણ **બેકન** કહે છે કે મનુષ્ય ઉપર પરમાત્માનુ જે પ્રતિબિંબ પડે છે તે ઉપરથી આપણે પરમાત્મા વિષે કંઇ પણ નવુ જ્ઞાન મેળવી શકીએ નહિ અહિંઆ આપણે યાદ રાખવુ જોઇએ કે મનુષ્ય-પ્રકૃતિ વિષે જે હલકા વિચારો તે ધરાવતો હતો તેજ એને ઉંધે રસ્તે દોરે છે. જેટલુ મનુષ્યનુ

છે—મનુષ્યને લગતુ છે તે બધુ કૃતઘ્નતા અને લુચ્ચાઇથી ભરપૂર છે મનુષ્ય-પ્રકૃતિનો અભ્યાસ થોડા ઘણા અંશે નીતિશાસ્ત્રવેત્તાઓને અને મુખ્યત્વે કરીને ઇતિહાસ લખનારાઓને અને કવિઓને જરૂરનો છે સંસારનો વૈભવ વધારવાની ઇચ્છા રાખનારને પણ તે ઉપયોગી છે, પણ ઇશ્વરજ્ઞાનના સંબંધમા એમાથી જરા પણ મદદ મળતી નથી

બીજા ખ્રિસ્તિઓ સાધારણ રીતે જે વાતો મ્બૂન રાખે છે તે બેકન પણ જણાવે છે આ પ્રમાણે કરવામા એનો હેતુ માત્ર તેઓને વધારે ચોક્કસ કરવાનો અગર તેઓને પોતાના રસ્તામાથી દૂર કરવાનો છે, પણ તેઓમાથી વ્યવહારોપયોગી નિયમો ઘડવાનો નથી તે કહે છે કે હાલમા ધર્મને લગતી સઘળી તકરારો સમી ગઇ છે એ બીજા શાસ્ત્રોના હકમા મોટો લાભ છે હવે બીજા શાસ્ત્રોનો પ્રવાહ અસ્ખલિત વહેશે ઇન્ગ્લેન્ડના રાજય સ્થાપિત ધર્મમા નાના પ્રકારના વિરોધ અને નજીવા મતભેદના લીધે ચાલતી તકરારોથી બેકન તદ્દન કટાળી ગયો હતો અને તેથી જેઓના માટે કોઇનાથી બિલકુલ તકરાર ઉઠાવી ન શકાય એવા કેટલાક મુખ્ય સિધ્ધાન્તો નક્કી કરી રાખવાની તે આવશ્યકતા જણાવે છે પણ આ સિધ્ધાન્તો મુકરર કરવામા વિચારશક્તિ વ્યાપ્તિ અગર પ્રયોગનો જરા પણ ઉપયોગ કરવાનો નથી—અર્થાત્-ધર્મપુસ્તકોમા તેઓ જે રૂપમા આપેલા હોય તેજ રૂપમા તેઓને સ્વીકારવા જોઇએ વિશેષમા તે જણાવે છે કે આ બાબતમાં ખ્રિસ્તિ ધર્મ આપણી વિચારશક્તિનો ઉપયોગ કરવાની મનાઇ કરે છે તે સારૂ છે કારણ કે ધર્મના એ સિધ્ધાન્તો અગર ગુહ્ય વાતોમાથી પરમેશ્વરની પ્રકૃતિ અગર ઇચ્છા વિષે માહિતી મેળવવાનો પ્રયત્ન કરવો એ નિષ્ફળ છે આકાશ જગત્કર્તાની કીર્તિ જણાવે છે પણ એની ઈચ્છા વિષે તેમાથી કંઇ ખબર મળતી નથી આ પ્રમાણે બેકન એક બાજૂએ ધર્મપુસ્તકોનુ મહત્વ વધારે છે પણ બીજી બાજૂએ તેઓમાથી મનસ્વીપણે અનુમાન કરવાને દરેક માણસને છૂટ આપે છે ' આ વાત ખરી છે કે ધર્મપુસ્તકના સંબંધમા શબ્દાર્થ ઘણો ઉપયોગી છે પણ વિશેષે કરીને નૈતિક અને કોઈ વખત દાર્ષ્ટાન્તિક અર્થ ઘણો ઉપયોગી થઈ પડે છે '

ઉપર પ્રમાણે ધર્મ અને ધર્મપુસ્તકોનું મહત્વ વધારવાનો તે જે પ્રયત્ન કરે છે તેમાજ બીજા શાસ્ત્રો ઉપર એની પ્રીતિ વિશેષ હતી એ

વાત વખતો વખત સ્પષ્ટ જણાઇ આવે છે બીજા શાસ્ત્રોની સાથે સરખાવતા ધર્મ વધારે શુદ્ધ અને પવિત્ર છે એમ તે માને છે, તોપણુ બીજા શાસ્ત્રોના સ મધમા આવતા ધર્મની પવિત્રતા ઘટવાની એને જેટલી ધાસ્તી છે તેના કરતા ધર્મ તરફનો માણસોનો ઉત્સાહ અત્યત વધી પડે તો બીજા શાસ્ત્રોનો નાશ થવાની ધાસ્તી એને વધારે છે તેને ભય લાગેછે કે રખેને લોકો શાસ્ત્રોનો આધાર બાહ્ય વિશ્વમાથી શોધ્યાના બદલે **બાઈબલમા** શોધવાનો પ્રયત્ન કરે. ઇશ્વર–જ્ઞાનમાથી તત્વશાસ્ત્રની શોધ કરવાનો પ્રયત્ન કરવો તે એના અભિપ્રાય પ્રમાણે જીવતા પ્રાણીઓમા મુએલા માણસની શોધ કરવા બરાબર છે આ ભય દૂર કરવાની કાળજી એને એટલી બધી છે કે કોઇ કોઇ વખત ધર્મ પુસ્તકોના સબધમા જે વિચારો તે દર્શાવે છે તે આધુનિક ખ્રિસ્તિઓના વિચારોને સપૂર્ણ રીતે મળતા આવે છે તે કહે છે કે ધર્મપુસ્તકો ઘણુ કરીને મનુષ્યની પરિમિત અને અપૂર્ણ બુદ્ધિને માફક આવે એવા રૂપમા ઘડેલા છે માટે પરમ સત્યને સમજાવવા સારૂ બાઇબલમા જે દૃષ્ટાન્તો આપવામા આવે છે તે ખરા અગર સત્ય છે એમ માનવુ એ બરાબર નથી તોપણ આટલાજ ઉપરથી એવુ અનુમાન કરવું કે બેકન ઢોંગી હતો અગર બીજા શાસ્ત્રો ઉપર માણસોની પ્રીતિ ઓછી હતી તે વધારવાના હેતુથીજ તે ધર્મ ઉપર માત્ર બહારનીજ પ્રીતિ બતાવતો હતો એ બરોબર કહેવાય નહિ વિશ્વચેતનમા તે શુધ્ધ ભાવ અને દૃઢતાથી માનતો હતો, તેમજ વિશ્વચેતનનો પરમ ગુણ સ્નેહ છે એમ પણ તે સમજતો હતો પણ ધર્મને લગતી નજીવા તકરારોમા એનુ દિલ બિલકૂલ ચોટતુ નહોતુ અને એમા જો તે જરા પણ ભાગ લેતો હોય તો તે માત્ર રાજનીતિજ્ઞ પુરૂષ તરીકેજ લેતો હતો હાલના વખતમાં ખ્રિસ્તિઓનો ઘણો ભાગ ખ્રિસ્તિધર્મના જે મુખ્ય સિધ્ધાન્તો માને છે તેઓને તે પણ માનતો હતો, પણ એનામા અને બીજા ધર્મચુસ્ત ખ્રિસ્તિઓમા આટલો તફાવત હતો – જે સિદ્ધાન્તો તેણે સ્વીકાર્યા હતા તેઓ તેના પોતાના માટે આવશ્યક નહોતા, અને આટલાજ માટે એના નિબધોમા આકૃતિક ઇશ્વરજ્ઞાનને જગ્યા આપવામા આવી નથી ધર્મના સબધમા તે જે લખે છે તેમા તત્વજ્ઞાની અગર રાજનીતિજ્ઞ પુરૂષ તરીકે એનું વલણુ સ્પષ્ટ જણાઇ આવે છે, પણ તે ધર્મચુસ્ત એન્ગ્લીકન તરીકે ભાગેજ લખે છે એડવાન્સમેન્ટમા તે વધારે ચોક્કસ થવાનો પ્રયત્ન કરે છે, પરતુ એમાં

પણ જ્યારે તે કૃત્રિમ ઇશ્વરજ્ઞાનથી ભૂનાવામા નહિ પડવા બાબત ઇશ્વર-શાસ્ત્રવેત્તાઓને સૂચના કરે છે ત્યારે એની આતર લાગણી જણાઇ આવે છે તે કહે છે કે "ઇશ્વર સબધી સપૂર્ણ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે, અને તેથી જો માણસમા પરોપકારબુદ્ધિ અગર સ્વભાવત હોય તો માત્ર એટલાજ ગુણથી તે નીતિના સઘળા સિધ્ધાન્તો મેળવી આપે તેના કરતા વધારે પૂર્ણતાએ પહોચે છે"

તોપણ ધર્મમા બેકન જે હિત ધરાવે છે તે માત્ર રાજકીય ઉદ્દેશથીજ છે રાજ્યને સ્થિર રાખના માટે ધર્મ સ્તભરૂપ છે અને તેથી **બેકન મેકીયાવેલી**ના અભિપ્રાયને સપૂર્ણ રીતે માન આપે છે કે–જે રાજાઓ અને પ્રજાસત્તાક રાજ્યો પોતાનુ રાજ્ય આખુ અને શુદ્ધ રહે એવી ઇચ્છા રાખતા હોય તેઓએ મુખ્યત્વે કરીને ધર્મની અને ધર્મની વિધિઓની બરાબર સભાળ રાખવી અને તેઓનું યોગ્ય માન સાચવવુ, કારણ કે આખી દુનિયામા ઇશ્વર અને એની પૂજા ધિક્કારપાત્ર થાય એ શિવાય તાત્કાલિક પડતી થવાનુ બીજું એકે મોટુ ચિન્હ નથી – "જ્યારે ધર્મમા ભેદ અને ફાટફુટ થાય છે ત્યારે ફિતુર થવાનો ઘણો સભવ હોય છે, માટે એ બાબત ઉપર રાજનીતિજ્ઞ પુરૂષે સપૂર્ણ ધ્યાન આપવાની જરૂર છે."

બેકનની નીતિ ઉપર **મેકીયાવેલી**ના લખાણથી ગમે તેવી અસર થઇ હશે તોપણ ધર્મની બાબતમા તે બન્ને ઘણા ભાગે જુદા પડતા હતા **મેકીયાવેલી** ધર્મમા નહિ માનનારની માફક ધર્મને માત્ર રાજકીય મત્ર તરીકેજ ગણે છે, પણ બેકન રાજ્યસ્થાપિત ધર્મમા પોતે માનતો હોય તેમ એક ધાર્મિક પુરૂષ તરીકેજ લખે છે ધર્મમા મત ભેદ વધી પડે અને નકવી તકરારો ચાલ્યા કરે તો આખરે રાજ્યને ધોકો લાગવાની તેને ઘણીજ ધાસ્તી હતી અને આટલાજ માટે એના ધર્મવિચારમા રાજકીય ઉદ્દેશ પ્રધાનપણે જોવામા આવે છે **પ્યુરીટન્સ** અગર સુધા કો અને **કન્ઝરવેટીવ્ઝ** અગર રાજ્યસ્થાપિત ધર્મને આગ્રહથી વળગી રહેનારાઓ વચ્ચે જે તકરારો ચાલતી હતી તેઓનો નિવેડો આણવા માટે **બેકન** નિષ્પક્ષપાતપણે વર્તે છે તે બન્ને પક્ષકારોને તેઓના વાદવિવાદમા જે સ્વાર્થીપણું અને દ્વેષ બુધ્ધિ જણાઈ આવતા તેના માટે ઠપકો દે છે અને થોડા વખત ઉપર જે

પ્રશ્નોને તેઓ નજીવા ગણતા હતા તેઓને હાલમાં માત્ર તકરારની ખાતર તેઓ મહત્વના ગણતા હતા એ પણ તે તેઓને બતાવી આપે છે. તે કહે છે કે સુધારકો થોડા વખત ઉપર માત્ર ધર્મની કેટલીક વહેમ ભરેલી અને મિથ્યા વિધિઓ સામાજ વાંધો લેતા હતા, પણ હાલમાં તો તેઓ રાજ્યસ્થાપિત ધર્મ ઉપર હુમલો કરવા લાગ્યા છે, અને કેટલાક તો વળી ધર્મની બાબતમાં કોઇની પણ સત્તા નહિ માનવાનો આગ્રહ કરવા લાગ્યા છે. તેમજ રાજ્યસ્થાપિત ધર્મને વળગી રહેનારા પણ થોડા વખત ઉપર કેટલીક ખામીઓ અને અપૂર્ણતા કબૂલ કરતા હતા પણ હાલમા તેઓ "એવી હઠ ધઇને બેઠા છે કે કંઈ પણ સુધારો કરવાની જરૂર નથી" અને કેટલાક મૂર્ખ માણસો તો બીજા ધર્મો વિષે મનસ્વીપણે બોલવામાં જરા પણ આંચકો ખાતા નથી. હવે બેકનનો પોતાનો વિચાર એવો હતો કે જે બાબતો ધર્મમા મહત્વની ગણાતી નથી તેઓનો નિવેડો રાજ્યનુ હિત લક્ષમા રાખીને આણવો જોઇએ. સૌથી ઉત્તમ શુ છે એ જોવાનુ નથી; માત્ર ઇન્ગલેન્ડના માટે સારૂં શુ છે તેનાજ ઉપર નજર રાખવાની છે. બીજા દેશોના સુધરેલા ધર્મો ઇન્ગલેન્ડના ધર્મ કરતા ચઢિયાતા છે એમ તે કબૂલ કરતો નથી, પણ વધારામા વળી કહે છે કે જો તેઓ ચઢિયાતા હોય, તોપણ ઇન્ગલેન્ડમા તેઓનું અનુકરણ કરવાની કંઈ જરૂર નથી. તે જણાવે છે કે "આપણો ધર્મ કંઇ હજુ ઉગવાનો નથી, તે તો નિશ્ચિત છે અને ઘણો વખત થયા સ્થપાયેલો છે." શરૂઆતમાં (ઇ. સ. ૧૬૦૩) પણ તેણે આજ પ્રમાણે લખ્યુ હતુ—"પરમેશ્વરે રાજ્યને લગતી બાબતોમાં કાળ, જગ્યા અને બનાવોને અનુસરીને ફેરફારો કરવાની જેટલી છૂટ આપી છે તેટલી ધર્મની બાબતમા આપી હોય એમ હુ જોઇ શકતો નથી."

આ શિવાય સુધારકો (પ્યુરીટન્સ) વિચાર કર્યા વગર પોતાના મતને મળતા ન આવે એવા માણસોની જે નિન્દા કરતા હતા, ધર્મ પુસ્તકોના મારી મચડીને તેઓ જે અર્થ કરતા હતા, તેમજ તેઓના અત્યંત ઉત્સાહમા તેઓ જે ઉદ્ધતાઈ, વિવેકશૂન્યતા, અને ધર્માન્ધપણું બતાવતા હતા તેના માટે તે તેઓને ઠપકો દેછે. પ્યુરીટન્સના વિરૂદ્ધ આટલુ કહ્યા-પછી તે કહે છે કે રાજ્યસ્થાપિત ધર્મને આગ્રહથી વળગી રહેનારા પણ કંઇ ઓછા ઠપકાપાત્ર નથી તેઓ મમતા વગરના, વહેમી, કઠણ છાતીના

અને જૂલમી છે નઠારા શબ્દો વાપરવામાં અગર કોઇના ઉપર આરોપ મૂકવામાં તેઓ ઘણાજ તત્પર રહે છે. જ્યારે તેઓને પોતાના સામાવાળાઓને ચૂપ કરવાનો વિચાર થાય છે ત્યારે તેઓને તે ધર્મનો બોધ કરતા અટકાવવાનો પ્રયત્ન કરે છે. પણ બેકન કહે છે કે આ વખતમા ધર્મનો બોધ કરનારની ઘણી ખોટ છે, તેથી તેઓને બોધ કરતા અટકાવવાથી તેમને કઇ શિક્ષા થતી નથી. શિક્ષા તો માત્ર પ્રજાને થાય છે આ બોધ કરનારાઓથી જે માઠું પરિણામ આવવાનું તેઓ ધારે છે તેનાજ ઉપર એ આંખોથી જોવા કરતાં તેઓએ ( ધર્માધ્યક્ષોએ ) એ લોકોના બોધથી જે સારૂ પરિણામ આવે છે તેના ઉપર તેઓએ એક આંખ પણ શા માટે ઉઘાડી રાખવી ન જોઈએ ?

ઉપરની હકિકત ઉપર વિચાર કરતાં આપણને જણાય છે કે બેકનનું વલણ પ્યુરીટન્સ અગર સુધારકો તરફ હતુ. હવે આ બાબતનો ખુલાસો આપવામાં કેટલાક એમ ધારે છે કે જન્મથીજ બેકનનું મન સુધારા ઉપર ચોટયું હતુ અને એની મા પણ પ્યુરીટન મતને અનુસરીને ચાલતી હતી; તેથી તેનુ વલણ પણ સ્વાભાવિકરીતે એજ મત તરફ હોય એમાં કઇ નવાઇ જેવુ નથી, પણ આ વાત સંભવિત હોયએમ લાગતું નથી એના ધર્મ વિચાર એની માને બિલકૂલ પસદ નહોતા એ હકિકત આપણે પાછળ જોઇ ગયા છીએ તેમજ પ્યુરીટન લોકોનો ઉત્સાહ અને તેઓની અસરકારક બોધ કરવાની રીતની તે પ્રશસા કરતો હતો એટલાજ ઉપરથી તેનું વલણ એ મત તરફ થાય એમ માનવાને બીજો કંઇ આધાર નથી. પણ એમ માનવાનુ એક ખરૂ અને પૂરતુ કારણ એ વખતમાં ચાલતી ધર્મની તકરારોમાથી અને રાજનીતિજ્ઞપુરૂષ તરીકે તેના વિચારોમાથી મળી આવે છે થોડાજ વખત ઉપર ઇન્ગલેન્ડનું રાજ્ય રોમની સત્તામાથી સ્વતત્ર થયુ હતુ અને એકવાર સ્વતત્ર થયા પછી મિથ્યા ધર્મના જૂલમનો નાશ કરવો એજ એનું કર્ત્તવ્ય હતુ; પણ નિર્ભાગ્યે ઈન્ગલેન્ડના ધર્મમાંજ લગ્નના પ્રસગે વિટી પહેરવી કે નહિ, પ્રાર્થના કરતી વખતે ગાવન થવા દેવુ કે નહિ વિગેરે નજીવા પ્રશ્નોમા મત ભેદના લીધે ફૂટ થઇ ગઇ હતી બાણાની કેટલીક બાબતોમા પ્યુરીટનોનું કહેવુ બેકનને વધારે વાજબી લાગતું હતુ. વળી તે એમ ધારતો હતો કે પ્યુરીટન મતને મળીને ઈન્ગલેન્ડના રાજ્યસ્થાપિત ધર્મને બીજા દેશોના સુધરેલા ધર્મોની

લગભગ લઇ જવાય તોજ તેની રાજકીય સત્તામાં વધારો થાય અને ભવિષ્યમાં કોઇ દિવસ પણ ધર્મની મદદથી તેને પાશ્ચાત્ય રાજ્યોમાં સૌથી ચઢિયાતું બનાવવાનો પ્રસંગ આવે. ઉપર બતાવેલી નજીવી તકરારોના લીધે ઇન્ગલેન્ડની પ્રજાના બે વિરૂદ્ધ પક્ષોમાં ભાગ થઇ જાય એ બેકનના ધારવા પ્રમાણે મોટામાં મોટી અને ભયંકર રાજકીય ભૂલ હતી.

એ વખતના વાદવિવાદો ઉપર ધ્યાન ન આપીએ તો આપણને જણાય છે કે ધર્મમાં સુધારો કરવાને બેકન ઘણોજ ઇન્તેજાર હતો. વખતને અનુસરીને રાજકીય બાબતની માફક ધર્મની બાબતમાં પણ યોગ્ય ફેરફાર કરવો જોઇએ. તે પૂછે છે કે જ્યારે રાજકીય બાબતમાં દરેક બીજે અગર ચોથે વર્ષે પાર્લામેન્ટમાં નવા કાયદા ઘડી સુધારો વધારો કરવામાં આવે છે, તો પછી ધર્મને લગતી બાબતોમાં આજ કાલ કરતાં પચાસ વર્ષ થયાં જરા પણ ફેરફાર કરવામાં આવ્યો નથી તેમાં કાળાનુસાર યોગ્ય સુધારો શા માટે ન કરવો જોઇએ ? પણ વૃદ્ધાવસ્થામાં જેમ એની રાજનીતિમાં ફેરફાર થયો હતો તેમ એના ધર્મવિચાર પણ બદલાવા લાગ્યા હતા. હવે તે ધર્મમાં થોડોજ સુધારો થવાની આશા રાખતો હોય અગર થોડોજ સુધારો થાય એવી ઇચ્છા રાખતો હોય એમ જણાય છે; કારણ કે ઇ. સ. ૧૬૨૫ ના નિબંધમાં ધર્મની ઐક્યતા મેળવવાના સાધનોમાં સુધારો દાખલ કરવામાં આવ્યો નથી. વહેમ અગર મિથ્યા ધર્મ ઉપરના નિબંધમાં તે જૂની દંત કથાઓ અને રિવાજોને હદ ઉપરાંત વળગી નહિ રહેવા માટે સૂચના કરે છે, તોપણ અત્યંત સુધારો કરવામાંથી એનું મન ઊઠી ગયું હોય એમ સ્પષ્ટ જણાય છે જ્યારે ધર્મમા યોગ્ય ફેરફાર કરવાનું અશક્ય જણાયું, જ્યારે ધર્મમાં વાસ્તવિક ઐક્યતા થાય એમ ન દેખાયું ત્યારે ઉપર ઉપરથીજ ઐક્યતાનો ડોળ રાખવો એ ઠીક છે એમ તેને લાગ્યાથી એ ડોળ લાંબા વખત સુધી ટકી શકે એટલા માટે રોમના મિથ્યા-ધર્મ તરફથી ઈન્ગલેન્ડને મોટામા મોટી ધાસ્તી રાખવાની છે એમ કહી જો પ્રજાના મનમા સામાન્ય ભયની લાગણી થાય તોજ તેઓ રાજમાન્ય ધર્મને વળગી રહે, એમ તેને જણાયુ અને તેથીજ તેણે આ રસ્તે જવાનુ યોગ્ય વિચાર્યું. આ શિવાય ચોક્કસ સુધારો કરવાને જેમ્સ ખુશી નહોતો, ધર્મનાં બન્ને પક્ષોને ખુશી રાખવાનું અશક્ય હતું, પ્રજાની સામાન્ય લાગણી પણ સુધા-

રાના વિરૂદ્ધ હતી એ વિગેરે બાબતોથી પણ બેકનનો વિચાર ફર્યો હશે એમ લાગે છે વધારામા વળી એના પોતાના ધારવા પ્રમાણે ધર્મની બાબતમા હવે તકરાર કરવાની રહીજ નહોતી, તેનજ એનું સ્વાભાવિક વલણ ધર્મ કરતા બીજા શાસ્ત્રોની વૃદ્ધિ કરવા તરફ વિશેષ હોવાથી તેણે ધર્મનો સુધારો પડતો મૂકો હશે એ વાત પણ અસંભવિત નથી

છે અને તેથી હું ધારૂં છું કે નાસ્તિકપણા કરતાં વહેમ અગર ખોટો ધર્મ વધારે ખરાબ છે એમ જે મૂર્તિપૂજકો અગર અસદ્ધર્મીઓ કહે છે તે વ્યાજબી છે, જો આમજ હોય તો પછી પરમકૃપાળુ પરમેશ્વર વિષે પાપ ભરેલા અભિપ્રાય બાંધવા પડતા મૂકી કોઇ પણ પ્રકારનો અભિપ્રાય ન બાંધવો એ કેટલું બધું ઓછું ખરાબ છે. " મારા વહાલા મી. મેથ્યુઝ, આ અધોગતિના રસ્તામાંથી તમારી જાતને બચાવી લેજો. " છેવટના શબ્દો ખોટા ધર્મ ઉપર એના નિબંધની શરૂઆતની લીટીઓને મળતા આવે છે તે ઉપરથી જો આપણે એવું અનુમાન કરીએ કે જ્યાં જ્યાં બેકન 'વહેમ' અગર 'ખોટો ધર્મ' એ શબ્દો વાપરે છે ત્યાં તે રોમ વિષેજ વિચાર કરતો હશે તો હરકત નથી.

આટલાજ કારણથી ધર્મની બાબતોમાં રાજાની સત્તા સર્વોપરી છે એમ નહિ માનનારા વિરૂદ્ધ જે જે કાયદા ઘડવામાં આવતા તેઓને બેકન સંપૂર્ણ ટેકો આપતો. આટલાજ માટે તે આ બાબતમાં એલીઝાબેથની રાજનીતિને પસંદ કરતો. જે ધોરણે તે મુસલમાનો સાથે લડાઈ કરવાનું વ્યાજબી ગણતો હતો તેજ ધોરણે તે આવા કાયદાઓને પણ વ્યાજબી માનતો હતો. તે કબૂલ કરે છે કે ધર્મનો ફેલાવ કરવા માટે લડાઇઓ અગર જોર જૂલમ કરીને આપણે કોઇને પોતાની મરજી વિરૂધ્ધ ધર્મ સ્વીકારવાની ફરજ પાડવી નહિ. લડાઇ અગર જોરજૂલમનો ઉપયોગ માત્ર જે કોઇ માણસ ઉઘાડે છોક ધર્મનું ભૂડું બોલતો હોય, અગર રાજ્ય સામે ફિતુર કરતો હોય તેના સામેજ કરવાનો છે. પણ બેકન તો એમજ માનીને બેઠો હતો કે રોમન કેથોલીક મતના સઘળા અનુગામીઓ રાજ્ય વિરૂદ્ધ વર્તન ચલાવે છે. એનું આ પ્રમાણે માનવું માત્ર ઇન્ગલેન્ડની રૈયત માટેજ હતું. ફ્રાન્સ, સ્પેઇન વિગેરે બીજા દેશના જે લોકો રોમન કેથોલીક ધર્મ પાળે તેઓને તેણે ભાગ્યેજ ઠપકાપાત્ર ગણ્યા હોત.

દરેક દેશનો પોતાની રાજકીય સ્થિતિના પ્રમાણમાં એક પ્રકારનો ચોક્કસ ધર્મ હોય છે, અને તેનાજ ઉપર તે દેશની ધર્મવિષયક, રાજકીય, અગર નૈતિક ઉન્નતિનો આધાર હોય છે, તેથી કરીને ઈન્ગલેન્ડના સઘળા ભક્તોએ ઈન્ગલેન્ડના રાજ્યસ્થાપિત ધર્મને વળગી રહેવું જોઇએ આ ઉપરથી એલીઝાબેથની રાજનીતિ બેકન શા માટે પસંદ કરતો હતો તેનુ

કારણ આપણે સમજી શકીએ છીએ. તે કહે છે કે એલીઝાબેથે રોમ ઉપર જૂલમ કર્યો નહોતો પણ રોમે જાતે પોતાનાં કૃત્યોથી એ જૂલમ વહોરી લીધો હતો. આ હકિકતને વધારે સ્પષ્ટ કરવા સારૂ તે જણાવે છે કે એલીઝાબેથે શરૂઆતમાં એ લોકો ઉપર બિલકુલ જૂલમ કર્યો નહોતો પણ જ્યારે ઇન્ગલેન્ડના રાજ્યને છતી લેવાની સ્પેઈનની મહાન યોજના બહાર પડી, જ્યારે એનો મુખ્ય ઉદ્દેશ પ્રજાના ઘણા ભાગને રાજ્ય વિરૂધ્ધ ઉશ્કેરવાનો છે એમ જણાઇ આવ્યુ, અને એમાં અંદરખાનેથી પાદરીઓ-નોજ હાથ છે એમ માલમ પડયું ત્યારેજ એ લોકોને રાજ્યમાં નહિ આવવા દેવા માટે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. પણ જેમ્સ આટલી બધી સખ્તાઈ વાપરવાને ખુશી નહોતો. "થોરાજ માણસોને શિક્ષા" આ એક તેનું મુખ્ય વચન હતું. આ ફેરફાર બેકનને પસંદ આવ્યો હશે કે કેમ એ વાત શક ભરેલી છે, તોપણ રોમના વિરૂધ્ધ સખત કાયદા કરવાથી ધર્મને ફાયદો(ફેરો એમ તે આખર સુધી માનતો હતો. ધર્મની બાબતમાં આવા જે ગુન્હા કરવામાં આવતા તેઓ ગુન્હા છે એમ ધારીનેજ માત્ર બેકન તેઓના વિરૂધ્ધ પડતો હતો એમ નહોતું. એને વિરૂધ્ધ પડવાનું વિશેષ કારણ એ હતું કે એવા ગુન્હાઓથી રાજ્યના બંધારણ અને ઐક્યને આખરે નુકશાન પહોંચવાની ધાસ્તી રહે છે.

જોકે બેકન ડેમોક્રાઈટસના પરમાણુ વાદની સ્તુતિ કરે છે અને પ્રકૃતિશાસ્ત્રના વિષયમાં તે હેતુકારણને દાખલ કરતો નથી તોપણ તે વિશ્વના સર્જનાર અને નિયંતા પરમાત્માના અસ્તિત્વમાં દૃઢતાથી અને શ્રધ્ધાપૂર્વક માનતો હતો. એના મનની ખરી લાગણી નાસ્તિકપણા ઉપર એના નિબંધમાંનાં નીચેનાં વાક્યો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે—"આ વિશ્વરચના ચૈતન્ય વગર હોય એમ માનવું તે કરતાં પુરાતન કાળના સંતોની કથા, યાહુદી લોકોના વ્યવહારશાસ્ત્રમાં અને મુસલમાનોના કુરાનમાં જે જે વાતો લખી છે તે માનવી એ વધારે સારૂં છે. અને પરમેશ્વરે કોઈ દિવસ નાસ્તિકોની ખાતરી કરવા સારૂ ચમત્કાર બતાવ્યા નથી, કારણ કે એનાં સાધારણ કાર્યો ઉપરથીજ એવી ખાતરી થાય છે. આ વાત ખરી છે કે તત્વવિવેકની માત્ર ઉપર ઉપરની માહિતી હોય તો મનુષ્યનું વલણ નાસ્તિકપણા તરફ જાય છે; પણ જો કોઇ માણસ તત્વવિવેકમાં ઉંડો ઉતર્યો હોય તો તેનું મન ધર્મ ઉપર ચોંટે છે, કારણ કે જ્યારે માણસ ફક્ત છુટાં છવાયાં ગૌણ

કારણોની શોધખોળ કરે છે, ત્યારે તેનું મન વખતે ત્યાંજ વિશ્રાન્તિ લે અને આગળ જઇ શકે નહિ; પણ જ્યારે તે એ કારણોને સામટાં એક બીજાના સંબંધમાં લઇ તેઓની સંકલના ઉપર ધ્યાન આપે છે ત્યારે તે વિશ્વચૈતન્ય અને દેવતા તરફ દોરાયા વગર રહેજ નહિ" આ ઉપરથી આપણને જણાય છે કે તે વિશ્વની દૈવિકવ્યવસ્થામાં અને પ્રજાનું પાલન કરવાની ઇશ્વરની દીર્ઘ દ્રષ્ટિમાં માનનો હશે આજ વિષય ઉપર ઉપરના મુદ્દાની બીજી હકિકત **ડી ઓગમેન્ટીસ**માંથી મળી આવે છે અને તે ઈ. સ ૧૬૨૨-૨૩ માં પણ **બેકન**ની નજર તળે આવી ગઇ હશે એમ લાગે છે

આત્માના જન્માંતર અગર દેહાન્તર પ્રવેશમાં **બેકન** માનનો હતો એમાં જરાએ શક નથી, પણ ઘણું કરીને તે આ પ્રમાણે મનુષ્યતર્કના ન્યાયાનુસાર અનુમાનના આધારે નહિ, પણ ઇશ્વરોક્તશાસ્ત્રના પ્રમાણના આધારે માનતો હશે એમ જણાય છે. શરૂઆતમાં બીજા માણસોની માફક તે પણ રાજ્યસ્થાપિત ધર્મના આધારે ખ્રિસ્તિધર્મની ગુહ્ય વાતોમા માનતો હતો અને એ પ્રમાણે માનવાનું કારણ એટલુંજ હતુ કે એના ધારવા પ્રમાણે હવે ઇન્ગલેન્ડનો ધર્મ **રોમ**ના અવિહિત મતમાંથી મુક્ત થયો હતો. પણ **ડી ઓગમેન્ટીસ**માં તે કહે છે કે જે ઈશ્વરોક્ત ઇશ્વરજ્ઞાન છે તેના સબધમાં મનુષ્ય તર્ક જરા પણ કામ લાગતો નથી. એની નજદીક જતી વખતે માણસે મનુષ્યતર્કની હોડીમાથી નિકળી જઈ ધર્મના વહાણમાં બેસવુ જોઇએ. હવે તે જાતે કોઇ પણ જાતના અપવાદ વગર અને દ્રઢતાથી આ ધર્મના વહાણમાં માનનો હતો કે કેમ એ વાત જરા શક ભરેલી છે, કારણ કે પરમાત્માની પ્રકૃતિ અને ગુણ અને ત્રયાત્મક દેવતા ઉપર તેણે **એડવાન્સમેન્ટ**માં જે લખ્યુ છે તે બધુ **ડી ઓગમેન્ટીસ**માં દાખલ કર્યું નથી. **ડી ઓગમેન્ટીસ** લગભગ સતર અગર અઢાર વર્ષ મોડી પ્રસિધ્ધિમા આવેલી હોવાથી તેના વિચારમા કઇ ફેરફાર થવાનો શક રહે છે; તેમજ પાછળથી લખેલા કેટલાક ગ્રંથોમાં ધર્મના કેટલાક વિશેષ સિધ્ધાન્તોમા ઊંડા ઉતરવા તરફ એનુ મન જણાતુ નથી.

આ હકિકતના સબધમાં **લોર્ડ મેકોલે** પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે જણાવે છે " પ્રાચીન તત્વવેત્તાઓ જેના માટે માત્ર વચનજ આપતા તેમાંનુ ઘણું ખરૂં ખરેખર કરી બતાવવા માટે તે (**બેકન**) ખ્રિસ્તિ ધર્મની મત્તા ઉપર આધાર રાખવામા આનદ માનતો હતો. એ ધર્મને

તે કહે છે કે, "આ ઐક્યતા મેળવવામાં માણસોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે એમ કરવા જતાં તેઓ પરોપકારને અને જનમંડળને લગતા સામાજિક નિયમોને નુકશાન પહોંચાડે નહિ. ખ્રિસ્તિઓ પાસે એક ધર્મ સંબંધી અને બીજી સાંસારિક સુખ સંબંધી એવી બે તરવારો છે, અને બન્નેનો ઉપયોગ ધર્મનું રક્ષણ કરવામાં યોગ્ય વખતે કરવામાં આવે છે. પણ આપણે ત્રીજી તરવાર જે **મહુંમદની** છે અગર જે **મહુંમદની** તરવારના જેવી છે અને જેનો ઉપયોગ લડાઇઓ કરીને ધર્મનો ફેલાવ કરવામાં, અગર લોકોના ઉપર જૂલમ કરી તેઓની મરજી વિરૂધ્ધ ધર્મ પળાવવામાં કરવામાં આવે છે તેને આપણે પકડતા નથી આ ત્રીજી તરવારનો ઉપયોગ આપણે માત્ર જ્યારે ઉઘાડે છોક કોઇની બદનક્ષી કરવામાં આવે છે, ઇશ્વરની નિંદા કરવામાં આવે છે, અગર રાજ્યવિરૂધ્ધ કંઇ હિલચાલ કરવામાં આવે છે ત્યારેજ કરીએ છીએ; પણ એનો ઉપયોગ આપણે ફિતૂર કરનારાઓને મદદ કરવામાં, કાવતરાં અને હુલ્લડ કરનારાઓ સાથે સામેલ થવામાં, જનસમૂહના હાથમાં અધિકાર આપવામાં અને એવાં બીજા કામ જેનાથી ઈશ્વરની આજ્ઞાનુસાર થયેલી સઘળા પ્રકારની વ્યવસ્થા નાશ થવાનો સંભવ રહે છે તેમાં કરતા નથી. ઇત્યાદિ." જરા આગળ જતાં વળી તે કહે છે કે "જ્યારે **સેતાને** કહ્યું કે 'હું વધીશ અને જે સૌથી મોટો છે તેના જેવો થઇશ.' ત્યારે તેણે દેવની ઘણીજ નિંદા કરી હતી; પણ જ્યારે ઇશ્વરને મનુષ્યનું રૂપ આપવામાં આવે છે અને એના મ્હોંઢે આવું કહેવરાવવામાં આવે છે કે 'હું નમીશ અને અંધકારના રાજા જેવો થઇશ' ત્યારે તે ઉપરના કરતાં પણ વધારે ભારે દેવનિંદા થઇ એમ કહેવાય; અને ધર્મના કારણાર્થે રાજાઓને મારવાનાં, પ્રજાની ઘાત કરવાનાં, અને સંસ્થાનો અને રાજ્યની ઉથલપાથલ કરવાનાં જે ઘાતકી અને દુષ્ટ કૃત્યો કરવામાં આવે છે તે ઊપરના કરતાં કેટલે દરજ્જે સારાં છે?-ઇત્યાદિ." પ્રજાને પોતાના મનમાનનો ધર્મ પાળવા દેવાની રજા આપવામાં **ઐકન** કેટલે દરજ્જે ખુશી હતો તે ઉપરનાં વાક્યો પરથી સમજાય છે, પણ **જેરેમી ટેલર** અને **લૉક**ની માફક પોતાના સિધ્ધાન્તોમાંથી ન્યાયાનુસાર કેવું પરિણામ આવશે એ વાતથી તે પણ ઘણું કરીને વાકેફગાર નહોતો. તે પણ **લૉક**ની માફક એક બાજૂએ **રોમન કૅથોલીક** મતવાળાઓનો અને બીજી બાજૂએ નાસ્તિકોનો ત્યાગ કરી બીજાઓને છૂટ આપવાને ખુશી હશે એવું

તે પરોપકાર બુદ્ધિની ગાઢ તરીકે, દુષ્ટમનોવૃત્તિઓને દાબી દેનાર તરીકે, દરિદ્રીઓના દિલાસા તરીકે, ન્હીમ્મતના આધાર તરીકે, (અને) મરવા સુનેનાનો આશા તરીકે માનવામા પ્રસન્ન રહેતો હતો, પણ ઇશ્વરજ્ઞાનને લગતી ક્ષ પનિક માગનોના સબધમા જે તકરારો કરવામા આવતી હતી તેઓ ઉપર તેણે કઇ પણ ધ્યાન આપ્યું હોય એમ કચિતજ મન્યુ છે ધર્મમંદિરોની વ્યવસ્થા ઉપર તેણે જે જે લખ્યુ છે તેમા તેણે પોતાની હિમ્મતના પ્રમાણમા સહનની ન અને પરોપકાર તરફ દોરાય એવો જુસ્સો બતાવ્યો હતો હુસુસીયન્સ, હોમોસીયન્સ, મોનોથીલાઇટસ અને નેસ્ટોરીયન્સ સબધી તેણે બિલકુલ માથાફોડ કરી નથી જે વખતમા તે જન્મ્યો હતો તે વખતમા ઇશ્વરજ્ઞાનની ઘણીજ ગુચવણ ભરેલી બાબતો ઉપર ચાલતી તકરારોથી આખા યુરોપખડની અને સૌથી વધારે ઈન્ગ લેન્ડની પ્રજાની લાગણી અતિશય ઉશ્કેરાઇ ગઈ હતી આ લડાઇના વચમા તેને મૂકવામા આવ્યો હતો 'ડોર્ટ' આગળ મળેલી ધર્મગુરૂઓની સભામા તે સત્તાધીશ હતો ઇત્યાદિ" બીજી એક ધ્યાનમા રાખવા જેવી વાત એ છે કે રાજ્યસ્થાપિત ધર્મમા નહિ માનનારાઓને ઘણીજ છૂટ મળે એમા બેકન રાજી હતો ધર્મની ઐક્યતા ઉપર પોતાના નિબધમા તે કહેછે કે કટલાક ચુસ્ત માણસોના કહેવા પ્રમાણે આ બાબતમા કોઇ રીતે સમાધાન થઇ શકે એમ નથી, અને બીજા કેટલાકનો મત એવો છે કે ધર્મની બાબતમા તેઓ વચલા રસ્તા શોધીને ઇશ્વર અને મનુષ્યના વચ્ચે ભાંજગડ કરવાને શકિતમાન છે બેકનના અભિપ્રાય પ્રમાણે જો આપણે ક્રાઇસ્ટના વાક્યોનો ખરો અર્થ સમજીએ તો પછી ઉપરના બે રસ્તા પકડવાની જરૂર રહેતી નથી-**જે આપણી સાથે નથી તે આપણા વિરૂદ્ધ છે; અને જે આ પણા વિરૂદ્ધ નથી તે આપણી સાથે છે**, કહેવાનુ તાત્પર્ય એ છે કે આપણે ધર્મની મુદ્દાની બાબતોને બીજી કેટલીક બાબતો જે માન અભિ પ્રાય વ્યવસ્થા અગર સારા ઇરાદાને લગતી છે તેઓમાથી જુદી પાડવી જોઇએ કેટલાક માણસોને આ વાત નજીવી લાગશે પણ બેકન કહે છે કે જો એના ઉપર નિષ્પક્ષપાતપણે ધ્યાન આપવામા આવે તો ઘણા લોકો એનો સ્વીકાર કર્યા વગર રહે નહિ

હવે ધર્મની ઐક્યતા મેળવવાના સાધનોના સબધમાં બોલતા

તે કહે છે કે, "આ ઐક્યતા મેળવવામાં માણુસોએ ધ્યાનમાં રાખવુ જોઇએ કે એમ કરવા જતાં તેઓ પરોપકારને અને જનમડળને લગતા સામાજિક નિયમોને નુકશાન પહોંચાડે નહિ. ખ્રિસ્તિઓ પાસે એક ધર્મ સંબંધી અને બીજી સાંસારિક સુખ સંબંધી એવી બે તરવારો છે, અને બન્નેનો ઉપયોગ ધર્મનું રક્ષણુ કરવામા યોગ્ય વખતે કરવામાં આવે છે પણુ આપણે ત્રીજી તરવાર જે મહંમદની છે અગર જે મહંમદની તરવારના જેવી છે અને જેનો ઉપયોગ લડાઇઓ કરીને ધર્મનો ફેલાવ કરવામા, અગર લોકોના ઉપર જૂલમ કરી તેઓની મરજી વિરૂધ્ધ ધર્મ પળાવવામા કરવામાં આવે છે તેને આપણે પકડતા નથી આ ત્રીજી તરવારનો ઉપયોગ આપણે માત્ર જ્યારે ઉઘાડે છોક કોઇની બદનક્ષી કરવામાં આવે છે, ઇશ્વરની નિંદા કરવામાં આવે છે, અગર રાજ્યવિરૂધ્ધ કઇ હિલચાલ કરવામા આવે છે ત્યારેજ કરીએ છીએ; પણુ એનો ઉપયોગ આપણે ફિતુર કરનારાઓને મદદ કરવામા, કાવતરા અને હુલ્લડ કરનારાઓ સાથે સામેલ થવામા, જનસમૂહના હાથમા અધિકાર આપવામા અને એવાં બીજાં કામ જેનાથી ઈશ્વિરની આજ્ઞાનુસાર થયેંની સઘળા પ્રકારની વ્યવસ્થા નાશ થવાનો સંભવ રહે છે તેમા કરતા નથી ઇત્યાદિ." જરા આગળ જતાં વળી તે કહે છે કે "જ્યારે સેતાને કહ્યુ કે 'હું વધીશ અને જે સૌથી મોટો છે તેના જેવો થઇશ' ત્યારે તેણે દેવની ઘણીજ નિંદા કરી હતી, પણુ જ્યારે ઇશ્વરને મનુષ્યનુ રૂપ આપવામા આવે છે અને એના મ્હોઢે આવું કહેરાવવામા આવે છે કે 'હુ નમીશ અને અંધકારના રાજા જેવો થઇશ' ત્યારે તે ઉપરના કરતા પણુ વધારે ભારે દેવનિંદા થઇ એમ કહેવાય; અને ધર્મના કારણાર્થે રાજાઓને મારવાના, પ્રજાની ઘાત કરવાના, અને સસ્થાનો અને રાજ્યની ઉથલપાથલ કરવાના જે ઘાતકી અને દુષ્ટ કૃત્યો કરવામાં આવે છે તે ઉપરના કરતા કેટલે દરજ્જે સારા છે?—ઇત્યાદિ." પ્રજાને પોતાના મનમાનતો ધર્મ પાળવા દેવાની રજા આપવામા એકન કેટલે દરજ્જે ખુશી હતો તે ઉપરના વાક્યો પરથી સમજાય છે, પણુ જેરેમી ટેલર અને લૉકની માફક પોતાના સિધ્ધાન્તોમાથી ન્યાયાનુસાર કેવુ પરિણામ આવશે એ વાતથી તે પણુ ઘણુ કરીને વાકેફગાર નહોતો તે પણુ લૉકની માફક એક બાજૂએ રોમન કૅથોલીક મતવાળાઓનો અને બીજી બાજૂએ નાસ્તિકોનો ત્યાગ કરી બીજાઓને છૂટ આપવાને ખુશી હશે એવુ

અનુમાન થઇ શકે છે. એના વખતમાં જે જે માણસો આ પ્રમાણે ધર્મ સંબંધી છૂટ આપવાને ખુશી હતા તેનું મુખ્ય કારણ તેઓની પોતાની અનાસ્થા અગર ધર્મ સંબંધી બેપરવાઇ શિવાય બીજું કંઇ નહોતું, અને તેથી ધર્મના અર્થે જે બળાત્કાર અને જોરજૂલમ કરવામાં આવતો હતો તેના વિરૂધ્ધ તે જે લાગણી દર્શાવે છે તે પણ એની પોતાની ધર્મસબંધી બેપરવાઇના લીધેજ હશે એમ કેટલાક માને છે.

ઉપર આપણે ધર્મ સબંધી બેકનની જે બેપરવાઇ અગર અનાસ્થા જોઈ ગયા તે ધર્મને લગતી તકરારો તરફ એના સ્વાભાવિક વલણનું ફળ હતું. એના વખતમાં જે તકરારો ચાલતી હતી તે અર્થ વિનાની અગર મૂર્ખાઇ ભરેલી હતી એટલુંજ માત્ર એના જોવામાં આવતું હતુ એમ નહોતું. " જે માણસ વિચારશીળ અને ડાહ્યો છે તે કોઇ કોઇ વાર અજ્ઞાન માણસોમાં મતભેદ જોશે અને પોતાના મનમાં સમજશે કે જે લોકો આ પ્રમાણે જુદા પડે છે તેઓના મનમાં એકજ વાત હોય છે પણ તેઓ માંહોમાંહે એક બીજા સાથે કદી મળતા આવતા નથી " આવી હકિકત એના જેવા તીવ્રબુધ્ધિવાળા માણસની નજર બહાર રહી જાય એ અસંભવિત છે પણ એની અનાસ્થા અગર બેપરવાઇ આટલેથી અટકતી નથી. એ બેપરવાઇ માત્ર મગજની નહોતી—અંતઃકરણની હતી. વાસ્તવિક રીતે જોતાં જેના માટે તે અંતઃકરણથી દરકાર રાખતો હતો તે શાસ્ત્રની વૃદ્ધિ અને પ્રકૃતિનું જ્ઞાન હતુ. આટલા ઉપરથી તે ધર્મનો અગર ઇશ્વર જ્ઞાનનો તિરસ્કાર કરતો હતો એમ માનવાનું કારણ નથી; તે જોકે ચૂપકીથી સેવા કરનારો, પણ મર્યાદશીળ ભક્ત હતો; પણ બીજા ઘણા માણસોની માફક તે મંદિરમાં માત્ર અમુક પ્રસંગેજ જતો હતો અને ઘણીખરી વખત એનુ પોતાનું કર્તવ્ય કંઇ બીજુંજ હતુ. ઘણું કરીને તે અંદરખાનેથી એમ માનતો હોવો જોઇએ કે ધર્મની દિશામાં ઉત્સાહથી કામ કરનારા ઘણા છે પણ એ વિષય સંબંધી ઘણુ જ્ઞાન મળવું અશક્ય છે, અને કુદરતના ખેતરમાં પાક તૈયાર છે પણ માત્ર તેને કાપનારનીજ ખોટ છે. આટલાજ ઉપરથી તેણે જે દિશામાં પોતાનો પ્રયાસ વિશેષ ફળીભૂત થવાનો સંભવ હતો ત્યાંજ મહેનત કરવાનું ઉચિત ધાર્યું હશે. તે ઇશ્વરને કુદરતમાં શોધતો હતો અને ત્યાં તેણે એને શોધી કાઢ્યો—ઓળખ્યો,

અને ત્યાંજ તેણે એની દૃઢતાથી ભક્તિ કરી. બાઇબલમાં અને ધર્મ મંદિરમાં પણ એજ ઇશ્વર હતો, પણ તેનો પોતાનો પ્રયાસ બીજી દિશામાં હતો; અને તેથી કરીને જોકે ધર્મની કેટલીક મુખ્ય બાબતો વિષે શક ઊઠાવવા તરફ એનું વલણ નહોતું, તોપણ તેઓને તે કોઇ વખત ઉત્સાહ વગર અને કોઇ વખત બહાર દેખાઇ આવતી બેપરવાઇથી સ્વીકારતો હતો.

ઉપરની હકિકત ઉપરથી આપણને બીજી બે મુદાની બાબતો વિષે કેટલીક ખુલાસો મળી આવે છે. એક વાત એ છે કે જેને આપણે વહેમ અગર જૂઠો ધર્મ કહીએ છીએ તેના કરતાં બેકન નાસ્તિકપણાને વધારે પસંદ કરતો હતો. "ઇશ્વર વિષે કંઇ પણ મત નહિ ધરાવવો તે એના વિષે અયોગ્ય મત ધરાવવો એના કરતાં સારૂં છે; કારણ કે એક માત્ર અનાસ્થા છે અને બીજું અપમાન છે." "અને એ અપમાન જેમ ઇશ્વર તરફ વધારે ભારે હોય છે તેમ મનુષ્યો તરફ એનો ભય વધારે હોય છે. નાસ્તિક માણસ અક્કલમાં, તત્વજ્ઞાનમાં, સ્વાભાવિક દયામાં, કાયદામાં, અને આબરૂમાં રહી શકે છે; આ સઘળા ગુણો ધર્મ ન હોય તોપણ બાહ્ય સદ્‌ગુણ તરફ દોરનારા છે, પણ વહેમ આ સઘળાનો તિરસ્કાર કરે છે અને મનુષ્યના મનને છેક સ્વતંત્ર બનાવી દે છે. તેથી કરીને નાસ્તિકપણાથી રાજ્યને કોઇ દિવસ નુકસાન થતું નથી, કારણ કે એના લીધે માણસોને બીજે ઠેકાણે લાંબી નજર નાખવાની નહિ હોવાથી તેઓ પોતાની જાતને માટે સાવચેત રહે છે, અને આપણે જોઈ શકીએ છીએ કે ઓગસ્ટસ સીઝરના વખતની માફક જે કાળનું વલણ નાસ્તિકપણા તરફ હોય છે તે કાળ રાજકીય સલાહ શાન્તિનો હોય છે પણ વહેમ અગર જૂઠા ધર્મથી ઘણાં રાજ્યોમાં ગોટાળો થયો છે અને જે નવું પ્રધાન બળ તે દાખલ કરે છે તેનાથી રાજ્યના સઘળા ભાગોને નુકશાન પોહોચે છે."

ઉપરનાં વાક્યોમાં બેકન એ વખતનો જુસ્સો બરાબર બતાવે છે. કેથોલીક ધર્મના વહેમ અને મુખ્યત્વે કરીને એ ધર્મવાળાઓનાં ગુપ્ત કાવતરાંથી રાજ્યને ધોકો લાગવાના ભયને લીધે સુધરેલા દેશોમાં જે પ્રત્યાઘાત થયો હતો તે એટલો બધો ભારે અને વિવેકશૂન્ય હતો કે એ વખતના માણસો પ્રજાના હિતને અગર રાજ્યને નુકસાન પહોચાડે એવું કેથોલીક મત કરતાં વધારે, અગર એના જેટલું, જોખમકારક બીજું કોઇ કારણ જોઇ શકતા

નહોતા. ધર્મનાં બંધન છૂટાં થઇ જાય અને લોકો મરજીમાં આવે એમ સ્વતંત્રપણે વર્તે તો દેશની નીતિ અને રાજ્ય ઉપર કેવી માઠી અસર થાય છે તે જોવા માટે હજુ ઈ. સ. ૧૭૮૮ મા ફ્રાન્સમાં થયેલી ઉથલપાથલ જેવા બનાવોનો અનુભવ કરવાનો હતો પણ આ દરમ્યાનમાં બેકને દર્શાવેલા અભિપ્રાયને ફળ આવવા લાગ્યાં અને તે સાથે તેનો વિસ્તાર થવા લાગ્યો સત્તરમા સૈકાના છેવટના ભાગમાં વહેમ અગર જૂઠા ધર્મનો જે વિવેકશૂન્ય તિરસ્કાર કરવામાં આવતો હતો, તેમજ ધર્મની મુદ્દાની બાબતોમાં સ્વતંત્રપણે તપાસ કરવાની જે છૂટ ભોગવવામાં આવતી હતી તેમાંથી આખરે જે જે પરિણામો આવ્યાં તેઓના માટે જોકે બેકન કેટલેક દરજ્જે જવાબદાર છે, તોપણ તે પોતે જો તે ત્યાં સુધી જીવ્યો હોત તો કોઇ દિવસ તેઓને સ્વીકારત નહિ બીજી બાબત પણ ઉપરના જેટલીજ મહત્વની છે. આપણે જોઇ ગયા છીએ કે બેકનનું ધ્યાન મુખ્યત્વે કરીને શાસ્ત્રોની વૃદ્ધિ તરફ હતું. એની મોટામાં મોટી આશા એ હતી કે પોતાના એ વિષયમાં કોઇ જાતની હરકત આવી પડે નહિ. હવે પ્રકૃતિવિજ્ઞાન અને ધર્મ માટે વિવેકશૂન્ય અને હદ ઉપરાંત ઉત્સાહ વચ્ચે તેણે નોવેમ ઓરગેનમમાં જે વિરોધ બતાવ્યો હતો તે એનાથી જુદી જવાય એમ નહોતુ. જો ખરી હકિકત આવીજ હોય તો પછી શાસ્ત્રના અને ઇશ્વરજ્ઞાનના વિષયોને અગર ન્યાયબુદ્ધિને અને આસ્થાને તદન જુદા પાડી દેવાં એના કરતાં વધારે સ્પષ્ટ અને વધારે અસરકારક શું હોઇ શકે? તેઓના ભેળસેળ થવાથી બન્નેના હકમાં નુકસાન થયું હતુ—શાસ્ત્રો માત્ર કલ્પિત થઇ ગયાં હતાં અને ધર્મ પાખંડ મત જેવો બની ગયો હતો. તેથી કરીને તેઓને તદન જુદાં પાડી દેવાં-ન્યાયબુદ્ધિને ન્યાયની અને આસ્થાને આસ્થાની બાબતો સોંપી દેવી-એ એકજ ઉપાય હતો. જો આમ થાય તોજ એકથી ઇશ્વરની ઇચ્છા અને બીજાથી એની સત્તા સ્પષ્ટ જણાઇ આવે ઉપર પ્રમાણે સમાધાન કરવાનો વિચાર બેકનના મનમાં શાસ્ત્રોની વૃદ્ધિ કરવાના એના મુખ્ય ઉદ્દેશનાલીધેજ આવ્યો હોય એમ નથી નીચેનાં વાક્યો તેણે શુદ્ધ ભાવથી લખ્યાં હોય એમ જણાય છે—"ત્યારે આપણે એવા નિર્ણય પર આવીએ કે પવિત્ર ઇશ્વરજ્ઞાનને આપણે પ્રકૃતિના પ્રકાશમાં અગર ન્યાયબુદ્ધિના ફરમાનમાં નહિ, પણ ઇશ્વરના શબ્દમાં અને તેણે આપેલા પેગામમાં શોધવું જોઇએ કારણકે એવું લખવામાં આવ્યું છે કે 'આકાશ ઇશ્વરની કીર્તિ દર્શાવે છે,' પણ

કોઈ જગ્યાએ આવું લખવામાં આવ્યુ નથી કે 'આકાશ પરમેશ્વરની ઇચ્છા દર્શાવે છે'

આપણે પાછળ જોઇ ગયા છીએ કે શાસ્ત્રના નિયમો ઘડવામા ધર્મશાસ્ત્રનો, અને ધર્મના સિદ્ધાન્તો નક્કી કરવામા વિચારશક્તિનો, ઉપયોગ કરવામા સ્કૂલમેનોની પધ્ધતિ છેક ભૂલ ભરેલી હતી બન્ને બાબતોમા બેકને તદ્દન જુદોજ રસ્તો બતાવ્યો હતો તે કહે છે કે ધર્મની બાબતમા સ્વતત્રપણે વિચાર કરવાનો અધિકાર આપણને આપેલો નથી ધર્મના કેટલાક મુખ્ય સૂત્રો અને સિધ્ધાન્તોને વિચારશક્તિની પરીક્ષામા બેસવાની ફરજ નહિ પાડતાં તેઓ જે રૂપમા હોય તેજ રૂપમા આપણે તેઓને સ્વીકારવા જોઇએ આટલુ કર્યા પછી જો તેઓમાથી કઇ અનુમાન કરવુ હોય તો તે સાદશ્યના આધારે કરવાની આપણને છૂટ છે, પણ કુદરતમા આ પ્રમાણે બનતુ નથી કારણ કે ત્યા તો મૂળ નિયમોની પણ વ્યાપ્તિના આધારે પરીક્ષા કરવામાં આવે છે અને વધારામા વળી એ નિયમો વિચારશક્તિને પ્રતિકૂળ હોતા નથી ધર્મની બાબતમા આનાથી ઉલટુ છે કારણ કે તેના મૂળ સિધ્ધાન્તો સ્વત સિધ્ધ છે, તેઓને બીજા કોઇ આધારની જરૂર નથી આપણને વિચિત્ર લાગે છે તે એ છે કે ધર્મપુસ્તકો પ્રમાણભૂત શા કારણથી ગણવા જોઇએ એ સવાલ બેકનના મનમા આવ્યો નહોતો, પરતુ આપણે ધ્યાનમા રાખવુ જોઇએ કે એ વખતના લોકો આવા પ્રશ્નો પોતાની જાતને અગર બીજાને પૂછતા નહોતા તેઓના માટે યોગ્ય વખત હજુ હવે આવવાનો હતો બેકન ધર્મપુસ્તકોને કોઇ પણ જાતના સદેહ વગર પ્રમાણભૂત માનતો હતો એમા જરાપણ શક નથી માત્ર વૃધ્ધાવસ્થામા ધર્મપુસ્તકોની ભાષામાથી જે અનુમાન કરવામા આવતા હતા તેઓને માટે તે જરા આચકો ખાવા લાગ્યો હતો

આ પ્રમાણે ધર્મ અને શાસ્ત્રને, આસ્થા અને ન્યાયબુધ્ધિને બેકને જુદા પાડ્યા હતા તેથી તેના પછીના જમાનાના વિચાર ઉપર ભારે અસર થઇ હતી શાસ્ત્રીય વિવેચન અટકાવવા તરફ હોબ્સનુ વલણ નહોતુ, પણ ધર્મને તેણે ફોજદારી ન્યાયાધીશના કબજામા સોપ્યો હતો પોતાની પ્રજાના માટે યોગ્ય ધર્મનો બદોબસ્ત કરવો એ રાજાની ફરજ હતી અને તેથી કરીને રાજ્ય સ્થાપિત ધર્મને કોઇ પણ જાતનો બુમાટ કર્યા વગર સ્વીકારવો એ પ્રજાનુ કર્તવ્ય હતુ આ પ્રમાણે હોબ્સ પણ ધર્મ સબધી વિવેચન

કરવાની ના પાડે છે અને એમ કરવામા તેણે ઘણા ખરા બેકનનાજ સિધ્ધાન્તો સ્વીકાર્યા હોય એમ જણાય છે પાસ્કલના વિચાર ઉપર બેકનના લખાણુની અસર થઇ હશે કે નહિ એ ખાતરીપૂર્વક કહેવાય એમ નથી તોપણુ તેણે ધર્મના હિત માટે આસ્થા અને ન્યાયબુધ્ધિને સંપૂર્ણ રીતે જુદા પાડવાનો પ્રયત્ન કર્યો હતો, અને પાછળથી મી હ્યુમે આવોજ પ્રયત્ન તત્વવિવેકના હિત માટે કર્યો હતો અને જોકે ધર્મને લગતા પ્રશ્નોમા લોક ઉત્સાહ સાથે ઘણો ભાગ લેતો હતો અને ધર્મ ઉપર તેણે કેટલાક પુસ્તકો લખ્યા હતા તોપણુ ધર્મ પુસ્તકોની સત્યતા અગર સત્તા વિષે શકા ઉઠાવવામા, અગર તત્વજ્ઞાનના સબધમા પોતાના વિચાર ઉપર ધર્મપુસ્તકોથી કોઇ પણુ જાતની અસર થવા દેવાના તે ખુશી નહોતો. તત્વજ્ઞાન અને ધર્મ વચ્ચેનો વિરોધ સાધારણુ રીતે બીજાઓને જણાતો તે કરતા વધારે છે એમ બતાવવાનો પ્રયત્ન બેઇલ કરે છે પણુ એની આસ્થા બેકન અગર લોકની આસ્થા જેટલી મજબૂત નહિ હોવાથી તે ન્યાયબુધ્ધિના હક્ક સાચવવા જતા કેટલેક દરજ્જે ધર્મના હક્કને નુકશાન પહોચાડતો હોય એમ જણાય છે. પણુ આ પ્રમાણે જુદા જુદા કેટલાક લેખકોના વિશેષ વિચાર ગમે તેવા હોય તોપણુ છેક હાલના વખત સુધી જોવામા આવતુ એક બાજૂએ ધર્મના અને બીજી બાજૂએ તત્વવિવેકના વિષયો જુદા પાડવા તરફ અને બાઈબલના સિદ્ધાન્તોને શુદ્ધભાવથી માનવા સાથે વિચારની દિશામા સંપૂર્ણ સ્વતત્રતા રાખવા તરફ ઇન્ગલેન્ડની પ્રજાનુ સામાન્ય વલણુ, ઘણા ભાગે બેકનના દૃષ્ટાન્ત અને બેકનના શિક્ષણુનુજ પરિણામ છે આ પદ્ધતિ ન્યાયાનુસાર છે કે નહિ તે આપણે અહીં તપાસવાનુ નથી.



# પ્રકરણ ૧૪ મું.

## ગ્રંથકાર તરીકે બેકનની શક્તિ અથવા બેકનની શૈલી.

તત્વજ્ઞાનના તેમજ અક્ષરવિદ્યાના સંબંધમાં બેકનનું નામ પ્રખ્યાત છે. એના ગ્રંથો વિષે એના સમકાલીન પુરૂષોના વિચાર ગમે તેવા હોય તોપણ એના પોતાના વખતમાં તેણે જાહેરમાં બોલનાર તરીકે અને લેખક તરીકે સારૂં માન મેળવ્યું હતું. એની શૈલી વિષે અભિપ્રાય દર્શાવવામાં અંગ્રેજી લેખકોમાં મત ભેદ થયા છે. **એડીસન** એના લખાણની ખુબી અગર લાવણ્યતા માટે એની પ્રશંસા કરે છે. આનાથી તદ્દન ઉલટી રીતે **હ્યુમ** એને કઠોર અને અતડો કહે છે. બીજા માણસો ઉપરનાં વિશેષણ બેકનને લગાડતા નથી, પણ તેઓ સાધારણ રીતે એ વખતના ગદ્ય લખનારાઓમાં તેને સૌથી ચઢિયાતો માને છે. **સેલીઝબરી** જે સારી રીતે બોલી શકતો પણ લખી શકતો નહિ, અને **નોરધેમ્પટન** જે સારી રીતે લખી શકતો પણ બોલી શકતો નહિ તેઓની સાથે **સર વોલ્ટર રેલે** બેકનની સરખામણી કરે છે અને કહેછે કે તે લખવામાં તેમજ બોલવામાં બન્નેમાં શ્રેષ્ઠ હતો. **બેન જ્હૉનસન** એના પોતાના તેમજ પછીના બન્ને જમાનાના લેખકોને–**સર ટોમસ મુરથી** શરૂ કરીને તે **સર ફીલીપ સીડની, હુકર, ઇસેક્ષ** અને **રેલે**–સઘળાને નજર તળે કહાડે છે અને કોઇ પણ પ્રતિસ્પર્ધી વગર બેકનને તે સઘળાના મથાળે મૂકે છે. વળી જાહેરમાં બોલનાર તરીકે એની શક્તિ તે નીચેના શબ્દોમાં જણાવે છે. " કોઇ માણસ એના કરતાં વધારે સ્વચ્છતાથી, અને વધારે દમાણથી બોલ્યો નથી; અગર પોતે જે બોલતો હોય તેમાં એના કરતાં કોઇએ ઓછું પોકળ અગર આળસુપણું બતાવ્યું નથી." શ્રોતાજનો ખુંખારો કરતા નહિ, તેમ સાંભળવાનું ખોયા શિવાય તેઓ તેના ભણીથી નજર ફેરવી શકતા નહિ. જ્યારે તે બોલતો ત્યારે સાંભળનારનું મન હરણ કરી લેતો, અને એની ખંત જોઇને એના પરીક્ષકો ગુસ્સે થતા અને ખુશી થતા..........જે માણસો સાંભળતા તેમાંના દરેકને ધાસ્તી એટલીજ હતી કે રખેને તે બોલવાનું બંધ કરે." વળી **બેન જ્હૉનસન** કહે છે કે જ્યારે તે કોઇની મશ્કરી

કરતો હોય ત્યારે એની બોલી ઉપરથી તે બીજાની ખોડખાંપણ કહાડવામાં ઘણો પ્રવીણ હોય એમ લાગતું. આપણે જાણીએ છીએ કે તે તેની કઠોર જીહ્વાને લીધે જેમ્સના દરબારમાં અને લોકોમાં થોડે ઘણે અંશે અપ્રિય થઇ પડયો હતો, તોપણ આટલાજ ઉપરથી બીજાઓની ખોડ ખાંપણ કહાડવામાં તે પ્રવીણ હોય અગર એમ કરવા તરફ એનું સ્વાભાવિક વલણ હોય એમ આપણાથી ખાતરીથી કહી શકાતું નથી. એની શૈલીમા પ્રસંગોપાત્ જે ગાભીર્ય અગર ગૌરવ જોવામા આવે છે તેના માટે મી ફાઉલર તેનાં વખાણ કરે છે અને કહે છે કે એની ભાષા જ્યારે ઘણીજ વિચિત્ર હોય છે ત્યારે પણ અત્યંત મનોહર લાગે છે. તોપણ અંગ્રેજી લેખક તરીકે સારી આબરૂ કહાડવાની તેને આશા નહોતી અને વાસ્તવિક રીતે જોઇએ તો એ બાબતની તેને દરકાર પણ નહોતી. તેણે પોતાના ગ્રંથોનો ઘણો ભાગ લેટીન ભાષામાજ લખ્યો છે અને તેઓને તેજ ભાષામાં છપાવવાને તે ઘણીજ કાળજી રાખતો. અંગ્રેજી વિગેરે બીજી વિદ્યમાન ભાષાઓ વિષે તેનો અભિપ્રાય સારો નહોતો. આના સંબંધમા તે પોતાની જીંદગીના છેવટના ભાગમા ટૉબી મેથ્યુઝને નીચે પ્રમાણે લખે છે, “હાલની ભાષાઓ થોડો ઘણો વખત ગયે પુસ્તકો સાથે દેવાળું કહાડશે, અને મેં આ જમાના સાથે ઘણો વખત ગાળ્યો છે, તેથી જો પરમેશ્વરની દયાથી હુ પછીના જમાના તરફથી એને પાછો મેળવવાને શક્તિમાન થઇશ તો હું ઘણો ખુશી થઇશ.”

તે એમ ધારતો હતો કે તત્વજ્ઞાનના સંબંધમા એના વિચારોની બુજ ઇન્ગલેન્ડની પ્રજા કરતાં બીજા દેશોની પ્રજા વધારે સારી રીતે કરી શકશે અને એના ગ્રંથો બહારના લોકો સહેલાઇથી વાચી શકે એટલાજ માટે તેણે તેઓને ‘સામાન્ય ભાષામાં’ છાપવાનો ઠરાવ કર્યો હતો. એડવાન્સમેન્ટને તેણે લેટીન ભાષામા છાપીને રાજકુવર ચાર્લ્સ તરફ મોકલ્યું હતુ ચાર્લ્સને તે લખે છે કે “આ પુસ્તક લાંબુ આયુષ્ય ભોગવશે અને અંગ્રેજી પુસ્તકો વપરાતાં નથી પણ આ પુસ્તક દુનિયામા જ્યા ત્યાં વપરાશે” યુરોપખંડના બીજા દેશો એ પુસ્તકને ખુશીથી વાચે એવો એનો ઉદ્દેશ હોવાથી તેણે એના જે જે ભાગથી ફ્રાન્સ અગર ઇટાલીના લોકોને માઠું લાગે તે સઘળા કહાડી નાખ્યા હતા. વળી તેણે પોતાના નિબંધો અને હેનરી સાતમાના રાજ્યના ઇતિહાસના પણ ભાષાન્તર કરાવ્યા હતાં.

ભાષાન્તર કરવા માટે તેણે જોર્જ હરબર્ટ અને હૉબ્સને રોક્યા હતા અને કેટલાક લેખકો આ બેની સાથે બેન જૉનસન અને સેલ્ડનને મૂકે છે પરન્તુ બેન જૉનસન અને સેલ્ડને બેકનનાં પુસ્તકોના ભાષાન્તર કર્યાં હોય એવો ચોક્કસ પુરાવો મળી આવતો નથી વળી એની રજાથી એના નિબન્ધોના લેટીન અને ઇટાલીયન ભાષામા પણ ભાષાન્તર કરવામા આવ્યાહતા

સ્પેન્સરે સપૂર્ણ આસ્થાથી અગ્રેજી ભાષાનુ મહત્વ વધારવાનો પ્રયત્ન કર્યો હતો અને એ વાતને હાલ ફક્ત ચાળીસ વર્ષ થયા હતા તેમ છતા બેકન જ્યારે 'હાલની ભાષાઓ વિષે' ઘણોજ હલકો અભિપ્રાય આપે છે ત્યારે આપણને એમ લાગે છે કે આ પણ એક ડાહ્યા અને મોટા માણસોની ટુકી નજરનુ ચિહ્ન છે શેકસપીયર જેવા ઇન્ગલેન્ડના મહા કવિના સબધમા બેકનના ગ્રથોમા કઇ પણ વાચવામા આવતુ નથી એ જોઇને આપણે નવાઈ પામવા જેવુ કઇ નથી, કારણકે એ વખતમા કેટલાક વિદ્વાન ( પણ ઘણુ કરીને આ લોકોની આબરૂ ઇજ્જત જોઇએ તેટલી સારી નહોતી ) માણસો શિવાય ઘણા લોકો એમ ધારતા હતા કે રગભૂમિ ઉપર જવાથી અગર નાટકને ઉત્તેજન આપવાથી વિદ્વાન વર્ગની અને રાજનીતિજ્ઞ પુરુષોની આબરૂ હલકી પડે છે, અને પોતાના પુસ્તકો તરફ પ્રજા જે બેપરવાઇ બતાવતી હતી તેને દૂર કરવા માટે શેકસપીયરે જાતે પણ કઈ દરકાર રાખી નહોતી શેકસપીયરના સબધમા તો આપણે આ પ્રમાણે ખુલાસો આપી શકીએ છીએ પણ એની પોતાની ભાષાની શક્તિ અને ભવિષ્યની સ્થિતિ વિષે બેકન કઇ પણ ખાતરીથી કહી શકતો નથી એ તેની એક મોટી ખોડ છે એમ માનવામા આવે છે એ વિદ્વતાભરેલા જમાનામા વસ્તુઓ અને શબ્દોના ગુણોનો મુકાબલો કરતા જે ભિન્નભાવ જણાઇ આવતો તે બીજા સઘળા માણસો કરતા એના મનમા વિશેષ ઠસી ગયો હતો તેનો હેતુ જેમ તેમ કરીને પોતાનો અર્થ વધારે સ્પષ્ટ કરવાનો હતો અને તેથી એ વખતમા વાસ્તવિક હકિકત ઉપર પૂરતુ ધ્યાન નહિ આપતા માત્ર શબ્દો પાછળ જે માથાફોડ કરવામા આવતી હતી તેને તે એડવાન્સમેન્ટમા વિદ્યાના એક વ્યાધિ તરીકે ગણે છે આમ થવાનુ ખરૂ કારણ બતાવતા તે કહે છે કે સ્કૂલમેનોના અસસ્કૃત અશુદ્ધ અગર હલકા પક્તિના શબ્દો—ને શાસ્ત્ર વિરૂદ્ધ વિદ્યાના પુનરૂજ્જીવનથી અને નવા

મરણ પછીના સૈકામાં જે શૈલી દાખલ કરવામાં આવી હતી તેને એના પોતાના વખતના લોકોએ સંપૂર્ણ રીતે અંગીકાર કરી નહોતી. અમુક હકિકત કેવી રીતે લખાય છે તે ઉપર તે ઘણું લક્ષ આપતો પણ એમ કરવામાં એનો હેતુ ભાષાને અલંકૃત કરવાનો, અગર બાહ્ય શોભા આપવાનો નહોતો. તે સારી પેઠે સમજતો હતો કે કોઇ બાબત વિષે જે કંઇ કહેવામાં આવે તેના જુસ્સાનો અને સ્પષ્ટતાનો આધાર તે કેવી રીતે કહેવામાં આવે છે તેના ઉપર હોય છે. બેશક આ વાત ખરી છે કે દરેક વખતે તેને એક સરખુજ કહેવાનું નહોતું. પોતાની જીંદગીના વિવિધ પ્રસંગોને અનુસરીને તેને વખતો વખત જે કહેવાનું હતું તે પણ ફરતું હતું. વખતે એને રાણીના માનની ખાતર ફક્ત કોઇ શોભાનું પૂતળું શણગારવાનું હોય, વખતે કોઇની તારીફ કરવાની હોય, અગર વખતે એની વિસીની બાબતો વિષે લખવાનું હોય; પણ આવાં નજીવાં લખાણ પણ તેણે સંપૂર્ણ વિચાર કરીને લખ્યાં હતાં અને તેઓમાં જ્યાં ત્યાં રાજનીતિ સંબંધી એના વિચારો, અગર જ્ઞાનની ભવિષ્યની સ્થિતિ સંબંધી એની આશાઓ જોવામાં આવે છે. જો કે, તેઓમાં પ્રસંગોપાત્ કેટલીક મૂર્ખાઇ અને ખોટો બપકો જોવામાં આવે છે, તોપણ જરા વિચાર કરતાં આપણને જણાય છે કે ખોટો બપકો તે વસ્તુને અંગેજ વળગેલો હતો, અને તેથી તેમાંથી તે સહેલાઇથી છુટી શકે એમ નહોતું. ગમે તે પ્રસંગના માટે તે લખતો હોય તોપણ જે મુખ્ય બાબતે તેના અંતઃકરણમાં ઊંડાં મૂળ ઘાલ્યાં હતાં તેને તે વિસરી જતો નહોતો, અને મળેલી તકનો લાભ લઇને તે પોતાની ધારેલી વાત વાચકવર્ગનું મન હરણ કરી લે એવી રીતે બહાર લાવવાનો પ્રયત્ન કરતો હતો. એની લખવાની ઢબનો આધાર કોઇ અમુક પ્રકારની શૈલી ઉપર અગર મહાશ્રમ વેઠીને શિખેલા અમુક પ્રકાર ઉપર નથી પણ એ ઢબ જે વસ્તુ વિષે તે લખતો હોય તેનેજ અનુસરીને ચાલે છે. દરેક ઠેકાણે એની વસ્તુ એના શબ્દોની પાસેજ રહે છે અને વખતો વખત, તેઓના ઉપર અમલ ચલાવીને તેઓને સચેત કરે છે. એના પહેલાં ઇન્ગલેન્ડના કોઇ લેખકમાં પોતાને જે કહેવાનું હોય તે કહેવાની, અને પોતાને જે કહેવાનું હોય તેને જેવી ચોક્કસ રીતે પોતે કહેવા માગતો હોય તેવી રીતે કહેવાની એના જેટલી શક્તિ નહોતી. વ્યવહારમાં વપરાતી ભાષાની, અને સુભાષિત ભાષણ કરવાના ચાલતા આવેલા રિવાજ અને રૂઢિની સત્તા એના ઉપર જેટલી હતી તેના

કરતા ઓછી બીજા કોઇ લેખક ઉપર નહોતી માત્ર જ્યારે તે કોઇને ખુશ કરવાના હેતુથીજ લખતો હોય છે ત્યારે ઉપરના રિવાજો વધારે પ્રબળ થઇ એના ઉપર સપૂર્ણ સત્તા ચલાવે છે

**એડવાન્સમેન્ટની** અપૂર્વતા અને શબ્દરચના અગર **હેનરી** સાતમાના રાજ્યના ઇતિહાસના રાજકીય મહત્વ અને ઐતિહાસિક કલ્પના-શક્તિ કરતા જે પુસ્તકથી તે અગ્રેજી સાક્ષરમડળમા વધારે ખ્યાતિ પામ્યો છે તે એના ' નિબધો ' છે વિદ્યમાન ભાષાને તે ગમે તેટલુ ધિક્કારતો હતો, તોપણ એવી ભાષાજ લખવામા જે સ્વતત્રતા અને સરળતા મળી આવે છે તેનો ઉપયોગ તેણે જોકે મનસ્વીપણે, પણ ઘણીજ ચાલાકીથી આ ' નિબધોમા ' કર્યો હતો આ રાજકીય અને નૈતિક નિબધો ઘણા ટુકા છે અને સાધારણ રીતે તેઓ જેટલા વિસ્તારમા લખાયા છે, તેટલા વિસ્તારમા જો તેણે લખાવ્યા હોત તો પ્રજા તેનો મોટો ઉપકાર માનત પણ જુદી જુદી જાતની વ્યવહારોપયોગી બાબતો ઉપર તેણે જે અવલોકન કર્યું હતુ અને તેઓને યથાર્થરીતે લાગુ પડે એવા જે નિયમો તેણે શોધી કહાડયા હતા તેઓને જે રૂપમા તે તેના મનમા આવ્યા હતા તેજ રૂપમા મૂકવાનુ તેણે ઊચિત ધાર્યું હતુ એના પોતાના તેમજ પુનરૂજ્જીવન વખતના **ઇટાલીયન** અને **સ્પેનીશ** લેખકોના ગ્રથોમાથી આવા સામાન્ય નિયમોનો સગ્રહ કરવાનો તેને ઘણો શોખ હતો પણ આના સૂત્રો અને બીજાના ગ્રથોમાથી કરેલા ઉતારાને સાધી દેવા, એમા તેણે પોતે કઇ નવુ કહ્યુ એમ કહેવાય નહિ અને તેથી તેને જે જે કહેવાનુ હતુ તેને તે એક બીજાના સબધમા કહેતો, તોપણ એ નિબધોની રચના ઘણીજ શિથિલ અને ઢીલી પોચી છે તેઓમા કઇ યોજના નથી તેમ કોઇ જાતની ઢબ પણ નથી, અને કેટલાક રાજકીય નિબધો સિવાય બીજામા વ્યવસ્થા પણ જોઇએ તેવી નથી પોતાના મનમા લખતો વખત જે વિચાર આવ્યા તેઓને તેણે ખીલવ્યા વગર, સાબીત કર્યા વગર અગર તેઓના માટે કોઇ પણ જાતનો આધાર આપ્યા વગર જેમ આવ્યા તેમ અહિ મૂકી દીધા છે

ઇ સ. ૧૫૯૭ ની પહેલી આવૃત્તિમા જે દસ નિબધો છાપવામા આવ્યા હતા તે તો માત્ર પૃથક્કરણ કરવાના હેતુથી લીધેલી નોધ, અગર જે વિષયો ઉપર તે લખાયલા છે તેઓને લગતી હકિકતના સક્ષિપ્ત કાગ

સુધારાથી જે લાગણી ઉશ્કેરાઇ હતી તેના પ્રત્યાઘાતનુ પરિણામ હતું. એના પોતાના વખતના ગદ્યના સંબધમા બોલતા તે કહે છે કે પાછળથી એ પ્રત્યાઘાત એટલો બધો વધી પડયો કે માણસો "પોતાના વિચાર ન્યાયાનુસાર છે કે નહિ તે તપાસ્યા વગર અગર પ્રસ્તુત વિષયના મહત્વ ઊપર લક્ષ આપ્યા વગર અંગ વાકયો મધુર કરવા તરફ, વાકયોની રચના સ્વચ્છ અને તૂટક તૂટક ન થાય એવી કરવા તરફ, અને ઊપવાકયોને પસંદ કરીને ચુંટી કહાડવા તરફ માથાફોડ કરવા લાગ્યા" આવી મૂર્ખાઇને તે પીગમેલીયનની ગાંડાઇ સાથે સરખાવે છે. "કારણ કે શબ્દો વસ્તુની પ્રતિમા જેવા છે અને તેથી શબ્દો સાથે પ્યારમા પડવું તે છબીના સાથે પ્યારમા પડયા બરાબર છે." કેમ્બ્રીજના દાક્તર પ્રોફેસરે લેટીન ભાષામા કરેલુ એડવાન્સમેન્ટનુ ભાષાન્તર એને પસદ આવ્યુ નહોતુ, કારણકે તે "સ્વચ્છ અને સભ્ય વાકયો કરતા સ્પષ્ટ, જુસ્સાદાર અને યોગ્ય વાકયોને વધારે ચાહતો હતો." આ ઉપરથી અંગ્રેજી ભાષામા પણ કેવી શૈલી પસંદ કરવાનો તેનો વિચાર હશે એ સમજાઇ આવે છે. પરન્તુ આવા લાંબાં લાંબાં વિસ્તારવાળાં અસ્પષ્ટ વાકયો, અર્થરહિત શબ્દવાદ અને સુશોભિત અંગ વાકયો તરફ તે ગમે તેવો તિરસ્કાર બતાવે છે, તોપણ અવશ્ય કરીને તેણે આટલુ તો જાણવુ જોઇતું હતું કે જે નવા અને બહોળા વિચારોને તે લોકોના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરતો હતો તેઓને દર્શાવવા માટે લેટીન કરતા બીજી કોઇ વધારે સારી અને સ્વતંત્ર ભાષાની જરૂર હતી

જો કોઇ માણુસ અઘરા અને ગુચવણ ભરેલા વિચારો સ્પષ્ટ રીતે બતાવવા માગતો હોય, જો નવીન સૂચનાઓની બારીકાઇને તે સપૂર્ણ રીતે પ્રજાના મન ઊપર ઠસાવવા માગતો હોય, અને ટુંકામાં પોતાને જે કહેવુ હોય તે છૂટથી અને અસર કરે એવી રીતે કહેવા માગતો હોય તો તેને પારકી ભાષા કરતાં પોતાની સ્વભાષા વધારે ઉપયોગી થઇ પડે છે. ઉપર બતાવેલી બાહ્ય શોભા તરફ એના તિરસ્કાર સાથે અંગ્રેજી ભાષાનું જે જ્ઞાન તેણે સંપાદન કર્યું હતું અને છૂટથી અને અસરકારક રીતે લખવામા જે સત્તા તે ધરાવતો હતો તેજ ઊપરથી તેણે સમજવુ જોઇતુ હતું કે એજ ભાષામાં તે સારા અને કિમતી ગ્રંથો લખવાને શક્તિમાન થઇ શકશે પણ આવો વિચાર એને સ્વપ્નમાં પણ આવ્યો ન હોતો એને અને એના જમાનાના દરેક માણુસને જો કોઇ સહિસલામત

ભાષા જોઇએ તો તે માત્ર **લેટીનજ** જડી આવી હતી. સાધારણ વાતચીત કરવા માટે અંગ્રજી ભાષા ઠીક હતી પણ એના ઉપર વિશ્વાસ રખાય એમ નહોતુ, કારણ કે થોડા વખતમાં એ દેવાળું કહાડશે એવી તેને ધાસ્તી લાગતી હતી. આજ વખતમાં **ગેલીલીઓ** લેટીન અને ઇટાલીયન બન્ને ભાષામાં લખતો હતો, **ડેકાર્ટ** પોતાની નવી પધ્ધતિ **ફ્રેન્ચ** ભાષામાં શિખવતો હતો અને **પાસ્કલ** પણ પોતાના પત્રો ફ્રેંચ ભાષામાંપ્રસિદ્ધ કરતો હતો. કહેવાનું તાત્પર્ય એ છે કે **બેકનના** અને આ લેખકોના વચ્ચે માત્ર ૨૫ વર્ષનુ અંતર હતું અને એટલી ટુંકી મુદતમાં હાલની જે ભાષાઓને સ્પષ્ટ વિચાર દર્શાવવા અને સરળ વાકયો લખવા માટે **બેકને** તદ્દન નકામી ગણી હતી તેઓનો આ માણસોએ ઘણી સારી રીતે ઉપયોગ કર્યો હતો. **બેકન** અને **પાસ્કલને** સરખાવતાં આપણને જણાયછે કે લખવાની જૂની શાસ્ત્રીય ઢબ બદલાઇને હાલની નવી રીત દાખલ થઇ હતી-અર્થાત્ સોળમા સૈકાની ભાષાએ હવે સત્તરમા સૈકાની ભાષાનું નવું રૂપ ધારણ કર્યું હતું.

આમ છતાં પણ **એલીઝાબેથના** વખતની ભાષા ઉમદા અને વિદ્દતા ભરેલી હતી અને તે **બેકનના** હાથમા પૂર્ણ કળાએ પહોંચી તેના હાથે એ ભાષાનો ઘણો ઉપયોગ કરવામા આવ્યો અને એને જુદાં જુદાં ઘણાં રૂપ આપવામાં આવ્યા પણ એ ભાષાને તેણે તેના ગુણ જોઇને પસંદ કરી નહોતી; તેને પસંદ કરવાનું કારણ એ હતું કે પોતે જે કહેવા અગર બોલવા માગતો તે એ ભાષામા તે સરળતાથી કહી શકતો અને બોલી શકતો, પોતાના મનમા વખતો વખત જે જે વિચારો આવતા તેઓને તે જલદીથી બહાર કહાડી શકતો અને તેને જુદી જુદી જાતનુ ઘણું કામ કરવાનું હોવાથી તે લેટીન ભાષામા બરાબર-થઇ શકે એમ નહોતું. એના સઘળા લખાણમા જેના ઉપર સૌથી પહેલી વાચનારની નજર જાય છે તે જે વસ્તુ વિષે તે બોલતો હોય, અગર જે હકિકત તે આપતો હોય તે હોય છે. પોતે જે કહે છે તે વાચનાર બરાબર સમજી શકશે કે નહિ તે ઉપર તે ઘણુંજ ધ્યાન આપતો હતો. કોઇ વખત તેના લખાણમાં ગુચવણ અગર અસ્પષ્ટતા જોવામા આવે છે ખરી, પણ તેના માટે આપણે એનો દોષ કહાડવાનો નથી-એ દોષ એ વખતનો એક સામાન્ય દોષ છે તેના

જેવા છે તે એટલા બધા કઠોર અને બેડોળ છે કે તેઓ કસ વગરના લાગે છે પણ એના નિબંધોનુ આ એક સામાન્ય લક્ષણ છે તે તેણે પાછળથી સુધારેલા અને લંબાવેલા નિબંધોમા પણ જોવામા આવે છે એ નિબંધો વાચતી વખતે જાણે આપણે 'ઉદારતા' અને 'હિમ્મત' વિગેરે સદ્ગુણ ઊપર **એરીસ્ટોટલ**ના નીતિશાસ્ત્રના પ્રકરણ વાચતા હોઇએ એમ લાગે છે બન્નેમા તફાવત માત્ર એટલોજ લાગે છે કે **એરીસ્ટોટલે** કહેલી કેટલીક બાબતો વિષે હવે કઇ કહેવાનુ નથી એમ તે માની લેતો હોય એમ જણાય છે, અને એના નિબંધો એરીસ્ટોટલના પ્રકરણ કરતા વધારે ગુચવણ ભરેલા, અને વધારે બહોળા અનુભવ અને અવલોકનનુ પરિણામ હોય એમ લાગે છે

પણ આ નાના નિબંધો બેકનને જે કહેવાનું હોય છે તે ઉપોદ્ઘાત વગર તેમ કોઈ પ્રકારના ખોટા ભપકા વગર શબ્દરચનાના સાધા શિવાય અને એક શબ્દ નકામો આપ્યા વગર યથાર્થ દર્શાવે છે ટૂંકામા કહીએ તો એના સંક્ષિપ્ત અને ઝડપથી લખાયેના વાક્યો એક પછી એક હથોડાના અવાજની માફક પડતા દેખાય છે હદ ઉપરાંત સંક્ષિપ્ત હોવાથી તેઓ તૂટક તૂટક અને ખડબચડા લાગે છે અને તેઓનો અંત સ્વાભાવિક રીતે જેવી રીતે આવવો જોઇએ તેવી રીતે આવતો નથી એક બાજૂએ તેઓ બેડોળ છે પણ બીજી બાજૂએ તેઓના અનુભવની સત્યતા તીક્ષ્ણતા, અને બારીકાઇ એવી છે કે તેઓને વાચવાથી એક પ્રકારનો જે મધુર રસ મળે છે, તે મહાશ્રમથી પણ બેકન આપી શકતો હોત નહિ તેઓનો લખનાર આ દુનિયાના અસ્થિર પાયાથી તેમજ તેમા ચાલતી લુચ્ચાઇ અને મિકદગમીપણાથી બરાબર વાકેફગાર હોવાથી તે આ નિબંધોમા સમારના વૈભવનો ચીટથી જરાતરા તિરસ્કાર કરતો હોય એમ લાગે છે કેટલાકમા તો આપણે લખનારનો પોતાનો અનુભવ સ્પષ્ટ જોઈ શકીએ છીએ, એકમા ન્યાયાધીશ હુદ્દાને લગતી અને બીજામા સરકારી વકીલ હૉબર્ટ જે તેને આગળ આવ્યો હતો તેને લગતી હકિકત જોવામા આવે છે સત્યતા, મરણ, અગર એકપતા વિગેરે ઊપર કેટલાક નિબંધો પ્રત્યેક વિષયને અનુકૂળ હોય એવા દૈવે સિંગાર કરેલા ગંભીરતાવાળા ઉત્તરો જેવા છે બીજા કેટલાક એવા છે કે (ઉદાહરણ તરીકે એનો પ્રીતિ ઉપર નિબંધ) જેનો ખ્યાલ બરાબર તે પોતે સમજી શક્યા નથી 'માણસની જાતને લગતુ ઉંડા

પણ, ' ' લુચ્ચાઈ, ' ' ઢીલ, ' ' સરકારી કામકાજ કરવામાં ઝડપ ' વિગેરે વિષયો ઉપર એના નિબંધો એવા છે કે જે વાંચવાથી **એલીઝાબેથ** અને **જેમ્સ**ની કચેરીના ખટપટીઆ કારભારીઓ અને પ્રધાનો વિષે તેણે કેવી બારીકાઇથી અને કેવા ઉદ્દેશથી તપાસ રાખી હતી તે આપણને જણાઇ આવે છે, અને ' મૈત્રી ' ઉપર એના નિબંધમાં એના મનના ખરા વિચારો, એની અંતરની લાગણીઓ સ્પષ્ટ જણાઇ આવે છે. ' મોટી જગ્યાનું કર્તવ્ય અને તેનું જોખમ, ' એ વિષય ઉપર એનો નિબંધ ઘણા સારા અને ઉમદા વિચારો દર્શાવે છે. આ શિવાય ' બાગ ' ઉપર એનો નિબંધ વાંચતાં કુદરતમાં, ફૂલોની સુગંધ અને સૌન્દર્યતામાં અને ખુલ્લી હવામાં રહેવાથી થતા આનંદમાં તે કેવી મઝા માનતો હતો, તે આપણે જોઇ શકીએ છીએ.

પણ પોતાના નિબંધો કરતાં જે કામને તે વધારે ઉપયોગી ગણતો હતો તેના વિષે લખવામાં તેણે બીજી ઢબ પકડી હતી. પોતાના ઐતિહાસિક અને તત્વજ્ઞાનને લગતા ગ્રંથોમાં તેણે વાક્યરચનાની સરળતા, વ્યવસ્થા અને અલંકાર ઉપર ધ્યાન ન આપ્યું હોય એમ જણાતુ નથી. **એડવાન્સમેન્ટ** વાંચતા આપણને જણાય છે કે એ પુસ્તક એના ઉમદા વિચારો અને ફળદ્રૂપ કલ્પનાશક્તિને લીધે એક બાજૂએ અંગ્રેજી ભાષાની સીમા નક્કી કરવા માટે મૂકેલા નિશાન બરાબર છે જેવી રીતે ધર્મને લગતી બાબતો માટે 'ધર્મ બંધારણના નિયમો' એ નામનું **સ્પેન્સરનુ** પુસ્તક સૌથી પ્રથમ ગણવામાં આવે છે, તેવીજ રીતે વ્યાવહારિક અગર સાંસારિક બાબતોમા બેકનનું **એડવાન્સમેન્ટ** અંગ્રેજી ગદ્યમાં પહેલી જગ્યાએ મૂકવામાં આવે છે. એ પુસ્તકના વિષય તરફ નજર ફેરવીએ તો આપણને જણાય છે કે તે પાછળથી સુધારા વધારા સાથે લેટીન ભાષામાં છપાયેલા **ડીઓગમેન્ટીસ** નામના પુસ્તકથી ઢંકાઇ જાય છે. આ દિશામાં આ પુસ્તકને તે પોતાનો પહેલોજ પ્રયત્ન છે એમ માનતો હતો અને જે વિચારોમાં તે પોતે લીન થઇ ગયો હતો અને જે નવી આશાઓ તે રાખતો હતો તેમના તરફ 'પ્રજાનું મન આકર્ષાય એટલાજ માટે તેણે એ પ્રયત્ન કર્યો હતો નિબંધોમાં જોઇએ તો તે મનુષ્યના કામકાજને અને દુનિયાની ખટપટને દૂરથી જોતો હોય એમ લાગે છે અને જેવી રીતે કોઇ રમતમાં ભાગ લેનારા પોતાની ભૂલ જોઇ શકતા નથી પણ તે જોવા

મારે ઉભેલો માણસ રમનારાઓમાંના દરેકની ભૂલ જોઇ શકે છે, અને વખતો વખત તેઓને સારી સૂચના કરી શકે છે, તેવીજ રીતે બેકન પણ અહિંઆં માણસોના પ્રપચ અને ભૂલો બતાવી તે સાથે સારી શિખામણ આપવાનો પ્રયત્ન કરેછે. એડવાન્સમેન્ટમાં એનો ઉત્સાહ જુદાજ પ્રકારનો છે. અહીં એને એક મહાન કાર્ય કરવાનું છે, અને પોતાના મનની ધારેલી મુરાદ પાર પાડવાની છે, તેથી અહી તે પોતાનામાં જેટલો જુસ્સો અને શક્તિ તેનો ઉપયોગ કરે છે. આમ છતાં પણ એડવાન્સમેન્ટ ઘણી બાબતોમાં અધૂરૂં છે એ વખતમાં જ્ઞાનની સ્થિતિ, તેની ખામીઓ, અને એ ખામીઓ દૂર કરવાના ઉપાયો વિગેરે બતાવવા માટે જે જે સાધનો તેને મળી શકે એવા હતાં તેઓનો તેણે બરાબર ઉપયોગ કર્યો નથી–અર્થાત્ તેણે આપેલી હકિકત કેટલીક બાબતોમાં અપૂર્ણ અને કેટલીકમા ભૂલભરેલી છે એડવાન્સમેન્ટને પૂરું કરતા છેવટના ભાગમા તેણે ઉતાવળ કરી હોય એમ જણાય છે, કારણ કે એની અંતર વ્યવસ્થા અને વિભાગો ભૂલ ભરેલા છે. ઇતિહાસ અને કાવ્યનાં પ્રકરણોને તે પ્રમાણમા ઘણી ઓછી જગ્યા આપે છે અને વ્યાવહારિક અગર સામાજીક જ્ઞાન ઉપર તે એક લાબો નિબંધ લખે છે, અને આજ પ્રકરણમા તેણે દરેક માણસે પોતપોતાનું ભાગ્ય શી રીતે શોધી લેવું એ વિષે નિયમો બતાવ્યા છે. આ ભાગ વાચતા આપણને એને પોતાને પ્રથમ સોલીસીટર થતા અને પાછળથી સરન્યાયાધીશ થતા જે જે વિઘ્નો નડ્યા હતા અને તેઓને દૂર કરવા માટે તેને જે જે રસ્તા લેવા પડયા હતા તે સઘળા યાદ આવે છે.

આ પુસ્તકમા બીજી કેટલીક ખામીઓ છે કેટલેક ઠેકાણે તે જોઇએ તેટલું સરળ નથી અને કોઇ કોઇ ઠેકાણે જેને આપણે સાધારણ રીતે વિદ્યાદંભ અગર પાડિત્યનો ડોળ કહીએ છીએ તે જોવામા આવે છે; પણ એડવાન્સમેન્ટમા જોવામા આવતો આવો વિચિત્ર વિદ્યાદભ અનિવાર્ય હોઇ ઘણા ભાગે રમુજી લાગે એવો હોય છે જે અગ્રેજી પુસ્તકો ઉપરથી વાચનારા જ્ઞાન સંપાદન કરવા માટે કેવી રીતે વિચાર કરવો તે અને એ જ્ઞાન મેળવ્યા પછી તેનો લાભ પોતે એકના નહિ લેના જનસમૂહને શી રીતે આપવો એ વિગેરે શિખ્યા છે તેમા એડવાન્સમેન્ટ સૌથી પહેલું છે એ પુસ્તક લખાયુ તે વખતે જે ઉદ્દેશથી તે લખાયુ હતુ તે તદ્દન નવો હતો પણ પાછળથી એ ઉદ્દેશ સપૂર્ણ રીતે પાર પડેલો આપણા જોવામા

આવ્યો છે વિદ્વાન અને સમજુ માણસોના હાથમા જ્ઞાન શુ કરી શકે છે, કાળના દુર્ભાગ્યથી અને માણસોની ભૂલોથી જ્ઞાનને કેટલું નુકશાન થયુ હતું અને મનુષ્યની હલકી અને ઉત્તમ શક્તિઓ ઊપર નજર રાખી તેઓની સ્થિતિ સુધારવાની નવી રીતોથી અને સોત્સાહ ખંતથી સઘળી દિશાઓમા જ્ઞાનનો ફેલાવો કેવી રીતે અને કેટલે દરજ્જે થઇ શકે છે એ વિગેરે તે વ્યાવહારિક બાબત તરીકે પોતાના વખતના માણસોના મન ઉપર ઠસાવવી એજ એનો આ પુસ્તકમા મુખ્ય હેતુ છે વળી આજ પુસ્તકમાં તે જ્ઞાન એટલે શુ, માણસે જાણવાનુ શુ છે, તેણે શેનુ જ્ઞાન મેળવવાનુ છે, અને તે કયે રસ્તે મેળવવાનું છે તે બતાવે છે, અને આજ પુસ્તકમા તે માણસોને તેઓના દુરાગ્રહમાથી અને તેઓની પ્રકૃતિ અને સ્થિતિને લગતા અસદ્‌ભાસમાથી મુક્ત રહેવાની ભલામણ કરે છે હજુ જેના માટે માણસો સ્વપ્નમા પણ વિચાર કરતા નહોતા એવી કેટલીક બાબતો જાણવાની હતી, તે જાણવાની રીતમા ઘણો સુધારો કરવાનો હતો, અને તે જાણનાર—મનુષ્યનુ ચિત્ત અજાણમા કેટલાક મોહ પાશ અને રોગનો ભોગ થઈ પડે છે એ વિગેરે બતાવી આપવુ એ એડવાન્સમેન્ટનો ઉદ્દેશ હતો એડવાન્સમેન્ટ તે જાણે કોઇ મોટા પુસ્તકના સંક્ષિપ્ત ખરડા જેવુ છે પણ તે એટલી બધી ચાલાકીથી અને જુસ્સાથી લખાયેલુ છે કે શરૂઆતમા તેનાથી લોકોના મન ઉપર જે અસર થઇ હતી તે હજુ પણ તાજી છે જે વખતમા એ પુસ્તક પ્રથમ બહાર પડયુ તે વખતમા એનુ જે ઉપયોગીપણુ હતુ તે હાલના વખતમા રહ્યુ નથી, તેમજ એ વાચવાથી એ વખતના લોકોને જે મઝા પડતી હતી તે હાલમા ઘણાભાગે ઓછી થઇ ગઇ છે તોપણ એ પુસ્તક એવુ છે કે જે વાચવાથી કેટલેક ઠેકાણે કુદરતનું અગર મનુષ્ય-ચિત્તનુ ઉમદા વિવરણ આપણા જોવામા આવ્યા વગર રહેજ નહિ, કોઇ વખત જો આપણી નજર એ લખનારની ચાલાકી અને તીક્ષ્ણ બુદ્ધિ તરફ જાય તો તે આપણને ઘડીભર થોભાવ્યા વગર રહેજ નહિ, કોઈ વખત એમાના કેટલાક દૃષ્ટાન્તો એવા તો અર્થયુક્ત અને રમુજી લાગે છે કે તે તરતજ આપણા મનમા ઠસી ગયા વગર રહેજ નહિ જો કોઇ ઠેકાણે એના વિચારો કઠોર અને ગુચવણ ભરેલા લાગે છે તો ત્યા એની કલ્પનાશક્તિ તરતજ એની મદદમા આવે છે અને પોતાના પ્રકાશ વડે એ ગુચવણને દૂર કરે છે પોતાના કોઇ

પણ પુસ્તકથી બેકનને એકદમ સંતોષ થતો નહિ જ્યારે તેણે એડવાન્સમેન્ટને પ્રથમ બહાર પાડ્યું તે વખતે હવે એમા કંઇપણ સુધારો કરવાનો રહ્યો નથી એમ સમજીને તેણે બહાર પાડ્યું નહોતું દરેક પુસ્તકને જલદીથી બહાર પાડવામા એનો હેતુ એટલોજ હતો કે વખત ગયે રખેને એને પોતાને કંઇ થાય અને તેથી એ પુસ્તક અમૂલ્ય પ્રસિદ્ધમા આવે નહિ. એડવાન્સમેન્ટ વાચતા આપણને જણાય છે કે તે સરળ અને સીધું છે અને એ લખવામા બેકનને બહુ શ્રમ વેઠવો પડયો હોય અગર બેચતાણુ થઇ હોય એમ લાગતું નથી, તોપણ આ વાત તો નક્કી છે કે તેણે એ પુસ્તક પાછળ લાંબા વખત સુધી એક સરખી રીતે સંપૂર્ણ ધ્યાન આપ્યુ હતુ.

તે લખવામા જેટલો બાહોશ હતો તેટલોજ વાતચિત કરવામા પણ હતો, અને બીજાની સાથે વાત કરતા કરતા તે પોતાના વિચારોને કેવા રૂપમા મૂકવા તે નક્કી કરી નાખતો હતો. આ બાબતમા તે એનો પોતાનો અનુભવ મૈત્રીના નિબંધમાં નીચે પ્રમાણે જણાવે છે "પણ તમે એ વાત (જે સારી સલાહ દરેક માણસ પોતાના મિત્ર તરફથી મેળવી શકે છે તે) ઉપર આવી પહોચો તે પહેલા આ વાત નક્કી છે કે જે માણસોના મનમા બહુ વિચારો ભરેલા હોય છે તેની બુદ્ધિ અને સમજશક્તિ બીજાની સાથે વાતચિત કરવાથી અને તેને પોતાના વિચારો જણાવવાથી છૂટી થઈ નિર્મળ થાય છે તે પોતાના વિચારોને વધારે સહેલાઇથી આમનેમ ફેરવી શકે છે, તેઓની વ્યવસ્થા વધારે સારી કરી શકે છે, જ્યારે એ વિચારોને શબ્દોમા મૂકવામા આવે છે ત્યારે તેઓ કેવા દીસે છે તે જોઇ શકે છે, છેવટમા તે પ્રથમ હોય તેના કરતા વધારે ડાહ્યો થઈ શકે છે અને તે પણ એક આખો દિવસ ચિન્તન કરવાથી એને જેટલો ફાયદો થાય છે તેના કરતાં બીજા માણસ સાથે એક કલાક વાત કરવાથી વધારે થાય છે, ઇત્યાદિ એવુ કહેવામા આવે છે કે બેકનને નોધ કરવાનો અને નોધપોથી લખવાનો ઘણો શોખ હતો. તે પોતાના વિચારો માટે કાળજી રાખતો એટલુજ નહિ પણ જે શબ્દોમા એ વિચારો આવે તેઓના માટે પણ તે અત્યંત કાળજી રાખતો હતો. વાક્યોની શરૂઆત કરવાની જુદી જુદી રીતોથી માંડીને તે વાક્યોને સાધવાના અને તેઓને પૂર્ણ કરવાના જુદા જુદા રસ્તા વિગેરે જે જે તેને બોલવામા અગર લખવામા ઉપયોગી થઇ પડે એમ હોય તેઓને તે સંભાળથી ટાંકી લેતો પૈસા

સંબંધી બાબતો ઉપર તે જેટલું ધ્યાન આપતો તેના કરતાં પણ વધારે તે પોતાની માનસિક યોજનાઓ અને સાધનો ઉપર આપતો. જે કોઇ નજીવી વસ્તુ પણ તેને એમ લાગે કે તે આગળ ઉપર કામ લાગશે તો તેને તે વિસરી જતો નહિ. જો એને એમ લાગે કે કંઇ મુદ્દાની બાબત કહેવાની છે તો તે એકના એક વિચારને ફરી ફરીને કહેવાથી કંટાળતો નહિ કોઇ નજીવા નિબંધ અગર પ્રસ્તાવનાથી માંડીને તે મોટા પુસ્તક સુધી તેને પોતાના દરેક જાતના લખાણને સુધારીને ફરી ફરીને લખવાની ટેવ હતી.

જેવા એના વિષયો બહોળા હતા તેવોજ એનો શબ્દદોષ પણ બહોળો હતો. પ્રસંગને અનુસરીને વાંચનારના મન ઉપર એકદમ અસર કરે એવાં વાક્યો શોધવાનો એને શોખ હતો રૂઢિભ્રષ્ટ થયેલા અગર ભાષામાં સાધારણ રીતે નહિ વપરાતા હોય એવા કેટલાક શબ્દો તે વાપરે છે અને કેટલાક ભારે અને દુર્ઘટ શબ્દો તેણે પોતાના શાસ્ત્રીય વિચારો દર્શાવવા માટેજ વાપર્યા હશે એમ લાગે છે કેટલાંક ખાસ અંગ વાક્યોને તેણે પસંદ કરી રાખ્યાં હતાં. એના ગ્રંથોનો ઘણો ભાગ કોઇ બાબતનો ખુલાસો આપવામાં અગર કોઇ વસ્તુની સાબિતી આપવામાં રોકાયેલો છે અને તેથી ઉચ્ચારણ કરવાની એની ઢબમાં 'for that', (in as much as), as may appear, so as, they be not, વિગેરે કેટલાંક વિશેષ અંગ વાક્યો વારંવાર નજરે પડે છે. વિવરણ કરવાની એની પધ્ધતિના સંબંધમાં આપણે ધ્યાનમાં રાખવા જેવું એ છે કે એને દરેક વિષયના ગુણ ઉપર વિચાર કરીને તેના એક બે ત્રણ એવા વિભાગો પાડવાનો અને એ વિભાગોના પાછા ગુંચવણ ભરેલા બીજા પેટા ભાગો આપવાનો અત્યંત શોખ હતો. એના મહાન સમકાલીન હુકરના ગદ્ય કરતાં એનાં વાક્યોની સામાન્ય રચના ઓછો શ્રમ લેઇને તૈયાર કરેલી હોય એવી અને હાલના વખતને વધારે અનુકૂળ હોય એવી દીસે છે. સાધારણ રીતે તે જેમા પાંડિત્યનો ડોળ જણાય એવા અવળા ક્રમનો ઘણા ભાગે ત્યાગ કરે છે, તોપણ પ્રસંગોપાત્ તે લાંબાં અને જોખેલા વાક્યો ઘણીજ સારી અસર કરે એવી રીતે વાપરી શકે છે. નિબંધો કરતાં એડવાન્સમેન્ટમા ટુંકી કહેવતો અને સૂત્રો ઓછાં જોવામાં આવે છે. એના ગ્રંથો સાદૃશ્યથી ભરપૂર છે. બીજા અલંકાર કરતાં એના લખાણમાં સાદૃશ્યનો ભાગ વધારે હોવાનાં બે કારણ છે:

(૧) ઘણાજ દૂરના અને ઘણી ખરી વખત માત્ર કલ્પિત સાદૃશ્ય પારખવામાં એની બુધ્ધિ ઘણીજ તીક્ષ્ણ હતી, અને (૨) જેમ બને તેમ પોતાનો અર્થ વધારે સ્પષ્ટ કરવા તરફ તે હમેશાં ધ્યાન આપતો હતો. ઉત્પ્રેક્ષા અને રૂપક વિગેરે બીજા અલંકાર તેણે ઔષધિ, હવા વિગેરે સાધારણ વસ્તુઓમાંથી પસંદ કર્યા છે. વળી વખતો વખત પોતાનું કહેવું વધારે સ્પષ્ટ અને અસરકારક કરવાના હેતુથી તે પ્રાચીન દંત કથાઓનો ઉપયોગ કેવી રીતે કરે છે અને ચાલતા વિષયને એ દંત કથાઓ તે કેવી રીતે લાગુ પાડે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. જુદા જુદા માણસોને અને જનસમાજને રોગ થયેલા માણસ સાથે સરખાવવાનો તેને ઘણો શોખ છે. એક જગ્યાએ તે મનુષ્યોને સમુદ્ર સાથે અને જાહેર ભાષણ કરનારાઓને પવન સાથે સરખાવે છે. આ પ્રમાણે સરખાવવામાં તાત્પર્ય એ છે કે જેવી રીતે પવન હોય તો સમુદ્રનું પાણી સ્થિર અને શાન્ત રહી શકતું નથી, તેવીજ રીતે જ્યારે ભાષણ કરનારના અસરકારક શબ્દોથી માણસોની લાગણી ઉશ્કેરાય છે ત્યારે તેઓ પોતાના શાન્ત સ્વભાવનો ત્યાગ કરે છે. સાદૃશ્ય શિવાય બીજા અલંકારો પણ એના ગ્રંથોમાં જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે શબ્દોનો અગર અર્થોનો મુકાબલો કરી તેઓનો વિરોધ બતાવવાનો તેને ઘણો શોખ છે.

ઘણું કરીને એના સમકાલીન પુરૂષો કરતાં એનામાં પાંડિત્યનો ડોળ ઓછો છે. માત્ર એડવાન્સમેન્ટ જેમ્સને અર્પણ કરેલું હોવાથી એમાં વિદ્યાનો દંભ જરા વિશેષ જોવામાં આવે છે. શાસ્ત્રોનું જે વર્ગીકરણ તેણે કર્યું છે તે જોકે હાલમાં અર્થ વિનાનું છે, અને તેમાં શાસ્ત્રીય ચોક્કસપણું જેટલું જોઇએ તેટલું નથી તોપણ જેવું છે તેવું તે સ્પષ્ટ અને સરળ છે. જે તફાવતોને તેણે ઉપયોગી અગર મહત્વના ગણ્યા છે તેઓનું મહત્વ હાલના વખતમાં કંઇ રહ્યું નથી. ઘણીજ સંભાળથી ચોક્કસ થવા તરફ તેણે જે લક્ષ આપ્યુ છે તે ધ્યાનમાં ન લઇએ તોપણ એની શૈલી ઘણા ભાગે છેકક ચેલી છે. એના શબ્દો અને અલંકાર બરાબર પ્રસંગાનુસાર હોય છે. કોઇ કોઇ વખત તે મુકાબલો કરવાનો અગર વિરોધ બતાવવાનો શબ્દ 'But' ('પણ' શબ્દ) જ્યાં વાસ્તવિક અર્થ વિરોધ બતાવવાનો ન હોય ત્યાં પણ માત્ર નવા વિચારની શરૂઆત બતાવવા સારૂ વાપરે છે.

તોપણ ચોક્કસ ઉચ્ચારણ કરવાના હેતુથી તે વખતો વખત કોઇ વસ્તુઓનો અગર શબ્દોનો અર્થવિરોધ ઘણી સારી અસર કરે એવી રીતે બતાવી શકે છે. એની શૈલી જોસદાર અને સબળ છે પણ એ બળ માનસિક છે—ભાવવિશિષ્ટ નથી. એના લખાણમાં જેનાથી લાગણી ઉશ્કેરાય એવો ભાગ ઘણોજ ઓછો છે. ઘણી બાબતોનો ટુંકામાં સમાવેશ કરવાથી સચોટ અને અર્થયુક્ત અલંકારથી, તેમજ જેવી રીતે કવિતાના ટુંકા છપ્પા જેવા મનોરંજક લાગે છે તેવીજ રીતે પોતાને જે બાબત કહેવાની હોય તેને થોડા શબ્દોમાં અસર કરે એવી રીતે કહેવાની એની ચતુરાઇથી એની શૈલી સંક્ષિપ્તપણું પ્રાપ્ત કરેછે અને સંક્ષિપ્ત થવાથી તે સબળ થાય છે. એની શૈલી જોસદાર દેખાવાનું બીજું એક મહત્વનું કારણ એ છે કે એના વિચારો ઠેકાણે ઠેકાણે તાજા અને અપૂર્વ છે. એના ગ્રંથો વાંચવાથી આપણને જે આનંદ મળે છે તે માનસિક આનંદ હોય છે; કારણ કે જે વિચારો સામા માણસની લાગણી ઉશ્કેરીને તેને અમુક વાત કબૂલ કરવાની ફરજ પાડે તેવા વિચારો આગળ ધરવાનો એનો હેતુ નથી તે તો જે વિચારો સામાની ખાતરી કરે તેવાનીજ શોધમાં ફરતો હોય એમ જણાય છે કેટલીક કલ્પનાઓ, કેટલીક કહેવતો, કેટલાંક આપ્ત વચનો અને કેટલાક ગ્રંથો તેણે પસંદ કરી રાખ્યા હતા અને તેથી વારંવાર તેઓનો ઉપયોગ કર્યા વગર એને ચાલતું નથી. **ઈક્ષીયન** આ ( માણસને જુનો સાથે મૈથુન કરવા જતાં વાદળ સાથે થયું હતું ) અને **આઇકેરસ** ( મીણની પાંખો વડે ક્રીટ દેશથી ઊડવાનો પ્રયત્ન કરતાં તે સૂર્યની નજીક જઇ પહોચ્યો અને ત્યાં એની પાંખો તાપથી ઓગળી જવાથી તે પડીને ડુબી મુઓ)ની વાતો, **પીગમેલીયન**ની ગાંડાઇ, **સ્કીલા** ( આના ઉપરનો ભાગ સુંદર સ્ત્રીનો હતો પણ નીચેનો ભાગ રાક્ષસ જેવો હતો. )નું રૂપાન્તર થવું, **એટલેન્ટા** (**બીયોસીયા**ના રાજાની છોકરી સોનેરી જમરૂખથી લલચાવાથી **મીલેનીમન** સાથે સરતમાં હારી હતી તે દરો વિગેરેને લગતી) દંત કથાઓ, બોરજીયાની કહેવત, પરમેશ્વર પણ છોકરાની માફક રમત રમે છે અને એ રમતમાં રાજાઓને પોતાના સોબતીઓ તરીકે ગણીને તે પોતાના કૃત્યોને તેઓ શોધી કહાડે એવા હેતુથી છાનાં રાખે છે અને એમ કરવામાં આનંદ માને છે વિગેરે જૂની કહાણીઓમાથી જે દૃષ્ટાન્તો મળી આવે છે તે જુદા

જુદા સંબંધમાં શરૂઆતથી તે છેવટ સુધી એના ગ્રંથોમાં જ્યાં ત્યાં જોવામાં આવે છે.

એડવાન્સમન્ટને પ્રસિધ્ધ કર્યા પછી તેમાં આપેલો બોધ ફળદાયક થઈ પડે એવા હેતુથી બેકને બીજા ઘણા પ્રયત્ન કર્યા છે, પરન્તુ આ સઘળામાં તેણે લેટીન ભાષાનો ઉપયોગ કર્યો છે. આમ કરવાનું મુખ્ય કારણ એ હતું કે ઇન્ગલેન્ડની પ્રજા કરતાં બીજા દેશોનો ઘણો મોટો ભાગ લેટીન ભાષામાં લખાયેલી હકિકત ઘણી સુગમતાથી વાંચી શકે એમ હતું. લેટીન ભાષાનો સબંધ યુરોપખંડના ઘણા મોટા ભાગ સાથે હોવાથી એ ભાષામાં લખવાથી વિષયનું ગાંભીર્ય ઘણી સારી રીતે સચવાય એમ હતું, તેમજ એ ભાષાનું ગૌરવ, બેકનના વિચાર અને ઉદ્દેશને અનુકૂળ આવે એવું હતું. જ્ઞાનની હદમા પ્રવેશ કરનારે અભિમાન મૂકી દઇ એક તાબેદાર તરીકે રહેવાની કેટલી જરૂર છે તે તે ઘણી ખુબીથી બતાવી આપે છે નિસરણી ઉપર ચઢનાર જેમ ધીમે ધીમે એક એક પગથિયે ચઢે છે તેમ જ્ઞાનની ઇચ્છા રાખનારે હકિકતના તળિયેથી શરૂ કરવું જોઇએ, અને કલ્પનાઓ દોડાવ્યા પહેલાં તેણે પોતાની નજર આગળ ભમતી નજીવી પણ ઊંડો વિચાર કર્યાથી જે ગુહ્ય અને ચમત્કાર ભરેલી દેખાઇ આવે છે તેવી હકિકત બરાબર સમજવી જોઇએ. જે સૂર્ય પૃથ્વીના અતિ સુંદરમાં સુંદર ભાગ ઉપર પ્રકાશે છે તેજ સૂર્ય ઊકરડા જેવા છેક હલકા ભાગ ઉપર સમાન દૃષ્ટિથી પોતાનો પ્રકાશ પાડતાં પોતાની પદવી હલકી થશે એમ માનતો નથી. આજ પ્રમાણે જે માણસ યથાર્થરીતે કુદરતનો અભ્યાસ કરવાની ઇચ્છા ધરાવે છે તેણે કોઇ પણ વસ્તુને નજીવી ગણવી જોઇએ નહિ. ઉપર પ્રમાણે બેકન પોતાના વાંચનારને બોધ કરે છે, પણ એની પોતાની બુદ્ધિનું વલણ સામાન્ય વિચારોના ગાંભીર્ય અને ભપકા તરફ હતું. પ્રયોગસિદ્ધ શાસ્ત્રની વ્યવહારોપયોગી ઝીણી બાબતો (જે કેટલીક બાબતો ઉપર તે નજર ફેરવે છે તેઓને ધ્યાનમાં ન લઇએ તો) હજુ તેનાથી ઘણી દૂર હતી, અને આવી જે જે બાબતો તેની નજીક આવી પહોંચી હતી તે એવી હતી કે જેઓના માટે તેને દરકાર નહોતી, અગર જેઓને તે પૂરેપૂરી સમજી શકતો નહોતો. પોતે જે વાદ કરતો હોય તે ખરો છે એમ બતાવવા માટે તેના પાસે પૂરતું સાધન હતું અને અવલોકન અને

પ્રયોગ કરવાની અનિવાર્ય મહેનત ઘણી ભારે થઈ પડશે એમ તે સારી પેઠે સમજતો હતો એટલુંજ નહિ પણ એ વાત તે વારંવાર બીજાઓના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરતો હતો. આમ છતાં પણ એનું પોતાનું કામ તો બહોળા નિયમો અને નવીન સત્યો સાથેજ હતું—વાસ્તવિક રીતે આજ વસ્તુઓ તરફ એના ચિત્તનું આકર્ષણ થતુ હતું. કુદરત ઉપર સત્તા મેળવવાની મોટી આશાઓને લગતા વિચારોથી એનુ મગજ એટલે દરજ્જે ભરેલું હતું કે તેમાં બીજા વિચારોને પેસતાં બહુ મુશ્કેલ થઇ પડતું હતું. આજ બાબતોનું મનન કરવાથી એની કલ્પનાશક્તિ હમેશાં સતેજ રહેતી હતી, અને એની મહત્વેચ્છા વૃદ્ધિ પામતી હતી.

લોહીના ફરવાના સંબંધમાં જે શોધ કરવામાં હારવે ફતેહમંદ થયો હતો તેના માટે તેને ઘણીજ ખંતથી અને મહેનતથી દેડકાં અને વાદરાં ઉપર ઘણી ગુચવણ ભરેલા પ્રયોગો કરવા પડયા હતા. તેથી કરીને બેકનના લખાણથી આશ્ચર્ય પામીને તે કહે છે કે "બેકન પોતાનો તત્વવિવેક સર ન્યાયાધીશની માફક લખે છે" એના લખાણના આ ભાગ માટે તો હવે પછી જે જ્ઞાન સંપાદન કરવાનુ હતું તેના સંબંધી જે વિચાર તે ધરાવતો હતો તેના ગંભીર હકને લેટીન ભાષાનો ભપકો અને ગૌરવ યથાર્થ રીતે માફક આવે એવા હતાં. જે વિચારોમા એના ધારવા પ્રમાણે આખા જગત્ની આશાઓ સમાયેલી હતી તેઓને અંગ્રેજી ભાષામા પ્રદર્શિત કરવાનું તેણે ઉચિત ધાર્યું નહિ. એ ભાષા એના પોતાના વિચાર પ્રમાણે જોઇએ એટલી નિશ્ચિત નહિ હોવાથી એના ઉપર તેને વિશ્વાસ નહોતો. તેની લેટીન શૈલી સીસેરો જેવા બીજા લેખકોની શૈલીને પરવશ નથી અને તે સ્કૂલમેનોના બહોળા વિસ્તારવાળા અને યુક્તિભરેલા શબ્દ સંગ્રહમાંથી જંગલી પણ પ્રસંગને અનુકૂળ પડે એવા શબ્દોનો છૂટથી ઉપયોગ કરે છે તેથી કરીને તેની શૈલી ઘણીજ જોમદાર અને છટાવાળી દેખાઈ આવે છે અને તે પોતાનો ધારેલો અર્થ સારી રીતે દર્શાવી આપવામાં ફતેહમંદ થાય છે. લગભગ દરેક પ્રસંગે તે સરળ અને સ્પષ્ટ છે; કોઇ કોઇ ઠેકાણે તે સામાન્ય અને અનિશ્ચિત થઇ જાય છે પણ જ્યા ચોકસ થવાની જરૂર હોય છે ત્યાં તે ચોકસપણું ઘણી સારી રીતે સાચવી શકે છે. પ્રસંગોપાત્ તે ભભકાદાર અને શોભીતી જણાય છે અને તેના ઉપર બેકનની

તાજુબી ભરેલી અને અણુચિન્તી કલ્પનાઓની છાયા પડવાથી તેનુ ગાભીર્ય હમેશા સતેજ રહે છે

તત્વજ્ઞાનના મબધમા પોતાના વિચારો દર્શાવવાનુ કામ તેણે બે રીતે શરૂ કયુ હતુ પોતાની જાતના વિચારથી તે જે અનુમાન અને નિશ્ચય ઉપર આવ્યો હતો તેને બહાર પાડવાનુ તેણે પ્રથમ જાણે તે પોતાની અગત હકિકત આપતો હોય તેમ અગ્રેજી ભાષામા શરૂ કર્યું, પણ આ કામ તેણે પાછળથી પડતુ મૂકયુ અને થોડી મુદ્દત પછી ફરી પાછુ તેને હાથમા લઇ તેણે **કોજીટેટા એટ વિસા** એ નામનું પુસ્તક બહાર પાડ્યુ આ પુસ્તકને તેના બીજા સઘળા ગ્રથો કરતા મી સ્પેડીંગ વધારે સારૂ ગણે છે વાસ્તવિક રીતે જોતા લેટીન ભાષામા લખવાથીજ એ પુસ્તક આટલુ બધુ સારૂ ગણાય છે દરેક પરિચ્છેદની શરૂઆતમા અને છેડે ' **ફ્રાન્સીસ બેકન** આમ ધારતો હતો, તેને આમ જણાયુ હતુ ' વિગેરે વાક્યો હોવાથી એ વિચારો સબધી તેને ખાસ ખાતરી થઇ હોય એમ જણાય છે અને તેથી વાચનાર તેઓને ઘણા આનદથી સ્વીકારે છે એટલુજ નહિ પણ એ પુસ્તકનો વિષય સારી પેઠે સમજવા તરફ તેનુ લક્ષ દોરાય છે એ પુસ્તકને આજ રૂપમા બહાર પાડવાનો વિચાર કરીને તેણે પોતાના હમેશના રિવાજ મુજબ તેને પોતાના મિત્રો—**સર થોમસ બૉડલી, ટોબી મેથ્યુઝ અને બીશપ એન્ડ્રયુસ** તરફ મોકલી આપ્યું, પણ પાછળથી તેણે પોતાની મૂળ યોજનામા ફેરફાર કરવાનો વિચાર કર્યો હતો કોઇ પણ વિષયને દલિલોથી ભરપૂર કરી તેને ઉપદેશ રૂપ સતત સબધમા લખવા કરતાં સૂત્રોના આકારમા લખવો એ વધારે પસદ કરવા લાયક છે એમ તેણે ઘણીવાર જણાવ્યુ હતુ, અને ખરેખર આ વિચારને વળગી રહી તેણે પ્રથમ એક કરતા વધારે વાર ' કુદરતનુ વિવરણ કરવાની ખરી રીત ' એ વિષય ઉપર સૂત્રોના રૂપમાજ લખવાનુ શરૂ કર્યું હતુ **નોવેમ ઓરગેનમ** પણ આવા સૂત્રોથી શરૂ થાય છે આ પ્રમાણે તેણે પોતાની મૂળ યોજનામાં ફેરફાર કરવાનો નિશ્ચય કરી '**કોજીટેટા એટ વીસા**' ના સાહિત્યને સૂત્રોના રૂપમાં મુમ્યાં અને પરિણામે **નોવેમ ઓરગેનમ** તૈયાર થયુ ઘણા વધારા સાથે એજ પુસ્તકની મતલબ આમા સમાયેલી છે પણ તેની વ્યવસ્થા નવીન રૂપમા કરવાથી ને તેની અદર હકિકત તુટક અને છૂટી છૂટી સામાન્ય વાતોના

રૂપમાં આવી છે. સંતત સબંધવાળા લખાણમાંની જે મુદ્દાની બાબતો સંભાળથી વાંચનાર ધ્યાનમાં રાખે છે અને જે બિનકાળજીવાળા માણસની નજર બહાર જતી રહે છે તેઓને પૃથક્ પૃથક્ એવી રીતે લેવામાં આવી છે કે તે એકદમ વાંચનારના મન ઉપર અસર કર્યા વગર રહે નહિ.

**નોવેમ ઓરગેનમ** ટુંકાં અને સિદ્ધ નહિ કરેલાં એવાં સૂત્રો અને વાક્યોથી શરૂ થાય છે અને પાછળથી ધીમે ધીમે તેઓને લંબાવી વિશેષ ખુલાસો આપવામાં આવે છે. સૂત્રોમાં લખવાનું કારણ એટલુંજ જણાય છે કે તેઓ વાંચનારના મનમાં પ્રશ્નો ઉભા કરે, તેના દુરાગ્રહો દૂર કરે, તેનાથી તે જાતે જે ભૂલો કરતો હોય અને તેના મગજમાં જે ગુંચવણ થઇ ગઇ હોય તેના ઉપર પ્રકાશ પાડે, અને તેઓના આધારે તે ઘણીજ કઠિન અને માથાકૂટ ભરેલી નવીન શોધો કરવાનું શરૂ કરે. તેઓને સાંકળના આંકડાની માફક એક બીજા સાથે સંબંધમાં મૂકયાં છે પણ દરેક આંકડાના સાંધા આપેલા નથી. આ રીતે એ વખતમાં સાધારણ રીતે જેને શાસ્ત્ર કહેવામાં આવતું હતું તેના વિરૂદ્ધ **બેકને** પોતાના વાંધા જાહેરમાં મૂકયા— અર્થાત્–જ્ઞાનની શરૂઆત નવેસર કરવી જોઇએ અને તે પણ નવીન અને ચોક્કસ પદ્ધતિના આધારે કરવી જોઇએ, એવો પોતાનો વિચાર બહાર પાડયો. આજ ગ્રંથ ઉપર તેણે પોતાનું તન મન અને ધન અર્પણ કર્યું હતું; બાર વર્ષ સુધી તે એના હાથમાં હતો અને બાર વખત તેણે એને સુધાર્યો હતો. મી. **એલીસ** કહે છે કે "મુખ્યત્વે કરીને પહેલા પુસ્તકમાં તેણે દરેક શબ્દ ઘણીજ સંભાળથી અને વિચાર કરીને મૂકયો છે અને તે જે અર્થ આપવા માગતો હોય તેને નુકશાન પહોંચાડયા શિવાય એમાં કંઇ પણ બાબત મૂકી દેવી અગર ફેરવવી એ જોખમ ભરેલું છે." -

જે એક વાત સર્વાનુમતે નક્કી થઈ છે તે એ છે કે પદાર્થવિજ્ઞાનનો વ્યવસ્થાપૂર્વક સુધારો બેકનથી શરૂ થાય છે; કુદરતની તપાસને સંગીન પાયા ઉપર મૂકવાનો વિવેક ભર્યો જે પ્રયત્ન પાછળથી આટલો બધો ફતેહમંદ નિવડયો છે તેની શરૂઆત પણ એજ મહાપુરૂષના વખતથી થાય છે. માત્ર શુધ્ધ શાસ્ત્રીય કારણો ઉપર વિચાર કરતાં આપણને જણાય છે કે તેને આવું માન આપતાં પહેલાં આપણે કેટલીક બાબતોનો વિચાર કરવો જોઇએ. એવો સવાલ પૂછવામાં આવે છે કે જો **બેકને** કંઇ પણ લખ્યું

નગેત, તોપણ એવી કયી વસ્તુ છે કે જે ગેલીલીઓ અને હારવેના વખતમા શોધી કહાડવામાં ન આવી હોત ? એવી શાસ્ત્રીય શોધ કયી છે કે જે બેકનના લખાણુથીજ અગર એના વિગેર નિયમોના આધારેજ કરવામા આવી છે ? જોકે સુધારો કરવાની વ્યવહારોપયોગી રીત બેકન ભૂલ્યો હશે અને પદાર્થવિજ્ઞાન સબધી પોતાના વિચાર અમલમા આણવાને તે શક્તિમાન નહિ થયો હોય, તોપણ પદાર્થવિજ્ઞાન એટલે શુ અને તેનો આધાર શા ॥ ઉપર છે એ વિગેરે યથાર્થરીતે સમજવુ એ કઇ થોડુ નથી પરન્તુ મોટા ગભીર વિચારો અને સામાન્ય નિયમો જ્યારે તેઓનો યોગ્ય ખુલાસો કરે એવો કોઇ વીર પુરૂષ નિવ્ડી આવે ત્યારેજ મનુષ્ય જાતના ઇતિહાસ ઉપર તેઓ કઇ પણ જાણુની અસર કરી શકે છે શાસ્ત્રોના સબધમાં તેણે જે કઇ કર્યું છે તે આજ છે અને તેથી તેને જે માન આપવામા આવે છે તે વ્યાજબી છે એમ માનવાનુ કારણ પણ આજ છે. શાસ્ત્રનો ખરો અર્થ તે બરાબર સમજતો હતો એટલુ જ નહિ પણ તે બીજા માણસોને ઘણી સારી રીતે સમજાવી શક્યો હતો આ કામ તે સારી રીતે બજાવી શક્યો તેનું કારણ એ હતુ કે તેની વિચારશક્તિ અદ્ભૂત હતી, તેમજ પુસ્તકો લખવાને એની શક્તિ અસાધારણ હતી એ વખતના ઇન્ગ્લેન્ડના મોટા પ્રતાપી અને બુદ્ધિશાળી પુરૂષોની ગણતરી કરીએ છીએ, તો તેઓમા સૌથી પહેલી જગ્યા શેકસપીયરને અને બીજી બેકનને આપવામા આવે છે એ વખતમા મનુષ્યની માનસિક સ્થિતિમા જે ભારે ઉથલપાથલ થઇ હતી તેની શરૂઆત અને ખીલવટ આ સાક્ષર શિરોમણિ બેકનના હાથેજ થઇ હતી. કઇ પણ વાત કહેવી હોય તો તે સાભળનારના મન ઉપર ધારેલી અસર કરે એવી રીતે કહેવાની શક્તિ એના જેટલી ભાગ્યેજ એ વખતના બીજા કોઇ માણસમા હશે જે માણસો ખગોળવિદ્યા અને રસાયણશાસ્ત્રની દિશામા પ્રયત્ન કરતા હતા તેઓના પ્રયત્ન અને આશાઓ પણ વ્યાજબી છે એમ તેઓના પોતાના કરતા બેકન ઘણી સારી રીતે બતાવી શકતો હતો આવી બાબતોથી ભવિષ્યમા દુનિયાને શા શા ફાયદા થવાના છે તે બતાવીને એ તરફ તે લોકોનુ ધ્યાન ખેચતો હતો. જુદા જુદા શાસ્ત્રો આજે જે સ્થિતિએ પહોચ્યા છે તેઓને વાસ્તવિક રીતે રીતે જોતા બેકનના લખાણથી પ્રથમ જે ઉત્તેજન મળ્યુ હતુ તેના કરતા વધારે તેણે પોતાની ઊડી સહજ બુદ્ધિથી જ્ઞાનના ખ ! અર્થ અને મર્યાદ

વિષે જે વિચાર બાંધ્યો હતો અને જે પાર પાડવાને તેણે અસાધારણ ઉત્સાહ બતાવ્યો હતો તેનાથી અને મનુષ્ય જાતની ભૂલો અને સ્વાભાવિક ટેવો ઉપર અને તેઓને સીધે રસ્તે દોરવા માટે જે પગલાં ભરવાં અવશ્યનાં હતાં તેઓના ઉપર તેણે સંખ્યાબંધ જે પ્રખ્યાત નિયમો ઘડ્યા હતા તેઓનાથી મળ્યું હતું. આ ઉત્તેજન બીજાઓનું મન હરણ કરી લે, તેઓના પોતાના જેટલોજ ઉત્સાહ ઉત્પન્ન કરે, અને તેઓના મન ઉપર કાયમની છાપ પાડી શકે એવી રીતે આપવાની જે શક્તિ તે ધરાવતો હતો તે બેશક અસાધારણ હતી. એ હકિકત **એડવાન્સમેન્ટ**ના સ્પષ્ટ અને અસરકારક લખાણ ઉપરથી, એજ પુસ્તકમાં એક સરખી રીતે ટકી રહેલી વક્તૃત્વશક્તિ ઉપરથી, તેમાં દર્શાવેલી ઉમદી આશાઓ ઉપરથી, તેના સ્તુતિપાત્ર ઉદ્દેશ ઉપરથી, અને **નોવમ ઓરગેનમ**ની અપૂર્વતા અને પરમ સુન્દરતા અને તેના અનિવાર્ય અને હૃદયભેદક સત્યો ઉપરથી સ્પષ્ટ દીસી આવે છે.



# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨ | ૧ | આરલેન્ડ | આયર્લૅન્ડ |
| ૪૦ | ૨૨ | ખોટા | મોટા |
| ૪૯ | ૧૫ | હાયા | હાર્યો. |
| ૬૮ | ૧૦ | નહિ | નહિ તેમાં |
| ૭૦ | ૩ | ઊચ્છા | ઇચ્છા |
| ૭૪ | ૧૩ | તેને | તેણે |
| ૮૯ | ૨૯ | બહોતી | નહોતી |
| ૯૫ | ૨૧ | જગ્ય | જગ્યા |
| ૧૨૯ | ૧૧ | આનવાની | આપવાની |
| ,, | ,, | કર્યા | કર્યો. |
| ૧૩૨ | ૯ | સાથે | સામે |
| ૧૩૭ | ૧ | મુળથીજ | ળથીજ |
| ૧૫૯ | ૧૯ | એને | અને |
| ૧૬૪ | ૨૬ | વિરષ્ટ | વરિષ્ટ |
| ૧૭૦ | ૩ | આવતો | આપતો |
| ૧૮૪ | ૨૮ | રાજ્યની | રાજ્યને |
| ૧૯૪ | ૨૯ | સાભળવાની | સભાળવાની |
| ૨૦૦ | ૧૩ | સજાયુક્ત | સજાથી યુક્ત |
| ૨૦૨ | ૫ | બેકન | બેકને |
| ,, | ૧૯ | નોવેલ | નોવેમ |
| ૨૦૩ | ૨૯ | રાજ્યસામે | રાજ્યસાથે |
| ૨૦૭ | ૫ | ક્રેપપ્લીનીયસ | ક્રેયસપ્લીનીયસ |
| ૨૧૭ | ૩ | પ્યાત્રી | પ્યામી |
| ,, | ૬ | હતા | હતી |
| ,, | ૧૮ | અગર તે | અગર |
| ૨૨૩ | ૨ | મરણ | કારણ |

| | | | |
|---|---|---|---|
| ૨૨૪ | ૧૩ | એમ એમ | એમ |
| ૨૩૫ | ૧૫ | હિંદુસ્થાની | હિંદુસ્થાનની |
| ૨૩૮ | ૨૭ | કલ્પનાઓ | કલ્પનાઓ છે, |
| ૨૪૧ | ૯ | ન્યાયશાસ્ત્રીના | ન્યાયશાસ્ત્રના |
| ૨૪૨ | ૪ | તત્વજ્ઞાનને | તત્વજ્ઞાને |
| ૨૫૩ | ૨૩ | મેડીન્ટોસ, | મેકીન્ટોસ |
| ૨૫૮ | ૨૪ | તેઓ બિલકુલ | બિલકુલ |
| ૨૭૭ | ૧૦ | આ સ્થાને | આસ્થાને |
| ૩૦૦ | ૩ | પ્રતિજ્ઞાનો | પ્રતિજ્ઞા |
| ૩૪૩ | ૧૮ | મુદ્દા | મુદ્દો |
| ૩૪૪ | ૨૦ | હેતો | હતો |
| ૩૫૨ | ૧૧ | હતો | હતી. |